પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**પ્રથમ આવૃતિ :** ૫,૦૦૦ જાન્યુઆરી, ૧૯૯૬
**રીપ્રિન્ટ :** ૧૨,૦૦૦ ઓક્ટોબર ૨૦૦૬ થી નવેમ્બર ૨૦૧૪
**નવી રીપ્રિન્ટ :** ૩,૦૦૦ એપ્રિલ, ૨૦૧૬

ભાવ મૂલ્ય : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૨૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનીક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫,
ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ? ભગવાન કોણ? જગત કોણ ચલાવે છે? કર્મ શું? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ! શોર્ટકટ!!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને પોતાની જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્તદશામાં રહી આત્મરમણતા અનુભવે છે.

દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૫

**સમર્પણ**

''દાદાની આપ્તવાણી કરું સમર્પણ,
આંતરશત્રુઓનું બન્યું આ દર્પણ.

અવિરત વેદી આધિ - વ્યાધિ - ઉપાધિ,
આપ્તવાણીના શબ્દો પમાડે સમાધિ.

દાદાના વિશ્વ કલ્યાણની વાટમાં,
દીવડો જલાવે વાણી પ્રત્યેક ઘટમાં.''

તત્ક્ષણ નીકળે છે, પછી તે પ્રશ્નો તત્ત્વજ્ઞાનના હો, જીવનવ્યવહારના હો કે પશુપંખીની દિનચર્યાના હો !

એક મહાન તત્ત્વજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીના ઉત્તરોથી આફરિન થઈ પૂછી બેઠા, ''દાદા, આપ બધા જવાબો ક્યાંથી આપો છો ?!''

ત્યારે પૂજ્ય દાદાશ્રીએ હસતાં હસતાં કહ્યું, ''હું આ વાંચેલું નથી બોલતો, આ 'કેવળજ્ઞાન'માંથી 'જોઈને' બોલું છું !!

વળી એક જણે તેમને પૂછ્યું, ''દાદા, આપ આટલા બધા પ્રશ્નોના જવાબો આપો છો, છતાં ક્યારેય એકુય ભૂલ નથી નીકળતી, તેનું શું કારણ?''

ત્યારે પૂજ્ય દાદાશ્રી બોલ્યા, ''આ 'ટેપ'માંથી નીકળે છે તેથી. હું જો બોલવા જાઉં તો નરી ભૂલો જ નીકળે !!!''

સંપૂર્ણ નિરહંકારનું આ તાદૃશ્ય દર્શન છે !

કારુણ્યમૂર્તિ દાદાશ્રીનો નથી પંથ કે નથી વાડો કે નથી કોઈ સંપ્રદાય; નથી કોઈ જાતનું ખંડન કે નથી કોઈનું મંડન. એમની પાસે નથી કોઈ ગાદી કે નથી કોઈ ગાદીપતિ !!! એમની પાસે તો કેવળ એક કારુણ્યભાવ છે કે કેમ કરીને આ જગતના જીવો અસહ્ય આર્તતામાંથી વિમુક્ત થઈ આત્માની અનંત સમાધિમાં લીન થઈ જાય ! પુણ્યયોગે જે એમની પાસે પહોંચી ગયો અને અંતે તે મને જ્ઞાનાવતારી પુરુષ તરીકે પિછાણી ગયો તેનો બેડો પાર થઈ ગયો! બાકી સીધા-સાદા, સરળ ને કોટ-ટોપીના શણગારમાં સજેલા આ ભવ્યાત્માને સામાન્ય દૃષ્ટિ શી રીતે સમજી શકે ? તે અર્થે તો ઝવેરીપણું જ જોઈએ !

પરમ કૃપાળુ દાદાશ્રીના શ્રીમુખેથી ઝરેલી પ્રકટ વાણીની યથાસમજ સંકલનના, જન સમક્ષ પ્રકટીકરણનો એક જ અંતર આશય છે કે જગત તેઓશ્રીને પિછાણી, તેઓશ્રીના જ્ઞાનનો અલભ્ય લાભ લઈ પ્રત્યક્ષ યોગ સાધી, આધિ-વ્યાધિ ને ઉપાધિમાંય નિરંતર સમાધિ પ્રાપ્ત કરી લે. જે અમ જેવા હજારો પુણ્યાત્માઓને એ લાધ્યું છે !

**- ડૉ. નીરુબેન અમીનના જય સચ્ચિદાનંદ**

# સંપાદકીય

તત્ત્વજ્ઞાનની ગહન ગહન વાતો તો ઘણીયે વાંચવામાં ને સાંભળવામાં આવી છે. જીવનના ધ્યેયનાં શિખરોનું ઘણાં ઘણાંએ તળેટીમાં રહીને અંગુલિનિર્દેશન કર્યું છે ! વ્યવહારમાં 'શું સત્ય, શું અસત્ય, શું ચૌર્ય, શું અચૌર્ય, શું પરિગ્રહ, શું અપરિગ્રહ કે શું હેય ને શું ઉપાદેય'નું વર્ણન એ બધું મોટા મોટા ગ્રંથ સ્વરૂપે પ્રકાશિત થયું છે. કિંતુ અસત્ય, હિંસા, ચોરી, પરિગ્રહ કે હેયનો મૂળ આધાર શો છે એ ક્યાંય જોવા મળતું નથી. તેમાંય બાધેભારે કોઈ વિરલ જ્ઞાની કહી ગયા હશે, કિંતુ જીવનના સામાન્યમાં સામાન્ય પ્રસંગોમાં કષાયો સૂક્ષ્મપણે કઈ રીતે કાર્ય કરી જાય છે, તેનો વિસ્ફોટ જો કોઈએ આ કળિકાળમાં કર્યો હોય તો એ એક આ 'અક્રમ વિજ્ઞાની' પરમકૃપાળુશ્રી દાદાશ્રીએ ! એમના થકી પ્રકટ થયેલા 'અક્રમ વિજ્ઞાન'માં આત્મા, અનાત્મા, આત્મા-અનાત્મા સંબંધિત જ્ઞાન તેમજ વિશ્વકર્તા, જગતનિયંતા જેવા જેવા ગુહ્ય વિજ્ઞાનોનું પ્રાકટ્ય તો છે જ, કિંતુ પ્રસ્તુત ગ્રંથમાં સર્વગ્રાહ્ય તેમ જ પ્રત્યક્ષ જીવનમાં અનુભવગમ્ય બની રહે તેવું ગુપ્ત વ્યવહાર-જ્ઞાન પ્રકાશમાન થાય તે લક્ષ લક્ષિત થયું છે. વાત્સલ્યમૂર્તિ પૂ. દાદાશ્રીની વાણી પ્રવચન, વ્યાખ્યાન કે ઉપદેશાત્મકપણે વહેતી નથી. જિજ્ઞાસુ, મુમુક્ષુ કે વિચારકોનાં હૃદયમાંથી વાસ્તવિક જીવનપ્રશ્નોના સ્ફુરણનું સર્વ રીતે સમાધાનયુક્ત નીકળતી 'ટેપ'માંનું 'વિજ્ઞાન' છે ! એમાં કોઈ વિવેચન નથી કે નથી લાંબું લાંબું કંટાળાજનક ભાષણ ! પ્રશ્નોના પ્રત્યુત્તરો હૃદયમર્મી હોઈ બુદ્ધિને છિન્નભિન્ન કરી આત્મદર્શનમાં ફલિત કરે છે ! આ જ મહાન સ્વાનુભવી 'જ્ઞાનીપુરુષ'ની અપૂર્વ ખૂબી છે !

'જ્ઞાની પુરુષ' વિશ્વની observatory ગણાય. હજારો લોકોના અનેક પ્રશ્નોના સચોટ પ્રત્યુત્તરો એ observatoryમાંથી સહજપણે

# ઉપોદ્‌ઘાત

પાંચેય ઇન્દ્રિયો પોતપોતાના ધર્મમાં છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર પણ પોતપોતાના ધર્મમાં છે. તો ધર્મ ચૂકાયો કોનાથી છે ? આત્માથી. કાન સાંભળે છે ને પોતે માને છે 'હું સાંભળું છું.' આંખો જુએ છે ને પોતે માને છે કે 'હું જોઉં છું.' એમ પ્રત્યેક ઇન્દ્રિયના ધર્મને પોતાનો ધર્મ માને છે. આત્માનો ધર્મ તો જોવું, જાણવું ને પરમાનંદમાં રહેવું એ છે. તેને બદલે સ્વધર્મ ચૂકી પરધર્મમાં પ્રવેશે છે. બીજાના ધર્મને પોતાનો માને છે ને પોતાનો ધર્મ ભૂલી ગયો છે ! આત્માનુભવી આત્મજ્ઞાની પુરુષ સ્વરૂપનું ભાન કરાવી આપે છે. એટલે એને પોતાના ધર્મનું ભાન થઈ જાય છે, એટલે ઓટોમેટિક પારકાના ધર્મને પોતાનો માનતો અટકે છે. સ્વધર્મમાં આવ્યો એટલે અહીં જ મોક્ષ વર્તાય !

પોતે જે નથી, તેને હું માનવું તે મિથ્યા દૃષ્ટિ - અવળી દૃષ્ટિ.

પોતે જે છે, તેને હું માનવું તે સમ્યક્ દૃષ્ટિ - સવળી દૃષ્ટિ.

સાંસારિક જાણવાનો પ્રયત્ન છે એ મિથ્યાજ્ઞાન-અજ્ઞાન. ઊંધી શ્રદ્ધા બેઠી એટલે ઊંધું જ્ઞાન થયું ને તેથી ઊંધું ચારિત્ર ઊભું થયું. આત્માને જાણ્યો તે સમ્યક્‌જ્ઞાન.

ભાવ એ ચાર્જ છે ને ઘટના બને છે તે ડિસ્ચાર્જ છે. ચોરી કરવાનો ભાવ કર્યા કરે છે તે ચોરીનું ચાર્જ કરે છે અને તેનું ફળ આવતા ભવે આવે છે. ડિસ્ચાર્જમાં કે જેના આધારે ત્યારે એ ચોરી કરે છે ! અને એનો પસ્તાવો કરે, પ્રતિક્રમણ કરે, તો એમાંથી એ છૂટી જાય છે. અક્રમમાર્ગમાં ભાવ-અભાવ બન્નેથી મુક્ત બને છે ને કેવળ જોવા-જાણવાનું જ બને છે !

જીવમાત્ર પ્રવાહરૂપે છે. પ્રવાહમાં આગળ પ્રવહે છે. એમાં કોઈ કર્તા નથી. કર્તા દેખાય છે તે નૈમિત્તિક કર્તા છે, સ્વતંત્ર કર્તા નથી.

સ્વતંત્ર કર્તા હોય તો પોતે કાયમના બંધનમાં જ હોત. નૈમિત્તિક કર્તા બંધનમાં ના આવે. કુદરતી રીતે સંજોગોના ધક્કાથી જગત ચાલી જ રહ્યું છે. માત્ર રોંગ બિલિફ ઊભી થાય છે કે મેં કર્યું ! તેનાથી આવતા ભવનું કર્મ બીજ પડે છે !

તેથી અખા ભગતે કહ્યું,

*''જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી !''*
*''કર્તા મીટે તો છૂટે કર્મ, એ છે મહાભજનનો મર્મ.''*

અજ્ઞાનતામાં અનૌપચારિક વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. સચર છે એ 'મિકેનિકલ' આત્મા છે, પ્રકૃતિ છે અને મૂળ આત્મા અચળ છે. જગત આખું પ્રકૃતિને સ્થિર કરવા જાય છે. જે સ્વભાવથી જ ચંચળ છે, તે સ્થિર કઈ રીતે થઈ શકે ? અચળ એવું મારું આત્મા સ્વરૂપ છે ને બાકીની બીજી બધી જ ચંચળ પ્રકૃતિ છે, તે મારાથી તદ્દન જુદી જ છે એટલું માત્ર જાણી લેવાનું છે. પછી પ્રકૃતિ પ્રકૃતિમાં વર્તે ને આત્મા આત્મામાં વર્તે, ભિન્ન રહીને !

શાસ્ત્રો વાંચીને માને છે 'હું જાણું છું.' એ ઊલટો વધ્યો અહંકાર, પછી એ જાય ક્યાંથી ? એ તો જ્ઞાની મળે ત્યારે કામ થાય.

આ બંધાયો છે તો કોણ ? અહંકાર એનો મોક્ષ કરવાનો છે. આત્મા તો મુક્ત જ છે. અજ્ઞાનતાથી માને છે કે 'હું બંધાયો', તે જ્ઞાન થતાં જ મુક્ત થાય ! પછી અહંકાર જાય. અહંકાર જાય એટલે 'હું કરું છું, તે કરે છે ને તેઓ કરે છે.' એ મિથ્યાદૃષ્ટિ જ ઊડી જાય છે !

પ્રકૃતિ કરે વાંકું, તો તું કર અંદર સીધું. પ્રકૃતિ ક્રોધ કરે તો તું અંદર કર પ્રતિક્રમણ. મહીં આપણે સુધારીએ પછી પ્રકૃતિ ગમે તેટલું વાંકું કરે તો તું તેનો 'જવાબદાર' નથી. પ્રકૃતિ તદ્દન જુદી જ છે, એને જુદી જ રાખવાની. પારકી પીડામાં ના પડાય. પ્રકૃતિ અભિપ્રાયો રાખે ને આપણે અભિપ્રાયરહિત થવું.

વીતરાગોની રીત કેવી હોય ? 'આ ખોટા છે, ભૂલવાળા છે', કહ્યું કે પકડાયા ! ત્યાં કોઈ અભિપ્રાય જ ના અપાય. આપણી દૃષ્ટિ જ બગડવી ના જોઈએ !

અક્રમ વિજ્ઞાનમાં બધી જ છૂટ આપે છે. કર્મ નહિ બંધાય ક્યાંય, તેની ગેરન્ટી આપે છે દાદા માત્ર એક જ ભયસ્થાન બતાવે છે, અણહક્કના વિષયો માટે.

દ્વેષ અને અભાવમાં બહુ ફેર. અભાવ એટલે 'ડિસ્લાઈક' એ માનસિક હોય. એ તો જ્ઞાનીને પણ હોય, લાઈક એન્ડ ડિસ્લાઈક ! અને દ્વેષ એ અહંકારી વસ્તુ છે ! અભાવ એ અભિપ્રાયો કરેલા, તેનાં ફળરૂપે રહે. એનાં પ્રતિક્રમણ કરવાં પડે તો જાય.

મનને દબાવવાનું હોતું નથી. એને સમજાવી પટાવીને શાંત કરવાનું હોય.

સંયમીને યમરાજા પણ વશ વર્તે. એટલે કે મૃત્યુનો પણ તેને ભય ના રહે !

યાદ આવ્યું તે પરિગ્રહ. સ્વરૂપથી છેટા કરે તે પરિગ્રહ.

અક્રમ વિજ્ઞાનથી સ્વરૂપની પ્રાપ્તિ થાય, જે ક્રોધ-માન-માયા-લોભને ઊડાડી મૂકે છે ! વ્યવહાર શુદ્ધ બને છે ને વર્લ્ડ બધું અજાયબી પામે એ વ્યવહારને જોઈને ! પરમ પૂજ્ય દાદાશ્રીનો એવો વ્યવહાર જોવા મળે. એ જોઈને જ આપણને એવું શીખવા મળે.

પરમ વિનય તો જ્ઞાન મળતાં જ એની મેળે ઉત્પન્ન થાય છે ! પરમ વિનયથી મોક્ષ છે, ક્રિયાઓથી નહીં. મંદિરોમાં વિનય છે. જ્ઞાની પાસે પરમ વિનય ઉત્પન્ન થાય. જે સંસારમાં અભ્યુદય ને મોક્ષ માટેનું આનુષંગિક, બન્ને ફળ આપે !

જેનો વિનય કરો, તેની નિંદા ના કરાય.

જ્ઞાની ભાવને જ જુએ, ક્રિયાને નહિ.

કોઈએ કોઈને મારી નાખ્યો તો તે પ્રકૃતિ કરે છે, હિસાબ છે, વ્યવસ્થિત છે, વિ.વિ. જ્ઞાનનાં અવલંબનો ફર્સ્ટ સ્ટેજનાં છે અને છેલ્લા સ્ટેજમાં તો મૂળ સ્વભાવમાં તો એ મરતો જ નથી, નાશવંત ચીજોનો નાશ થયા જ કરે છે. માટે જગત નિર્દોષ છે. મારે છે તે ય નિર્દોષ ને મરે છે તે ય નિર્દોષ, બચાવ્યો તે ય નિર્દોષ !

બધાં ય દુઃખોનું મૂળ અજ્ઞાન છે. અજ્ઞાનથી કષાય છે ને કષાયો જ રાત-દહાડો કૈડે છે !

જ્ઞાન મળ્યા પછી જપ-તપ-ક્રિયાઓ વિ. સાધનોની જરૂર નથી હોતી. માત્ર જ્ઞાનીની આજ્ઞામાં જ રહેવાનું, તો થઈ જાય મોક્ષ !

જ્ઞાની મળે તો જ અંતર ભેદાય ને તો જ અંદરનું બધું દેખાય, ને તેનાથી છૂટાય.

આત્માના અનુભવની વાતો જ્ઞાની પાસેથી સાંભળી બુદ્ધિ ઝીલી લે. પણ તે ય જ્ઞાનીનું પ્રત્યક્ષ સાંભળીને બુદ્ધિ સમ્યક્ થાય તે જ ઝીલી શકે, નહિ તો કાન સુધી જાય. જ્ઞાનીની વાણી પરમાત્માને ટચ કરીને નીકળેલી હોય. તેથી આવરણો ભેદીને સામાને ટચ કરે અને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં જ તેને પકડી લે. અને બીજા બધાની મનને સ્પર્શીને વાણી નીકળે, તેથી તે ફક્ત મનને જ સ્પર્શે.

અવસ્થામાં તન્મયાકાર થાય ત્યાં અસ્વસ્થ થઈ જાય ને અવિનાશી એવા આત્મામાં રહે તો સ્વસ્થ જ રહે કાયમ ! પૌદ્ગલિક અવસ્થાને જાણે ને આત્મા પોતે પોતાને જ જુએ. એટલે બધાં આવરણો ભેદાય ને બધું ચોખ્ખું થઈ જાય !

જ્ઞાની નિરંતર દેહથી જુદા જ રહે. તેના જ્ઞાતા-દ્રષ્ટા જ રહે. તેથી તેમને કોઈ દુઃખ અડે જ નહિ. આત્માનો સ્વભાવ જ નથી કે તેને કંઈ દુઃખ અડે !

ટપલાં પડે ત્યારે આખી રાત જાગી ને ઈન્વેન્શન (શોધખોળ) કરે તે પ્રગતિને પામે. ઠંડકમાં પડેલાની પ્રગતિ રૂંધાય.

મોક્ષે જવાનો દરેક જીવને હક્ક છે. માત્ર જ્ઞાનીના શરણમાં જવું પડે.

આ કાળમાં 'અક્રમ વિજ્ઞાન' એ મોક્ષની છેલ્લી ગાડી છે, જે આ છેલ્લી તક ઊઠાવી લે, એ જાય મોક્ષે સડસડાટ. પછી હજારો વર્ષો ઠેકાણું નહિ પડે !

આયુષ્યમાં ફેરફાર કોઈથી ય ના થાય. પછી તે સંત હોય, મહાત્મા હોય, જ્ઞાની હોય કે તીર્થંકર હોય.

મૃત્યુ સમયે સમાધિ મરણ જેને થાય, તેને દેહની પીડા પજવે જ નહિ. છેલ્લો કલાક સંપૂર્ણ સમાધિમાં જાય અને અક્રમજ્ઞાન મળ્યું હોય તે બધાંને જ અંત સમયે તો દાદા પ્રત્યક્ષ દેખાય અગર 'હું શુદ્ધાત્મા છું' એ જ એકલું લક્ષમાં રહે, દેહ જુદો જ લાગે, મરે છે તે જુદો જ લાગે. મરતી વખતે આખી જિંદગીનું સરવૈયું આવી જાય !

સિદ્ધ ભગવંતો સિદ્ધક્ષેત્રમાં જ હોય, કેવળ જ્ઞાન સ્વરૂપે જ હોય. નિરંતર પરમસુખમાં હોય ને આખા બ્રહ્માંડને પ્રકાશે.

'શુદ્ધાત્માને જોવો' એટલે શું ? આ આંખે એ ના દેખાય. જેમ એક દાબડીમાં કિંમતી હીરો વાસીને મૂકી દીધો, તે પછી ખ્યાલમાં જ રહે કે 'આમાં હીરો છે ને તે આવો છે' વિ. વિ. તેવું જ્ઞાન મળે પછી મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં જ એકસેપ્ટ કરે કે 'હું શુદ્ધાત્મા જ છું ને બધાયમાં શુદ્ધાત્મા જ છે.' પછી શંકા ના થાય !

જ્ઞાનીની આરાધના કરે એટલે શુદ્ધાત્માની જ આરાધના કર્યા બરાબર છે અને તે જ પરમાત્માની આરાધના છે અને એ જ મોક્ષનું કારણ છે.

આત્મસુખની અનુભૂતિ શું ? કેવી રીતે એની ખબર પડે ? આત્મસુખનું લક્ષણ એટલે નિરંતર નિરાકૂળતા રહે. આકુળતા-વ્યાકુળતા થઈ તો ઉપયોગ ચૂક્યા, એમ જાણવું. શાતા વેદનીય કે અશાતા વેદનીય, બન્નેને જાણે તે આત્માનુભવ.

શારીરિક દુઃખ કોને થાય ? આત્માને નહિ, દેહને થાય. તે ય વ્યવસ્થિત છે. વેદના થાય ત્યારે આપણે 'ચંદુભાઈ'ને કહી દેવું. આમ હાથ ફેરવીને (પોતે પોતાને જ), 'તમને બહુ માથું દુઃખે છે ? હમણાં ઓછું થઈ જશે !' અને ત્યાં 'મને' દુખ્યું થયું કે ભૂત વળગ્યું. ડીક્ષનરી બદલી નાખો. અશાતા સુખદાયી ને શાતા દુઃખદાયી. 'આ બધું સુખ-દુઃખ પાડોશીને છે' એમ જાણવું.

પોતાની જાત જોડે, પ્રકૃતિ જોડે જુદાપણાનો વ્યવહાર ચાલુ કરી દેવાનો. જાત જોડે જુદા રહીને એની સાથે વાતો કરવાની, ક્ષત્રિયની જેમ, તો પ્રકૃતિની પજવણી જશે. 'ચંદુભાઈ'ને અરીસા આગળ લઈ જઈને માથે હાથ ફેરવીને વાતો કરવી, દિલાસો આપવો.

જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ, એમ મોક્ષના ચાર પાયા કહ્યા ભગવાને. ઉણોદરી એ ઊંચામાં ઊંચું બાહ્ય તપ છે. અને મોક્ષ માટે અંતર તપની જરૂર છે. અંતર તપ એટલે ભયંકર વેદના થતી હોય તે ઘડીએ 'આપણે' હોમ ડિપાર્ટમેન્ટમાં જ રહેવાનું, સ્વપરિણતિમાં જ રહેવાનું. પરપરિણતી ઉત્પન્ન જ ના થાય, એ તપ કરવાનું છે ! આ પરપરિણામ છે, આ મારાં પરિણામ નથી, એમ સ્વપરિણામમાં મજબૂત રહેવું એનું નામ તપ ! અને એનાથી જ મોક્ષ ! વેદનાને પારકી જાણે તો તેમ જાણ્યા જ કરે અને 'મને થાય છે' થયું કે પછી એ વેદનાને વેદો. અને 'આ સહન થતી નથી' કહ્યું કે વેદના પછી દસ ગણી લાગે ! બોલે તેવી અસર થઈ જાય. ત્યાં ક્ષત્રિયપણાથી કામ લેવું.

આત્માનો સ્વભાવ કેવો છે ! જેવું ચિંતવે તેવો તરત જ થઈ જાય ! સુખમય ચિંતવ્યો તો સુખમય થઈ જાય ને દુઃખમય ચિંતવ્યો તો દુઃખમય થઈ જાય ! માટે જાગૃત રહેવાનું કે દુઃખમય ચિંતવના ના થઈ જાય. એમ ના બોલાય કે મને માથું દુખ્યું. ત્યાં તો એમ જ બોલાય કે 'ચંદુભાઈ'ને માથું દુખે છે ! પરભાવમાં પરપરિણતિ ઉત્પન્ન ના થવી જોઈએ. પરપરિણામને પોતાનાં પરિણામ માને, એનું નામ પરપરિણતી.

જ્ઞાનીને, તીર્થંકરોને પણ અશાતા વેદનીય હોય. પણ તેને તે જાણે, કેવળજ્ઞાને કરીને જાણે.

ચિત્તને સ્વરૂપમાં જ રાખવાનું છે, વેદનામાં કે વિનાશી વસ્તુમાં નહિ. ચિત્ત અવિનાશીમાં રહ્યું તો તે થઈ ગયું શુદ્ધ. પછી એ વિદેહી થઈ ગયો ! નિજ શક્તિ સ્વક્ષેત્રમાં જ છે. તે ઉત્પન્ન થઈ ગઈ કે કામ થઈ ગયું.

આડાઈ કોને કહેવાય ? પોતાની ભૂલ થઈ હોય, તેની પોતાને ખબર પડે. છતાં કોઈ પૂછે કે આમ કેમ કર્યું ? તો કહે કે આવું કરવા જેવું હતું, એ આડો કહેવાય. ભૂલની ખબર હોય ને ઢાંકે એ મોટામાં મોટી આડાઈ.

બે પ્રકારનાં ઈનામ. લોટરી લાગે તે અને ગજવું કપાયું તે ય, બન્ને વ્યવસ્થિત છે.

જ્યાં ગચ્છ મતવાળી વાણી નથી, કેવળ આત્માસંબંધીની જ વાણી છે, તે બ્રહ્મસ્વરૂપ કહેવાય.

આત્મા અનંત છે. મોક્ષમાં પ્રત્યેક આત્મા જુદા જુદા જ છે ને સ્વસુખમાં જ નિરંતર રહે છે.

આખો જીવન વ્યવહાર ગલન સ્વરૂપે છે ને પાછો વ્યવસ્થિત છે. પાંચેવ ઈન્દ્રિયો ઉદયાધીન છે.

કર્મબંધ શેનાથી છે ? 'હું ચંદુલાલ છું' એ માન્યતા જ કર્મબંધનું મૂળ કારણ છે. માત્ર વાતને જ સમજવાની છે. આ વિજ્ઞાન છે.

વિચારો આવે, પજવતા આવે, તેને જુદા જોયા જ કરવાના. વિચારો મનમાંથી આવે છે. મન કહે, ગાડી અથડાશે તો ? ત્યાં તેને જોયા કરવાનું ને નિરાંતે ગાડીમાં બેસી રહેવાનું, મનમાં તન્મયાકાર નહીં થઈ જવાનું. બહુ દુઃખ આવી પડે તો તેને કહેવાનું કે 'દાદા પાસે જાવ.'

સંસારની બહાર ના નીકળવા દે, એનું નામ બુદ્ધિ. બુદ્ધિ નફો-તોટો દેખાડે, બળતરા કરાવે. જ્ઞાની પાસે અંતરદાહ કાયમનો બંધ થઈ જાય! સમ્યક્ બુદ્ધિ હોય ત્યાં ગચ્છ-મત કશું જ ના હોય ! આ મારું, આ તમારું એમ જુદાઈ ના હોય !

આઉટર બુદ્ધિ એ મિકેનિકલ છે અને ઈનર બુદ્ધિ એ સ્વતંત્ર બનાવનારી છે. એ બુદ્ધિ પણ મિકેનિકલ છે. કોઈ ઉપરી જ નથી એવું સ્વતંત્ર બનાવે છે. મિકેનિકલ બુદ્ધિથી સંસારી ચીજો મળે.

'હું કોણ છું ? હું શેના આધારે છું ?' એ આધાર-આધારીની ખબર હોવી જરૂરી છે. જગતમાં શું કરવા જેવું છે, શું કરવા જેવું નથી. ને શું જાણવાનું છે ને શું નથી જાણવાનું, આટલું જ સમજવાનું છે.

વિરહ એટલે ચેન જ ના પડે, ત્યારે સંસારથી છૂટાય. વિરહો જ્ઞાનીનો હોવો જોઈએ. એનાથી મહીં વીજળી ઉત્પન્ન થાય અને 'સ્વરૂપ' તેજવાન થાય ! વિરહ એ તો બહુ ઉત્તમ વસ્તુ કહેવાય. જ્ઞાનીનો ઘણાં કાળનો પરિચય થાય, તેને વિરહો લાગે. જેને મોક્ષે જવાનું હોય તેને એ વિરહની વેદના જાગે !

આપણું મૂળ સ્વરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. જ્ઞાની પુરુષ રોંગ બિલિફ ફ્રેકચર કરી આપે ને રાઈટ બિલિફ બેસાડી આપે. પછી 'હું આત્મા

જ છું' એનું ભાન થાય, જ્ઞાન થાય ને નિરંતર તેનું લક્ષ રહે ! ત્યાર પછી માયા જાય ને મોહ જાય.

ગૌતમ સ્વામીને મહાવીર સ્વામી પર જે મોહ હતો, તે પ્રશસ્ત મોહ કહેવાય. એનાથી સંસારના બધા જ મોહ જાય અને મોક્ષ મળે જ. પ્રશસ્ત મોહ એટલે જે મોક્ષે લઈ જનારા હોય, તેના પર મોહ થઈ જાય. તે નુકસાનકારક નથી. એ તો મોક્ષ આપી દેશે. જરા મોડું થાય, પણ તેથી શું ? વીતરાગો પર મોહ, વીતરાગતા લાવનારી વસ્તુઓ ઉપર મોહ, એનું નામ પ્રશસ્ત મોહ.

જ્યાં શંકા પડે ત્યાં સાયક્લોન ચઢે ! અને મોક્ષ માટે તો સંપૂર્ણ નિઃશંક થવું પડે ! આત્મા માટે નિઃશંક થવું પડે. અને એ નિઃશંકતા જ્ઞાની પુરુષ આત્માનું જ્ઞાન આપે ત્યારે જ થાય ! પછી કર્મ નવું ચાર્જ ના થાય !

જો સંસારમાં આગળ વધવું હોય તો બુદ્ધિ-માર્ગ પકડો ને મોક્ષમાર્ગમાં જવું હોય તો અબુધ-માર્ગ પકડો ! જ્ઞાનીના સત્સંગથી વિપરીત બુદ્ધિ હોય તે સમ્યક્ થાય અને તે મોક્ષે લઈ જાય ! સંપૂર્ણ અબુધ થાય ત્યાં કેવળજ્ઞાન થાય ! મોક્ષે જતાં બુદ્ધિ કામની નથી.

આજ્ઞા વિના સ્વચ્છંદ ના રોકાય ને સ્વચ્છંદ ગયા વિના મોક્ષ ના થાય. માટે જ્ઞાનીની આજ્ઞા એ જ ધર્મ ને એ જ તપ ! આજ્ઞાનું આરાધન એ જ મોક્ષનો ઉપાય ! યોગ સાધનાથી એકાગ્રતા થાય. થોડીવાર મન સ્થિર થાય. અને એ જો એબૉવ નોર્મલ થઈ જાય તો તે મહાન રોગિષ્ટ છે. એનાથી અહંકાર વધી જાય ને પરમાત્મા છેટા થાય.

સાક્ષીભાવ એ અહંકારથી રહે છે ! કોઈ ગાળો આપે, અપમાન કરે ને ખરાબ લાગી જાય, તે જ પુરાવો છે કે અહંકાર છે મહીં. સાક્ષીભાવ ક્રમિક માર્ગનું એક પગથિયું છે. અંતે તો જ્ઞાતાભાવ-દ્રષ્ટાભાવમાં આવવાનું છે.

આત્માની બાબતમાં સ્વમતિએ ચાલવું એને જ સ્વચ્છંદ કહ્યો છે. સ્વચ્છંદથી માર્ગમાં અંતરાય પડે.

વર્તનમાં લાવવાનું નથી, સમજમાં ફીટ કરી લેવાનું છે, સાચું જ્ઞાન ! સમજનું ફળ જ વર્તન ! સમજ્યો હોય, પણ વર્તનમાં ન આવે ત્યાં સુધી

દર્શન કહેવાય ને વર્તનમાં આવી ગયું તે જ્ઞાન કહેવાય. જ્ઞાનની માતા કોણ? સમજ ! એ સમજ ક્યાંથી મળે ? જ્ઞાની પાસેથી. પૂર્ણ સમજ એ કેવળદર્શન ને તે વર્તનમાં આવે તે કેવળજ્ઞાન !

જ્યાં કંઈ પણ કરવાનું છે ત્યાં મોક્ષમાર્ગ નથી. જ્યાં સમજવાનું છે તે જ મોક્ષમાર્ગ છે ! મોક્ષમાર્ગ સહેલો છે, સરળ છે ને સુગમ છે, કંઈ પણ મહેનત વગરનો છે. માટે કામ કાઢી લો.

'આ ખોટું છે' એવું સમજાય ત્યારે એની મેળે એ છૂટી જાય. જેમ જેમ સમજણ પાકી થતી જાય તેમ તેમ જ્ઞાન પરિણમતું જાય. વર્તનમાં આવ્યું તેનું નામ ચારિત્ર. સમ્યક્ ચારિત્ર જોઈ શકાય અને કેવળ ચારિત્ર એ ઈન્દ્રિયગમ્ય નથી, જ્ઞાનગમ્ય છે.

શ્રદ્ધા કરતાં દર્શન ઊંચું કહેવાય. શ્રદ્ધા ફરી જાય ને દર્શન ફરે નહિ કદી ! અને મહીં સૂઝ પડે એ કુદરતી બક્ષીસ છે. અનેક અવતારોના અનુભવના સરવૈયારૂપે સૂઝ મળે છે !

બે જણ વાતો કરે તે આખ્યાન ને ટોળામાં બોલે તે વ્યાખ્યાન !

અનુકૂળમાં ચેતો. અનુકૂળતા લપસાવે ને પ્રતિકૂળતા જાગૃત રાખે !

જેવા ભાવે બંધ પડે તેવા ભાવે નિર્જરા થાય ! ક્રૂર ભાવનો બંધ પડે તો નિર્જરા થતી વખતે ક્રૂર દેખાય !

શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવજ્ઞાનથી નિવેડો છે અને અનુભવ જ્ઞાન અનુભવી જ્ઞાની પાસેથી જ મળે. શાસ્ત્રો આપણી ભૂલ ના દેખાડે. એ સામાન્યભાવે બધાંને કહી જાય. પ્રત્યક્ષ વિના ઉપાય નથી. કાગળ પર દોરેલો દીવો અંધારામાં પ્રકાશ આપે ? શાસ્ત્રોની સીમા કાગળ પરના દીવા જેટલી જ છે. સાચો પ્રકાશ પ્રગટ દીવો, જ્ઞાની જ આપી શકે !

જ્યાં કષાય ત્યાં પરિગ્રહ અને અકષાય તો મોક્ષ ! અક્રમજ્ઞાન મળ્યા પછી કષાયો થતા નથી. કારણ કે અહીં કર્મ બંધાતા જ નથી. આત્મજ્ઞાન થાય ત્યાં કષાયો જાય !

સત્સંગ શેના માટે કરવાનો ? આટલું જ સમજવા માટે કે કશું કરશો નહિ. જે પરિણામ થાય તેને જોયા કરો !

નિયતિવાદ એટલે આ સંસારના જીવોનો જે પ્રવાહ ચાલી રહ્યો છે, તે કોઈ નિયતિના કાયદાને અનુસરીને ચાલે છે. પણ એમાં એકલું નિયતિથી જ પતતું નથી. બીજાં કારણો જેવાં કે કાળ, સ્વભાવ, પુરુષાર્થ, પ્રારબ્ધ બધું જ આવે છે.

આત્મજ્ઞાન મળે ત્યારે ચિત્ત શુદ્ધ થઈ જાય છે. શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધ ચિદ્રૂપ ને એ જ શુદ્ધાત્મા કહેવાય. પૂજ્ય દાદાશ્રી જ્ઞાન આપે ત્યારે ચિત્ત આખું ય શુદ્ધ થઈ જાય. એટલે જ પછી નિરંતર 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહ્યા કરે છે !

જ્યાં અહંકાર જાય ત્યાં નિરાકૂળતા થાય.

'હું ચંદુલાલ છું' એ માન્યતા પ્રકૃતિને આધાર આપે છે. 'હું શુદ્ધાત્મા છું'નું જ્ઞાન થયું કે એ આધાર ખસી ગયો. એટલે નિરાધાર થતાં જ એ વસ્તુ ખરી પડી. અહંકાર ખસી ગયો એટલે અકર્તા થયો.

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી પાસે કઈ રીતે જવાય ? પૂજ્ય દાદાની પાંચ આજ્ઞા પાળે તેનાથી.

આત્મા ને પુદ્ગલમાં શું ફેર ? આત્મા એક જ વસ્તુ છે આપણી પાસે ને પુદ્ગલ પરમાણુઓ અનંત છે. પુદ્ગલ વિભાવિક વસ્તુ છે ને આત્મા સ્વભાવિક છે. પુદ્ગલ પુરણ-ગલન થયા કરે !

કશું કરવાનું નથી, માત્ર જ્ઞાનીની કૃપાપાત્ર થવાનું છે. કૃપાપાત્ર થવામાં નડે છે શું ? આપણી આડાઈઓ !

દ્રવ્ય ના પલટે. ભાવ પલટે તો છૂટી જવાય. ચોરી કરવાથી બંધ ના થાય, પણ ચોરી કરવાનો ભાવ પલટી જાય તો ચોરી બંધ થઈ જાય! પ્રતિક્રમણ કરવાથી ભાવ પલટી જાય છે ને કર્મ ચોખ્ખું થઈ પૂરું થઈ જાય છે !

જગત અહંકાર કાઢવામાં ફસાયું છે. દાદાશ્રી કહે છે, ''ઈગોલેસ થવાની જરૂર નથી, માત્ર 'આપણે કોણ છીએ' એ જાણવાની જ જરૂર છે. આપણું જે સ્વરૂપ છે એમાં ઈગોઈઝમ છે જ નહિ.'' તમે ચંદુભાઈ નથી છતાં માનો છો કે 'હું ચંદુભાઈ છું', એનું નામ અહંકાર.

મહીં કષાયો થાય, ચીડ ચઢે, ગુસ્સો થાય, એનું કારણ શું ? અજ્ઞાનતા. અજ્ઞાનતાને કારણે, અહંકારને કારણે મહીં રાગ-દ્વેષ થયા જ કરે છે ! એટલે સંસારનું રૂટ કોઝ અજ્ઞાનતા !

પૈસાવાળો કોણ ? જે મનનો રાજેશ્રી હોય તે ! પૈસા હોય તો ય વાપરે ને ના હોય તો ય વાપરે ! અગિયાર વરસે પૈસો બદલાય. અગિયાર વરસ સુધી એક પૈસો ય નવો ના આવ્યો હોય, તો કરોડપતિ ય ખાલી થઈ જાય ! પહેલાંના વખતમાં લોકો લક્ષ્મીને કેમની સાચવતા ? મિલકતના ચાર સરખા ભાગ કરી પચીસ ટકાની પ્રોપર્ટી લઈ લે ! પચીસ ટકાનું સોનું, પચીસ ટકા વ્યાજે મૂકે ને પચીસ ટકા વેપારમાં નાખો. આ સીસ્ટમથી નાદાર જ ના થાય, ક્યારે ય પણ !

બહુ ખોટ જાય ત્યારે સમજી જવું કે પાપનો ઉદય વર્તે છે. માટે માથાકૂટ મૂકી શાંતિથી સત્સંગ કર, આત્માનું કર. આવા સમયમાં ધંધામાં કંઈ પણ કરવા જશે તે ઊંધુ થશે.

જગતનાં લોકો શરીરને ચેતન કહે છે. જે કામ કરે છે, હાલે છે, ચાલે છે તેને ચેતન કહે છે. પણ ખરું ચેતન કંઈ પણ ક્રિયા કરતું જ નથી. માત્ર જોવાનું ને જાણવાનું, એ બે જ ક્રિયા એની છે ! બીજું બધું અનાત્મ ભાગનું છે ! બોલે છે તેય મિશ્ર ચેતન છે. મિકેનિકલ ચેતન છે. રિયલ ચેતન નથી. મૂળ સ્વરૂપ તો સ્થિર છે, અચળ છે. બીજું બધું ચંચળ છે. મિકેનિકલનો અર્થ જ ચંચળ, સચર છે. આત્મા અચર છે, જગત સચરાચર છે !

ચિત્ત શુદ્ધ થયું એ જ અંતરાત્મા.

પહેલું શુદ્ધાત્મા પ્રતીતિમાં આવે, લક્ષમાં આવે. ત્યાર બાદ અનુભવ પદમાં રહેવા શુદ્ધાત્મામાં જ તન્મયાકાર રહેવાનું. પણ જ્યાં સુધી કર્મો ખપાવવાનાં બાકી છે ત્યાં સુધી નિરંતર શુદ્ધાત્મામાં તન્મયાકાર રહેવાય નહિ. એટલે એને અંતરાત્મદશા, (ઈન્ટ્રીમ ગર્વનમેન્ટ) કહી. બધાં કર્મો પૂરાં થાય એટલે પરમાત્મા થાય. શુદ્ધાત્મા પદની પ્રાપ્તિ પછી વૃત્તિઓ બધી નિજભાવમાં વહે છે.

ચિત્તને શુદ્ધાત્મામાં રાખો કે 'દાદા ભગવાન'માં રાખો, તો ય તે

ચિત્તને શુદ્ધ જ રાખશે. સંસારમાં ભટકતું ચિત્ત એ અશુદ્ધ ચિત્ત કહેવાય, એ મિશ્ર ચેતન છે. અને શુદ્ધ ચિત્ત થાય તે શુદ્ધાત્મા. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું, એ જ નિજસ્વરૂપનું ભાન થયું ને એ જ અંતરાત્મદશા થઈ ગણાય.

ચિત્ત અને પ્રજ્ઞામાં શું ફરે ? ચિત્ત બહાર ભટકે. શુદ્ધ ચિત્ત થાય પછી એ ભટકે નહિ. પ્રજ્ઞાશક્તિ બહાર ના જાય. પ્રજ્ઞા તો મૂળ આત્માનું અંગ છે, ડાયરેક્ટ શક્તિ છે. જે જ્ઞાન ને અજ્ઞાનને નિરંતર છૂટાં રાખે!

જ્ઞાનીની સમજણે મોહનીય કર્મ આખું ઊડી શકે છે. અથડામણ ટાળો. પૂર્વગ્રહરહિત થાય તો જ કલ્યાણ થાય.

અક્રમજ્ઞાન મળે પછી 'હું શુદ્ધાત્મા છું' એ ઉપયોગ રહેવો જોઈએ. 'દરેક જીવમાત્રમાં શુદ્ધાત્મા છે', તે દૃષ્ટિમાં રહેવું જોઈએ. પછી તે આપણું અપમાન કરનારો હોય કે ખીસું કાપનારો હોય ! આત્મા જાણ્યા પછી દરેકે પોતાનું પુદ્ગલ ખપાવવાનું છે. દરેકને પોતપોતાના ધર્મના પુદ્ગલનું આવરણ હોય. જૈનને જૈનપુદ્ગલ ને વૈષ્ણવને વૈષ્ણવપુદ્ગલ, જે મોક્ષે જતાં અટકાવે. તેને ખપાવ્યે જ મોક્ષ થાય.

જ્ઞાનીને ચારિત્રમોહ બહુ જૂજ હોય ને જ્ઞાનીના આશ્રિતોને તે ખપાવાનો બાકી હોય ! જેટલી જેટલી 'ફાઈલો' પતે એટલો એટલો ચારિત્રમોહ ખપ્યો કહેવાય. શુદ્ધ ઉપયોગથી જ ચારિત્રમોહ ખપે !

કર્મ, ક્રિયાથી નથી બંધાતું, ધ્યાનથી બંધાય છે ! પાંચ લાખનું દાન પુણ્ય નથી બાંધતું, પણ તે વખતે મહીં ધ્યાનમાં શું હતું કે મેયરના દબાણથી આપવા પડ્યા, નહિ તો પાંચ રૂપિયા ય ન આપત ! તો તે તેવું કર્મ બાંધે છે. પણ પાંચ રૂપિયા ય ન આપવાનું !!! ધ્યાનનો આધાર શો ? અંદરના 'ડેવલપમેન્ટ' ઉપર.

ધર્મ શું ? અર્થ શું ? કામ અને મોક્ષ શું ?

સ્વાર્થ એટલે સાંસારિક સ્વાર્થ કહે છે, તે ત્યાંથી માંડીને ઠેઠ પરમાર્થ સુધીનો અર્થ, એ સ્વાર્થ છે. આત્માસંબંધી જ સ્વાર્થ એ પરમાર્થ. એવા સ્વાર્થી તો એક આત્મજ્ઞાની પુરુષ જ હોય ! સાંસારિક સ્વાર્થમાં લઈ જાય તે સકામ ને પરમાર્થમાં લઈ જાય તે અકામ. ધર્મ એટલે શું. સંસારમાં

રખડાવે તે શુભધર્મ ને મોક્ષે લઈ જાય કે શુદ્ધધર્મ. અધર્મને ધક્કા મારવા તે શુભધર્મ. દાન, પુણ્ય, સેવા, મદદ વિ. પુણ્ય બાંધે, એ રિલેટિવ ધર્મ. અને પુણ્ય-પાપથી છોડાવે તે રિયલ ધર્મ. મોક્ષ એટલે સંસારના સર્વે બંધનોથી છૂટી સિદ્ધગતિ પામે તે. છૂટવાના કામીને આ જગતમાં કોઈ બાંધનાર નથી ! આ જગતનો કોઈ કર્તા નથી, ભગવાન પણ નહિ. માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી જગત ચાલે છે !

બાળકૃષ્ણની ભક્તિથી વૈકુંઠ મળે. યોગેશ્વરકૃષ્ણની ભક્તિ અને સાચા જ્ઞાનની પ્રાપ્તિથી મોક્ષ મળે. કૃષ્ણ ભગવાને 'હું' શબ્દ ગીતામાં 'આત્મા' માટે જ વાપર્યો છે, દેહધારી શ્રીકૃષ્ણ માટે નહિ.

ધ્યાન બે પ્રકારનાં : એક પૌદ્‌ગલિક એટલે કે કુંડલિનીનું, ગુરુનું, મંત્રનું વિ. ધ્યાન તે અને બીજું આત્માનું ધ્યાન. તે નિર્વિકલ્પ સમાધિમાં લઈ જાય.

નિર્વિકલ્પ એટલે વિકલ્પરહિત દશા ને નિર્વિચાર એટલે વિચાર રહિત દશા ! જ્ઞાની સિવાય નિર્વિકલ્પ દશા જોવા ના મળે ક્યાંય !

સાંખ્ય અને યોગ, એ બેઉ પાંખે ઊડાય. સાંખ્ય એટલે જ્ઞાન જાણવું. મન-વચન-કાયા, અંતઃકરણનાં ધર્મો જાણવા, એનું નામ સાંખ્ય. યોગ વગર, (ગુરુની) માનસિક પૂજા વગર, ઊંચે ચઢાય નહિ.

શિવ એટલે કલ્યાણ સ્વરૂપ. આધિ-વ્યાધિ ને ઉપાધિમાં ય સમાધિ રહે, તે સાચી સમાધિ ! ધ્યાનમાં જે પ્રકાશ દેખાય છે તે જ્ઞેય છે ને એને જાણનારો આત્મા છે, ને આત્મા જ્ઞાતા છે.

મનુષ્ય જીવનનો હેતુ મુક્તિ પ્રાપ્તિનો છે ! અને તે માટે 'જ્ઞાની પુરુષ'ને ખોળવા ને તે મળે તો કામ નીકળી જાય ! શુદ્ધાત્મા ને સંયોગ બે જ છે જગતમાં, તેમાં વળી સંયોગો માત્ર વિયોગી સ્વભાવના છે. સંયોગો બધા વોસરાવી દીધા તો મોક્ષ થાય !

જેને આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના થાય, તેને આખો ય દહાડો સામાયિક છે. અક્રમમાં નિરંતર સામાયિક રહે તેમ છે. આર્તધ્યાન રૌદ્રધ્યાન જાય નહિ તો એને માટે ૪૮ મિનિટ સામાયિકમાં બેસી આર્તધ્યાન રૌદ્રધ્યાનથી સદંતર મુક્ત રહેવું તો તે સામાયિક ખરી કરી કહેવાય. એના

માટે સામાયિક કરતાં પહેલાં નિયમ કરવો પડે કે 'હે ભગવાન, હું ચંદુલાલ, મારું નામ, મારી કાયા, મારી જાત, મારું મિથ્યાત્વ બધું આપને સમર્પણ કરું છું. અત્યારે મને સામાયિક કરતી વખતે વીતરાગ ભાવ આપો !!'

તીર્થંકર થનારનાં લક્ષણો શું ? નિરંતર જગતકલ્યાણની ભાવના. એ સિવાય બીજી કોઈ જ ભાવના ના હોય. ખાવાનું, પીવાનું, રહેવાનું, સૂવાનું ગમે તેવું મળે, તોય કલ્યાણ ભાવના નિરંતર તેવી ને તેવી જ રહે. પોતાનું સંપૂર્ણ કલ્યાણ થઈ ગયું હોય, તે જ બીજાનું કલ્યાણ કરી શકે. તે જ કલ્યાણ ભાવના ભાવી શકે ! અને જ્ઞાનીની આજ્ઞામાં નિરંતર રહે, કૃપાપાત્ર બને તો તે સ્ટેજમાં આવી શકે !

સ્વસ્તિક શું સૂચવે છે ? ચાર પાંખો ચાર ગતિ સૂચવે ને મધ્યમાં મોક્ષ !

આ દેખાય છે તે દાદા ભગવાન નહોય ! તમને જે યાદ આવે છે તે ખરા દાદા છે ! આ દેખાય છે, તે તો એ. એમ. પટેલ છે અને મહીં બેઠા છે તે પ્રગટ પરમાત્મ સ્વરૂપ 'દાદા ભગવાન' છે ! દેહધારીને ભગવાન ના કહેવાય. દેહ તો નાશવંત છે ને પરમાત્મા તો પરમેનન્ટ છે, અમારી અંદર વ્યક્ત થયા છે દાદા ભગવાન ! સુરતના સ્ટેશનના બાંકડા પર ૧૯૫૮માં !!!

સંતોનો વ્યવહાર શુભાશુભ હોય. જ્ઞાનીનો શુદ્ધ વ્યવહાર હોય. જે વ્યવહાર પૂરો થતો જાય તે શુદ્ધ થયો કહેવાય. જ્ઞાની પુરુષને દેહધારી પરમાત્મા જ કહેવાય ! એમને એક પણ સ્થૂળ ભૂલ કે સૂક્ષ્મ ભૂલ ના હોય, તે જ્ઞાની પુરુષ કહેવાય.

જબરજસ્ત પુણ્યાનુબંધી પુણ્યૈ પાકે ત્યારે આવા જ્ઞાની પુરુષનો ભેટો થાય. આ કાળમાં આવા જ્ઞાની થઈ ગયા, સંપૂજ્ય શ્રી દાદાશ્રી ! ઘણાને પ્રશ્ન થાય કે દાદાનું જ્ઞાન મેળવવું છે, પણ પાછળના ગુરુ કરેલા તેનું શું ? તે માટે પૂ. દાદાશ્રી અત્રે કહે છે એમને રહેવા દેવાના. વ્યવહારમાં ગુરુ જોઈએ ને મોક્ષ માટે જ્ઞાની જોઈએ. ગુરુ સાંસારિક ધર્મો શીખવાડે તે. એ સંત પુરુષો કહેવાય. અશુભ છોડાવે ને શુભ પકડાવે. આત્મપ્રાપ્તિ ત્યાં ન હોય અને જ્ઞાની પુરુષ મોક્ષ આપે, કલાકમાં જ, રોકડો !

ભક્ત અને જ્ઞાનીમાં શું ફેર ? સેવક અને સેવ્ય જેવો !

જ્ઞાની જબરજસ્ત યશનામ કર્મ લઈને આવ્યા હોય. તેનાથી લોકોના ભૌતિક કામો પણ થઈ જાય. પણ જ્ઞાની તેમાં પોતે કંઈ જ કરતા ના હોય.

જ્ઞાનીના અંગૂઠામાં અહંકાર ઓગાળવાનું સોલ્વન્ટ હોય અને એ જગ્યાએથી જલદી તાર તમને પહોંચે. એક સમય પણ પરસમયમાં ન રહે, નિરંતર સ્વસમયમાં રહે તે સર્વજ્ઞ. દાદાને બધાં જ કર્મોનો અભાવ હોય. પૂજ્ય દાદાશ્રી કહેતા કે અમને કેવળજ્ઞાનમાં ચાર ડીગ્રી જ ખૂટે છે, કાળને લઈને !

મોક્ષમાર્ગમાં લાયકાતમાં માત્ર ખપે, 'પરમ વિનય ને હું કંઈ જ જાણતો નથી', એ ભાવ. જ્ઞાનીનો અવિનય પોતાને જ મોક્ષના અંતરાય પાડે છે.

જે ગામ જવાનું છે, એનું જ જ્ઞાન જાણવા જેવું છે. એ સિવાય બીજું કંઈ પણ ઈન્વાઈટ કરવા જેવું નથી. અક્રમ વિજ્ઞાનમાં આરતિ, ભક્તિ વગેરે ક્રિયાઓ ના કહેવાય ? આમાં પોતે કર્તા થતો નથી. જુદો રહીને કરાવે છે. એટલે અહીં કોઈ વ્યક્તિની ભક્તિ નથી પણ પોતે પોતાના જ આત્માની ભક્તિ કરે છે. એ પોતે ત્યારે પ્રજ્ઞાસ્વરૂપે હોય છે, અજ્ઞા તો અહીં ખલાસ થઈ ગઈ. સંપૂજ્ય દાદાશ્રી પોતે પણ પોતાના અંદરના દાદાને જાતે બન્ને હાથથી નમસ્કાર કરીને *'અંદર બેઠેલા દાદા ભગવાનના અસીમ જય જયકાર હો'* ગવડાવતા ને બધાંને પણ પોતાની અંદરના જ *'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો'* બોલવાનું કહેતા ! આનું નામ જ પરાભક્તિ ! સાંભળનારો ને બોલનારો બેઉ સત્સંગ કરે છે, એવું આ અક્રમ વિજ્ઞાન છે.

દાદા ભગવાન કોણ ? જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપના આધારે જે અનુભવમાં આવે છે તે દાદા ભગવાન છે. બાકી આ દેખાય છે, તે એ. એમ. પટેલ છે. કાલે એ પરપોટો ફૂટી જશે. આત્મા સૂક્ષ્મતમ છે ને દેહ સ્થૂળ છે, જેને લોક બાળી મૂકશે. સ્થૂળ સૂક્ષ્મને કેવી રીતે બાળે ? એવા જ દાદા ભગવાન તમારી અમારી બધાંની અંદર બિરાજેલા છે, જે ચૌદ લોકના નાથ છે ને તે તમે પોતે જ છો !!!

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

# આપ્તવાણી
## શ્રેણી - ૫

### આત્મા, આત્મધર્મમાં...

**દાદાશ્રી :** આત્મા શું કાર્ય કરે છે ?

**પ્રશ્નકર્તા** : આત્મા તો જ્ઞાતા-દ્રષ્ટા છે.

**દાદાશ્રી :** પણ તમે તો કહો છો ને કે 'હું સાંભળું છું.' તમે આત્મા છો કે સાંભળનારા છો ?

**પ્રશ્નકર્તા** : 'હું આત્મા છું.'

**દાદાશ્રી :** પણ આત્મા તો સાંભળે નહીં, કાન જ સાંભળે ને?

**પ્રશ્નકર્તા** : પુદ્ગલનો ને આત્માનો સંયોગ થયો ને ?

**દાદાશ્રી :** પણ આત્મા સાંભળતો હશે કે કાન ?

**પ્રશ્નકર્તા** : સાંભળે છે આત્મા, કાન તો જડ છે.

**દાદાશ્રી :** તો પછી બહેરાને બોલાવીને પૂછી જુઓ ને ? બહેરામાં આત્મા નથી ? તો કોણ સાંભળે છે ?

**પ્રશ્નકર્તા** : આત્મા ના હોય તો પુદ્ગલની કોઈ ઈન્દ્રિય કામ કરે નહીં.

**દાદાશ્રી :** હાજરીને લઈને તો આ જીવન કહેવાય છે, પણ સાંભળે છે કાન કે આત્મા ? જો આત્મા સાંભળતો હોય તો બહેરો માણસ સાંભળી શકે. તો કહો હવે કે 'કોણ સાંભળે છે ?'

**પ્રશ્નકર્તા** : કાન દ્વારા સંભળાય છે, પણ જો ચેતન તત્ત્વ હોય તો !

**દાદાશ્રી :** હવે ચેતન તત્ત્વ તો કોઈ દહાડોય કશું સાંભળતું જ નથી. એ તો જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી છે ! અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતશક્તિ, અનંતચારિત્ર એમાં છે ! તો શું સાંભળવાનો ગુણ આત્મામાં છે એવું તમારા માન્યામાં આવે છે ?

આત્મા સાંભળતો જ નથી. આત્મામાં સાંભળવાનો ગુણ જ નથી. જેમ આ સોનાને કાટ ચઢવાનો ગુણ નથી, તેમ આત્મામાં સાંભળવાનો ગુણ નથી. બોલવાનોય ગુણ નથી.

**પ્રશ્નકર્તા** : પણ ચૈતન્યતત્ત્વ હોય તો કાન સાંભળે ને ?

**દાદાશ્રી :** ચૈતન્યતત્ત્વની હાજરીથી જ આ બધું જગત ચાલે છે. જો ચૈતન્યતત્ત્વ આ શરીરમાં ના હોય, આત્મા ના હોય તો આ શરીર ખલાસ થઈ જાય, પણ એ ચૈતન્યતત્ત્વ આ સાંભળતું નથી.

**પ્રશ્નકર્તા** : તો કોણ સાંભળે છે, એ આપ સમજાવો.

**દાદાશ્રી :** વાત તો સમજવી જ પડશે ને ? આત્મા જો સાંભળે છે એવું કહે તો આત્મા બોલે છે, મારા આત્માનો અવાજ બોલે છે એવું કહેવાય. લૌકિક ભાષામાં ગમે તેમ ચાલવા દેવાય, પણ ભગવાનની અલૌકિક ભાષામાં એ 'એક્સેપ્ટ' થશે નહીં.

આ તમારી જોડે બોલે છે, તે કોણ બોલે છે ?

**પ્રશ્નકર્તા** : આપ બોલો છો.

**દાદાશ્રી :** 'દાદા ભગવાન' બોલે, તો આ 'ટેપરેકોર્ડર' પણ બોલે છે તે આ બે હજારમાં મળે એટલે 'દાદા ભગવાન'ની કિંમત બે હજારની થઈ !!!

**પ્રશ્નકર્તા** : આ બાબત આપ સમજાવો.

**દાદાશ્રી :** આ 'દાદા ભગવાન' નથી બોલતા, આ તો 'ઓરીજનલ

ટેપરેકોર્ડર' બોલે છે. આ 'અક્રમ વિજ્ઞાન' છે. ક્યાંય સાંભળવામાં ના આવી હોય એવી આ વાત છે !

એટલે આ સાંભળે છે તે કાનનો ધર્મ છે. બહેરો માણસ હોય તેને આપણે શું કહીએ કે કાન એના ધર્મમાં નથી.

હવે આંખનો ધર્મ શું છે ?

**પ્રશ્નકર્તા** : જોવાનો.

**દાદાશ્રી :** હા, આત્માનો ધર્મ આવું જોવું એ નથી. નાકનો ધર્મ શું છે ?

**પ્રશ્નકર્તા** : સૂંઘવું.

**દાદાશ્રી :** જીભનો ધર્મ શું છે ?

**પ્રશ્નકર્તા** : ચાખવું.

**દાદાશ્રી :** એટલે ગમે તે કડવું જીભ ઉપર મૂકો કે તરત જ ખબર પડી જાય. એટલે આ પાંચેય ઇન્દ્રિયો પોતપોતાના ધર્મમાં છે. હવે એવી પાછી પાંચ જ્ઞાનેન્દ્રિયો પોતપોતાના ધર્મમાં છે. દ્રવ્યેન્દ્રિય ને ભાવેન્દ્રિય બેઉ છે. દ્રવ્યેન્દ્રિય ખલાસ થઈ જાય તોય મહીં ભાવેન્દ્રિય રહે. એટલે પાંચ દ્રવ્યેન્દ્રિયો ને ભાવેન્દ્રિયો બધાં પોતપોતાના ધર્મમાં જ છે.

મન પોતાના ધર્મમાં છે કે નહીં ?

**પ્રશ્નકર્તા** : એ સમજાતું નથી.

**દાદાશ્રી :** મન હંમેશાં વિચારે ચઢે. વિચારનાં ગૂંચળાં ચઢે ત્યારે આપણે એને મન કહીએ. મન બે જાતના વિચાર કરે. ખરાબ વિચાર કરે ને સારા વિચાર પણ કરે. એટલે બન્ને જાતના વિચારો કરવા એ મનનો ધર્મ છે અને વિચાર જ જો ના આવતા હોય તો એને 'એબ્સંટ માઈન્ડેડ' કહેવાય. હવે ગાંડાનેય 'માઈન્ડ' હોય, પણ 'એબ્સંટ માઈન્ડેડ' એટલે તો જીવ યોનિમાંથી નકામો થઈ ગયો કહેવાય.

હવે અહીંથી સુરેન્દ્રનગર તમારું ઘર તમને દેખાય ખરું કે નહીં?

**પ્રશ્નકર્તા** : હા, દેખાય.

**દાદાશ્રી :** અને ઘરમાં ટેબલ ખુરશી બધું દેખાય કે ?

**પ્રશ્નકર્તા** : હા, દેખાય.

**દાદાશ્રી :** એ મનનો ધર્મ નથી. આપણા લોકોને સમજણ નહીં હોવાથી એને મન માને છે. હવે વાસ્તવિકમાં આ મન જતું નથી, પણ ચિત્ત જાય છે. મન શરીરની બહાર નીકળી શકે જ નહીં. બહાર જે ભટકે છે તે ચિત્ત છે.

**પ્રશ્નકર્તા** : ચિત્ત અને મન, એ બે અલગ અલગ છે ?

**દાદાશ્રી :** હા, ચિત્ત ને મન બે અલગ અલગ જ છે. લૌકિક ભાષામાં ગમે તે બોલાય, પણ ભગવાનની ભાષા લોકોત્તર ભાષા છે. તે જ્યાં સુધી આપણે ના સમજીએ ત્યાં સુધી કોઈ દા'ડોય મોક્ષ થાય નહીં.

એટલે ચિત્ત બહાર ભટકે છે. અહીં રહ્યાં રહ્યાં ચિત્ત તમારું ઘર, ટેબલ, ઘડિયાળ બધું જોઈ લે અને મનનો સ્વભાવ એકલું વિચાર કરવાનો જ છે. મન સારું-ખોટું વિચારે ને સારું જોવું, ખોટું જોવું એ ચિત્તનો ધર્મ છે.

**પ્રશ્નકર્તા** : ચિત્તને જડ કહેવું કે ચેતન કહેવું ?

**દાદાશ્રી :** એ મિશ્રચેતન છે, એ ખરેખર શુદ્ધ ચેતન નથી અને મન તો બિલકુલ જડ છે.

હવે બુદ્ધિ એના ધર્મમાં છે. બુદ્ધિનું કામ શું છે કે નફો ને ખોટ દેખાડે. તમે ગાડીમાં બેસો કે તરત બુદ્ધિ દેખાડે કે પેલી જગ્યા સારી છે, અને દુકાનમાં પેસો ત્યાંય નફો-ખોટ દેખાડે.

મને બુદ્ધિ નફો-ખોટ નથી દેખાડતી, કારણ કે મારામાં બુદ્ધિ નથી,

તે બહુ જૂજ, નહીં જેવી જ બુદ્ધિ કહેવાય. ૩૬૦ ડિગ્રીએ સંપૂર્ણ ભગવાન કહેવાય ને આ 'પટેલ' ૩૫૬ ડિગ્રી પર છે. એમનામાં ચાર ડિગ્રી ઓછી છે. એટલે એ જુદા પડ્યા, નહિ તો 'આ' પણ 'મહાવીર' જ કહેવાત!

એટલે આ બુદ્ધિનો ધર્મ નફો-ખોટ દેખાડે તે છે. ગાડીમાં, કોઈનો સોદો કરે તેમાં કે કઢીની તપેલી ઢળી ગઈ, તો તરત બુદ્ધિ એનો ધર્મ બજાવે કે ના બજાવે ?

**પ્રશ્નકર્તા** : બજાવે.

**દાદાશ્રી :** હવે બુદ્ધિનો આ સિવાયનો બીજો પણ એક ધર્મ છે, તે શું છે કે બુદ્ધિ 'ડીસીઝન' લે છે. જો કે 'ડીસીઝન' લેવાનો બુદ્ધિનો સ્વતંત્ર ધર્મ નથી. બુદ્ધિ 'ડીસાઈડ' કરે, એના પર અહંકાર સહી કરે તો જ એ પૂરું થાય. અહંકારની સહી વગર 'ડીસીઝન' રૂપકમાં આવે જ નહીં.

એટલે આ અંતઃકરણમાં 'પાર્લામેન્ટરી' પદ્ધતિ છે. એના ચાર 'મેમ્બરો' છે. મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર. જો મન અને બુદ્ધિ એક થયાં તો અહંકારને સહી કરવી જ પડે. ચિત્ત અને બુદ્ધિ એક થઈ ગયાં તો ય અહંકારને સહી કરી આપવી પડે. એટલે જેના પક્ષમાં ત્રણ થયાં એની વાત માન્ય થાય. આ સંપૂર્ણ તત્ત્વજ્ઞાનની વાતો છે. પણ તે તમને તમારી બુદ્ધિથી સમજાવું જોઈએ.

તમને જ્ઞાન તો નથી ને ?

**પ્રશ્નકર્તા** : જ્ઞાન તો છે ને !

**દાદાશ્રી :** શેને તમે જ્ઞાન કહો છો ?

**પ્રશ્નકર્તા** : જ્ઞાન એટલે સમજ.

**દાદાશ્રી :** જ્ઞાન એટલે સમજ નહીં. જ્ઞાન એટલે પ્રકાશ. જો પ્રકાશ તમને હોય તો ઠોકર ના વાગે. પ્યાલા ફૂટી જાય કે ગમે તે થાય તો આપણને અસર ના થાય. તમને અસર થાય છે ?

**પ્રશ્નકર્તા** : હા, થાય છે.

**દાદાશ્રી :** તો એ પ્રકાશ નથી. આ તો બધું અંધારું છે. હવે અહંકારનો શો ધર્મ છે ?

**પ્રશ્નકર્તા** : અહમ્‌ભાવ રાખવો તે.

**દાદાશ્રી :** ના. જ્યાં જુએ ત્યાં અહમ્ 'મેં કર્યું' કરે. બસ ! અહંકાર, ખાલી અહંકાર જ કરે છે કે 'મેં કર્યું, મેં ભોગવ્યું !' આ કેરી ખાધી તે વિષય જીભ ભોગવે છે, બુદ્ધિ ભોગવે છે કે અહંકાર ભોગવે છે ?

**પ્રશ્નકર્તા** : અહંકાર ભોગવે છે.

**દાદાશ્રી :** હવે જીભ સ્વાદ લે છે ને અહંકાર ખાલી કહે છે કે 'મેં આવું કર્યું !' આત્મામાં અહંકાર નામની વસ્તુ જ નથી, પણ આ ઊભી થયેલી છે. ને પોતપોતાના ધર્મમાં જ છે પાછી ! અહંકાર કરવાની જગ્યાએ નિરંતર અહંકાર કર્યા જ કરે છે. કોઈ અહંકાર ઉપર ઘા કરે, અપમાન કરે તો તરત અહંકાર ભગ્ન થાય કે ના થાય ? માન-અપમાન બન્નેની અસર થાય છે ને ? એટલે અહંકાર, અહંકારના ધર્મમાં છે.

એટલે કાન કાનના ધર્મમાં છે, આંખ આંખના ધર્મમાં છે, નાક નાકના ધર્મમાં છે, સહુ સહુના ધર્મમાં છે. હવે મહાવીર ભગવાનને પણ આંખ, કાન, નાક બધાં સહુ સહુના ધર્મમાં હતાં. તેમનું પણ મન મનના ધર્મમાં, ચિત્ત ચિત્તના ધર્મમાં હતા. તેમને બુદ્ધિ અને અહંકાર ખલાસ થઈ ગયેલાં. તમારેય સહુ સહુના ધર્મમાં છે. 'આત્મા' એકલો જ એના ધર્મમાં નથી. 'આત્મા' એના ધર્મમાં આવે તો બુદ્ધિ ને અહંકાર ખલાસ થાય. એનું કારણ તમને સમજાવું.

આત્મા અને બુદ્ધિમાં ફેર ખરો કે નહીં ? આત્મા એ પ્રકાશ છે અને બુદ્ધિ પણ પ્રકાશ છે. બુદ્ધિ એ 'ઈનડાયરેક્ટ' પ્રકાશ છે, ને આત્મા તો 'ડાયરેક્ટ' પ્રકાશ છે. 'ઈનડાયરેક્ટ' પ્રકાશ એટલે સૂર્યનું અજવાળું અરીસા ઉપર પડ્યું ને અરીસામાંથી પ્રકાશ રસોડામાં ગયો. આ

'ઈનડાયરેક્ટ' પ્રકાશ થયો. એવી રીતે આત્માનો પ્રકાશ અહંકાર ઉપર પડે છે અને ત્યાંથી બહાર નીકળે છે તે બુદ્ધિ થઈ. અરીસાની જગ્યાએ અહંકાર છે ને સૂર્યની જગ્યાએ આત્મા છે. આત્મા મૂળ પ્રકાશવાન છે. સંપૂર્ણ સ્વ-પર પ્રકાશક છે. તે પરને પ્રકાશે ને પોતાને પણ પ્રકાશે. આત્મા બધાં જ જ્ઞેયોને પ્રકાશ કરે.

એટલે અહંકારના 'મીડિયમ'થી બુદ્ધિ ઊભી થઈ છે. અહંકારનું 'મીડિયમ' ખલાસ થઈ જાય, તો બુદ્ધિ રહે નહીં. પછી 'ડાયરેક્ટ' પ્રકાશ આવે. મને 'ડાયરેક્ટ' પ્રકાશ મળે છે. તમારે હવે કરવાનું શું બાકી રહ્યું? અહંકાર ને બુદ્ધિને ખલાસ કરવાની રહી. હવે એ ખલાસ શી રીતે થાય? 'આત્મા' પોતાના ધર્મમાં આવે તો એ બન્ને નીકળી જાય. બીજા બધાં તો પોતપોતાના ધર્મમાં જ છે, બીજો કશો ફેરફાર કરવાની જરૂર નથી.

હવે 'આત્મા'ને પોતાના ધર્મમાં લાવવા માટે શું કરશો ? એના માટે શું સાધન જોઈએ ?

**પ્રશ્નકર્તા** : રાગ-દ્વેષ ઓછા થવા જોઈએ.

**દાદાશ્રી :** આ વીંટી છે. એની મહીં તાંબાનું મિક્ષ્ચર છે. હવે આપણે ગમે તેને કહીએ કે આમાંથી સોનું ને તાંબું જુદું કરી આપો, તો તે કરી આપે ખરો ?

**પ્રશ્નકર્તા** : ના કરી શકે.

**દાદાશ્રી :** કેમ એમ ?

**પ્રશ્નકર્તા** : એ તો સોનીનું જ કામ.

**દાદાશ્રી :** બીજાં બધાં ના પાડે કે આ ન હોય અમારું કામ. એટલે આત્મા જો જાણવો હોય તો આત્માના જાણકાર હોવા જોઈએ.

**પ્રશ્નકર્તા** : 'સત્ પુરુષ' રૂપી સોની હોવો જોઈએ.

**દાદાશ્રી :** ના, સત્ પુરુષ તો 'આ' બધાય મહાત્માઓને કહેવાય છે. સત્ પુરુષ કોને કહેવાય કે સત્ જેણે પ્રાપ્ત કર્યું અને પુરુષાર્થ ધર્મમાં

આવ્યો તે. સત્ એટલે અવિનાશી. સત્ પુરુષોએ પોતાનું અવિનાશી પદ પ્રાપ્ત કર્યું હોય. 'હું આત્મા છું' એવી પ્રતીતિ, જાગૃતિ આવી હોય. પણ તે સત્ પુરુષ જ કહેવાય, 'જ્ઞાની પુરુષ' ના કહેવાય. 'ક્રમિક'માં સત્ પુરુષને ત્યાગાત્યાગ સંભવે, જ્ઞાની પુરુષને ત્યાગાત્યાગ સંભવે નહીં! 'જ્ઞાની પુરુષ' તો બીજાને મોક્ષનું દાન આપે ! બીજાને જ્ઞાનમય બનાવે !! શ્રીમદ્ રાજચંદ્રે 'જ્ઞાની'ને મોક્ષદાતા પુરુષ કહ્યા. 'આ' બધાં મોક્ષમાં રહે ખરાં, પણ બીજાને મોક્ષ આપી ના શકે. એમને આત્માનાં પ્રતીતિ ને લક્ષ જ બેઠેલાં હોય. આત્માનું અસ્પષ્ટ વેદન એમને હોય. આમાં તો આત્માનું સ્પષ્ટ વેદન જેને છે એવા 'જ્ઞાની પુરુષ' જોઈએ. એમને જ્યાં ને ત્યાં આત્મા સિવાય બીજું કશું દેખાતું જ ના હોય. એમને આ જગતમાં કોઈ દોષિત દેખાતું જ ના હોય. ગજવું કાપનારોય દોષિત ના દેખાય ને દાન આપનારોય દોષિત ના દેખાય. છતાં તમે મને એમ પૂછો કે એ બે સરખા કહેવાય ? ત્યારે હું કહું કે, આ દાન આપનારો છે તે જે ક્રિયા કરી રહ્યો છે, તેનું ફળ એ ભોગવશે અને જે ગજવું કાપે છે તે જે ક્રિયા કરી રહ્યો છે, તેનું ફળ એ ભોગવશે. બાકી દોષિત કોઈ નથી.

**પ્રશ્નકર્તા** : દોષિત કેમ ના કહેવાય ?

**દાદાશ્રી :** એ બધા સંજોગ અનુસાર કરે છે. સારું કરનારોય સંજોગાનુસાર કરે છે અને ખરાબ કરનારોય સંજોગ અનુસાર કરે છે.

હવે આત્માને આત્મધર્મમાં લાવવા માટે મોક્ષદાતા પુરુષ જોઈશે.

કૃપાળુદેવે એમના આખા પુસ્તકનો સાર કહ્યો છે કે, 'બીજું કાંઈ શોધ મા, માત્ર એક સત્ પુરુષને ખોળી તેમના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ના મળે તો મારી પાસેથી લેજે.'

એટલે આપણને જો મોક્ષ ના મળે તો તે 'જ્ઞાની પુરુષ' નથી.

**પ્રશ્નકર્તા** : આત્મા પોતાના ધર્મમાં આવ્યો, તેની ખાતરી શી ?

**દાદાશ્રી :** આ બધું 'હું કરું છું' ને આ 'હું છું' એ રોંગ બિલીફો

પડેલી છે તે જાય. અત્યારે તો તમને 'હું ચંદુલાલ છું, આ બાઈનો ધણી છું, આ છોકરાનો ફાધર થાઉં, આનો મામો થાઉં, સીંગનો વેપારી છું', આવી કેટલી બધી 'રોંગ બિલીફો' તમને બેઠી હશે ?

**પ્રશ્નકર્તા** : અસંખ્યાત.

**દાદાશ્રી :** હવે આટલી બધી 'રોંગ બિલીફો' ક્યારે જાય ? આત્મા પોતાના ગુણધર્મમાં આવે તો આ બધીય 'રોંગ બિલીફો' જાય. 'રોંગ બિલીફો' ઊડે ને 'રાઈટ બિલીફ' બેસી જાય. 'રાઈટ બિલીફ' ને સમ્યક્દર્શન કહે છે. 'જ્ઞાની પુરુષ' આત્માને પોતાના ધર્મમાં લાવી દે એટલે બીજું બધું તો પોતપોતાના ધર્મમાં છે જ.

જ્યારે તમને તમારા આત્મધર્મમાં આવવાની ઈચ્છા થાય ત્યારે અહીં આવજો. 'અમે' તેને ધર્મમાં લાવી દઈશું. આત્મા પોતાના ધર્મમાં આવે. એટલે બીજું બધું છૂટે. ચાર વેદ શું કહે છે ? 'ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ !' તું જે આત્મા ખોળે છે તે વેદમાં નથી. 'ગો ટુ જ્ઞાની.' આત્મા પુસ્તકમાં ઊતરે એવો નથી, કારણ કે આત્મા નિઃશબ્દ છે, અવર્ણનીય છે, અવ્યક્તવ્ય છે. એ શાસ્ત્રમાં શી રીતે ઊતરે ?

શ્રીમદ્ રાજચંદ્રે પણ કહ્યું છે કે જ્ઞાન જ્ઞાની પાસે છે અને તે સિવાય આપણો છૂટકારો કોઈ કાળે થાય નહીં. એટલે 'જ્ઞાની'ની જ એમાં જરૂર. ચોવીસ તીર્થંકરો કહેતા આવ્યા છે કે આત્મજ્ઞાન માટે નિમિત્તની જરૂર છે. 'જ્ઞાની' કર્તા હોય નહીં. હું જો કર્તા હોઉં, તો મને કર્મ બંધાય અને તમે નિમિત્ત માનો તો તમને પૂરેપૂરો લાભ ના થાય. મારે 'હું નિમિત્ત છું' એમ માનવાનું ને તમારે 'જ્ઞાનીથી થયું' એમ વિનય રાખવાનો ! સૌ સૌની ભાષા જુદી હોય ને ?

પરમ વિનયથી મોક્ષ છે.

આત્મા પ્રાપ્ત થઈ ગયો, પોતાના સ્વભાવમાં આવી ગયો, જાગૃત થઈ ગયો, પોતાના ધર્મમાં આવી ગયો, પછી શું બાકી રહે ? બીજું બધું તો ધર્મમાં છે જ. આત્મા એકલો જ ધર્મમાં નહોતો.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન મળ્યા પછી દાદા, આ શરત દરેકને કબૂલ થઈ જાય છે ?

**દાદાશ્રી :** જ્ઞાન મળ્યા પછી તો એની મેળે કબૂલ થાય જ ને? જ્ઞાન મળતાં પહેલાં એકેયને કબૂલ ના થાય. પછી શાથી કબૂલ થાય છે તે તમને સમજાવું. આ જલેબી ખવડાવ્યા પછી ચા પીવડાવે તો તેમાં શું ફેર પડે ?

**પ્રશ્નકર્તા** : ચાનો સ્વાદ મોળો લાગે.

**દાદાશ્રી :** તે આ હું તમને આત્મા પોતાના સ્વભાવમાં, એટલે કે તેને પોતાના ગુણધર્મમાં લાવી આપું છું. એટલે આ બીજા બધા વિષયો મોળા લાગવાથી આસક્તિ ઊડી જાય છે. હવે પહેલેથી જો તમને આસક્તિ ઊડાડવાની કહે તો ?

**પ્રશ્નકર્તા** : તો અહીં કોઈ આવે જ નહીં.

**દાદાશ્રી :** એટલે પહેલું આત્માને આત્મધર્મમાં લાવવો જોઈએ. અક્રમમાં પહેલું આ છે. જ્યારે ક્રમિકમાં પહેલી આસક્તિ કાઢવાની છે.

**પ્રશ્નકર્તા** : એટલે અધર્મ કાઢવો જોઈએ ?

**દાદાશ્રી :** અધર્મ શબ્દની આપણને જરૂર નથી. અધર્મ શું છે? ધર્મની સામેનો શબ્દ છે. ખોટું કરવું એનું નામ અધર્મ અને સારું કરવું એનું નામ ધર્મ. પણ બેઉ કર્તાભાવમાં છે અને આ આત્માનો તો સ્વાભાવિક ધર્મ છે, સહજ ધર્મ છે. હવે આત્મા પોતાના ધર્મમાં આવે તો પછી આ પૈણેલી સ્ત્રી હોય, તેનું શું થાય ? તેને કંઈ કાઢી મૂકાય?

**પ્રશ્નકર્તા** : ના, પણ એના પરની આસક્તિ ઓછી કરવી પડે.

**દાદાશ્રી :** તેના માટે પાછું કર્તા થવું પડે.

**પ્રશ્નકર્તા** : તો એ સમજાવો.

**દાદાશ્રી :** આત્મધર્મમાં આવ્યા બાદ 'બાય રિલેટિવ વ્યુપોઈન્ટ', 'તમે ચંદુભાઈ છો, આ બાઈના ધણી છો, આ છોકરાના ફાધર છો.'

અને 'બાય રિયલ વ્યુપોઈન્ટ'થી તમે શુદ્ધાત્મા છો.

'ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટ સેલ્ફ. ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઓલ.' જો પરમાત્માએ 'પઝલ' કર્યું હોત તો તેમને અહીં બોલાવવા પડત ને દંડ દેવો પડત કે તમે આ લોકોને શા માટે ગૂંચવ્યા? માટે ભગવાને આ જગત ગૂંચવ્યું નથી.

'હું આત્મા છું, હું આત્મા છું' એમ શબ્દ બોલ્યે કશું વળે નહીં. એ તો ભગવાનની કૃપા ઉતારવી પડે, ત્યાર પછી જ તમે મોક્ષગામી થાઓ. હવે અહીં મોક્ષગામી એટલે શું ? આ ભવમાં સીધો મોક્ષ નથી. પણ અહીં આગળ અજ્ઞાનમુક્તિ થાય છે.

બે પ્રકારની મુક્તિ : પહેલી અજ્ઞાનમુક્તિ એટલે આત્મા આત્મસ્વભાવમાં આવી ગયો તે ! બીજું છે તે સંપૂર્ણ દેહમુક્તિ, સિદ્ધગતિ મળે તે ! અહીંથી એકાવતારી થઈ શકાય છે ! અજ્ઞાનમુક્તિ થાય એનાથી ફાયદો શું થાય? સંસારી દુઃખોનો અભાવ રહ્યા કરે !

મનુષ્યો શું ખોળે છે ?

**પ્રશ્નકર્તા** : દુઃખનો અભાવ.

**દાદાશ્રી :** આત્મા સ્વભાવે સુખિયો જ છે ને પછી દુઃખનો અભાવ થયો, પછી રહ્યું શું ?

**પ્રશ્નકર્તા** : આત્મા જાણવાની કંઈ ચાવીઓ તો હશેને ?

**દાદાશ્રી :** ચાવીઓ-બાવીઓ કશુંયે ના હોય ! જ્ઞાની પાસે જઈને કહી દેવાનું કે 'સાહેબ ! હું અક્કલ વગરનો સાવ મૂરખ છું ! અનંત અવતારથી ભટક્યો, પણ આત્માનો એક અંશ, વાળ જેટલો આત્મા મેં જાણ્યો નથી ! માટે આપ કંઈક કૃપા કરો અને મારું આટલું કામ કાઢી આપો !' બસ આટલું જ કરવાનું છે. 'જ્ઞાની પુરુષ' તો મોક્ષનું દાન આપવા જ આવ્યા છે.

અને પછી લોકો પાછા બૂમો પાડે કે વ્યવહારનું શું થાય ? આત્મા જાણ્યા પછી જે બાકી રહ્યો તે બધો વ્યવહાર. અને વ્યવહારનુંય 'જ્ઞાની

પુરુષ' પાછું જ્ઞાન આપે. પાંચ આજ્ઞા આપે, કે 'આ પાંચ આજ્ઞા મારી પાળજે. જા, તારો વ્યવહારેય શુદ્ધ અને નિશ્ચયેય શુદ્ધ. જોખમદારી બધી અમારી. મોક્ષ અહીંથી વર્તવો જોઈએ. અહીંથી જ ના વર્તે તે સાચો મોક્ષ નથી. મને ભેગા થયા પછી જો અહીંથી મોક્ષ ના વર્તે તો એ જ્ઞાની સાચા નથી અને મોક્ષેય સાચો નથી. મોક્ષ અહીં જ, આ પાંચમા આરામાં વર્તાવો જોઈએ, અહીં જ આ કોટ-ટોપી સાથે ! ત્યાં તો વર્ત્યાનું શું ઠેકાણું?

**પ્રશ્નકર્તા** : શું આત્માના જુદા જુદા પ્રકાર હોય ?

**દાદાશ્રી :** ના, આત્મા એક જ પ્રકારનો હોય.

**પ્રશ્નકર્તા** : તો આત્માને રાગ-દ્વેષ લાગે ?

**દાદાશ્રી :** ના. આત્માને રાગ-દ્વેષ લાગે નહીં. આ તો વિભાવ ઉત્પન્ન થાય છે. જે પોતાનામાં ગુણ નથી, તે વિભાવ કહેવાય. આત્મા પોતે સ્વભાવે કરીને વીતરાગ જ છે. એનામાં રાગ-દ્વેષનો ગુણ જ નથી. આ તો ભ્રાંતિથી એવું લાગે છે.

**પ્રશ્નકર્તા** : આ જે જન્મ-મરણની ઘટમાળ ચાલે છે, તે આત્મા પર અસર થવાથી 'કોઝિઝ' થાય છે એ ખરું ?

**દાદાશ્રી :** ના, ના. આત્મા ઉપર અસર થતી જ નથી. આત્માનો સ્વભાવ બદલાતો જ નથી. એને ખાલી 'રોંગ બિલીફ' જ બેસે છે.

**પ્રશ્નકર્તા** : 'રોંગ બિલીફ' કેવી રીતે બેસી ગઈ ?

**દાદાશ્રી :** પોતાના સ્વરૂપનું ભાન ના રહ્યું એટલે આ લોકોએ બીજું ભાન બેસાડ્યું ને એ જ્ઞાન ફીટ થઈ ગયું. એટલે લોકો કહે એ પ્રમાણે એને શ્રદ્ધા બેસી ગઈ કે ખરેખર 'હું ચંદુભાઈ છું' અને આ બધા લોકોય 'એક્સેપ્ટ' કરે છે. એમ કરતાં કરતાં 'બિલીફ' કોઈ રીતે 'ફ્રેક્ચર' થતી નથી. આત્મામાં કશો ફેરફાર થતો નથી. આત્મા તો સો ટચનું સોનું જ રહે છે. સોનામાં તાંબાનો ભેળસેળ થાય, તેથી કંઈ સોનું બગડી જતું નથી!

## દૃષ્ટિ - મિથ્યા ને સમ્યક્ !

**દાદાશ્રી :** આ ઊંધી દૃષ્ટિ છે, મિથ્યાદૃષ્ટિ છે, તેથી આ દુઃખો ઉત્પન્ન થયાં છે. અને સમકિત એટલે સવળી દૃષ્ટિ. કોઈ દહાડો તમારી સવળી દૃષ્ટિ થયેલી કે?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** આખો સંસારકાળ ફરી વળ્યા, છતાં એક ક્ષણ પણ સવળી દૃષ્ટિ થઈ નથી. શું નામ છે તમારું ?

**પ્રશ્નકર્તા** : ચંદુભાઈ.

**દાદાશ્રી :** 'તમે ચંદુભાઈ છો.' એ સાચી વાત છે ?

**પ્રશ્નકર્તા** : મિથ્યાત્વ લાગે છે, અહમ્પદ લાગે છે.

**દાદાશ્રી :** તો પછી તમે કોણ છો ?

**પ્રશ્નકર્તા** : એ ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** તો અત્યાર સુધી કેમ એ જાણ્યું નહીં ?

**પ્રશ્નકર્તા** : હંમેશાં એ જ મૂંઝવણ થતી હતી કે 'હું કોણ છું?' પણ એની ખબર પડતી ન હતી.

**દાદાશ્રી :** 'હું ચંદુલાલ છું, આ બાઈનો ધણી છું, આનો ફાધર થાઉં, આનો મામો, કાકો', એ બધી 'રોંગ બિલીફો' છે. એ 'રોંગ બિલીફો' જ્ઞાની પુરુષ 'ફ્રેકચર' કરી આપે અને 'રાઈટ બિલીફ' બેસાડી આપે. એટલે આપણને સમકિત દૃષ્ટિ મળી કહેવાય.

## વિપરીત જ્ઞાન-સમ્યક્ જ્ઞાન

પહેલાં વિપરીત જ્ઞાન જાણવાનો પ્રયત્ન હતો, તેનાથી બંધનમાં અવાય. હવે સમ્યક્ જ્ઞાન જાણવાનો પ્રયત્ન છે. એ 'પોતાનું' છે એનાથી સ્વતંત્ર થવાય. પેલું ય જ્ઞાન છે એટલે જાણવાનો 'ટેસ્ટ' આવે, પણ

એ પરાવલંબી છે, કોઈનું અવલંબન લેવું પડે. અને સમ્યક્ જ્ઞાન પોતાને સ્વસુખ આપનારું છે, સ્વાવલંબનવાળું ને સ્વતંત્ર બનાવનારું છે.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન તો એક જ પ્રકારનું હોય ને ? આત્મા એ જ જ્ઞાન છે. તો પછી વિપરીત જ્ઞાન ને આ જ્ઞાન જુદાં જુદાં કેમ હોઈ શકે ?

**દાદાશ્રી :** વિપરીત એટલે જરૂરિયાત નથી, તે જ્ઞાનમાં પડ્યા.

**પ્રશ્નકર્તા** : પણ એને જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાન જ કહેવાય ને ? અજ્ઞાન શા આધારે કહ્યું ? કે 'આ હિતાકારી નથી', માટે અજ્ઞાન કહ્યું.

**પ્રશ્નકર્તા** : એટલે એને અજ્ઞાન જ કહેવાય ને ? જ્ઞાન કહેવાય નહીં ને ?

**દાદાશ્રી :** જગતની દૃષ્ટિએ તો બધું જ્ઞાન જ છે ને ?

સાંસારિક જે બધું જાણવાનો પ્રયત્ન છે તે મિથ્યા જ્ઞાન છે. ઊંધી શ્રદ્ધા બેઠી એટલે ઊંધું જ્ઞાન ઉત્પન્ન થાય ને ઊંધું ચારિત્ર ઊભું થાય. એનો સ્વાદેય પડે ને એનો મારેય પડે. એ રાગ-દ્વેષવાળું જ્ઞાન છે અને આ વીતરાગી જ્ઞાન છે. આ જાણવા-જોવા સાથે વીતરાગતા રહે. ને પેલું જાણતાં ને જોતાંની સાથે જ રાગ-દ્વેષ થાય.

## દ્રવ્યચોર - ભાવચોર

મન એ આગલા અવતારનો સંકુચિત ફોટો છે.

એક માણસ 'ઓફિસર' હોય છે. તેની 'વાઈફ' તેને કહે કે તમે લાંચ લેતા નથી. આ બીજા બધા લે છે ને તેમણે બંગલા બંધાવ્યા. તે આવું બહુ વખત થાય એટલે એ મનમાં નક્કી કરે કે બળ્યું, આપણે પણ લો હવેથી !

પણ લાંચ લેવા જાય તે પહેલાં તે ધ્રૂજી જાય, ને લેવાય નહીં. મન ખાલી નક્કી કરે કે હવેથી લો. એટલે એણે ભાવ બદલ્યો, પણ

તેનાથી આખી જિંદગી લેવાય નહીં. કારણ કે પહેલાંનાં આધારે મન છે. મન એ ગતજ્ઞાનનું ફળ છે. હવે અત્યારે નવું જ્ઞાન ઊભું કર્યું કે લાંચ લેવી જોઈએ. તે હવે એને આવતે ભવ લાંચ લેવા દેશે.

બીજો ઓફિસર હોય તે આ ભવે લાંચ લેતો હોય, પણ મનમાં એને એવા ભાવ થયા કરે કે, 'આ લાંચ લેવાય છે તે ખોટું છે. આવું ક્યાં લેવાય છે ?' તેનાથી આવતા ભવે ના લેવાય. અને એક પૈસો નથી લેતો છતાં લેવાના ભાવ છે. એને ભગવાન પકડે છે. એ આવતા ભવે ચોર થશે ને સંસાર વધારશે.

**પ્રશ્નકર્તા** : અને જે પસ્તાવો કરે છે એ છૂટી રહ્યો કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ છૂટે છે. એટલે ત્યાં કુદરતને ઘેર ન્યાય જુદી જાતનો છે. આ જેવું દેખાય છે એવું ત્યાં નથી, એ આપની સમજમાં વાત આવે છે ?

**પ્રશ્નકર્તા** : એટલે ભાવ પણ કાઢવો જોઈએ એમ ?

**દાદાશ્રી :** ભાવ જ કાઢી નાખવાનો છે. ભાવની જ ભાંજગડ છે, આ વસ્તુની ભાંજગડ નથી. ભગવાનને ત્યાં શું હકીકત બની એની ભાંજગડ નથી. ભાવ એ 'ચાર્જ' છે અને હકીકત બને છે એ 'ડિસ્ચાર્જ' છે.

**પ્રશ્નકર્તા** : 'અક્રમ જ્ઞાન'માં ભાવનું શું સ્થાન છે ?

**દાદાશ્રી :** અક્રમમાં તો ભાવેય નહીં ને અભાવેય નહીં. એ બેનાથી દૂર થઈ ગયા. ભાવ અને અભાવથી સંસાર ઊભો થાય, 'રિલેટિવ ડિપાર્ટમેન્ટ' ઊભું થાય. 'અક્રમ વિજ્ઞાન'થી ભાવ-અભાવ ઊડી જાય છે, એટલે નવું 'ચાર્જ' થવાનું બંધ થઈ જાય છે અને જે 'ચાર્જ' કર્યું હતું તે 'ડિસ્ચાર્જ' થવાનું રહે છે. એટલે કે 'કોઝ' બંધ થઈ ગયાં અને 'ઈફેક્ટ' બાકી રહે છે.'ઈફેક્ટ' એ પરિણામ છે.

જગત આખું પરિણામમાં જ કકળાટ કરી રહ્યું છે. નાપાસ થાય તેનો કકળાટ ના હોવો જોઈએ. વાંચતી વખતે આપણો કકળાટ હોવો

જોઈએ, કે ભાઈ વાંચ, વાંચ ! એને ટકોર કરો, વઢો પણ નાપાસ થયા પછી તો એને કહીએ કે બેસ ભઈ, જમી લે ! સૂરસાગરમાં ડૂબવા ના જઈશ !

**પ્રશ્નકર્તા** : કઈ ભૂલના આધારે આવા ભાવ થઈ જાય છે ? દા.ત. લાંચ લેવાનો ભાવ થવો.

**દાદાશ્રી :** એ તો એના જ્ઞાનની ભૂલ છે. ખરું જ્ઞાન શું છે, એનું એને 'ડિસિઝન' નથી. અજ્ઞાનતાને લઈને ભાવ થાય છે. કારણ કે એને એમ લાગે છે કે આ દુનિયામાં આવું નહીં કરું, તો મારી દશા શી થશે? એટલે એને પોતાના જ્ઞાન ઉપરેય નિશ્ચય તૂટી ગયો છે. પોતાનું જ્ઞાન ખોટું છે એવું એ જાણે છે. હવે, આ જ્ઞાન, એ મોક્ષનું જ્ઞાન નથી. આ વ્યવહારનું જ્ઞાન છે. અને 'ટેમ્પરરી' રૂપે જ હોય છે કે જે સંજોગવશાત્ નિરંતર બદલાયા જ કરે.

## સંસારપ્રવાહ

જીવમાત્ર પ્રવાહ રૂપે છે. જેમ આ નર્મદાજીનાં પાણી વહ્યા કરે છે, તેમાં આપણે કશું કરતા નથી. વહેણ જ આપણને આગળ તેડી લાવે છે. ગયા અવતારમાં નવમા માઈલમાં હોય, ત્યાં સરસ સરસ આંબાનાં ઝાડ, કેરીઓ, બદામ, દ્રાક્ષ બધું જોયેલું હોય. સરસ બગીચા જોયેલા હોય. હવે આજે આ અવતારમાં દસમા માઈલમાં આવ્યો, ત્યારે બધું રણ જેવું મળ્યું. એટલે પેલું નવમા માઈલનું જ્ઞાન એને કૈડ્યા કરે. ત્યાં કેરીઓ માંગે, દ્રાક્ષ માંગે, પણ કશાનું ઠેકાણું ના પડે. એવું આ આગળ આગળ વહ્યા જ કરે છે ! આ બધું નિયતિનું કામ છે, પણ નિયતિ 'વન ઓફ ધી ફેક્ટર્સ' તરીકે છે, પોતે કર્તા તરીકે નહીં. કર્તા તરીકે આ જગતમાં કોઈ ચીજ નથી. તેમ કર્તા વગર આ જગત થયું નથી. પણ તે નૈમિત્તિક કર્તા છે. સ્વતંત્ર કર્તા કોઈ નથી. સ્વતંત્ર કર્તા હોય તો બંધનમાં આવે, નૈમિત્તિક કર્તા બંધનમાં આવે નહીં.

**પ્રશ્નકર્તા** : એટલે નૈમિત્તિક કર્તામાં જે કર્તા હોય, એ એમ માને કે હું નિમિત્ત છું ?

**દાદાશ્રી :** હા, એ તો પોતાની જાતને જ ખ્યાલ હોય કે 'હું નિમિત્ત છું.' મને લોકો એમ કહે કે 'દાદા તમે આમ કર્યું ને તમે તેમ કર્યું.' પણ હું તો જાણું ને કે આમાં હું તો નિમિત્ત છું! કર્તા થાય તેને કર્મ બંધાય. તમે કોઈ પણ વસ્તુના કર્તા થાઓ છો ખરા?

**પ્રશ્નકર્તા** : સવારથી સાંજ સુધી કર્તા જ થઈએ છીએ.

**દાદાશ્રી :** હવે તમે કર્તા છો કે નહીં, તેની તમને ખાતરી જોવી છે?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તમે, 'રાત્રે દસ વાગ્યે ઊંઘી જવાનું અને છ વાગ્યે ઊઠવાનું છે.' એમ બોલો છો, પછી ત્યાં આગળ પલંગમાં સૂઈને માથે ઓઢીને તમે શું શું યોજના ઘડતા હો ? પછી એકાએક વિચાર આવે કે ફલાણાને પાંચ હજાર રૂપિયા આપ્યા હતા, તેનું આજે ખાતું પડાવવાનું રહી ગયું હતું. તે પછી તમને ઊંઘ આવે ખરી ? જો ઊંઘ પોતાના હાથમાં નથી, તો બીજી કઈ વસ્તુ પોતાના હાથમાં છે ? વહેલું ઊઠવું હોય તો પેલી ઘંટડી મૂકવી પડે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તેય પોતાના હાથમાં નથી ! સંડાસ જવાનુંય પોતાના હાથમાં નથી. કશું જ આપણા હાથમાં નથી. આ તો કુદરતી રીતે એની મેળે ચાલ્યા કરે છે. તેને આપણે 'એડજસ્ટ' થઈ જઈએ છીએ કે 'હું આ કરું છું.' આ દરેક વસ્તુ બીજી શક્તિના આધીન ચાલે છે. ઈશ્વરેય કર્તા નથી અને તમે પણ આના કર્તા નથી. આના કર્તા તમે છો, એવું માનો છો એ જ છે તો આવતા ભવનું બીજ છે. એક દહાડો આ બધું સમજવું તો પડશે જ ને ?

એટલે પેલા અખાએ કહ્યું છે કે,

''કર્તા મીટે તો છૂટે કર્મ, એ છે મહાભજનનો મર્મ '',

''જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.''

કોઈ જીવને કરવાની શક્તિ છે જ નહીં, આ કર્તા શેના થઈ બેઠા છે ? ખરેખર તો સ્વપરિણામના કર્તા છે. હવે પરપરિણામના કર્તા કોઈ હોઈ શકે ખરા ? આ જન્મ્યા તે મરણ સુધી બધું ફરજિયાત છે, અને તે પરપરિણામ સ્વરૂપ છે ! એના આપણે કર્તા માનીએ છીએ એટલે આવતા ભવનું બીજ પડે છે.

## વ્યવહાર આત્મા : નિશ્ચય આત્મા

અજ્ઞાનતામાં આત્મા (વ્યવહાર-આત્મા) અનૌપચારિક વ્યવહારથી દ્રવ્યકર્મનો કર્તા છે. અનૌપચારિક વ્યવહાર એટલે જેમાં ઉપચાર પણ કરવો નથી પડતો, એવા વ્યવહારથી દ્રવ્યકર્મનો કર્તા છે. અને સ્વરૂપનું ભાન થયે કાયમ સ્વપરિણામી છે. એમાં એ કંઈ વિકૃત થયા નથી. વિકૃતિ જો થાય તો બદલાઈ જ જાય, ખલાસ થઈ જાય. આટલું જ સમજાય તો કામ થાય.

આ 'હું કરું છું' એવું માને છે. અલ્યા, તું ક્યાં અહીં આગળ છે? આ તો સચર છે, 'મિકેનિકલ' આત્મા છે. એની મહીં અચર છે એ શુદ્ધાત્મા છે. બહાર પ્રકૃતિ એ સચર વિભાગ છે અને અચર આત્મવિભાગ છે. લોકો સચરને સ્થિર કરવા માંગે છે. પ્રકૃતિ તો મૂળ સ્વભાવથી જ ચંચળ છે. જગત ઘડીવારેય વિસ્મૃત થાય તેવું નથી.

## કર્તાપણાનું મિથ્યાત્વ

શાસ્ત્રો તો બધાં જાણે છે, પણ અજાણ શેનાથી છે ? આત્માથી ! બધું જાણ્યું પણ આત્માથી અજાણ રહ્યો. એ તો એમ જ જાણે કે, 'આ હું કરું તો જ થાય.' શું કહે છે ? અલ્યા, દેવતામાં બેસ. એની મેળે થઈ જશે બધું ! દેવતા પર બેસવાથી એની મેળે ફોલ્લા થાય કે ના થાય ? અલ્યા, આ બીજુ બધું જાણ્યું એનાથી તો 'ઈગોઈઝમ' વધશે ઊલટો !

જે કરે તેને બંધન થાય. જે જે કંઈ કર્યું તે બધું બંધન છે. ત્યાગ કરે કે ગ્રહણ કરે-બધુંય બંધન છે. લીધા તે આપવા પડશે ને આપ્યા

તે લેવા પડશે. આ રૂપિયા ધીર્યા હોય તે છોડી દઈએ પણ ત્યાગનું ફળ આવે ત્યારે લેવું જ પડે.

**પ્રશ્નકર્તા** : બધાં શાસ્ત્રોનો હેતુ તો આત્માનું દર્શન કરવાનો જ ને? તો પછી આત્માનું દર્શન કેમ થતું નથી ? 'ઈગોઈઝમ' કેમ વધે છે?

**દાદાશ્રી** : 'ઈગોઈઝમ' વધે છે તેય બરાબર છે, કારણ કે એ 'ડેવલપમેન્ટ' છે. આ કોલેજમાં છેલ્લામાં છેલ્લું પી.એચ.ડી. થવા જાય છે, પણ જેટલા થયા તેટલા સાચા. બધા ના થાય. ધીમે ધીમે 'ડેવલપ' થાય. 'ઈગોઈઝમ' વધે છે, તેય બરાબર છે. એમાં જે છેલ્લા 'ગ્રેડ'ના બે-ચાર હોય તેને 'જ્ઞાની પુરુષ' મળે એટલે એ પાસ થાય. ત્યાં સુધી એમ કરતાં કરતાં આગળ વધે છે. પહેલું આ 'ઈગોઈઝમ'ને ઊભું કરે છે. હિન્દુસ્તાનની બહાર 'ઈગોઈઝમ' જે છે તે સાહજિક 'ઈગોઈઝમ' છે. એમનું 'ઈગોઈઝમ' કેવું છે ? જ્યાં જવાનું છે ત્યાં આગળ જવાનું 'ઈગોઈઝમ' કરે છે ને જ્યાં નથી જવાનું, ત્યાં નથી જવાનું 'ઈગોઈઝમ' કરે છે ને આપણે જ્યાં નથી જવાનું ત્યાં જવાનું ઊભું કરી દે અને જ્યાં જવાનું છે ત્યાં ના કહી દે ! આપણે અહીં બધું વિકલ્પી 'ઈગોઈઝમ' છે. એ લોકોને સાહજિક 'ઈગોઈઝમ' હોય છે. ગાય-ભેંસોને હોય છે તેવું. ત્યાં ચોરી કરનારો ચોરી કર્યા કરે, બદમાશી કરનારો બદમાશી કરે અને 'નોબલ' હોય એ નોબલ રહ્યા કરે. આપણે અહીં તો નોબલેય ચોરી કરે અને ચોરેય નોબેલિટી કરે. એટલે, આ દેશ જ અજાયબ છે ને ? આ તો 'ઇન્ડિયન પઝલ' છે ! જે કોઈથી 'પઝલ' સોલ્વ ના થાય. ફોરેનવાળાની બુદ્ધિ લડી લડીને થાકે, પણ એમને આનું 'સોલ્યુશન' ના જડે. કાકાનો છોકરો એમ કહે કે ગાડી અપાય એવી નથી, સાહેબ આવવાના છે ! આખો અહંકાર જ કપટવાળો !

અને જે ક્રિયાઓ કરે છે એ બધું બરોબર છે. એ અહંકાર વધારે છે અને એમ કરતાં કરતાં બધા અનુભવ ચાખી ચાખીને પછી આત્માનુભવ થાય.

**પ્રશ્નકર્તા** : પછી છેવટના 'સ્ટેજે' અહંકાર નીકળી જાય ?

**દાદાશ્રી :** પછી એને જ્ઞાની મળી આવે. દરેક 'સ્ટાન્ડર્ડ'ના શિષ્યો તૈયાર થાય તે પ્રમાણે એને માસ્તર મળી આવે, એવો નિયમ છે.

કર્તા થયો કે બંધન થયું. પછી ગમે તેનો કર્તા થાય ! સકામ કર્મનો કર્તા થા કે નિષ્કામ કર્મનો કર્તા થા, કર્તા થયો એ બંધન. નિષ્કામ કર્મનું સુખ પડે, સંસારમાં શાંતિ મળે ને સકામનું દુઃખ આવે.

## વળગણ કોને ?

**પ્રશ્નકર્તા** : આત્માને જે શરીરનું વળગણ છે, પુદ્‌ગલનું. તેથી ભટકે છે ?

**દાદાશ્રી :** વળગણ આત્માને લાગતું જ નથી. આ તો બધું અહંકારને જ છે. અહંકાર છે તો આત્મા નથી અને આત્મા છે તો અહંકાર નથી.

**પ્રશ્નકર્તા** : તો આત્માને મોક્ષ આપવાનો છે ને ?

**દાદાશ્રી :** આત્મા મોક્ષમાં જ છે. એને દુઃખ જ નથી ને ! જેને દુઃખ હોય તેનો મોક્ષ કરવાનો છે. પોતે બંધાયેલોય નથી, મુક્ત જ છે. આ તો અજ્ઞાનથી માને છે કે 'બંધાયેલો છું' અને 'મુક્ત છું' એનું જ્ઞાન થાય એટલે મુક્ત થયો. ખરી રીતે બંધાયેલોય નથી. એ માની બેઠો છે. લોકોય માની બેઠા છે એવું આય માની બેઠો છે. લોકોમાં હરીફાઈ છે બધી આ. 'મારું-તારું' ભેદ પડ્યા એ બંધનને મજબૂતી કરે છે.

**પ્રશ્નકર્તા** : દાદા, એ એકદમ ઊતરવું જરા મુશ્કેલ થઈ પડેને ?

**દાદાશ્રી :** તેથી જ તો આ બધું અંતરાયું છે ને ! સમકિત થતું નથી તેનું કારણ જ આ છે. તેથી તો કહ્યું છે કે, આત્મજ્ઞાન જાણો ! આત્મા શું છે, એને જાણો. નહીં તો છૂટાશે નહીં ! શાસ્ત્રકારોએ બહુ બહુ દાખલાઓ આપ્યા છે, પણ એ સમજ પડે તો ને ? આત્મજ્ઞાની હોય ત્યાં જ છૂટકારો થાય. જ્ઞાની સમજાવે કે, 'કેટલા ભાગમાં તું કર્તા

છે'. એ તો એવું માને છે કે, ''સામાયિક, જપ, તપ, યોગ 'હું' જ કરું છું. 'હું' જ આત્મા છું ને 'હું' જ આ કરું છું.'' હવે 'કરે છે' શબ્દ આવ્યો ત્યાંથી એ મિથ્યાત્વ છે ! 'કરોમિ, કરોસિ ને કરોતિ' એ બધું મિથ્યાત્વમાં છે !

## પ્રકૃતિ કરે વાંકું : પુરુષ કરે સીધું

પ્રકૃતિ વાંકું કરે, પણ તું અંદર સીધું કરજે. પ્રકૃતિ ક્રોધ કરવા માંડી ત્યારે 'આપણે' 'ચંદુભાઈ'ને શું કહેવું પડે ? ચંદુભાઈ આ ખોટું થઈ રહ્યું છે, આવું ના હોવું જોઈએ, આવું ના હોવું જોઈએ.' એટલે 'તમારું' કામ પૂરું થઈ ગયું ! પ્રકૃતિ તો કાલે સવારે અવળીય નીકળેને સવળીય નીકળે. એની સાથે આપણે લેવાદેવા નથી. ભગવાન શું કહે છે કે 'તું તારું બગાડીશ નહીં.'

મનુષ્યોનો સ્વભાવ કેવો હોય છે કે જેવી પ્રકૃતિ એવો પોતે થઈ જાય. જ્યારે પ્રકૃતિ સુધરતી નથી ત્યારે કહેશે, 'મેલ છાલ !' અલ્યા, ના સુધરે તો કશો વાંધો નથી, તું આપણે અંદર સુધાર ને ! પછી આપણી 'રિસ્પોન્સિબિલિટી' નથી ! આટલું બધું આ 'સાયન્સ' છે !!! બહાર ગમે તે હોય તેની 'રિસ્પોન્સિબિલિટી' જ નથી. આટલું સમજે તો ઉકેલ આવી જાય. તમને સમજ પડી, હું શું કહેવા માંગું છું તે ?

**પ્રશ્નકર્તા** : હા, સમજણ પડી.

**દાદાશ્રી :** શું સમજણ પડી ?

**પ્રશ્નકર્તા** : ખાલી જોવાનું, એની જોડે તાદાત્મ્ય નહીં થવાનું.

**દાદાશ્રી :** એવું નહીં. તાદાત્મ્ય થઈ જાય તોય આપણે તરત કહેવું, 'આમ ના હોવું જોઈએ.' આ તો બધું ખોટું છે ! પ્રકૃતિ તો બધું જ કરે, કારણ એ બેજવાબદાર છે. પણ આટલું બોલ્યા કે, તમે જવાબદારીમાંથી છૂટ્યા. હવે આમાં કંઈ વાંધો આવે એવું છે ?

**પ્રશ્નકર્તા** : વાંધો ના આવે, પણ જ્યારે ક્રોધ થાય ત્યારે તે વખતે ભાન ન આવે.

**દાદાશ્રી :** આપણું જ્ઞાન એવું છે કે ભાનમાં રાખે. પ્રતિક્રમણ કરે, બધું જ કરે. તમારે ભાન રહે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા** : રહે છે, દાદા.

**દાદાશ્રી :** દરેક વખતે રહે છે ?

**પ્રશ્નકર્તા** : હા. દરેક વખતે રહે છે.

**દાદાશ્રી :** આપણું જ્ઞાન એવું છે કે નિરંતર જાગૃતિ ને જાગૃતિમાં જ રાખે અને જાગૃતિ એ જ આત્મા છે.

પ્રકૃતિ તો અભિપ્રાયેય રાખે ને બધુંય રાખે, પણ આપણે અભિપ્રાય રહિત થવું. આપણે જુદા, પ્રકૃતિ જુદી, આ 'દાદા'એ એ જુદું પાડી આપ્યું છે. પછી આપણે 'આપણો' ભાગ જુદો ભજવવો. આ 'પારકી પીડા'માં ઊતરવું નહીં.

## વીતરાગોની રીત

વીતરાગોનો મત એ છે કે ''પેલો અભિપ્રાય બાંધ્યો કે 'આ આવા છે', એ એનો ગુનો.''

'અમે' ખાલી ચેતવી જાણીએ. પછી તમારે વાંકું કાઢવું હોય તો તેને પહોંચી જ ના વળાય ને. એ તો ભગવાન મહાવીરના વખતમાં જ તેમનો શિષ્ય ગોશાળો ફરી ગયો હતો. ગોશાળો ભગવાનની સામે વ્યાખ્યાન આપતાં કહે છે, 'હુંય મહાવીર જ છું.' આમાં મહાવીર શું કરે? તે દહાડે આવા પાકતા હતા, તે આજે મહીં બે જણ એવા પાકે તો તેને આપણાથી કંઈ ના કહેવાય ? અને એવા હોય ત્યારે જ સારું ને?

આ તો વીતરાગનું વિજ્ઞાન કેવું છે ? આપણે અભિપ્રાય બાંધ્યો કે 'આ ખોટા છે અને આ ભૂલવાળા છે', તો એ પકડાયા ! અભિપ્રાય અપાય તો નહીં, પણ આપણી દૃષ્ટિય બગડવી ના જોઈએ! હું 'સુપરફ્લુઅસ' રહું છું. અહીં કેટલા બધા મહાત્માઓ છે, તે બધાયની

હકીકત હું જાણું છું, પણ હું ક્યાં મહીં ડખો કરું ? દુરુપયોગ કરવા જેવું આ જ્ઞાન ન હોય.

**પ્રશ્નકર્તા** : ભગવાનને 'શું ખોટું ને શું સારું' એવું જ નથી. પછી પ્રશ્ન ઊભો થતો નથી.

**દાદાશ્રી :** એ ભગવાનની દૃષ્ટિમાં છે. અહીં પ્રશ્ન ઊભો થાય. આપણે હજુ ભગવાન થયા નથી, ત્યાં સુધી આપણે ગુનેગાર છીએ.

**પ્રશ્નકર્તા** : પણ પછી તો સાચું શું ને ખોટું શું, એ પ્રશ્ન ગૌણ થઈ જાય છે ને ?

**દાદાશ્રી :** ના. પણ ખેદ તો થવો જ જોઈએ. આ શબ્દ દુરુપયોગ થવા માટે હું બોલતો નથી. હું જે બોલું છું તે તમને 'બોધરેશન' ના રહે એટલા માટે બોલું છું. કોઈના મનમાં એમ ના થાય કે, 'મને કર્મ બંધાશે', એટલા માટે છૂટથી બોલું છું. નહીં તો હું પણ ચાળી ચાળીને ના બોલું કે, 'કર્મ તો બંધાશે, જો તમે કદી આમ નહીં કરો તો.'

'અમે' તમને બધી જ રીતની છૂટ આપી છે. 'એક માત્ર વિષયમાં જાગૃત રહેજે' એમ કહીએ છીએ અને તે પણ પોતાની સ્ત્રી અગર પોતાના પુરુષ એટલા પૂરતી જ વિષયની છૂટ આપીએ છીએ. અણહક્કના વિષય સામે અમે તમને ચેતવીએ છીએ, કારણ એમાં બહુ મોટું જોખમ છે. આપણા 'અક્રમ વિજ્ઞાન'માં આટલું જ ભયસ્થાન 'અમે' તમને બતાવીએ છીએ. બીજે બધેથી નિર્ભય બનાવી દઈએ છીએ.

## અભિપ્રાય ઉડાવો

**પ્રશ્નકર્તા** : દ્વેષ ના રહે પણ પેલો અભાવ રહે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** અભાવ એ વસ્તુ જુદી છે. એ માનસિક બધી વસ્તુઓ છે. દ્વેષ તો અહંકારી વસ્તુ છે. અભાવ 'લાઈક' ને 'ડિસલાઈક' રહે. એ તો બધાને રહે. અમેય બહારથી અંદર આવીએ ને આ પાથરેલું દેખીએ ત્યાં આવીને બેસીએ. પણ કોઈ કહે કે તમારે અહીં નથી બેસવાનું, ત્યાં બેસવાનું છે. તો અમે ત્યાં બેસીએ, પણ પહેલાં 'લાઈક' આ

પાથરેલાની કરીએ. અમને દ્વેષ ના હોય પણ 'લાઈક-ડિસલાઈક' રહે. એ માનસિક છે, અહંકાર નથી !

**પ્રશ્નકર્તા** : એ અભિપ્રાયને આધારે રહે ને ?

**દાદાશ્રી :** એ અભિપ્રાય બધા કરેલા તેનાં ફળરૂપે આ અભાવ રહ્યા કરે. તેનું આપણે 'પ્રતિક્રમણ' કરીને ફેરવી નાખવું કે સામો તો બહુ સારો છે, તે આપણને પછી સારો દેખાય.

**પ્રશ્નકર્તા** : અભિપ્રાયનું પ્રતિક્રમણ કરવાનું કે પ્રત્યાખ્યાન કરવાનું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરવાનું. કોઈના માટે ખરાબ અભિપ્રાય બેઠેલો હોય તે આપણે સારો બેસાડવાનો કે બહુ સારું છે. જે ખરાબ લાગતો હોય તેને સારો કહ્યો કે ફેરફાર થયો. એ પાછલા અભિપ્રાયને લીધે આજે ખરાબ દેખાય છે. કોઈ ખરાબ હોતું જ નથી. આપણા મનને જ કહી દેવાનું. અભિપ્રાય મને કરેલા છે. મનની પાસે સિલ્લક છે. ગમે તે રસ્તે મનને બાંધવું જોઈએ. નહીં તો મન છૂટું થઈ જાય, હેરાન કરે.

**પ્રશ્નકર્તા** : આપે એક વાર કહેલું કે મનને પંપાળ પંપાળ પણ નહીં કરવાનું ને દબાવવાનું પણ નહીં. તો શું કરવાનું ?

**દાદાશ્રી :** મનને દબાવવાનું આપણે નથી હોતું, પણ એને આપણે 'રીવર્સમાં' લેવાનું. એટલે જેના માટે ખરાબ અભિપ્રાય હોય તો આપણે કહેવું કે આ તો બહુ સારા છે, ઉપકારી છે, કહીએ તો મન માની જાય. જ્ઞાનના આધારે મનને કાબૂમાં લઈ શકાય. બીજી કોઈ ચીજથી મન બંધાય એવું નથી. કારણ મન એ 'મીકેનિકલ' વસ્તુ છે. મન દહાડે દહાડે 'એક્ઝોસ્ટ' થયા કરે છે. એટલે છેવટે એ ખલાસ થઈ જવાનું. નવી શક્તિ મળતી નથી ને જૂની વપરાયા કરે છે. મન કહે કે કેડમાં દૂ:ખે છે ત્યારે આપણે એને કહીએ કે સારું છે કે પગ ભાંગ્યા નથી. એવું બોલીએ એટલે પાછું મન શાંત થઈ જાય. એને પ્લસ-માયનસ કરવું પડે !

## યમરાજા વશ વર્તે તે...

**દાદાશ્રી :** સંયમ કોને કહેવાય ?

**પ્રશ્નકર્તા** : વ્યાખ્યા ખબર નથી.

**દાદાશ્રી :** આ તો ભગવાનનો શબ્દ કહેવાય.

**પ્રશ્નકર્તા** : સમજીને જ્ઞાનમાં આપણે રહીએ એ સંયમ.

**દાદાશ્રી :** આ બધા 'કંટ્રોલ'માં રહે છે, 'આઉટ ઑફ કંટ્રોલ' નથી થતા એને સંયમ નથી કહેવાતો. સંયમ તો જુદી જ વસ્તુ છે. એને સંયમધારી કહેવાય !

જેને યમરાજા પકડે નહીં એનું નામ સંયમી ! સંયમધારીને ભગવાને વખાણ્યા છે. સંયમધારીનાં તો દર્શન કરવાં પડે ! યમરાજાને જેણે વશ કર્યા છે !!!

**પ્રશ્નકર્તા** : યમરાજાને વશ કર્યા છે, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** યમરાજા વશ થયા ક્યારે કહેવાય કે જેને મરણની બીક ના લાગતી હોય, 'હું મરી જઈશ, હું યમરાજાના કબજામાં છું' એવું ના લાગતું હોય તે સંયમધારી કહેવાય.

સંયમનો અર્થ અત્યારે લોકો ક્યાંનો ક્યાં લઈ ગયા છે ! ભગવાનની ભાષાનો શબ્દ એકદમ નીચલી કક્ષામાં લઈ ગયા છે. ભગવાનની નિશ્ચય ભાષા વ્યવહારમાં લાવ્યા છે. અત્યારે લોકો જેને સંયમ કહે છે પણ ખરેખર તે સંયમ ના કહેવાય. આ તો કંટ્રોલ કર્યો કહેવાય. તે 'કંટ્રોલ' મનુષ્યોનો ઓછો હોય છે માટે તેમને 'કંટ્રોલ' કરવો પડે છે. જાનવરો માત્ર બધાં કંટ્રોલવાળાં છે. મનુષ્ય એકલાં જ 'ડીકંટ્રોલ'વાળાં છે. પોતાનું ભાન જ નથી.

**પ્રશ્નકર્તા** : સત્તા છે પણ જવાબદારીનું ભાન નથી.

**દાદાશ્રી :** જ્યારે કંટ્રોલની સંપૂર્ણ સત્તા હાથમાં આવી ત્યારે

દુરુપયોગ કર્યો. એટલે પોતે નિરાશ્રિત થઈ ગયો ! આ ગાયો-ભેંસોને ચિંતા થાય ખરી ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** ત્યારે આ મનુષ્યો એકલાને જ ચિંતા થાય છે. કારણ કે સત્તાનો દુરુપયોગ કર્યો. ચિંતા ઊભી થઈ કે પોતે નિરાશ્રિત થયો. 'મારું શું થશે ?' એવું જેને જેને થાય એ બધા નિરાશ્રિત.

## યાદ આવે તે પરિગ્રહ

નાસ્તા કરવામાં વાંધો નથી. લત લાગવી ના જોઈએ. આત્માને ખેંચી ના જાય એટલી જાગૃતિ રાખવી જોઈએ. ખેંચાઈ જવાય તો પ્રતિક્રમણ કરવું જોઈએ. જમવામાં શું ખેંચી જાય છે ?

**પ્રશ્નકર્તા** : તીખું.

**દાદાશ્રી :** પછી યાદ આવે છે ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** તો એ ખાધું જ ના કહેવાય, યાદ આવ્યું તો પરિગ્રહ. યાદ ના આવ્યું તો એ પરિગ્રહ ના કહેવાય. ચોપડો લખવાનો બાકી હોય તો યાદ આવે કે આટલી સિલક બાકી છે. માખી ત્યાં જ ભ્રમણ કરતી હોય.

આ 'દાદા'ની યાદગીરી જ એવી છે કે બધું ભૂલાડી દે. એમને એમ જ પરિગ્રહ ભૂલાડી દે !

**પ્રશ્નકર્તા** : સાધારણ સંયોગોમાં જે આપણને યાદ આવતું ના હોય પણ એ સામે આવે અને અમુક કલાક સુધી રહે એ પરિગ્રહમાં ગણાય કે ?

**દાદાશ્રી :** હાસ્તોને ! જે આપણને સ્વરૂપથી છેટા કરે એ પરિગ્રહ ! એ ગ્રહ વળગ્યો છે, પરિગ્રહનું ભૂત વળગ્યું છે. તેથી 'આપણે' 'સ્વરૂપ'

ભૂલી જઈએ છીએ ! એટલો વખત કલાક-બે કલાક સ્વરૂપનું લક્ષ ચૂકી જવાય. અરે, કેટલાકને તો બાર-બાર કલાક સુધી ચૂકી જવાય. અને આ જગતમાં, જેને જ્ઞાન ના આપ્યું હોય તેને તો એ જ ચાલ્યા જ કરે. આખો દહાડો પાણી પારકા જ ખેતરમાં જાય. પંપ ઘરનો, એન્જિન-પાણી બધું પોતાનું, પેટ્રોલ-ઓઈલ પોતાનું, ને તોય પાણી જાય લોકોનાં ખેતરમાં ! 'સ્વરૂપ જ્ઞાન' પછી બધું પાણી પોતાના જ ખેતરમાં જાય. 'સ્વક્ષેત્ર'માં જ જાય, પરક્ષેત્રમાં ના જાય.

**પ્રશ્નકર્તા** : પંદર દહાડા સુધી યાદ ના આવે ને પછી યાદ આવે એ પરિગ્રહમાં જાય ?

**દાદાશ્રી :** હા. ભૂત આપણી પાછળ પડ્યું છે. તે આખી દુનિયાનાં ભૂતાં વળગ્યાં છે તમને ? તમને તમારાં ભૂતાં વળગેલાં છે. અમુક બાબત હોય એટલાં જ વળગેલાં છે. બીજાં બધાં વળગેલાં ના હોય !

## સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ

**પ્રશ્નકર્તા** : ક્રોધ-માન-માયા-લોભને છોડવાનો રસ્તો, એ જ્ઞાન જ છે ? અને એ જ્ઞાન આ કાળને માટે સમન્વિત છે ?

**દાદાશ્રી :** સાચું જ્ઞાન તો એનું નામ કહેવાય કે જે ક્રોધ-માન-માયા-લોભને ઊડાડી મૂકે.

**પ્રશ્નકર્તા** : એ પ્રાપ્ત કેમ કરવું ?

**દાદાશ્રી :** એ જ જ્ઞાન અહીં તમને આપું છું. આ બધાને ક્રોધ-માન-માયા-લોભ બધું ઊડી જ ગયેલું છે.

**પ્રશ્નકર્તા** : હૃદયની સરળતા આવવી એટલી સહેલી છે ?

**દાદાશ્રી :** સરળતા આવવી કે ના આવવી એ તો પૂર્વભવનો હિસાબ છે. એનું 'ડેવલપમેન્ટ' છે. જેમ સરળ થાય તેમ વધુ ઉત્તમ કહેવાય. પણ એ 'ક્રમિકમાર્ગ'નું છે. એમાં સરળ માણસ ધર્મને પામે પણ એમાં કરોડ અવતારેય મોક્ષનું ઠેકાણું ના પડે. ને આ 'અક્રમવિજ્ઞાન' છે. આ

એક જ અવતારી જ્ઞાન છે. અને જો આ જ્ઞાનની આરાધના અમારી આજ્ઞાપૂર્વક કરવામાં આવે ને તો નિરંતર સમાધિ રહે! તમે ડૉક્ટરની લાઈન કરો તોય નિરંતર સમાધિ રહે. કશું જ નડશે જ નહીં ને અડશે નહીં. આ તો બહુ ઊંચું વિજ્ઞાન છે. તેથી કવિરાજ કહે છે કે દસ લાખ વર્ષે આવું થયું નથી, એવું આ થયું છે.

**પ્રશ્નકર્તા** : શરણાગતિ જોઈએ એમ ?

**દાદાશ્રી :** ના. અહીં શરણાગતિ જેવી કશી વસ્તુ જ નથી. અહીં તો અભેદભાવ છે. મને તમારા કોઈની જોડે જુદાઈ લાગતી જ નથી. ને આ દુનિયા જોડેય જુદાઈ લાગતી નથી.

**પ્રશ્નકર્તા** : આપ તો બહુ ઊંચી કોટિના છો, અમે તો બહુ નીચી કોટિના છીએ.

**દાદાશ્રી :** ના. એવું નથી. તમે તો મારી કોટિના જ છો. તમે મને જોયા જ કરો. તેનાથી મારારૂપ થયા કરો. બીજો કોઈ રસ્તો નથી. જેને તમે જુઓ તે રૂપ થયા કરો.

**પ્રશ્નકર્તા** : સંસારના વ્યવહારમાં શુદ્ધતા, શુચિ જોઈએ ને ?

**દાદાશ્રી :** શુદ્ધતા એટલી બધી આવવી જોઈએ કે આદર્શ વ્યવહાર કહેવાવો જોઈએ. 'વર્લ્ડ'માંય જોયો ના હોય, તેવો ઊંચામાં ઊંચો, વ્યવહાર હોવો જોઈએ. અમારો વ્યવહાર તો બહુ ઊંચો હોય.

આ વિજ્ઞાન એવું છે. હું જે તમને દેખાડું છું એ કેવળજ્ઞાનનો આત્મા છે અને આ જગતના લોકો જે આત્મજ્ઞાન કરે છે, એ શાસ્ત્રીય આત્મજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા** : પાત્રતા કે અધિકારની વગર આ જ્ઞાન કેમ પચે ?

**દાદાશ્રી :** પાત્રતા કે અધિકારની અહીં જરૂર જ નથી. આચારના ધોરણ ઉપર આ નથી. બાહ્યાચાર એ શું છે ? જગત આખું બાહ્યાચાર ઉપર બેઠું છે. બાહ્યાચાર એ 'ઈફેક્ટ' છે, 'કોઝિઝ' નથી. 'કોઝિઝ' અમે

ઊડાડી મૂકીએ છીએ. પછી 'ઈફેક્ટ' તો એની મેળે ધોવાઈ જશે.

## પરમ વિનય

**પ્રશ્નકર્તા** : પરમ વિનય એ આચાર ખરો ?

**દાદાશ્રી :** પરમ વિનય તો એની મેળે ઉત્પન્ન થાય. આ ''જ્ઞાન'' જ ઉત્પન્ન કરે છે. જેમ છોકરાંને આ શીશી 'પોઈઝન'ની છે અને 'પોઈઝન' એટલે શું એવું સમજાવવામાં આવે પછી એ એને અડતો નથી. એવી રીતે આ જ્ઞાન અવિનય છોડાવે છે, ને પરમ વિનય ઉત્પન્ન કરાવે છે. તમારે પરમ વિનયમાં રહેવાનું નથી પણ...

**પ્રશ્નકર્તા** : રહેવાઈ જાય.

**દાદાશ્રી :** હા એની મેળે જ પરમ વિનયમાં રહેવાય.

## દાદા દરબારનો વિનય

**દાદાશ્રી :** આ અમે આવીએ અને તમે બધાં ઊભાં થઈ જાઓ. તે આ ઊઠબેસ કરવાથી તો પાર આવે એવું નથી. એનાથી તો દમ નીકળી જાય.

**પ્રશ્નકર્તા** : દેરાસરમાં તો ભગવાનની મૂર્તિ પાસે વંદના કરતી વખતે ઊઠબેસ જ કરે છે ને ?

**દાદાશ્રી :** ત્યાં ઊઠબેસ કરે તો વિનયના બહુ માર્ક છે અને આપણે અહીં તો બીજી કમાણી ઘણી કરવાનીને ? વિનયનું ફળ મોક્ષ છે; ક્રિયાઓનું ફળ મોક્ષ નથી. દેરાસરમાં વિનય કરો, તે દેખાય છે. આમ ક્રિયા ખરી, પણ તે વખતે અંદર સૂક્ષ્મ વિનય છે તે મોક્ષને આપનારો છે. વંદન કરે તે ઘડીએ ગાળો ભાંડતો ના હોય અને 'અહીં'નો વિનય અભ્યુદય ને આનુષંગિક બન્ને ફળ આપે! ગુરુ મહારાજને વિનય કરી બહાર આવીને નિંદા કરે તો પછી બધી ધૂળધાણી જ થઈ જાય. વિનય કરો તેની નિંદા ના કરો ને નિંદા કરવી હોય તો ત્યાં વિનય કરશો નહીં. એનો કશો અર્થ જ નહીં ને ?

તમારે તો અહીં કશું કરવાનું જ રહ્યું નથી ને ? આ ઊભા થવાની તો એટલા માટે ના પાડીએ કે આ કાળમાં લોકોનાં પગનાં ઠેકાણાં નથી. આખો દહાડો દોડધામ, દોડધામ થાય. આ રેલવેએ પૂલ ચઢાવી ચઢાવીને દમ કાઢી નાખ્યો ! હવે તેમાં તમને કહીએ કે ઊભા થાવ, બેસી જાવ તો તેનો ક્યારે પાર આવે ? એના કરતાં આપણે સહીસલામત રહો ને. જેને જેમ અનુકૂળ આવે તેમ બેસો. 'દાદા'ને બધું પહોંચી ગયું છે. આ 'દાદા' તો તમારા ભાવને જ જુએ છે, ક્રિયાને નથી જોતા.

## સમજની શ્રેણીઓ

**પ્રશ્નકર્તા** : સામો દોષિત ના દેખાય તે માટે 'પ્રકૃતિ કરે છે' એ સમજથી કામ લઉં છું.

**દાદાશ્રી :** એ 'ફર્સ્ટ સ્ટેજ'ની વાત છે, પણ છેલ્લી વાતમાં આ કશું જ બનતું નથી. આત્મા આનો જાણકાર જ છે. બીજું કશું જ નથી. તેને બદલે માની બેઠો છે કે સામાએ જ કર્યું ! 'રોંગ બિલીફ' જ છે ખાલી.

**પ્રશ્નકર્તા** : એકના એક છોકરાને મારી નાખ્યો...

**દાદાશ્રી :** તે મરતો જ નથી. જે મૂળ સ્વભાવ છે, જે 'મૂળ વસ્તુ' છે, તે મરતો જ નથી. આ તો જે નાશવંત ચીજો છે તેનો નાશ થયા જ કરે છે.

જગત નિર્દોષ જ દેખાય. જેને ઓછી સમજણ હોય તે હિસાબ ગોઠવીને કહે 'હિસાબ હશે.' નહીં તો, 'મારો છોકરો છે' એવું હોય જ નહીં ને !! ભગવાનની ભાષા સમજાઈ, તેને તો બધું જગત નિર્દોષ જ દેખાય ને ? કોઈ ફૂલ ચઢાવે તોય નિર્દોષ દેખાય ને પથ્થર મારે તોય નિર્દોષ દેખાય ! એકે મારી નાખ્યો ને એકે બચાવ્યો. પણ બન્ને નિર્દોષ દેખાય, વિશેષતા ના દેખાય આમાં.

તમને અમારા જ્ઞાનની સમજથી સમજવું હોય તો ''વ્યવસ્થિત'' છે, 'હિસાબ છે', એવું તમારે સમજવું પડે. એથી આગળ જશો એટલે

'મૂળ વસ્તુ' સમજાશે. 'બચાવનારો કોઈ બચાવી શકતો નથી, મારનાર મારી શકતો નથી. બધું કુદરતનું કામ છે આ'. 'વ્યવસ્થિત' ખરું, પણ 'વ્યવસ્થિત' પરના અવલંબન તરીકે પણ આ કોણ કરી રહ્યું છે ? એ આખા ભાગને પોતે જાણે, કે બધી કુદરતની જ ક્રિયા છે. કુદરત જીવમાત્રનું હિત જ કરી રહી છે, પણ એને 'ડીસ્ટર્બ' આ કાળ કરે છે.

**પ્રશ્નકર્તા** : કાળ 'ડીસ્ટર્બ' કરે છે, એ ના સમજાયું.

**દાદાશ્રી :** આ કાળ 'ડીસ્ટર્બ' ના કરતો હોત ને તો આ જગત બહુ સુંદર લાગે. આવો કાળ આવે ત્યારે નીચે અધોગતિમાં લઈ જાય. બાકી કુદરતનું અધોગતિમાં લઈ જવાનું કામ નથી. કુદરતનો સ્વભાવ તો નિરંતર ઊર્ધ્વગતિમાં જ લઈ જવાનો છે.

એક કાળ એવો હતો કે શેઠિયાઓ નોકરોને પજવતા હતા અને હવે નોકરો શેઠિયાઓને પજવે છે એવો કાળ આવ્યો છે ! કાળની વિચિત્રતા છે ! નોર્માલિટીમાં હોય તો બહુ સુંદર કહેવાય. શેઠ નોકરને પજવે જ નહીં ને નોકર આવું તોડફોડ કરે નહીં.

આ તો પોતે ખાલી માની બેઠો છે. બાપ થયો તેય માની બેઠો છે કે હું બાપ થાઉં. પણ છોકરાને બે કલાક ખૂબ ગાળો ભાંડ ભાંડ કર તો ખબર પડે કે બાપ કેટલા દહાડાનો છે ! ઠંડો જ થઈ જાય ને ! ખરેખર બાપ હોય તો તો જુદા જ પડે નહીં.

## પાપોનું પ્રાયશ્ચિત

**પ્રશ્નકર્તા** : આપણે કરેલાં પાપો ભગવાનના મંદિરમાં જઈને દર રવિવારે કબૂલ કરી દીધાં હોય તો પછી પાપ માફ થઈ જાય ને ?

**દાદાશ્રી :** એવાં જો પાપ ધોવાતાં હોત ને તો કોઈ માંદા-સાજાં હોય જ નહીં ને ? પછી તો કશું દુઃખ હોય જ નહીં ને ? પણ આ તો દુઃખ પાર વગરનું પડે છે. માફી માગવાનો અર્થ શું કે તમે માફી માંગો તો તમારા પાપનું મૂળ બળી જાય. એટલે ફરી એ ફૂટે નહીં, પણ એનું ફળ તો ભોગવવું જ પડે ને ?

**પ્રશ્નકર્તા** : કોઈ કોઈ મૂળ તો પાછાં ફરી ફૂટી નીકળે.

**દાદાશ્રી :** બરાબર બળ્યું ના હોય તો પાછું ફૂટ્યા કરે. બાકી મૂળ ગમે તેટલું બળી ગયું હોય પણ ફળ તો ભોગવવાં જ પડે. ભગવાનને હઉ ભોગવવાં પડે ! કૃષ્ણ ભગવાનનેય અહીં તીર વાગ્યું હતું ! એમાં ચાલે નહીં. મારે હઉ ભોગવવું પડે !

દરેકના ધર્મમાં માફીનું હોય છે. ક્રિશ્ચિયન, મુસ્લિમ, હિન્દુ બધાંમાં હોય, પણ જુદી જુદી રીતે હોય.

**પ્રશ્નકર્તા** : ભગવાને જે ચાર પ્રકારનાં સુખ આપેલાં છે, તે ચારેય પ્રકારનાં સુખ કોઈ એક વ્યક્તિને તો આવે જ નહીં ને ?

**દાદાશ્રી :** આ સુખ જ નથી. બધી કલ્પનાઓ છે. આ સાચું સુખ જ નથી.

**પ્રશ્નકર્તા** : કયું સાચું ને કયું ખોટું સુખ, એ અનુભવ થયા વગર શી રીતે સમજાય ?

**દાદાશ્રી :** પોતાને અનુભવ થાય જ. બહારની કોઈ વસ્તુની મદદ સિવાય એવું સુખ ઉત્પન્ન થાય કે કોઈ દહાડો જોયું ના હોય !

**પ્રશ્નકર્તા** : એ કાયમ રહેવું જોઈએ.

**દાદાશ્રી :** એ સુખ પછી જાય જ નહીં. આ (જ્ઞાન લીધા પછી) બધાને એવું સુખ ઉત્પન્ન થયું છે, પછી એ ગયું જ નથી. પછી એ સુખની ઉપર તમે ઢેખાળા નાખ નાખ કરો, તો તમને વાગે ખરા. પણ અમારી આજ્ઞામાં રહો તો કશું થાય નહીં. અમારી આજ્ઞા તદ્દન સહેલી છે !

## સુખનું શોધન

**દાદાશ્રી :** શાને માટે નોકરી તું કરે છે બેન ?

**પ્રશ્નકર્તા** : એવું નસીબમાં લખી લાવ્યા હઈશું.

**દાદાશ્રી :** પછી, પૈસાનું શું કરે છે ?

**પ્રશ્નકર્તા** : હું આત્માને ખોળું છું.

**દાદાશ્રી :** આત્માને કોઈક જ માણસ ખોળી શકે. બધા જીવો કંઈ આત્માને ખોળતા નથી. આ બધા જીવો શું ખોળે છે ? સુખને ખોળે છે. દુઃખ કોઈ જીવને ગમતું નથી. નાનામાં નાનું જીવડું હોય કે મનુષ્ય હોય કે સ્ત્રી હોય, દુઃખ કોઈને ગમતું નથી. હવે આ બધાને સુખ તો મળે છે પણ કોઈને સંતોષ નથી. એનું શું કારણ હશે ?

આ સુખ એ સાચું સુખ ન હોય. એક વખત સુખ સ્પર્શી ગયું પછી દુઃખ ક્યારેય પણ ના આવે એનું નામ સુખ કહેવાય. એવું સુખ ખોળે છે ! મનુષ્ય અવતારમાં એને મોક્ષ કહેવાય. પછી કર્મો પૂરાં થાય કે મોક્ષ થઈ ગયો ! પણ પહેલો મોક્ષ અહીં થઈ જ જવો જોઈએ.

કષાય ન થવા જોઈએ. કષાય તને થાય છે કે ?

**પ્રશ્નકર્તા** : થાય છે.

**દાદાશ્રી :** કષાય તને બહુ ગમે છે, ખરું ?

**પ્રશ્નકર્તા** : ગમતા તો નથી, પણ થાય છે.

**દાદાશ્રી :** કષાય એ જ દુઃખ છે ! આખું જગત કષાયમાં જ પડ્યું છે. લોકોને કષાય ગમતા નથી. પણ છતાંય કષાયોએ એમને ઘેરી લીધા છે. કષાયના તાબામાં જ બધાં આવી ગયાં છે. એટલે એ બિચારાં શું કરે ? ગુસ્સો ઘણોય ના કરવો હોય તો પણ થઈ જાય.

તારે સુખ કેવું જોઈએ છે, 'ટેમ્પરરી' કે 'પરમેનન્ટ'?

**પ્રશ્નકર્તા** : બધાયને કાયમનું જોઈએ છે.

**દાદાશ્રી :** છતાં પણ કાયમનું સુખ મળતું નથી, એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા** : આપણાં કર્મો એવાં, બીજું શું ?

**દાદાશ્રી :** કર્મો ગમે તેવાં હોય પણ આપણને કાયમનું સુખ

આપનાર, દેખાડનાર કોઈ મળ્યા નથી. જે પણ પોતે કાયમનું સુખ ભોગવતા હોય તેમને આપણે કહીએ કે મને રસ્તો દેખાડો તો આપણું કામ થઈ જાય. પણ એવા કોઈ મળ્યા નહીં. દુખિયા ને દુખિયા જ મળ્યા. તે દુઃખ એનું ય ના ગયું ને આપણું ય ના ગયું.

'જ્ઞાની પુરુષ' એકલા જ કાયમના સુખી હોય. એ મોક્ષમાં જ રહેતા હોય. એમની પાસે જઈએ તો આપણો ઉકેલ આવે. નહીં તો ભટક ભટક કરવાનું છે. આ કાળમાં શાંતિ શી રીતે રહે ? સ્વરૂપનાં જ્ઞાન વગર શાંતિ શી રીતે રહે ? અજ્ઞાન એ જ દુઃખ છે.

## જાપ કોનો ?

**પ્રશ્નકર્તા** : મનની શાંતિ મેળવવા માટે એવો કયો જાપ વધુ કરવો કે જેથી મનની વિશેષ શાંતિ થાય અને ભગવાન તરફ લક્ષ થાય ?

**દાદાશ્રી :** સ્વરૂપનો જાપ કરે તો થઈ જાય.

**પ્રશ્નકર્તા** : સહજાત્મસ્વરૂપ પરમગુરુ ?

**દાદાશ્રી :** ના, એ સ્વરૂપનો જાપ નથી. એ ભગવાનની ભક્તિ છે. સ્વરૂપનું એટલે 'તમે કોણ છો ?' એનો જાપ કરો તો પૂરી શાંતિ મળી જાય. સ્વરૂપનો જાપ કેમ નથી કરતા ?

**પ્રશ્નકર્તા** : મનમાં ઘણા વખતથી પ્રશ્ન મૂંઝવતો હતો કે કઈ જાતના જાપ કરવાથી શાંતિ મળે ?

**દાદાશ્રી :** સ્વરૂપના જાપ કરે તો નિરંતર શાંતિ મળે, ચિંતા ના થાય, ઉપાધિ ના થાય. એના માટે 'જ્ઞાની પુરુષ'ની પાસે કૃપાપાત્ર થવું જોઈએ.

## જ્ઞાની મળ્યા પછી સાધનોની નિરર્થકતા

**પ્રશ્નકર્તા** : અંતઃકરણની શુદ્ધિ માટે જે સાધનો બતાવ્યાં છે, તે કેટલા અંશે જરૂરી છે ?

**દાદાશ્રી :** કયાં સાધનો ?

**પ્રશ્નકર્તા** : જપ, તપ એ બધાં.

**દાદાશ્રી :** જ્યાં સુધી સાધ્ય વસ્તુ મળે નહિ, ત્યાં સુધી સાધનોમાં રહેવું જોઈએ. પણ જો 'જ્ઞાની પુરુષ' મળે તો કશું જ કરવાની જરૂર નથી. 'જ્ઞાની પુરુષ' પોતે જ બધું કરી આપે. અને તે ના મળ્યા હોય તો તમારે કંઈ ને કંઈ કરવું જ જોઈએ. નહીં તો ઊંધો માલ પેસી જાય. શુદ્ધિકરણ ના કરો તો અશુદ્ધિ જ થયા કરે કે ના થયા કરે ? એટલે આપણે રોજ પૂંજો તો વાળવો જ પડે ને ? 'જ્ઞાની પુરુષ' મળ્યા હોય તો તેમને કહેવું કે સાહેબ, મારો ઉકેલ લાવી આપો. તે 'જ્ઞાનીપુરુષ' એક કલાકમાં બધું જ કરી આપે, પછી એમની આજ્ઞામાં ફક્ત રહેવાનું કે ચાલુ લિફ્ટમાં હાથ બહાર કાઢશો નહીં. નહીં તો હાથ કપાઈ જશે. અને આખી લિફ્ટ ઊભી રાખવી પડે. આ તો મોક્ષે જવાની લિફ્ટ છે.

મોક્ષે જવાના બે માર્ગ : એક 'ક્રમિક' માર્ગ ને બીજો 'અક્રમ માર્ગ'. ક્રમિક એટલે 'સ્ટેપ બાય સ્ટેપ' પગથિયાં ચઢવાનું ને 'અક્રમ' એટલે લિફ્ટમાં ઊંચે જવાનું !

## મોક્ષ - 'અક્રમ' માર્ગ

**પ્રશ્નકર્તા** : મોક્ષને મેળવવા સીધો રસ્તો નથી ?

**દાદાશ્રી** : તારે વાંકો જોઈએ છે ત્યારે ?

**પ્રશ્નકર્તા** : વાંકો તો નથી જોઈતો, પણ સીધો નથી મળતો. 'મોક્ષ મેળવવા માટેનો રસ્તો સહેલો નથી' એમ મારું માનવું છે.

**દાદાશ્રી :** હા, એ તો બરોબર છે. મોક્ષ માટે બે રસ્તા છે. કાયમનો તો એક જ રસ્તો છે. આ જે અઘરો રસ્તો તમે કહો છો ને તે જ છે. આ તો કો'ક વખત ઇનામી રસ્તો નીકળ્યો છે. તે દસ લાખ વરસે નીકળે છે ! તેમાં જેને ટિકિટ મળી ગઈ તેનું કલ્યાણ થઈ ગયું ! આ રસ્તો કાયમને માટે હોતો નથી. આ 'અક્રમ વિજ્ઞાન' છે અને પેલું 'ક્રમ વિજ્ઞાન' છે. ક્રમ એટલે સ્ટેપ બાય સ્ટેપ. પગથિયે, પગથિયે ચઢીને ઉપર જવાનું ને આ લિફ્ટ છે ! લિફ્ટ તને ગમતી ના હોય તો વાંધો નહીં.

આપણે તને પેલો રસ્તો દેખાડીશું. તારાથી પગથિયાં ચઢવાની શક્તિ છે પછી શું ખોટું છે ? અને લિફ્ટ જેને ગમતી હોય, જેનામાં શક્તિ ના હોય તે લિફ્ટમાં બેસે.

'જ્ઞાની' મળે તો મોક્ષ હથેળીમાં છે ને ના મળે તો કરોડો અવતારે ય ઠેકાણું ના પડે !

**પ્રશ્નકર્તા** : જ્ઞાની પણ સમ્યક્‌જ્ઞાની હોવા જોઈએ ને ? એને સાચી સમજણ હોવી જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, સમ્યક્‌જ્ઞાન તમને પણ થવું જોઈએ. તો જ મોક્ષ થાય. સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન ને સમ્યક્‌ચારિત્ર બધું જ થાય ત્યારે મોક્ષ થાય. એમ ને એમ મોક્ષ થાય નહીં.

**પ્રશ્નકર્તા** : અમનેય મોક્ષની વાનગી ચખાડશો ને ?

**દાદાશ્રી :** હા. ચખાડીશું. બધાંને ચખાડીશું. જેને ચાખવું હોય તેને ચખાડવાનું.

## અંતર ભેદાયા વિણ નીપજે ના અંતરદૃષ્ટિ

**પ્રશ્નકર્તા** : જ્ઞાની પુરુષો એમ કહે છે કે તમારે અંદર જ જોયા કરવાનું છે. એટલે આપણે અંદર શું જોવાનું છે ?

**દાદાશ્રી :** એ જે કહેલું છે તે સાપેક્ષ વચન છે. જેને આંતરિક જ્ઞાન થયેલું હોય તેણે અંદર જોવાનું અને જેને બાહ્ય જ્ઞાન થયું હોય તેણે બહાર જોવાનું. હવે બાહ્યજ્ઞાન થયેલું હોય અને અંદર જુએ તો શું દેખાય એને?

**પ્રશ્નકર્તા** : બહારનું જ દેખાય.

**દાદાશ્રી :** એટલે મારું કહેવાનું એ છે કે આ જે વચન કહ્યું છે તે સાપેક્ષ વચન છે. જેને અંતરનું કંઈક જ્ઞાન થયેલું છે, અંતરની કંઈક વાત સાંભળી છે, અને અંતર કંઈક ભેદાયું છે તેને અંદર જોવાનું. અને અંતર ભેદાયું ના હોય તો અંદર શું જોશો ?

**પ્રશ્નકર્તા** : આપણને કંઈ વિચાર ઊઠતા હોય તે.

**દાદાશ્રી :** હા, પણ તે અંતર ભેદાયું હોય તેને માટે એ કામનું છે. અંતર ભેદાયું ના હોય, વિચારો ઊઠતા હોય, તેમાં તન્મયાકાર થઈ જાય પછી શું દેખાય ? અંતર ભેદાયું હોય તે તો વિચારમાં તન્મયાકાર ના થાય ને તેને જુએ કે શું મને વિચાર આવ્યો ? પણ અંતરભેદ થવો બહુ સહેલો નથી. એ 'જ્ઞાની પુરુષ' વગર અંતરભેદ ના થાય. ભેદ તો પડવો જોઈએ ને આપણને ? અહંકાર ભેદ ના પડવા દે.

જેની દૃષ્ટિ બહાર જ છે, લૌકિકમાં રાચેલો છે. એને અંદર શું જોવાનું ? એની રમણતા ક્યાં છે તે ઉપર દૃષ્ટિનો આધાર છે. જ્યાં સુધી આત્મા પ્રાપ્ત ના થાય ત્યાં સુધી અંદર કશું દેખવા જેવું જ નથી. ફક્ત શુભ ઉપયોગ રાખે પણ એ કંઈ મોક્ષમાર્ગ નથી, ધર્મમાર્ગ છે એટલે એને ને મોક્ષને કંઈ લેવાદેવા નથી. તમે અંદર ગમે તેટલો ઉપયોગ રાખશો પણ તે શુદ્ધ ઉપયોગ તો નહીં ગણાય.

શુદ્ધ ઉપયોગ તો 'જ્ઞાની પુરુષ' 'જ્ઞાન' આપે પછી રહે. 'જ્ઞાન' કયું ? આત્મજ્ઞાન. 'હું કોણ છું' એ નક્કી થાય. અને તે પાછું ભાન સહિત હોવું જોઈએ. શુદ્ધ ઉપયોગ એ મોક્ષમાર્ગ છે. અને તમે કહો છો એ બધા શુભ ઉપયોગ છે. અશુભમાંથી શુભમાં આવવાનો એ માર્ગ છે.

## અધ્યાત્મ અને બૌદ્ધિકતા

**પ્રશ્નકર્તા** : અધ્યાત્મના અનુભવ વિશે દાદા પાસે કે કોઈ પણ વીતરાગ પુરુષ પાસે આપણે ઉત્તરો મેળવીએ, તો એ બૌદ્ધિક અર્થઘટન ગણાય કે ?

**દાદાશ્રી :** તમારી પાસે આવ્યું એટલે બૌદ્ધિક થઈ ગયું. તમારે બુદ્ધિથી સમજવા માટે બૌદ્ધિક થઈ ગયું. બાકી આમ તો જ્ઞાન પ્રકાશ છે ! બુદ્ધિ તો અમારામાં હોય જ નહીં ! એટલે અમે જ્ઞાનના 'ડાયરેક્ટ' પ્રકાશથી જ વાત કરીએ. અમારી પાસે પુસ્તકનીય વાત ના હોય.

**પ્રશ્નકર્તા** : વાણીમાં જે ઊતરે, તો એ એટલા અંશે બૌદ્ધિક ના થઈ ગયું કહેવાય ?

**દાદાશ્રી :** ના, એવો કંઈ નિયમ નથી. વાણીમાં તો 'ડાયરેક્ટ' પ્રકાશ બધોય ઊતરે અને 'ઈનડાયરેક્ટ' પણ બધોય ઊતરે. વાણીને એવી કશી લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા** : 'ડાયરેક્ટ' પ્રકાશ પહોંચાડવા માધ્યમની મર્યાદા વાણીને નડે કે નહીં ?

**દાદાશ્રી :** 'ડાયરેક્ટ' પ્રકાશવાળી વાણી સ્યાદ્વાદ હોય. કોઈને કિંચિતમાત્ર દુઃખ ના થાય એવી એ વાણી હોય. બુદ્ધિવાળી વાણી કોઈને દુઃખદાયી થઈ જાય. કારણ કે બુદ્ધિવાળી વાણીમાં અહંકાર રૂપી 'પોઈઝન' હોય છે.

**પ્રશ્નકર્તા** : વીતરાગ વાણી હોય પણ ઝીલનારી સામી બુદ્ધિ હોય તો એ વીતરાગતા સમજી શકે ખરી ?

**દાદાશ્રી :** બુદ્ધિ સમજી શકે ખરી, પણ તે પોતાની મેળે ના સમજે. એ તો 'જ્ઞાની પુરુષ' પાસે સમ્યક્ થાય ત્યારે ઝીલી શકે.

**પ્રશ્નકર્તા** : ઝીલનારો જે હોય એ તો એની બૌદ્ધિક શક્તિથી ઝીલે ને ? કે એની મર્યાદા હોય પાછી...

**દાદાશ્રી :** હા, એ બૌદ્ધિક શક્તિથી ઝીલે છે પણ એ 'જ્ઞાની પુરુષ'ની હાજરીમાં જ એ બુદ્ધિ પકડી શકે છે, બીજી જગાએ બુદ્ધિ પકડી શકે નહીં. કારણ કે 'જ્ઞાની પુરુષ'ની હાજરીમાં નીકળેલી વાણી આવરણો ભેદી 'ડાયરેક્ટ' આત્માને પહોંચે છે અને આત્માને પહોંચે છે એટલે તરત તમારાં મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર પકડી લે છે. અમારી વાણી આત્મામાંથી પાસ થઈને નીકળેલી હોય છે. જગતની વાણી મનમાંથી પાસ થઈને નીકળેલી હોય છે. એટલે એને મન 'એક્સેપ્ટ' કરે ને અહીં આત્મા 'એક્સેપ્ટ' કરે. પણ પછી પાછું મન, બુદ્ધિ એને પકડી લે.

## અવસ્થામાં અસ્વસ્થ, સ્વમાં સ્વસ્થ

**પ્રશ્નકર્તા** : આ વીતરાગની ગેરહાજરીમાં અવસ્થામાં અસ્વસ્થ થવાનું બને અને હાજરીમાં સ્વસ્થ રહેવાય, એવું કેમ બને છે ?

**દાદાશ્રી :** હાજરીમાં તો સ્વસ્થ રહે જ. અસ્વસ્થ રહે છે એ આપણી બુદ્ધિ રખાવડાવે છે અને બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર છે. અને અહંકારવાળી બુદ્ધિ છે તે આ અસ્વસ્થ કરાવડાવે છે. એનો જો 'એન્ડ' આવી જાય તો અસ્વસ્થ થવાનું કોઈ કારણ જ નથી.

**પ્રશ્નકર્તા** : ભૌતિક રીતે તો એ શક્ય ના હોય ને ?

**દાદાશ્રી :** ના, શક્ય ના હોય ! છતાંય પણ જેટલો લાભ મળ્યો એટલો સાચો ! નહીં તો પોતાની બુદ્ધિ અને અહંકાર નિકાલ કરતાં કરતાં ખલાસ થઈ જશે, એટલે પછી એની મેળે જ નિરંતર સ્વસ્થતા રહેશે, સ્વમાં રહેવા માટે સ્વસ્થતા અને આ છે તે અવસ્થાઓમાં રહે છે માટે અસ્વસ્થતા. અવસ્થા બધી વિનાશી છે, સ્વ અવિનાશી છે. તે અવિનાશીમાં રહે તો સ્વસ્થ રહી શકે અને નહીં તો પેલો અસ્વસ્થ રહ્યા કરે.

**પ્રશ્નકર્તા** : અવસ્થામાં અસ્વસ્થ રહે છે, તે પોતે જોઈ શકે છે ને જાણી શકે છે છતાંય સ્વસ્થ નથી રહેવાતું, એટલું બુદ્ધિનું આવરણ વધારે કહેવાય ?

**દાદાશ્રી :** ના, ત્યાં આગળ શું ન્યાય છે કે જોનાર છે, જે દાદાએ આત્મા આપેલો છે, 'શુદ્ધાત્મા' તે જ આ બધું જોનાર છે. 'તે' રૂપે 'આપણે' રહીએ તો કશી ભાંજગડ નથી. નહીં તો સ્વસ્થ અને અસ્વસ્થ જોવા જઈએ તો પાર જ નથી આવે એવો.

**પ્રશ્નકર્તા** : એની ચાવી કઈ ?

**દાદાશ્રી :** સ્વસ્થ થાય કે અસ્વસ્થ થાય, બેઉનો જાણકાર શુદ્ધાત્મા છે. અસ્વસ્થ થાય છે એટલે પોતે એમાં, 'ફોરેન'માં હાથ ઘાલે છે. સ્વસ્થ થાઓ કે અસ્વસ્થ થાઓ અમારે 'જાણ્યા' સાથે કામ છે. આ બધી પૌદ્ગલિક અવસ્થા છે અને પૌદ્ગલિક અવસ્થાને જાણે તે 'શુદ્ધાત્મા'

કહેવાય. પૌદ્ગલિક એટલે પૂરણ-ગલન થયેલી ! જે અસ્વસ્થતા તમને આવે છે તે પૂરણ થયેલી હોય તો જ અત્યારે આવે, તે અત્યારે આવીને ગલન થઈ જાય.

'ફોરેન'માં હાથ ઘાલ્યો કે દાઝ્યા વગર રહે જ નહીં. અમે 'ફોરેન'માં હાથ ઘાલીએ જ નહીં. કારણ કે આમ જે ફળ મળવાનું છે તે તો મળવાનું જ છે. ઉપરાંત એણે હાથ ઘાલ્યો તેનું 'ડબલ' ફળ મળે છે. બે ખોટ ખાય છે. આપણે એક જ ખોટ ખાવાની. 'ચંદુભાઈ' અસ્વસ્થ છે એવું 'તમારે' જાણ્યા કરવાનું, એ પા કલાક પછી ખલાસ થઈ જશે. 'જોયા' કરશો તો બે ખોટ નહીં જાય.

**પ્રશ્નકર્તા** : અસ્વસ્થતાનો સમય જેટલો વધારે ખેંચાય એટલું વધારે આવરણ કહેવાય ?

**દાદાશ્રી :** હા, જેટલું આવરણ એટલું ખેંચાયા કરે. પણ 'તમે' શુદ્ધાત્મા તરીકે જોયા કરશો તો એ ગમે એટલું આવરણ હોય તોય એ ઝપાટાબંધ ઊડી જશે. એનો ઉકેલ આવી જાય ને એમાં પોતે હાથ ઘાલવા ગયો હોય તો મારીને માથાકૂટ ઊભી થાય.

## જ્ઞાનીનો અશાતા ઉદય

**પ્રશ્નકર્તા :** વીતરાગ પુરુષોને શારીરિક દુઃખ આવે. દા. ત. આપને પગનું 'ફ્રેક્ચર' થયું, તો એમાં પોતે કેવી રીતે મુક્ત રહે ? વેદના તો બધાંને થાય એવી જ થાયને ?

**દાદાશ્રી :** એમણે સ્વામીપણાના દસ્તાવેજ છે તે ફાડી નાખેલા હોય. 'આ મન મારું છે' એ દસ્તાવેજ ફાડી નાખેલો હોય. 'બુદ્ધિ મારી છે, વાણી મારી છે' એ દસ્તાવેજ ફાડી નાખેલા હોય. વાણીને એ શું કહે, 'ઓરિજિનલ ટેપરેકોર્ડર'.

આ દેહેય મારો છે એ દસ્તાવેજ ફાડી નાખેલા હોય. એટલે પછી શું કહે - 'આ પબ્લિક ટ્રસ્ટ' છે. એટલે પછી એમને અત્યારે દાઢ દુખતી હોય તો અસર થાય, પણ તેને 'અમે' 'જાણીએ', વેદીએ નહીં. જ્યારે

કોઈ અમને ગાળો ભાંડે, અપમાન કરે, પૈસાની ખોટ જાય તેની અમને જરાય અસર ના થાય. અમને માનસિક અસર બિલકુલ હોય નહીં. શરીરને લગતું હોય તો તે તેના ધર્મ મુજબ અસર બતાડે. પણ 'અમે' પોતે તેના 'જ્ઞાતા-દ્રષ્ટા' જ હોઈએ. એટલે અમને દુઃખ અડે નહીં.

**પ્રશ્નકર્તા :** આને વીતરાગ પુરુષનું તાદાત્મ્યપૂર્વકનું તાટસ્થ્ય કહેવાય? કે એકલી તટસ્થતા કહેવાય ?

**દાદાશ્રી :** અમને તાદાત્મ્ય બિલકુલ ના હોય. અમને આ દેહ જોડેય પાડોશી જેવો સંબંધ હોય એટલે દેહને અસર થાય તો અમને કંઈ અડે નહીં. મન તો અમને આવું હોય જ નહીં. એ કેવું હોય ? ક્ષણે ક્ષણે ફર્યા જ કરે. એક જગ્યાએ સ્થિર ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે કે 'પડોશી'ના દુઃખે પોતે દુઃખી ના થાય.

**દાદાશ્રી :** કોઈનાય દુઃખે દુઃખી ના થાય. પોતાનો દુઃખનો સ્વભાવ જ નથી, ઊલટું એના સ્પર્શથી સામાને સુખ થઈ જાય.

## જગતમાં અધ્યાત્મ જાગૃતિ

**પ્રશ્નકર્તા :** છેલ્લાં પાંચ વર્ષથી લોકોમાં અધ્યાત્મ તરફની પ્રગતિ વધતી દેખાય છે, તો એ શું સૂચવે છે ?

**દાદાશ્રી :** એ શું સૂચવે છે કે પહેલાં આધ્યાત્મિક વૃત્તિ સાવ ખલાસ થઈ ગઈ હતી, એટલે હવે વધતી દેખાય છે. આ બધું કાળના પ્રમાણે બરોબર જ છે. બીજું એ છે કે આ દુઃખો એટલાં બધાં વધવાનાં છે કે આમાંથી લોકોને નીકળવું મુશ્કેલ પડશે ! એટલે લોકોને વૈરાગ્ય આવશે. એમ ને એમ તો લોકો વલણ છોડે એવા નથીને ?

**પ્રશ્નકર્તા :** એને સતયુગ કહેવામાં આવશે ?

**દાદાશ્રી :** એ લોકોને જે યુગ કહેવો હોય તે કહે, પણ પલટો આવશે. સતયુગ તો ગયો, એ ફરી આવે નહીં. એટલે કળિયુગમાં જે ના દેખ્યું હોય એવા સુંદર સુંદર વિચારો દેખાશે !

આજે મનુષ્યોની બુદ્ધિ જે 'ડેવલપ' થઈ રહી છે, એ દસ લાખ વર્ષમાં કોઈ દહાડોય કોઈ વખત થઈ નથી. આ બુદ્ધિ વિપરીત થઈ રહી છે પણ વિપરીત બુદ્ધિ પણ ડેવલપ છે, તેને સમ્યક્ થતાં વાર ના લાગે. પણ પહેલાં તો બુદ્ધિ ખાસ 'ડેવલપ' નહોતી.

**પ્રશ્નકર્તા :** એટલા માટે જ પહેલાંના કાળમાં આત્મસાક્ષાત્કાર મેળવવા માટે ખૂબ લાંબી લાંબી તપશ્ચર્યા કરવી પડતી હતી. એનું કારણ એ જ ને ?

**દાદાશ્રી :** એ જ હતું. અત્યારે બહુ તપશ્ચર્યા કરવી ના પડે. બધાં તપેલાં જ છે ! એક દીવાસળી સળગાવો તે પહેલાં ભડકો થઈ જાય. તપેલાંને શું તપાવવો ? નિરંતર તપ જ કર્યા કરે છે બિચારાં.

## અધ્યાત્મમાં ઈન્વેન્શન

ચોખ્ખા હૃદયવાળાને બહુ પૂછવાનું હોય નહીં અને એ ધર્મ બહુ પામે પણ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે વાંકા લોકોને લાભ છે ખરો ?

**દાદાશ્રી :** વાંકાને જ લાભ છે. હૃદયશુદ્ધિવાળા આમના જેવા મેં બધા બહુ જોયેલા. એમને હું કહું કે તમે તો સુખી જ છો, પછી તમારે શું ? તમે સીધા માણસો દુનિયાનું નુકસાન કરતા નથી. પણ આત્મદશાએ પહોંચતાં બહુ ટાઈમ લાગે, કારણ કે એમને 'ઇન્વેન્શન' બંધ રહે છે. એમનું ધીમું ધીમું ઈન્જીન ચાલ્યા કરે છે.

આ હું કહું છું એવી વાત કોઈએ કરેલી જ ના હોય. સહુ કોઈ એમ કહે કે આ હૃદયશુદ્ધિવાળા જ ધર્મને પામે, આ બીજા ના ફાવે. હવે મારું શું કહેવાનું છે કે હૃદયશુદ્ધિવાળાને જરૂરિયાતની ચીજો મળી આવે એટલે બસ, થઈ રહ્યું. પછી એમનું 'ઇન્વેન્શન' બંધ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, એમની અંદર હૃદયની કે બુદ્ધિની જિજ્ઞાસા હોય તો થાય ?

**દાદાશ્રી :** ના, જિજ્ઞાસા હોય તોય ના થાય. એ તો ફક્ત બે-પાંચ જણ આવે. તેને સુધારે, સેવા બધાંની કરે અને પોતાનુંય ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા** : હવે એમને આત્મજ્ઞાનમાં જવું હોય તો શું થાય ?

**દાદાશ્રી :** એ તો ધીમે ધીમે કો'ક ફેરો એવા સંજોગો ભેગા થશે, ત્યાં પાછું હૃદયમાં બીજું પેસી જશે ત્યારે માર ખાશે. ત્યારે પાછું 'ઈન્વેન્શન' ચાલુ થશે. આ મારું 'ઈન્વેન્શન' શાથી થયેલું છે ? માર ખાવાથી થયેલું છે. હું એવી એવી ખાઈઓમાંથી નીકળ્યો છું, એવા એવા 'હીલ સ્ટેશન' ઉપર ચઢ્યો છું... બીજું, મારે જગતની કોઈ ચીજ જોઈતી નથી, જગતમાં તમેય ચઢેલા છો. આ બધા જ ચઢેલા છે. પણ એમને જ્ઞાતા-દ્રષ્ટાપણું ના હોય, પોતાનું નિરીક્ષણ ના હોય, ખાવામાં-પીવામાં, મસ્તીમાં તન્મયાકાર હોય. તેથી પેલું બધું ભૂલી જાય. અમારું નિરીક્ષણ કેટલાય અવતારનું છે !

એટલે આ મન-વચન-કાયાની બધી શક્તિ શેમાં જાય ? બધી સ્થૂળમાં વપરાયા કરે. જે કામ મજૂર કરી શકે તેમાં વપરાય. હવે એવી મારી શક્તિ જો કદી બગીચામાં વપરાય તો મારી શી 'વેલ્યૂ' રહે ? એક કલાકમાં તો કેટલું બધું કામ થઈ જાય ? સ્થૂળમાં શક્તિઓ વપરાય એટલે સૂક્ષ્મમાં 'ઈન્વેન્શન' બંધ થઈ જાય. સેવાભાવી થયા એટલે ત્યાંથી એ લાઈનમાં એને 'ઈન્ટરેસ્ટ' પડ્યા કરે. જ્યાં હોય ત્યાં 'આવો પધારો, પધારો' મળ્યા કરે. એટલે પ્રગતિ બંધ થઈ જાય. 'ઈન્વેન્શન' ક્યારે થાય છે ? માથામાં ત્રણ તમાચા મારે ને ત્યારે આખી રાત જાગીને 'ઈન્વેન્શન' ચાલે.

**પ્રશ્નકર્તા** : દાદા, સીધા, સરળ ને સેવાભાવી માણસોનો વિકાસ ખરાબ માણસો કરતાં કેમ ઓછો પડી જાય છે ?

**દાદાશ્રી :** ખરાબ માણસોનો વિકાસ થાય જ નહીં. પણ ખરાબ માણસની ખરાબી વધતી જાય પછી એને માર પડે. ત્યારે એનું 'ઈન્વેન્શન' ચાલે. ત્યાર બાદ ખરાબ માણસ પેલા સીધા માણસ કરતાં આગળ વધી

જાય અને પેલો સીધો માણસ ધીમે ધીમે આગળ વધ્યા કરતો હોય. એનું તો બે કલાકેય બોરસદ ના આવે ! એને કંઈ અડચણેય ના આવે. ભૂલો પડ્યો, કંઈ ના જડ્યું, ત્યારે 'ઈન્વેન્શન' થાય.

કુદરતનો નિયમ એવો છે કે જેટલા મોક્ષે ગયેલા, તેમાંથી એંસી ટકા નર્કે ગયા પછી જ મોક્ષે જાય છે ! નર્કમાં ના ગયો હોય તો મોક્ષે જવા ના દે ! માર પડવો જ જોઈએ. ખાવાનું, પીવાનું બધું મળ્યા કરે, 'આવો પધારો, પધારો' બધાં કરે તો 'ઈન્વેન્શન' અટકી જાય.

**પ્રશ્નકર્તા** : ઘણાંને એમ લાગે કે 'હું ધર્મને રસ્તે જ જઈ રહ્યો છું.' મારે બીજું કશું જાણવાની જરૂર નથી. એ શું ?

**દાદાશ્રી :** દરેક પોતપોતાની ભાષામાં આગળ જઈ જ રહ્યા છે. પણ ધર્મ શેને કહેવો એ સમજવું બહુ મુશ્કેલ છે. આ જગતમાં જે ચાલે છે એ ધર્મ 'રિયલ' ધર્મ નથી, 'રિલેટિવ' ધર્મ છે. તે રિલેટિવ ધર્મમાં જઈ રહ્યા છે. આખો દહાડો ધર્મ જ કર્યા કરે છેને ?

સીધા માણસને સેવાભાવ એટલે જ ધર્મ લાગે. સેવાભાવ એટલે કોઈને સુખ આપવું, કોઈની અડચણો દૂર કરવી, એનું નામ ધર્મ. પણ તે ખરો ધર્મ નથી ગણાતો.

જ્યાં 'હું કરું છું', 'હું કર્તા છું', 'હું ભોક્તા છું'- જ્યાં સુધી આ 'હુંપણું છે', ત્યાં સુધી સત્‌ધર્મ નથી ઉત્પન્ન થતો. આ લૌકિક ધર્મ ઉત્પન્ન થાય. અલૌકિક ધર્મ તો માર ખાય ને તો જ મહીં 'ઈન્વેન્શન' થાય. નહીં તો શી રીતે 'ઈન્વેન્શન' થાય ?

આત્મા જડે એવો જ નથી કોઈને, ફક્ત તીર્થંકર સાહેબોને જડેલો ! જગતે જે આત્મા માન્યો છે તેવો આત્મા નથી. આત્મા સંબંધી જે જે કલ્પનાઓ કરેલી છે તે બધી કલ્પિત છે. પણ જે છે એમની ભાષામાં એમને માટે બરોબર છે. કુદરતે એમને માટે હિસાબ ગોઠવેલા છે, તે પ્રમાણે ભોગવે છે. શાસ્ત્રોમાં આત્માનું શબ્દજ્ઞાન આપેલું છે તે સંજ્ઞા જ્ઞાન છે. જો સંજ્ઞા જ્ઞાની પાસેથી સમજી જાય તો આત્માની પ્રતીતિ થાય અને છેવટે કેવળજ્ઞાન થાય.

## મોક્ષના હક્કદાર

**પ્રશ્નકર્તા** : મોક્ષ પ્રાપ્તિ પ્રત્યેક માનવીનો હક્ક છે ?

**દાદાશ્રી :** મોક્ષ પ્રાપ્તિનો દરેક માનવીનો નહીં, દરેક જીવનો હક્ક છે. કારણ કે દરેક જીવ સુખને ખોળે છે. એ સુખ 'આમાં મળશે, આમાં મળશે' એવી આશામાં ને આશામાં અનંત અવતારથી ભટક ભટક કરે છે. તે કાયમનું સુખ ખોળે છે. કાયમનું સુખ, એનું નામ જ મોક્ષ. આ 'ટેમ્પરરી' સુખ, સુખ જ ના કહેવાય. આ તો બધી ભ્રાંતિ છે, આરોપિત ભાવ છે. જો શ્રીખંડમાં સુખ હોય ને તમે શ્રીખંડ ખાઈને આવ્યા હો, તો તે તમે ખાવ ? તમને તે દુઃખદાયી થઈ પડેને ? માટે એમાં સુખ નથી. જેવું આરોપણ કરો તેવું સુખ. એટલે મોક્ષપ્રાપ્તિનો દરેક જીવને અધિકાર છે.

**પ્રશ્નકર્તા** : આ માર્ગે જવા માટે જ્ઞાનીના ચરણે બેસવું, એ રાહ છે ?

**દાદાશ્રી :** જ્ઞાની પોતે મુક્ત છે, માટે આપણને તે મુક્ત કરી શકે. સંસારની કોઈ ચીજમાં એ ના રહે માટે આપણને એ સર્વ રીતે મુક્ત કરી શકે. જેને જેને ભજીએ તેવા રૂપ થઈએ.

જ્યાં અહંકાર ના હોય ત્યાં આગળ તમે બેસી રહો તો તમારો અહંકાર જાય. અત્યારે તમારા મનમાં એમ છે કે લાવ, દાદાની પાસે બેસી રહું. પણ પાછલા જે સંસ્કારો છે, 'ડિસ્ચાર્જ' સંસ્કારો છે તેનો ઉકેલ તો લાવવો પડશેને ? એનો ઉકેલ આવતો જશે તેમ આ પ્રાપ્તિ થતી જશે. ભાવના તો એ જ રાખવી કે નિરંતર જ્ઞાનીના ચરણમાં જ રહેવું છે. પછી સર્વ મુક્તિ થાય. અહંકારની મુક્તિ જ થઈ જાય !

## ઉઠાવી લ્યો આ છેલ્લી તક !

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની' ના મળે તો શું કરવું ? માથું ફોડીને મરી જવું ?

**દાદાશ્રી :** ના, એવું કોઈ મરવાનું કહેતા જ નથી અને મર્યું મરાય એવુંય નથી.

**પ્રશ્નકર્તા** : તો પછી જગતે શું કરવું ?

**દાદાશ્રી :** કશું ના કરવું. જે કરતા આવ્યા છે તે જ કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા** : એવા કોઈ ઉપદેશકો ના નીકળ્યા કે જે દેખાડે, જ્ઞાની ના હોય તો આટલું કરજો એમ દેખાડે ?

**દાદાશ્રી :** અત્યારે શાના ઉપદેશકો ખોળો છો ? આ કળિયુગ આવ્યો. હવે છે તે લૂંટાઈ જવાનો વખત આવ્યો ત્યારે ઉપદેશક ખોળે છે ? અંધારું ઘોર થવાનો હવે તો વખત આવ્યો. અત્યારે હવે ચોક્સીની દુકાન ઊઘડે ? જ્યારે ચોક્સીની દુકાન ઊઘાડી હતી ત્યારે માલ લીધો નહીં. હવે જગતને માલ અપાવવા નીકળ્યા છો ? હવે તો ભયંકર યાતનાઓ અને ભયંકર પીડામાંથી સંસાર પસાર થશે. આ તો છેલ્લું અજવાળું આ 'અક્રમ વિજ્ઞાન'નું છે. તેમાં જેનું કામ થઈ ગયું એનું થઈ ગયું. બાકી રામ તારી માયા !

## આયુષ્યનું એક્સટેન્શન!

**પ્રશ્નકર્તા** : 'સચ્ચિદાનંદ સ્વરૂપ' કોઈ મહાત્મા હોય, બ્રહ્મનિષ્ઠ કોઈ મહાત્મા હોય, તો તે પોતાનું આયુષ્ય લંબાવી શકે ખરા કે ?

**દાદાશ્રી :** આયુષ્ય લંબાવી શકું છું એવું જે કહે છે એ એક જાતનો અહંકાર છે. કુદરતનું એના આયુષ્યનું જે પ્રમાણ છે એ પ્રમાણના આધારે એને પોતાને એમ લાગે છે કે હું આયુષ્ય વધારીશ તો વધશે. આયુષ્ય વધવાનું છે એટલે એને આ જાતનો 'ઈગોઈઝમ' ઊભો થાય છે. બાકી કોઈ કંઈ વધારી શકે નહીં. આ જગતમાં કોઈના હાથમાં સંડાસ જવાની શક્તિ નથી.

**પ્રશ્નકર્તા** : વિધાતાને 'સત્‌પુરુષ' ફેરવી શકે ?

**દાદાશ્રી :** કશું ફેરવી ના શકે. વિધાતા આમને ફેરવે છે ! કોઈ કશું ફેરવી ના શકે. ખાલી 'ઈગોઈઝમ' છે આ બધો ! આવું તો ચાલ્યા કરે છે. આપણે કોઈને ખોટા ના કહેશો; કારણ કે એ તમારી ઉપર

ચીડાશે તો ઊંધો ખેલ કરશે ને વેર બાંધશે. માટે એમને તો કહેવું કે 'સાહેબ, તમે બરોબર છો, તમારી વાત અમને ગમી !' એમ કરીને આપણે આગળ ચાલ્યા જવું. આનો પાર જ નહીં આવે. તમે એમને 'સારા છો, ખોટા છો' કહેશો, તો એ તમને છોડશે નહીં. તમારી જોડે ને જોડે ફર્યા કરશે.

**પ્રશ્નકર્તા** : ઈશ્વરની પ્રાપ્તિ સત્પુરુષની કૃપા વગર થાય એમ નથી. એ સત્પુરુષ છે, તો પછી એ વિધાતાને કેમ ટાળી ના શકે?

**દાદાશ્રી :** જો એ વિધાતાને ટાળી શકે એમ હોય તો તો એનું સત્-પુરુષપણું જાય. સિદ્ધિઓ વપરાઈ જાય. સત્પુરુષને બહુ બધી, પાર વગરની સિદ્ધિઓ હોય.

**પ્રશ્નકર્તા** : તો પછી એમને એની સ્થિતિ ભોગવવી પડે ખરી?

**દાદાશ્રી :** ભોગવ્યે જ છૂટકો. ભગવાન મહાવીરના શિષ્ય ગોશાળાએ તેમના બે શિષ્યો પર તેજોલેશ્યા ફેંકી બાળી મૂક્યા હતા. ત્યારે એમના બીજા શિષ્યોએ કહ્યું કે, 'સાહેબ ! આમની જરા તપાસ તો રાખો.' ત્યારે ભગવાન મહાવીરે કહ્યું, 'હું મોક્ષનો દાતા છું. જીવનનો દાતા હું નથી. હું કોઈનો રક્ષક નથી.'

**પ્રશ્નકર્તા** : કેટલાક મરી ગયેલાઓને કેટલાક મહાપુરુષોએ લાકડા પર જીવ મૂકીને ઊભા કર્યાં છે, તો એ કઈ શક્તિ છે ?

**દાદાશ્રી :** એવું છે ને કે જીવ મૂકીને ઊભા કર્યા હોય તો પોતે મરે જ નહીં ને કોઈ દહાડોય ! આ દુનિયામાં જીવ મૂકનારો કોઈ પાક્યો જ નથી. જે મૂકે છે તે નૈમિત્તિક છે. એવું મારા નિમિત્તે ઘણું બને છે. હું કબૂલ કરું કે હું નિમિત્ત છું. આમાં ખોટું માની ના લેશો.

**પ્રશ્નકર્તા** : તો એનો અર્થ એ કે હકીકતમાં પેલો મર્યો જ નહોતો એવું ને ?

**દાદાશ્રી :** બરાબર છે. પેલો મર્યો જ નહોતો. ભયના માર્યા કે

કોઈ એવાં કારણોસર અહીં આટલામાં (બ્રહ્મરંધ્રમાં) કંઈક થઈ જાય, તેને પેલા લોકો ઉતારી શકે.

**પ્રશ્નકર્તા** : જે મહાત્માને નિર્વિકલ્પ સમાધિ હોય, તો એ આત્મા કઈ રીતે દેહમાંથી બહાર જાય ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પ સમાધિ હોય એનો આત્મા આ દેહમાંથી છૂટો થાય, તે આખા બ્રહ્માંડમાં પ્રકાશ આપીને જાય. આખા બ્રહ્માંડમાં પ્રકાશે.

**પ્રશ્નકર્તા** : નિર્વિકલ્પ સમાધિમાં આખા બ્રહ્માંડને પ્રકાશીને આ આત્મા ગયો એના ચિહ્નો શું ? એની ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** એ તો 'જ્ઞાની પુરુષ' ઓળખે અગર તો એને મહાવીર ઓળખે.

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ' એને કેવી રીતે ઓળખે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની' તો તરત જ, એમને જોતાંની સાથે જ ઓળખી લે. એમને તો એ સ્વાભાવિક છે. દરેક પોતપોતાના સ્વભાવને તરત જ ઓળખી લે.

## મૃત્યુ સમયની અવસ્થાઓ...

**પ્રશ્નકર્તા** : મૃત્યુ વખતની અવસ્થા સમજાવો. કોઈની આંખો ખુલ્લી રહે, કોઈને ઝાડો-પેશાબ થઈ જાય.

**દાદાશ્રી :** છેલ્લી વખતે 'જ્ઞાની'ને આવું કશું થતું નથી. જ્ઞાનીનો આત્મા ઈન્દ્રિયો થકી જતો નથી. એ જુદી જ રીતે બહાર જાય છે. બાકી જે સંસારી લોકો છે, જેને ફરી ભટકવાનું છે તેમનો આત્મા ઈન્દ્રિયો થકી જાય છે. કોઈને આંખ થકી, કોઈને મોઢા થકી, ગમે તે કાણામાંથી નીકળી જાય. પવિત્ર કાણામાંથી નીકળે તો બહુ સારું અને જગત જેને અપવિત્ર કહે છે તેવા કાણામાંથી નીકળે તો ખોટું કહેવાય. અધોગતિમાં લઈ જનારું હોય અને કેટલાક સંતો પહેલાં માથે નાળિયેર વધેરાવતા

હતા. શિષ્યને કહી રાખ્યું હોય કે મારે હવે માંદગી છે. માટે નાળિયેર મારા ટાલકામાં ફોડજે. એ તો બહુ અધોગતિનું કહેવાય. અહીં રહીને આત્મા કાઢવા માટે પ્રયત્ન કર્યો. આ તાળવું એ તો દશમસ્થાન કહેવાય. ત્યાંથી સહજ સ્વભાવે આત્મા નીકળે તો તેનો પ્રકાશેય જુદી જાતનો હોય. આખા બ્રહ્માંડમાં એ પ્રકાશ ફેલાય.

**પ્રશ્નકર્તા** : અજ્ઞાનીઓને પણ એ પ્રકાશ દેખાય ખરો ?

**દાદાશ્રી :** ના, ના. અજ્ઞાનીને એ ના દેખાય. જ્ઞાનીઓને બધું દેખાય. અજ્ઞાનીને તો આ જ દેખાય, મારી વાઈફ, મારી સાસુ, મારો મામો, આ જલેબી-લાડવા, એ જ બધું દેખાય.

**પ્રશ્નકર્તા** : સમાધિમરણમાં શરીરની પીડા ના હોયને ?

**દાદાશ્રી :** આ શરીરની પીડા હોય તોય સમાધિમરણ થાય. પક્ષાઘાત થયેલો હોય તોય માણસને સમાધિમરણ થાય. સમાધિમરણ એટલે શું કે છેલ્લો કલાક આ દાદા દેખાવા માંડ્યા અને કાં તો 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન રહ્યું, એ એનું સરવૈયું આવીને ઊભું રહ્યું.

**પ્રશ્નકર્તા** : તો એ અવસ્થામાં દુઃખ ના વર્તે ને ?

**દાદાશ્રી :** સમાધિમરણમાં પોતાને કોઈ જાતનું દુઃખ જ ના હોય. છેલ્લો એક કલાક સમાધિ જ હોય. આપણા અહીં જ્ઞાન લઈને જેટલા માણસો અત્યાર સુધીમાં મર્યા છે એનાં સમાધિમરણ થયાં છે, પુરાવા સહિત.

**પ્રશ્નકર્તા** : છેલ્લા કલાકમાં જો રૌદ્રધ્યાન થાય તો માણસ બધું ચૂકી જાય ?

**દાદાશ્રી :** તો તો પછી બધું ખલાસ થઈ ગયું કહેવાય. રૌદ્રધ્યાન તો શું, પણ આર્તધ્યાન થાય તોય ખલાસ થઈ ગયું. 'મારે હવે પાંચમી છોડી પૈણાવાની રહી ગઈ' એવું થાય તો એ આર્તધ્યાન થયું કહેવાય. તેનાથી જાનવરમાં જાય.

## પ્રેતયોનિ

**પ્રશ્નકર્તા** : આ અવગતિયો જીવ બીજામાં જાય ને પોતાની ઈચ્છા પૂરી કરે, એ શું છે ?

**દાદાશ્રી :** એવું છે આ ભૂતો હેરાન નથી કરતાં ? ભૂતો એ દેવલોક છે. એમની જોડે તમારે સવળું ઋણાનુબંધ હોય તો ફાયદો કરી આપે, ને અવળું હોય તો હેરાન કરે અને જે જીવોને મરણ પછી તરત જ બીજો સ્થૂળ દેહ મળતો નથી, તેને પછી ભટકભટક કરવું પડે. બીજો દેહ ના મળે ત્યાં સુધી પ્રેતયોનિ કહેવાય. હવે ખોરાક વગર ચાલે નહીં એટલે એને બીજાના દેહમાં પેસીને ખોરાક લેવો પડે.

**પ્રશ્નકર્તા** : કોઈ જપ, તપ, માળા એવું તેવું કરતા હોય તોય એને ભૂત વળગે ?

**દાદાશ્રી :** એવો કાયદો નથી, પણ તમારો હિસાબ હોય, તમે કોઈને છંછેડ્યા હોય ને એ જ અવગતિયો થાય તો એ તમને વેર વાળ્યા વગર રહે જ નહીં.

**પ્રશ્નકર્તા** : કોઈ હનુમાનચાલીસા, ગાયત્રી કે બીજા કોઈ જપ કરતું હોય, તો તેની અસર શું એના પર થાય ?

**દાદાશ્રી :** હા, એનાથી ફાયદો થાય. એનાથી એ દૂર રહે. આ નવકાર મંત્ર પણ જો પદ્ધતિસર બોલે તોય ખસી જાય.

**પ્રશ્નકર્તા** : અમને દેવલોક દેખાડોને ?

**દાદાશ્રી :** એમાં શું ફાયદો ? આપણે આપણા આત્માનું કરી લોને? એ જોવામાં મઝા નથી. અનંત અવતારથી ભટકભટક કરીએ છીએ. ત્યાંય ગયા છીએ ને અહીંય આવ્યા છીએ. એમાં શું જોવાનું? દેવલોકને ઈન્દ્રિયસુખ પાર વગરનાં હોય. તે એ લોકોય કંટાળી ગયા છે. તે લોકો પણ કયારે એમનો દેહ છૂટશે એની રાહ જુએ છે. લાખ-લાખ વરસનું એમને આયુષ્ય હોય તે શી રીતે દેહ છૂટે ? આપણે અહીં લગ્નમાં એક મહિનો તમને રાખે ને રોજ જમણ આપે તો તે

તમને ફાવે ખરું ?તમે ત્યાંથી ભાગી જાવ ને ? એવું દેવલોકોનેય ત્યાં નથી ફાવતું.

## સિદ્ધાત્મા ને સિદ્ધપુરુષો

**પ્રશ્નકર્તા** : સિદ્ધપુરુષો હોય એમનું અમુક સર્કલ હોય તે પૃથ્વી પર હોય કે નજીકના ગ્રહમાં હોય તો એ પૃથ્વી પરના લોકોને માર્ગદર્શન આપે એવું ખરું કે ?

**દાદાશ્રી :** સિદ્ધો માર્ગદર્શન આપે નહીં. માર્ગદર્શન આપનારા સંસારી. એને સંસારી સિદ્ધ કહેવાય-લૌકિક ભાષામાં.

**પ્રશ્નકર્તા** : એમને કંઈ કરવાનું નહીં ?

**દાદાશ્રી :** સિદ્ધ તો સંપૂર્ણ ભગવાન થઈ ગયેલા હોય તે. તે અહીં હોય નહીં. અહીં દેહધારીરૂપે કોઈ સિદ્ધ હોય નહીં. આ જે સિદ્ધની વાત છે તે તો લૌકિક વાત છે.

**પ્રશ્નકર્તા** : સિદ્ધનું પણ જગત ખરું ને ?

**દાદાશ્રી :** એમનું સિદ્ધક્ષેત્ર છે. એ અહીં કોઈ દહાડોય હોય નહીં.

**પ્રશ્નકર્તા** : એ સિદ્ધો દેહધારી ના હોય ?

**દાદાશ્રી :** એ દેહધારી ના હોય. એ તો પરમાત્મા કહેવાય અને આ સિદ્ધો તો માણસો કહેવાય. તમે તેમને ગાળ ભાંડો તો એ ફરી વળે, નહીં તો તમને શાપ આપે.

**પ્રશ્નકર્તા** : સિદ્ધની જે વાત છે એ તો પ્રકાશ અથવા તેજ સ્વરૂપે છે ને ?

**દાદાશ્રી :** હા. તેજ સ્વરૂપે હોય. એમને એક જ શબ્દ, કેવળ હોય. એમનું સ્વરૂપ તો કેવળ દર્શન, કેવળ જ્ઞાન, અનંત સુખ ને પરમ જ્યોતિ સ્વરૂપ હોય, સ્વ-પર પ્રકાશક હોય. તે પોતાને પ્રકાશ કરે ને આખા બ્રહ્માંડને પ્રકાશે.

## શુદ્ધાત્માનું દર્શન

**પ્રશ્નકર્તા** : શુદ્ધાત્માને કેવી રીતે જોઈ શકાય ?

**દાદાશ્રી :** એવું છેને કે શુદ્ધાત્મા જોવો એનો અર્થ શું છે ? આ સોનાની દાબડી છે, એની મહીં મૂકેલો હીરો એક ફેરો ખોલીને હું બતાડી દઉં. પછી દાબડી વાસી દઉં, તેથી કરીને કંઈ હીરો જતો રહ્યો નથી. આપણા લક્ષમાં રહે કે એમાં હીરો જ છે. કારણ આપણે તેને જોયો હતો. વળી આપણી બુદ્ધિએ તે દહાડે 'એક્સેપ્ટ' કરેલું છે. અમે જ્ઞાન આપીએ તે ઘડીએ તમારા મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધાંએ 'એક્સેપ્ટ' કરેલું છે. ત્યારપછી શંકા ઊભી થતી જ નથી.

**પ્રશ્નકર્તા** : તમે રસ્તો બતાવ્યો, પણ એ રસ્તે અમે ના ચાલીએ તો શું થાય ?

**દાદાશ્રી :** ના ચાલે એવું બને, પણ જવાની પોતાની ઈચ્છા જોઈએ. પોતાને નથી જવું તો એ ઊંધે રસ્તે જાય, પણ પોતાને જવું જ છે ને બીજાં કર્મો અંતરાય કરતાં હોય તેનો વાંધો નથી. પોતાને જવું છે એવું નક્કી હોય તો 'જ્ઞાની પુરુષ'ના આશીર્વાદ વર્ત્યા કરે. કર્મો લાખ આવશે તો ય 'જ્ઞાની પુરુષ'ની કૃપાથી તે ઊખડી જશે, પણ જેને પોતાને જ વાંકું કરવું હોય તેનો ઉપાય નથી.

**પ્રશ્નકર્તા** : 'શુદ્ધાત્મા'નું લક્ષ ના જાય તો એ 'સમભાવે નિકાલ' કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** બીજી વસ્તુમાં 'ઈન્ટરેસ્ટ' હોય તો શુદ્ધાત્માનું લક્ષ ચૂકી જવાય. આપણને જે વસ્તુમાં રસ હોય તો તે વસ્તુ બાઝયા વગર તો રહે જ નહીં ને ! કઢી ઢળી ગઈ હોય તોય બૂમાબૂમ કરી મૂકે. કારણ એને એમાં 'ઈન્ટરેસ્ટ' છે. છેવટે આ રસ જ કાઢી નાખવાના છે, વસ્તુ કાઢવાની નથી. વસ્તુ કાઢવાથી જાય નહીં. જગત આખું વસ્તુ કાઢવાની માથાકૂટ કરે છે. અલ્યા, વસ્તુ ના જાય, એ તો લમણે લખેલી છે. વસ્તુ પ્રત્યેનો રસ કાઢવાનો છે.

**પ્રશ્નકર્તા** : ક્રમિક અને અક્રમમાં ફરક તો ગુરુકૃપા જ છે ને?

**દાદાશ્રી :** હા, ગુરુકૃપા જ છે બસ. અહીં તો ગુરુ જેવી કોઈ વસ્તુ જ ના હોય. ગુરુ એટલે કોણ ? ગુરુ કોને કહેવાય ? કે જે ગુરુકિલ્લી સહિત હોય. તો એ ગુરુ તમને તારે અને ગુરુકિલ્લી વગર હોય એટલે એ ગુરુ ભારે કહેવાય. ભારે એટલે પોતે ડૂબે અને આપણને ડૂબાડે. બાકી અહીં તો ગુરુની જ જરૂર નહીં. મને કેટલાક લોકો પૂછે છે કે અમે પહેલાં ગુરુ કરેલા છે તો તેને અમારે છોડી દેવાના ? ત્યારે હું એમને કહું છું, 'ના એ રાખવાના.' વ્યવહારના ગુરુ તો જોઈએ જ ને ? અને અહીં તો અક્રમમાં ભગવાનની સીધી જ કૃપા ઊતરે છે ! ચૌદ લોકના નાથની સીધી જ કૃપા ઉતરે છે.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન પ્રગટ થાય ત્યારે શું થાય ?

**દાદાશ્રી :** જ્ઞાન પ્રગટ થાય એટલે કોઈ જગ્યાએ ઠોકર ના વાગે!

**પ્રશ્નકર્તા** : અને અંદરમાં શું ફરક પડે ?

**દાદાશ્રી :** અંદર પાર વગરનું સુખ વર્તે, દુઃખ જ ના થાય. દુઃખ, ચિંતા કશું જ સ્પર્શે નહીં !

**પ્રશ્નકર્તા** : જે જીવને આત્મસાક્ષાત્કાર થયો હોય, એ જીવ બીજા જીવને આત્મસાક્ષાત્કાર થયો છે કે નહીં એ પારખી શકે કે નહીં ?

**દાદાશ્રી :** પારખી શકે ને ! એવું છે ને, આપણે શાકબજારમાં શાક લેવા જઈએ છીએ ત્યારે 'કયું શાક સારું છે' એ પારખી લઈએ છીએ ને એવું આય ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા** : તમે જ્યારે ભગવાન કહો છો ત્યારે કોને અભિપ્રેત કરતા હો છો ? મહાવીરને ?

**દાદાશ્રી :** ના, મહાવીરને નહીં. ભગવાન એટલે જે અંદર આત્મા છે, તે પરમાત્મા સ્વરૂપે છે. જે આત્માને આપણે પરમાત્મા કહીએ છીએ, મહાવીરેય તે જ છે. મહાવીર નામધારી છે. નામધારીનું હું કહેવા માંગતો

નથી. નામધારી આવે તો એકને ગમે ને બીજાને આધાશીશી ચઢે. મૂળ ભગવાનથી આધાશીશી ના ચઢે !

**પ્રશ્નકર્તા** : 'પંચમ દીવો' શુદ્ધાત્મા 'સાધાર'. તે કેવો સાધાર કહેવા માંગે છે ?

**દાદાશ્રી :** અત્યાર સુધી ચેતનનો આધાર 'પુદ્‌ગલ' હતું, હવે ચેતનનો 'શુદ્ધાત્મા' આધાર થયો. એટલે પોતે પોતાનો જ આધાર થયો, હવે પુદ્‌ગલના આધારે નથી. જગત આખું પુદ્‌ગલને આધારે છે.

વાસણમાં ઘી ભર્યું હોય ને પેલા પંડિતને વિચાર આવે કે પાત્રના આધારે ઘી છે કે ઘીના આધારે પાત્ર છે. આવો વિચાર પંડિતને આવે, બીજા અબુધ લોકોને ના આવે. પંડિતનું ભેજું ફળદ્રુપ ખરું ને ! તે પંડિતે તપાસ કરવા વાસણ ઊંધું કર્યું, ત્યારે એમને સમજાયું કે ઓહોહો ! આ તો વાસણના આધારે ઘી હતું. તેવી રીતે આ લોકોને પુદ્‌ગલના આધારે આત્મા રહેલો છે. પોતે પોતાના આધારે થાય, 'હું' પુદ્‌ગલના આધારે નહીં, એવું સમજાય ત્યારે શુદ્ધાત્મા 'સાધાર' થાય ! પુદ્‌ગલના આધારીને ભગવાને નિરાધાર કહ્યું, અનાથ કહ્યું અને આત્માના આધારીને સનાથ કહ્યું. સાધાર થઈ ગયા પછી કશું બાકી જ ના રહ્યું ને.

હવે ચંદુલાલને કોઈ ગાળ ભાંડે ત્યારે તમારે 'ચંદુલાલ'ને કહેવું કે, 'ચંદુલાલ', તમને ગાળ ભાંડે છે પણ અમે તમને મદદ કરીશું.' આવી 'પ્રેક્ટિસ' પાડી રાખવી. આ ટેટા ફોડવા હોય, હવાઈ ફોડવી હોય તો 'પ્રેક્ટિસ' ના કરવી પડે ? નહીં તો દઝાઈ મરીએ ને ! દરેકમાં પ્રેક્ટિસ કરવી પડે.

હવે કોઈ તમને ટૈડકાવે તો તે 'ચંદુલાલ'ને ટૈડકાવે. તે 'તમને' તો કોઈ ઓળખતો જ નથી ને ?

**પ્રશ્નકર્તા** : 'માય' આત્મા કહે છે એટલે એ 'પ્રતિષ્ઠિત આત્મા' કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, એ 'જ્ઞાન' લીધા પછી 'પ્રતિષ્ઠિત આત્મા' કહેવાય.

આપણે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે 'શુદ્ધાત્મા' અને 'પ્રતિષ્ઠિત આત્મા', એમ બે વિભાગ પડે છે. આપણે 'શુદ્ધાત્મા' થયા ને બીજો ભાગ શું રહ્યો? 'પ્રતિષ્ઠિત આત્મા'. આપણે પ્રતિષ્ઠા કરીને ઊભું કરેલું કે, 'આ હું છું, આ હું છું.' તેનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થયેલો. તે હવે 'ડિસ્ચાર્જ' સ્વરૂપે રહે છે. જેને જ્ઞાન ના હોય, એ પણ 'મારો આત્મા-મારો આત્મા પાપી છે' એવું તેવું બધું બોલે છે તે પણ પ્રતિષ્ઠિત આત્મા છે. પણ તેમને 'શુદ્ધાત્મા' અને 'પ્રતિષ્ઠિત આત્મા'નો ભેદ પડેલો હોતો નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પ્રાપ્ત થયા પછી અપૂર્વ અવસર પ્રાપ્ત થયો છે એવું ભાન થાય. તો એ અપૂર્વ અવસરને વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** અપૂર્વ અવસર એટલે પૂર્વે કોઈ કાળેય નહીં આવેલો એવો અવસર. એમાં પોતાની જાતનું ભાન પ્રગટ થાય. એ અપૂર્વ અવસર કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જીવો ક્યાંથી પેદા થયા ?

**દાદાશ્રી :** એ પેદા થયા જ નથી. આત્મા અવિનાશી છે, કાયમને માટે છે. અવિનાશી પેદા થાય જ નહીં. જેનો નાશેય ના હોય તે પેદાય ના થાય. આ દેખાય છે તે બધી ભ્રાંતિ છે. આ અવસ્થાઓ છે, અવસ્થાઓનો નાશ થાય છે. ઘૈડપણની અવસ્થા, યુવાનીની અવસ્થા એ બધી નાશ થયા કરે, એમાં આત્મા હતો તેનો તે જ રહ્યા કરે છે.

**પ્રશ્નકર્તા** : જીવાત્મા મરે પછી પાછો આવે ને ?

**દાદાશ્રી :** એવું છે કે આ 'ફોરેન'વાળાને, મુસ્લિમોને પાછો આવતો નથી, પણ તમારો પાછો આવે છે ! એટલી તમારા ઉપર ભગવાનની કૃપા છે ! અહીં મર્યો ત્યાં બીજી યોનિમાં પેસી ગયો હોય. 'ફોરેન'વાળાનો આત્મા પાછો નથી આવતો એ ખરેખર એવું નથી. એ તો એમની માન્યતા એવી છે કે અહીંથી મર્યો એટલે મર્યો ! ખરેખર પાછો જ આવે છે પણ એમને સમજણ પડતી નથી. એ લોકો પુનર્જન્મને જ સમજતા નથી.

**પ્રશ્નકર્તા** : એવો કોઈ પ્રસંગ બને કે આપણી બહેન કે વાઈફને

કોઈ ઉઠાવી જતું હોય તો આપણે શું કરવાનું ? વીતરાગ રહેવાનું ? જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું ?

**દાદાશ્રી :** તમારા હાથમાં જ ક્યાં છે તે ? આ 'ડિસ્ચાર્જ' છે. તે વખતે શુંનું શુંય થઈ જાય ! શુંને શુંય ગાળો દઈ દો ! એ તો અમારું ઉઠાવી જાય તો અમે વીતરાગભાવે રહીએ. તમારું તો ગજું જ નહીં ને? તમે તો હાલી ઊઠો.

**પ્રશ્નકર્તા :** આપણી પાસે 'ટાઈમ' હોય, ઈચ્છા હોય છતાં આળસ થાય એમ કેમ ?

**દાદાશ્રી :** બે જાતના લોક હોય છે. કામમાં આળસ કરે એવા લોક હોય છે અને કામમાં રઘવાટ કરે એવા લોક હોય છે. રઘવાટવાળામાં ય ભલીવાર ના આવે. 'નોર્માલિટી'માં રહે એ સારું.

તમારે તો 'ચંદુલાલ'ને ઠપકો આપવો : 'તમે આવી આળસ કેમ કરો છો ? વગર કામના ટાઈમ બગાડો છો.' આપણે 'ચંદુલાલ'ને ઠપકો આપીએ, એને જેલમાં ન ઉતારી દેવાય કે ઉપવાસ ઉપરેય ન ઉતારી દેવાય. ખાઓ-પીઓ પણ ઠપકો આપવાનો.

**પ્રશ્નકર્તા** : આપણી સામે જે કામ આવે તે કરવું તો પડે ને?

**દાદાશ્રી :** એ વાતો એની મેળે થઈ જ જાય. એને પપલાવાની જરૂર નથી. આપણે મુશ્કેલીઓને પપલાયા કરીએ કે, 'ના, મારે તો જોવું જ પડે ને', તો તે ચઢી બેસે ! કામ તો તમારું થઈ જ જશે. તમે એને 'જોયા' કરો ને તે તો નિયમથી થઈ જાય. એટલા બધા 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' (વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવા) છે કે તમારે કશી માથાકૂટ ના કરવી પડે. ફક્ત તમારે એવી ભાવના રાખવાની કે મારે વ્યવહારમાં આદર્શ રહેવું છે. વ્યવહાર બગડવો ના જોઈએ. પછી બગડ્યો એનો 'સમભાવે નિકાલ' કરી નાખવો જોઈએ.

**પ્રશ્નકર્તા** : આ જ્ઞાનનો અપચો એટલે શું ? એનાં લક્ષણ શું?

**દાદાશ્રી :** અપચો એટલે અજીર્ણ.

**પ્રશ્નકર્તા** : એને અટકાવવાના ઉપાય શું ? એનાં લક્ષણો શું ? આપનું જ્ઞાન લીધા પછી અપચો થાય ખરો ?

**દાદાશ્રી :** કો'કને જ થઈ જાય. બધાને ના થાય. જ્ઞાનનું અજીર્ણ થયું કોને કહેવાય કે એક પક્ષમાં પડી જાય. વ્યવહારમાં કાચો પડી જાય. કોલેજોમાં જાય નહીં, જાય તો ધ્યાન આપે નહીં. 'આપણે તો આત્મા છીએ, આત્મા છીએ' એમ કર્યા કરે. એટલે આપણે સમજીએ કે અજીર્ણ થયું છે. અજીર્ણ થયું કોને ના કહેવાય ? વ્યવહારમાં 'કમ્પ્લીટ' હોય. પોતાની બધી ફરજો બજાવવી પડે ને એ ફરજો બધી ફરજિયાત છે. તેમાં આવા અવળા ભાવ કરો તો એ ચાલે નહીં.

**પ્રશ્નકર્તા** : સર્વ જીવ શુદ્ધાત્મા હોય તો આ વિશ્વસંચાલનમાં વિક્ષેપ ના પડે ?

**દાદાશ્રી :** સર્વ શુદ્ધાત્મા હોય તો સંચાલન થાય જ નહીં. આમાંથી સિદ્ધ થવાનું છે. આ મનુષ્યોમાંથી ધીમે ધીમે સિદ્ધ થવાનું છે. તેમાં કો'ક, આખી દુનિયામાં એકાદ-બે સિદ્ધ થાય. વળી પાછા થોડા વખત પછી એકાદ-બે સિદ્ધ થાય. એટલે સિદ્ધ થવું એ એવું સહેલું હોતું નથી. સિદ્ધ થઈ શકે એમ છે. માણસ પરમાત્મા થઈ શકે છે ! પણ 'પોતાનું' જ્ઞાન થવાથી, આત્માને વ્યક્ત કરવાથી, એ થઈ શકે છે ! આત્મા જ પરમાત્મા થઈ શકે છે !

**પ્રશ્નકર્તા** : અમારે ત્યાં એક સંત આવેલા તે 'ઓહમ્ ને સોહમ્' બોલતા હતા, તે શું છે ?

**દાદાશ્રી :** ૐ ને સોહમ્, બે શબ્દો છે, ઓહમ્ નામનો કોઈ શબ્દ નથી. આપણો જે ૐ છે ને તે ઊંચામાં ઊંચો મંત્ર છે. તેના બોલવાથી ઘણો લાભ થાય એમ છે અને સોહમ્‌નો અર્થ શું કે 'તે હું છું, જે મહીં છે તે હું છું.' એ બન્ને મંત્રો લાભકારી છે.

## જિંદગી શું છે ?

**પ્રશ્નકર્તા** : આપના હિસાબે જિંદગી શું છે ?

**દાદાશ્રી :** મારા હિસાબે જિંદગી એ જેલ છે, જેલ ! તે ચાર પ્રકારની જેલો છે. દેવલોકો નજરકેદમાં છે. આ મનુષ્યો સાદી કેદમાં છે. પછી આ મનુષ્યો સિવાય બીજા જે ધરતી પર દેખાય છે, જેને તિર્યંચલોક કહે છે, તે બધા સખત મજૂરીની કેદમાં છે અને ચોથું આજીવન કેદ. એ નર્કગતિના લોકોને છે. તને આ જેલમાં ગમે છે ખરું ?

**પ્રશ્નકર્તા :** ગમતું તો નથી પણ ગમાડવું પડે છે.

**દાદાશ્રી :** હા, શું કરે ? ક્યાં જાય તે ? આવી ફસાયા પછી ક્યાં જાય તે ? અને તને એકલાને નહીં, સાધુ, આચાર્યો, મહારાજો બધાય ફસાયા છે. તે હવે કયાં જાય ? દરિયામાં પડતું નાખે તો ત્યાંય પોલીસવાળો પકડે છે ! 'કેમ આપઘાત કરો છો ?' એમ કહે. તે આપઘાતેય કરવા નથી દેતા ! આ સરકાર એવી સરસ આવી છે કે આપઘાતેય કરવો હોય તો બીજો ગુનો લાગુ કરે. 'અહીં કરમ પૂરાં ભોગવી લો' એમ કહે છે.

**પ્રશ્નકર્તા :** જિંદગીમાં સુખી થવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** તારે સુખ કેવું જોઈએ છે ? વિનાશી જોઈએ છે કે 'ઈટર્નલ' જોઈએ છે ?

**પ્રશ્નકર્તા :** 'ઈટર્નલ' (શાશ્વત).

**દાદાશ્રી :** જો 'ઈટર્નલ' સુખ જોઈતું હોય તો તું અહીં આવજે અને વિનાશી જોઈતું હોય તો તેનો હું તને રસ્તો બતાડું. અહીં કોઈ કોઈ દિવસ આવતો રહેજે ને દર્શન કરી જજે. હું આશીર્વાદ આપ્યા કરીશ. તારું વિનાશી સુખ વધતું જશે અને જો 'ઈટર્નલ' સુખ જોઈતું હોય તો તે માટે મારી પાસે આવજે. એ મળ્યા પછી તારી પાસેથી એ સુખ જાય જ નહીં. તારે 'ઈટર્નલ' સુખ જોઈતું નથી ને ?

**પ્રશ્નકર્તા :** કાયમનું જોઈએ છે. હું આવીશ તમારી પાસે.

## મોક્ષમાર્ગ

અત્યારે આ કાળમાં મોક્ષમાર્ગ રહ્યો નથી. એક છાંટોય રહ્યો નથી.

જાણે અલોપ થઈ ગયો છે. અત્યારે સંસારમાર્ગેય સાચો રહ્યો નથી.

**પ્રશ્નકર્તા** : મોક્ષમાર્ગમાં ક્રિયાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** મોક્ષમાર્ગમાં આવી ક્રિયા હોતી નથી, ત્યાં તો જ્ઞાનક્રિયા કરવામાં આવે તો મોક્ષે જાય. અજ્ઞાનક્રિયાથી મોક્ષ ના થાય. આખો દહાડો સામાયિક કરે તોય મોક્ષ ના થાય, કારણ કે ક્રિયા 'હું કરું છું' એમ કહે છે. 'હું કરું છું' એ બંધન છે. આ કાળમાં તો ફરી મનુષ્ય અવતાર આવે તોય ઘણું સારું. રૌદ્રધ્યાન ને આર્તધ્યાન સિવાય બીજું કશું કર્યું નથી. નર્કગતિના જીવો પણ ઓછા છે. 'મીસાવાળા' એકલા જ નર્કગતિમાં જવાના છે. થોડું આર્તધ્યાન ને ધર્મધ્યાન હોય તોય મનુષ્યમાં આવે. આ તો ધર્મધ્યાન પણ જાણતો નથી. ધર્મધ્યાન જાણે તોય કામ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : સવારમાં ઊઠ્યા ત્યારથી દુકાન ને ઘરાક સાંભરે તેમાં ધર્મધ્યાનમાં કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** આમાં કોઈનો દોષ નથી. ના છૂટકે કરવું પડે છે.

**પ્રશ્નકર્તા** : આમાંથી છૂટવું કેવી રીતે ?

**દાદાશ્રી :** પુસ્તકમાં તમે વાંચ્યું નથી ?

**પ્રશ્નકર્તા** : પૂરું વાંચ્યું નથી.

**દાદાશ્રી :** જાતે છૂટાય એવું નથી. જે બંધનથી મુક્ત થયેલો હોય તે છોડી આપે. પોતે જ ડૂબતો હોય તે બીજાને તારી ના શકે. જેને મોક્ષ પ્રાપ્ત થયો હોય તે બીજાને મોક્ષ આપી શકે.

અત્યારે દસેક ટકા મનુષ્યમાં આવશે. બીજા બધા તિર્યંચગતિનાં મહેમાન છે.

**પ્રશ્નકર્તા** : જૈન ધર્મ અને મનુષ્યગતિ મળે એવો નિશ્ચય કર્યો હોય તો ?

**દાદાશ્રી :** એ તો કોનો નિશ્ચય ના હોય ? પણ આર્તધ્યાન ને

રૌદ્રધ્યાન હોય તો તિર્યંચમાં જ જાય ને ? રૌદ્રધ્યાન એટલે શું કે પોતે સામાને કંઈ પણ જાતનું દુઃખ પહોંચાડવું અને આર્તધ્યાન એટલે પોતાને જ પીડા થાય. બીજાને કિંચિત્‌માત્ર દુઃખ ના કરે.

ગમે તેટલા નિશ્ચય કરે, ગમે તેટલું કરે, ભટકભટક કરે તોય કશું ના વળે. અનંત અવતારથી રઝળપાટ જ કરે છે ને ? જ્યારે ‘મુક્ત પુરુષો’ મળ્યા ત્યારે સાંભળસાંભળ કર્યું; પણ તેમની આજ્ઞાવશ રહે નહીં. આજ્ઞાવશ રહેવું એનું નામ જ ધર્મ. ‘મુક્ત પુરુષ’ પોતે મોક્ષે લઈ જઈ શકે. તેઓ ‘લાયસન્સદાર’ છે. ‘જ્ઞાની પુરુષ’ પાસે વાતને સમજી લેવાની છે.

આપણે અહીં બે માર્ગ છે : ‘રિલેટિવ’ માર્ગ અને ‘રિયલ’ માર્ગ. કેટલાય લોકો ધર્મધ્યાન શિખવાડે છે પણ કોઈને આવડતું નથી. એટલે આપણે અહીં ધર્મધ્યાન શિખવાડીએ છીએ, પણ એ બહુ ઊંચી જાતનું છે. કોઈ એને અમારી પાસેથી પકડી લે તો એનું કામ કાઢી નાખે.

**પ્રશ્નકર્તા** : ધર્મધ્યાનમાં જાય પછી એમાં આગળ વધે એમ એમ શુક્લધ્યાન તરફ વધે ને ?

**દાદાશ્રી :** ના. ધર્મધ્યાનમાં ગયો એટલે શુક્લધ્યાન તરફ પોતે ના જઈ શકે. શુક્લધ્યાન એવું નથી કે પોતે પોતાથી પ્રગટ થાય. ‘જ્ઞાની પુરુષ’ કે ‘કેવળજ્ઞાની’નાં દર્શન કર્યા વગર શુકલધ્યાન પ્રગટ ના થાય. એ નિર્વિકલ્પ પદ છે. અતીન્દ્રિય પદ છે. એટલે બીજી રીતે મેળ ખાય નહીં. અમે તમને ધર્મધ્યાન પણ આપીએ ને શુક્લધ્યાન પણ આપીએ છીએ.

## જ્ઞાનીની વિરાધના

**પ્રશ્નકર્તા :** આ બોલવા-ચાલવામાં, તમને પ્રશ્નો પૂછવામાં કોઈ ઠેકાણે અવિનય થતો હોય. અંતરમાં એવો અવિનય કરવાનો કોઈ ભાવ ના હોય, છતાંય બોલવા-ચાલવામાં અવિનય થઈ જતો હોય તો તે અમે વિરાધના તો નથી કરતા ને ?

**દાદાશ્રી :** વાત કરતાં તમે વિરાધક થાઓ તો અમે વાત બંધ

કરી દઈએ. કારણ અમે જાણીએ કે આ તો અવળે રસ્તે ચાલ્યું.

**પ્રશ્નકર્તા** : પણ અમારાથી તમારી વિરાધના થઈ જાય તો ?

**દાદાશ્રી :** અમારી વિરાધના કરવાના તમારામાં પરમાણુઓ જ ના હોય. એવી તો અમને શંકા જ ઉત્પન્ન ના થાય. આખો દહાડો જેની આરાધના કરતા હો તેની વિરાધના હોય જ નહીં ને ! 'દાદા'ની આરાધના કરી એ જ 'શુદ્ધાત્મા'ની આરાધના કર્યા બરાબર છે અને એ જ પરમાત્માની આરાધના છે અને એ જ મોક્ષનું કારણ છે.

## આત્મસુખનું લક્ષણ

**દાદાશ્રી :** સુખ આત્મામાંથી આવે છે કે પુદ્ગલમાંથી ?

**પ્રશ્નકર્તા** : આત્મામાંથી.

**દાદાશ્રી :** એ આત્માનું સુખ છે કે પુદ્ગલનું સુખ છે, એ કેમ ખબર પડે ?

**પ્રશ્નકર્તા** : અતીન્દ્રિય અનુભવ હોય ને ?

**દાદાશ્રી :** એ બધાને ખબર ના હોય. આત્માના સુખનું લક્ષણ એટલે નિરાકુળતા રહેતી હોય. સહેજે આકુળતા-વ્યાકુળતા થાય તો જાણવું કે બીજી જગ્યાએ ઉપયોગ છે. માર્ગ ભૂલ્યા. બહારથી અકળાઈને આવ્યો ને તે પંખો ફેરવે તે બહુ સરસ લાગે. એને શુદ્ધ ઉપયોગ ના કહેવાય. એનેય જાણવું જોઈએ. અશાતા વેદનીય હોય તેનેય જાણવું જોઈએ અને નિરાકુળતાયે રહેવી જોઈએ. બન્નેને જાણવું જોઈએ. શાતા વેદનીય જોડે એકાકાર થઈ જાય તે ભૂલ કહેવાય.

## વેદનીય ઉદયો - જ્ઞાનજાગૃતિ

**પ્રશ્નકર્તા** : શાતા વેદનીયમાં મીઠાશ તો આવે ને ?

**દાદાશ્રી :** મીઠાશ તો આવે પણ મીઠાશને જાણવી જોઈએ. તે ઘડીએ જ્ઞાન હાજર રહેવું જોઈએ કે આ શાતા વેદનીય છે ને આ

નિરાકુળતા છે. અશાતા વેદનીય આવે, તો અશાતા વેદનીય છે એવું જાણે. બાહ્યમાં અશાતા હોય ને અંતરમાં નિરાકુળતા હોય !

સુખી થવું, દુઃખી થવું એટલે ભોક્તા થવું. કર્તા ને ભોક્તા બધામાં કર્મ બંધાય અને જ્ઞાતામાં કર્મ ના બંધાય. આપણે જાણીએ કે અત્યારે 'ચંદુભાઈ'ને અશાતા વર્તે છે. સુખી કે દુઃખી થવાનો અર્થ શું છે ?

આજે મરણ આવે કે પચીસ વરસ પછી આવે તેનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા** : મરણનો ભય નથી પણ મરણ વખતે જે દુઃખ થાય છે, એનો ડર લાગે છે.

**દાદાશ્રી :** દુઃખ શું ?

**પ્રશ્નકર્તા** : શારીરિક વ્યાધિ.

**દાદાશ્રી :** એમાં બીક શું ? 'વ્યવસ્થિત' છે ને ? 'વ્યવસ્થિત'માં આંધળા થવાનું હશે તો આંધળું થવાશે ને ? પછી એની બીક શું ? 'વ્યવસ્થિત' આપણે 'એક્સેપ્ટ' કર્યું છે પછી કોઈ દહાડો કશું અડે એવું નથી, કોઈ ભય રાખવા જેવો નથી. નિર્ભય થઈને ફરો.

**પ્રશ્નકર્તા** : વેદનાનો ભય રહ્યા કરે.

**દાદાશ્રી :** વેદના થવાની જ નથી ત્યાં વેદનાનો ભય ક્યાંથી થાય ? વેદના તો તેને થાય કે જેને ભય હોય ! જેને ભય નથી તેને વેદના શી ? આ તો તમારો 'વણિક માલ' ભરેલો ને ? તે એકદમ પોચો હોય.

આ સફરજન ખાઈએ ને બીજું જામફળ ખાઈએ, તો એ બેમાં ફેર નહીં ? જામફળ જરા કઠણ હોય ને સફરજન પોચું લાગે એટલે તમારે 'ચંદુભાઈ'ને કહેવાનું કે 'દાદા'એ કહ્યું છે :'વ્યવસ્થિત'. 'વ્યવસ્થિત' કહ્યા પછી ભય શો ?

**પ્રશ્નકર્તા** : બે દહાડાથી માથું દુખતું હતું. તે જરાય સહન થતું નહોતું.

**દાદાશ્રી :** 'મને સહન થતું નથી.' એવું કહ્યું કે એ વળગ્યું !

પણ 'આપણે' તો કહીએ, ''ચંદુભાઈ, બહુ માથું દુઃખે છે ? હું હાથ ફેરવી આપું છું. ઓછું થઈ જશે.'' પણ 'મને દુઃખ્યું કહ્યું કે વળગ્યું ! આ તો બહુ મોટું ભૂત છે !'

**પ્રશ્નકર્તા** : શાતા મીઠી લાગે છે ને અશાતા અળખામણી લાગે છે.

**દાદાશ્રી :** તે 'ચંદુભાઈ'ને લાગે છે ને ? 'ચંદુભાઈ'ને 'આપણે' કહીએ કે ડીક્ષનરી હવે બદલી નાખો. અશાતા સુખદાયી ને શાતા દુઃખદાયી. સુખ-દુઃખ તો બધું કલ્પિત છે. મારો આ એક શબ્દ ગોઠવી જોજો, ઉપયોગ કરી જોજો. જો તમને જરાય અસર થાય તો કહેજો.

**પ્રશ્નકર્તા** : કંઈક રસ્તો કાઢવા માટે તો આ પ્રશ્ન પૂછું છું.

**દાદાશ્રી :** તમારે મને પૂછવું. હું કહી દઉં તે પ્રમાણે કરવું. રસ્તો તો આ જ છે. અને માથે તો એવું લેવું જ નહીં કે મને દુઃખે છે. કોઈ કહેશે કે 'કેમ, તમને શું થયું છે ?' ત્યારે કહેવું કે 'પાડોશીને માથું દુઃખે છે તે હું જાણું છું.' અને 'આ' પાડોશી છે એવી 'તમને' ખાતરી થઈ ગઈ છેને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તો પછી દુઃખ શા માટે ? પાડોશી રડતો હોય તો આપણે કંઈ રડવા લાગવું ? પાડોશીને ત્યાં તો વઢવાડો થયા જ કરવાની અને બૈરી જોડે કોને વઢવાડ ના થાય ? 'આપણે' વગર પરણેલા, 'આપણે' શું કામ રડીએ? પૈણેલો રડે. 'આપણે' પૈણ્યા નથી ! રાંડ્યા નથી ! 'આપણે' શું કામ રડીએ ? આપણે તો પાડોશીને છાના રાખવા જોઈએ કે, 'ભઈ, રડશો નહીં, અમે છીએ તમારી જોડે. ડોન્ટ વરી, ગભરાશો નહીં.' એમ કહીએ.

## પ્રકૃતિની પજવણી

આ 'વણિકમાલ' તે આવતાં પહેલાં ભડકે. આપણે તો ચંદુભાઈને કહેવાનું કે, 'તમને કશું જ થવાનું નથી.' મહીં એવો વિચાર આવશે

કે પેલા ભાઈને ચલાતું નથી, તે આપણનેય એવું થઈ જશે તો ? એવા વિચારો આવે તો આપણે કહેવું, 'ચંદુભાઈ, અમે બેઠા છીએ ને ! કશું જ થવાનું નથી.' 'આપણે' જુદાપણાના વ્યવહારથી બોલોને. આ તો સાયન્સ છે. 'મને થયું' કહ્યું કે ભૂત વળગે. જગતને તેથી ભૂતાં વળગ્યાં છેને બધાં !

પોતે પરમાત્મા પછી શેને માટે આ બધું હોય ? પરમાત્મપણાની શક્તિ થોડી તમને દેખાઈ છે કે નહીં ? તમને 'પરમાત્મા છો' એવું ભાન, એવી શક્તિ ઉત્પન્ન થઈ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** પછી શો વાંધો છે ? જેને થોડી શક્તિ ઉત્પન્ન થઈ તેને સર્વ શક્તિ છે એ નક્કી થઈ ગયું. તમને કોઈ અપમાન કરે તો પરિણામ બદલાય નહીં એટલે જાણો કે 'ઓહોહો ! આટલી બધી શક્તિ !!' તે હજુ થોડીક જ નીકળી છે. હજી તો નીકળશે. અનંત શક્તિઓનો ધીમે ધીમે અનુભવ થશે !

આ 'એ. એમ. પટેલ' એ માણસ જ છે ને ? તમારા જેવા એ નથી ? માણસને બધું હોય. શું ના હોય ? પણ અમે તો દુઃખ આવતાં પહેલાં જ આધાર આપીએ, 'અમે છીએ ને પછી તમારે શો વાંધો છે ? અમે તો પાડોશીના પાડોશીનેય કહીએ કે અમે છીએ ને તમારી જોડે !' ભગવાન છે ત્યાં આગળ શી ખોટ હોય ?

આપણે જુદાપણાથી બોલો તો ખરાં. ક્ષત્રિયોની જેમ હિંમત રાખવી. અત્યાર સુધી તમે નિરાધાર હતા. શાસ્ત્રકારોએ એને અનાથ કહ્યું. તે હવે તમે સનાથ થયા. હવે તમે આમ આધાર ના આપશો કે 'મને થયું'. આમ આધાર આપશો તો એ દુઃખ પડી નહીં જાય. મને માથું દુખ્યું એ આધાર તમે આપો તો વસ્તુ પડી જાય કે રહે ?

**પ્રશ્નકર્તા** : રહે.

**દાદાશ્રી :** આધાર આપો તો રહે. આખું સાયન્સ જ છે. એનો

ઉપયોગ કરતાં આવડ્યો તો કામ થઈ જશે. સહેજ ચૂકશો તો એની અસર થશે, બીજું કશું નુકસાન નહીં થાય પણ તમને અસર ભોગવવી પડશે.

**પ્રશ્નકર્તા** : એવા ભાવે, અશાતાભાવે નિર્જરા થાય ને ?

**દાદાશ્રી :** તે નિર્જરા જ થવા માટે આવ્યું છે, પણ એવું છે ને કે એટલું આપણું સુખ આવતું બંધ થઈ ગયું ને ? આપણા સુખનું વેદન બંધ થઈ જાય. અશાતા વેદનીયનો વાંધો નહીં. એની તો નિર્જરા જ થાય.

## રીત બદલો, વેદનની

માટે હવે તમે રીત બદલો તો વેદના ઓછી થશે, તેમ તેમ સુખ અંદરથી વધારે આવશે, કેમ કે બહાર ગૂંચવાય તો અંદરથી સુખ આવતું ઓછું થાય. તમારે 'ચંદુભાઈ'ને અરીસા સામે દેખાડવું, આમ હાથ-બાથ ફેરવીને કહેવું, 'અમે છીએ ને તમે છો. બે છીએ એ તો નક્કી છે ને? એમાં બનાવટ નથી ને ?'

**પ્રશ્નકર્તા** : ના, બે જ છે.

**દાદાશ્રી :** આ 'પાડોશી' કંઈ જાણતા નથી એ વાતેય નક્કી છેને? અને આપણે જાણકાર છીએ. પાડોશીને કંઈ ખબર નથી કે માથું દુખ્યું. ખબર આપણને છે. એટલે આપણે કહેવું કે 'માથું દુખ્યું તે અમે જાણીએ છીએ. તે હમણાં ઊતરી જશે. શાંતિ રાખો !' પછી ખભો થાબડી આપવો. પાડોશીને તો આપણે સાચવવું જ જોઈએ ને ? અને વેઢમી (પૂરણપૂરી) સારી હોય, ચોખ્ખું ઘી હોય તો બે ખવડાવી પણ દેવી ! 'ખાઈને સૂઈ જાવ' કહીએ. પાડાને વાંકે પખાલીને ડામ શા માટે ?

**પ્રશ્નકર્તા :** પાડો કોણ આમાં ?

**દાદાશ્રી :** બધો મનનો દોષ છે આમાં. મનની ચંચળતાને લીધે પેટને બિચારાને ભૂખે મરવું પડે. મન પાડો છે આમાં. પેટ પખાલી છે. દોષ મનનો છે ને લોક પેટને ડામ દે છે. ભજિયાં-જલેબી દેખે એટલે

મન 'આઉટ ઓફ કંટ્રોલ' થાય. એટલે પેટમાં આફરો થાય. પછી બીજે દહાડે તબિયત બગડે એટલે પાછો ઉપવાસ કરવો પડે. પછી ધર્મને નામે ઉપવાસ કરે કે ગમે તે નામે, પણ ઉપવાસ તો કરવો પડેને !

## સમ્યક્ તપ

ભગવાને ઊણોદરી તપ કેવું સરસ બતાડ્યું છે ! બે ભાગ ખોરાક, એક ભાગ પાણીનો ને એક ભાગ હવાનો. એવું ચાર ભાગ પાડીને જમી લેવું.

ભગવાને જ્ઞાન-દર્શન-ચારિત્ર એમ ત્રણ નથી કહ્યું, ચાર કહ્યાં છે. ચોથું તપ કહ્યું. મોક્ષના ચાર પાયા છે. તે ક્રમિકમાંય ચાર પાયા છે ને અહીં 'અક્રમ'માં પણ ચાર પાયા છે. તપ કયું ? જ્યારે વેદના થતી હોય. આ તમારે માથું દુખવું એ વેદના. ખરેખર એ વેદના જ ગણાય નહીં. એ તો જાણ્યા જ કરે, પણ બીજી વેદના એવી કે આમ હાથ કાપતા હોય, ઘસી ઘસીને કાપતા હોય એવા સંયોગોમાં આવ્યા હોઈએ ત્યારે તેને વેદના કહેવાય. તે ઘડીએ તપ કરવાનું છે. ભગવાને કહ્યું કે શું તપ ? તું 'હોમ ડિપાર્ટમેન્ટમાં છે.' સ્વપરિણતિમાં છે તે પરપરિણતિ ઉત્પન્ન ના થાય, એ તપ કરવાનું છે. આ પરપરિણામ છે અને આ મારાં પરિણામ નથી, એમ સ્વપરિણામમાં મજબૂત રહેવું, એનું નામ તપ.

આવું તપ ગજસુકુમારે કરેલું. તે શુદ્ધાત્માના ધ્યાનમાં હતા ત્યારે એમના સસરાએ એમને માથે માટીની સગડી કરી નિરાંતે અંગારા ભર્યા. તેમણે જોયું કે 'ઓહોહો ! આ સસરાજી તો મોક્ષની પાઘડી બંધાવે છે.' તે શુદ્ધાત્માના ધ્યાનમાં શ્રેણીઓ ચઢતાં ચઢતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા !

## મોક્ષનો માર્ગ છે શૂરાનો..

આ શરીરને આપણે કહેવું કે 'હે શરીર ! હે મન ! હે વાણી ! તમને જ્યારે ત્યારે લોક બાળશે. તેના કરતાં અમે જ બાળી મૂકીએ તો શું ખોટું ?'

માટે ક્ષત્રિય થઈ જાવ. જે સ્વરૂપ આપણું નથી ત્યાં શી પીડા? જે સ્વરૂપ આપણું નથી એવું 'જ્ઞાની પુરુષે' તમને કહ્યું, તે તમને બુદ્ધિથી સમજાયું, પછી શી પીડા ?

તમારું એકનું એક મકાન હોય, તે તોડવાનું ગમે નહીં. પણ દેવું થઈ ગયું હોય એટલે વેચી નાખો, તેના દસ્તાવેજ પણ થઈ ગયા હોય, પછી તે ઘર તૂટે ને તમે બૂમો પાડો કે 'આ ઘર મારું, આ ઘર મારું', તો તે કેવું ખરાબ લાગે !

**પ્રશ્નકર્તા** : શબ્દમાં કહેવામાં વાંધો નથી આવતો, પણ જ્યારે વેદનીય હાજર થાય છે ત્યારે એનો પરચો બતાવે છે.

**દાદાશ્રી :** વેદનીય તો તમને શી થઈ છે ? વેદનીય તો જ્યારે પક્ષાઘાત થાય ત્યારે વેદનીય કહેવાય. આને વેદનીય કેમ કહેવાય ? પેટમાં દુખ્યું, માથું દુખ્યું કે સણકા થયા એને વેદનીય કેમ કહેવાય ? એક આપણા મહાત્માને પક્ષાઘાત થયેલો. તે કહે કે ''દાદા, આ 'મંગળદાસ'ને બધાં જોવા આવે છે, તેમને 'હું' પણ જોઉં છું !''

**પ્રશ્નકર્તા** : જ્યાં સુધી આત્માનું સ્પષ્ટ વેદન ના હોય, અનંત સ્વરૂપનું વેદન ના હોય ત્યાં સુધી બીજું કંઈ ને કંઈ તો વેદન હોય ને? જેમ કે શાતા-અશાતા.

**દાદાશ્રી :** એવું છે ને કે વેદનાનો સ્વભાવ કેવો છે કે જો એને પારકી જાણે તો એ જાણ્યા કરે કે આ પારકી છે. પછી ખાલી જાણ્યા જ કરે એને, વેદે નહીં. પણ આ વેદના 'મને થઈ' કહે તો વેદે અને આ 'સહન થતી નથી' એમ બોલ્યા એટલે વેદના દસ ગણી લાગે. આ 'સહન થતી નથી', એમ તો બોલાય જ નહીં.

આ પગ તો તૂટતો હોય તો બીજાનેય કહીએ કે તું પણ તૂટ. નાદારી જ કાઢવી. હવે મોક્ષમાર્ગ હાથમાં આવ્યો છે એટલે જરાક હિંમત દાખવવી પડશે. જૂઓ પડવાથી ધોતિયું શાનું કાઢી નંખાય ? એને તો વેણી નાખવાની.

કોઈ કષાયી વાણી બોલે તમારી જોડે તો તે તમારાથી સહન થાય કે ?

**પ્રશ્નકર્તા** : એ જરા દૂર છે એટલે બહુ ના લાગે.

**દાદાશ્રી :** સામાન્ય રીતે આ મનુષ્યનો સ્વભાવ કેવો હોય ? પેલું શારીરિક દુઃખ સહન કરે, પણ કષાયી વાણી સહન ના કરે ! માની બેઠાં છે કે આ મને અડેલું જ છે. હવે એટલું અડેલુંય નથી ત્યાં આગળ. ખાલી સ્પર્શ જ છે. ખાલી આત્માનો ને પુદ્‌ગલનો બેનો સ્પર્શ થાય છે. એકાકાર કોઈ દહાડો થયું નથી. હવે આત્માનો એવો ગુણ છે કે બોલતાંની સાથે જ જેવું બોલે તેવી અસર થઈ જાય. માટે ક્ષત્રિયપણું વાપરવું પડે. થોડો વખત અમારા ટચમાં રહેવું પડે.

આત્માનો સ્વભાવ કેવો છે ? જેવું ચિંતવે એવો તરત જ થઈ જાય. સુખમય ચિંતવ્યો તો સુખમય થઈ જાય ને દુઃખમય ચિંતવ્યો તો તેવું થઈ જાય. એટલે બહુ જાગૃત રહેવાનું છે. આમાં બીજી કોઈ ચિંતવના ના થાય. જેમ કે, મારું માથું દુખ્યું !

**પ્રશ્નકર્તા** : ચિંતવના થતી નથી, પણ હવામાન બગડી જાય છે.

**દાદાશ્રી :** હવામાનની અસર થાય પણ આપણાથી બોલાય નહીં કે મને દુખ્યું. આપણે તો એમ કહેવું પડે કે 'ચંદુભાઈ'ને માથું દુઃખે છે.

આ તો ખાલી ભડક છે. એક માણસથી કડવી દવા નહોતી પીવાતી. તે મેં તેના દેખતાં, ચા ને ભાખરી ખાઈએ તેમ કડવી દવા ને ભાખરી નિરાંતે ખાધી. તે પેલો માણસ તો ભડકી ગયો કે આ તો તમે ચાની જેમ ખાવ છો. અલ્યા, ચાની જેમ જ પીવાય. આ તો તને ખાલી ભડકાટ પેસી ગયો છે. ત્યાર પછી એ રીતે એ માણસ કડવી દવા પીતો થઈ ગયો. સામો દેખાડતો હોય તો થઈ શકે એમ છે. કોઈ દેખાડનાર જોઈએ. એક ફેરો હું અગ્નિમાં આંગળી ધરીને બતાવું તો તમે હઉ ધરો. દેખાડનાર જોઈએ. આત્માને કશું અડતુંય નથી ને નડતુંય નથી. માટે તે રૂપે રહેવું.

નિર્લેપ, અસંગ, અગ્નિનોય સંગ એને અડતો નથી, તો આ દુઃખનો, શરીરનો શી રીતે અડે ? માટે આ એનો સ્વભાવ પકડી રાખવો.

અને પરભાવમાં પરપરિણતિ ઉત્પન્ન ના થાય એ જોયા કરવાનું. પરપરિણતિ કોને કહેવાય છે ? પરપરિણામને પોતાનાં પરિણામ માને એનું નામ પરપરિણતિ. માથું દુઃખે છે એ પરપરિણામ કહેવાય અને તેને 'મને દુખ્યું છે' એમ કહ્યું એને પરપરિણતિ કહી. જેણે સ્વપરણિતિ, સ્વપરિણામ જોયાં નથી તે પરપરિણતિ સિવાય બીજું શું જુએ ? 'સ્વ' તો સમકિત થયા પછી હાથમાં આવે. 'સ્વ' હાથમાં હોય તો ક્રોધ-માન- માયા-લોભની દશા મડદાલ થઈ જાય. ક્રોધ-માન-માયા-લોભ એ કષાયો કહેવાય.

મોક્ષ જોઈતો હોય તો શિર સાથે ખેલ છે. શૂરવીરતા એટલે શૂરવીરતા ! ઉપરથી એટમબોંબ પડે પણ પેટમાં પાણી ના હાલે, એનું નામ શૂરવીરતા. અને જો તમે શુદ્ધાત્મા સ્વરૂપ છો, મેં જે સ્વરૂપ તમને આપ્યું છે તે સ્વરૂપમાં છો તો પાણીય અડે તેમ નથી.

તમે હવે નિઃશંક થયા. હવે આજ્ઞામાં રહો ને ઘૈડપણ કાઢી નાખો. આ દેહ જતો રહે તો ભલે જતો રહે. કાન કાપી લે તો ભલે કાપી લે. પુદ્ગલ આપી દેવાનું છે. પુદ્ગલ પારકું છે. પારકી વસ્તુ આપણી પાસે રહેવાની નથી. એ તો 'વ્યવસ્થિત'નો ટાઈમ હશે તે દહાડે જશે. માટે 'જ્યારે લેવું હોય ત્યારે લઈ લો' એમ કહેવું. ભય રાખવાનો નહીં. કોઈ લેનાર નથી. કોઈ નવરુંય નથી. આપણે કહીએ કે 'લઈ લો', તો કોઈ લેનારું નથી. પણ તે આપણામાં નિર્ભયતા રાખે. જે થવું હોય તે થાઓ, કહીએ.

**પ્રશ્નકર્તા :** બહારની ફાઈલો એટલી બધી હેરાન નથી કરતી, પણ અંદરની શાતા-અશાતામાં એકાકાર થવાય છે.

**દાદાશ્રી :** શાતા-અશાતાને તો બાજુએ જ મૂકી દેવાનું. શાતામાં પ્રમાદ થઈ જાય, અજાગૃતિ રહે. શાતા-અશાતાની તો બહુ પરવા રાખવી નહીં. અશાતા આવે, હાથમાં લાય બળતી હોય તો આપણે કહેવું કે,

''હે હાથ ! 'વ્યવસ્થિત'માં હો તો બળો કે સાજો રહો.'' એટલે લાય બળતી હોય તો બંધ થઈ જાય; કારણ કે આપણે બાળી મૂકવાની વાત કરીએ પછી શું થાય ? પંપાળવાનું તો ક્યારેય હોય નહીં. આ પુદ્‌ગલ છે. 'વ્યવસ્થિત'ના તાબે છે. એની અશાતા વેદનીય જેટલી આવતી હોય તેટલી આવો. શૂરાતન તો જોઈશે ને ? અને નહીં તોય રડી રડીને ભોગવવું, એના કરતાં હસીને ભોગવવું શું ખોટું ? તેથી તો કહ્યું છે ને, ''જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.''

અડધો પગ તૂટી ગયો તો આપણે કહીએ, ચાલો દોઢ તો રહ્યો ને ! ફરી અડધો જતો રહે, ત્યારે આપણે એમ કહીએ કે બેને બદલે એક તો રહ્યો ને ? આમ કરતાં છેવટે બધા પાર્ટસ તૂટી પડે, ત્યારે છેવટે આત્મા તો છીએ ને ? છેવટે તો બધા પાર્ટસ તૂટી જ પડવાના છે ને ? પેટ્રોલ છાંટીને ભડકો કરો તોય અમે આત્મસ્વરૂપ છીએ ! જ્યારે ત્યારે ભડકો થવાનો જ છે ને ! નથી થવાનો ? થોડોક અભ્યાસ જ કરવાની જરૂર છે. ઉઘાડે પગે મહારાજ કેમ કરીને ચાલે છે ? ખેડૂતો કેમ કરીને ચાલે છે ? બે-ચાર વખત આપણે દઝાઈએ એટલે બધું રાગે પડી જાય. બાકી એક ટીકડીથી વેદના બેસી જાય તેને વેદના જ કેવી કહેવાય ? સો-સો ટીકડીઓ ખાય તોય વેદના ના શમે, એનું નામ વેદના કહેવાય.

હવે તો અપના કુછ નહીં. 'જ્ઞાની પુરુષ'ને બધું વોસરાવી દીધું. મન-વચન-કાયા ને સર્વ માયા, ભાવકર્મ-દ્રવ્યકર્મ-નોકર્મ બધું જ વોસરાવી દીધું. પછી તમારી પાસે કશું જ બાકી નથી રહેતું.

## મહાવીરનું વેદન - સ્વસંવેદન

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.' તો જ્ઞાની પણ વેદે તો ખરા ને ?

**દાદાશ્રી :** વેદના તો જાય જ નહીં ને ! પણ એ વેદના ધૈર્યથી વેદે, સહુ સહુના ગજા પ્રમાણે ધૈર્ય હોય. જો કે મહાવીર ભગવાન કેવળ જાણતા જ હતા. એક માંકણ એમને કરડે તો તેને પોતે જાણે એકલું

જ, વેદે નહીં. જેટલો અજ્ઞાન ભાગ છે એટલું વેદે. તમે શ્રદ્ધાએ કરીને શુદ્ધાત્મા થયા છો, હજી જ્ઞાને કરીને આત્મા થશો ત્યારે જાણવાનું જ રહેશે. ત્યાં સુધી વેદવાનું ખરું. વેદવામાં તો અમે તમને કહીએ છીએ ને કે આઘું બેસવું, આપણા 'હોમ ડિપાર્ટમેન્ટમાં !' જરાય આઘુંપાછું કરવું નહીં, ગમે તેટલી ઘંટડીઓ મારે તોય 'હોમ ડિપાર્ટમેન્ટ' છોડવું નહીં. છોને ઘંટડીઓ મારે ! બારસો ઘંટડીઓ મારે તોય આપણે શું કામ આપણી 'ઓફિસ' છોડવી ?

શાતા વેદનીય ને અશાતા વેદનીય તો તીર્થંકરોને પણ આવે, પણ એ જ્ઞાને કરીને, કેવળજ્ઞાને કરીને જાણે.

મન જો ડિસ્ચાર્જ ના કરીએ તો એ પાછું જોડે આવે, માલસામાન સાથે આવે. એના કરતાં ખાલી થઈ જવા દો ને. એક નિયમ એવો છે કે એ ખાલી થઈ જ જાય. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ, એ ચાર ભેગાં થાય એટલે એ ખાલી થઈ જ જાય, કાયદેસર રીતે.

આત્મા પરમ સુખી છે. અશાતા દેહ આપે, મન આપે, વાણી આપે. કોઈ કશું કહી જાય તોય અશાતા વેદનીય થાય.

**પ્રશ્નકર્તા** : દેહની વેદનીય હોય ત્યારે ચિત્ત તેમાં વધારે જતું રહે.

**દાદાશ્રી :** હા. ચિત્ત ત્યાંનું ત્યાં જ ભમ્યા કરે. આપણે એને કહીએ કે બહાર જરા ફરવા જા, તો ય ના જાય. ઘરમાં ને ઘરમાં જ રહે.

**પ્રશ્નકર્તા** : એનાથી ફરી બંધ ના પડે ?

**દાદાશ્રી :** ના. વેદના ભોગવી લેવાની. ભોગવ્યે જ છૂટકો. બંધ તો કર્તા થાય ત્યારે પડે. કર્તા મીટે તો છૂટે કર્મ.

## ચિત્તની શુદ્ધતા - સનાતન વસ્તુમાં એકતા

પોલીસવાળો બૂમ પાડતો આવે, હાથકડી લઈને આવે તોય આપણને કશી અસર ના થાય એનું નામ વિજ્ઞાન.

**પ્રશ્નકર્તા** : તો પછી ચિત્ત શેમાં રાખવું ?

**દાદાશ્રી :** ચિત્ત પોતાના સ્વરૂપમાં રાખવાનું છે. જે નિરંતરનું હોય તેમાં ચિત્ત રાખો. ચિત્ત સનાતન વસ્તુમાં રાખવાનું છે. મંત્રો એ સનાતન વસ્તુ નથી. એક આત્મા સિવાય આ જગતમાં કોઈ વસ્તુ સનાતન નથી. બીજું બધું 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે ! ઓલ ધીઝ રીલેટિવ્ઝ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ !

'પરમેનન્ટ' એક આત્મા એકલો જ છે. સનાતન વસ્તુમાં ચિત્ત બેસી ગયું, પછી એ ભટકે નહીં અને ત્યારે એની મુક્તિ થાય. મંત્રોના જાપ કરતા હોય તેમાં ચિત્ત કયાં સુધી રહે ? જ્યાં સુધી પોલીસવાળો આવ્યો નથી ત્યાં સુધી. પોલીસવાળો આવ્યો કે જાપેય ઊડી જાય ને, ચિત્તેય ઊડી જાય. એટલે એ 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે. 'રિલીફ' આપે, શાંતિ આપવામાં મદદ કરે, પણ કાયમનું કામ કરે નહીં. આ જપયોગની જરૂર છે ખરી, પણ જ્યાં સુધી સનાતન વસ્તુ ના મળે ત્યાં સુધી. ચિત્ત સનાતનમાં મળી ગયું એ શુદ્ધ ચિત્ત થઈ ગયું અને શુદ્ધાત્મા થઈ ગયો એટલે વિદેહી થઈ ગયો અને વિદેહી થઈ ગયો એટલે મુક્તિ થઈ ગઈ. વિદેહી થવાની જરૂર છે. આ તો દેહી કહેવાય. 'હું ચંદુભાઈ છું' ત્યારથી જ ભ્રાંતિ. ''જ્ઞાની પુરુષ'' આપણી ઊંઘ ઉડાડે છે. જગત આખું ઉઘાડી આંખે ઊંઘે છે. ઊંઘવું એટલે 'હું આ કરું છું', 'હું કર્તા છું' એવું ભાન રહે છે. આ વર્લ્ડમાં કોઈ માણસ એવો જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ હોય અને પોતાની જે શક્તિ છે તેને પોતે જાણતો નથી. પોતાની શક્તિ સ્વક્ષેત્રમાં છે. પોતાની શક્તિ ક્ષેત્રજ્ઞ છે. એ ક્ષેત્રજ્ઞ શક્તિ ઉત્પન્ન થઈ ગઈ એટલે કામ થઈ ગયું. સંપૂર્ણ શક્તિ ક્ષેત્રજ્ઞ છે. આ બધી ભ્રાંતિ છે.

આ જપયજ્ઞ બહુ સુંદર સાધન છે, પણ જ્યાં સુધી નિષ્પક્ષપાતી ભાવ ઉત્પન્ન ના થાય ત્યાં સુધીનું એ સાધન છે. એ સાધ્ય વસ્તુ નથી. સાધ્ય ક્ષેત્રજ્ઞ છે. પોતાનો સ્વભાવ ક્ષેત્રજ્ઞ છે. એ સ્વભાવ ઉત્પન્ન થાય એ સાધ્ય છે.

પક્ષમાં પડ્યા હોય ત્યાં સુધી ભગવાન ભેગા થાય નહીં. કોઈ વૈષ્ણવ પક્ષમાં, કોઈ શિવ પક્ષમાં, કોઈ મુસ્લિમ પક્ષમાં, કોઈ જૈન પક્ષમાં

છે, ત્યાં સુધી ભગવાન કોઈ દહાડોય ભેગા થાય નહીં. આ નિયમ જ છે. ભગવાનનો નિયમ એવો છે કે પક્ષમાં પડેલાની સાથે ભેગા થવું નહીં. ભગવાન પોતે જ નિષ્પક્ષપાતી છે. તે નિષ્પક્ષપાતી ભાવ ઉત્પન્ન થશે ત્યારે એ વાત સમજાશે. પક્ષમાં પડેલો ને સંસારમાં પડેલો, એ બેમાં ફેર શું છે ?

## આડાઈઓ

**પ્રશ્નકર્તા** : આડાઈ શું કહેવાય છે ?

**દાદાશ્રી :** અજ્ઞાનતામાં પોતાની ભૂલ થઈ હોય તેની પોતાને ખબર પડે કે આ ભૂલ થઈ ગઈ તોય બીજું કોઈ પૂછે કે આવું કેમ કર્યું, ત્યારે એમ કહે કે આવું કરવા જેવું હતું. એટલો બધો આડો હોય કે ન પૂછોને વાત. લોકો કહેય ખરાં કે તમે તો આડા છો. લોકો એવું કહે કે ના કહેકે 'તમે આડું બોલો છો કે ?'

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** એ જ બધી આડાઈ. ભૂલની ખબર ના હોય ને એને ઢાંકીએ, એ વાત જુદી છે. ખબર હોય ને ઢાંકે એ મોટામાં મોટી આડાઈ. બીજી આડાઈ એ કે રાત્રે કોઈની જોડે આપણને ભાંજગડ પડી હોય અને સવારમાં ચા મૂકવા આવે તો કહે, 'મારે તારી ચાયે ના જોઈએ ને કંઈ ના જોઈએ.' પાછો આડો થાય. અલ્યા, રાતની વાત રાતે ગઈ. ગઈકાલે શનિવાર હતો, આજ તો રવિવાર છે. પણ શનિવારની વાત રવિવારે ખેંચી લાવે. શનિવારની વાત શનિવારમાં ગઈ. રવિવારની વાત નવી પાછી.

**પ્રશ્નકર્તા** : શનિવારની વાત રવિવારે રહી. એનો જે તાંતો રહ્યો એ આડાઈને તોડવાનો રસ્તો શું ?

**દાદાશ્રી :** આડાઈને તોડવાની જરૂર નથી. આપણે દાદાની આજ્ઞા પાળવાની છે. 'વ્યવસ્થિત' જાણ્યું એટલે બોલવા-ચાલવાનું ના રહ્યું. 'વ્યવસ્થિત'નો અર્થ શું ? આપણને એની જોડે તકરાર, ઝઘડો કશું જ

રહ્યું નહીં, આનું નામ 'વ્યવસ્થિત'. 'વ્યવસ્થિત' એટલે 'વ્યવસ્થિત'! 'વ્યવસ્થિત'ને પૂરેપૂરું સમજવું પડે અને આ જગતમાં બીજાની તો ભૂલ જ નથી. જેટલી ભૂલો છે તે બધી જ પોતાની ભૂલોનું પરિણામ છે. નહીં તો ગજવું કાપનારો આટલાં બધાંને ભેગો ના થયો ને મને કઈ રીતે ભેગો થઈ ગયો ? આપણી ભૂલ વગર ભેગું થાય નહીં.

બે પ્રકારનાં ઈનામ. એક તો લોટરીમાં લાખ રૂપિયાનું ઈનામ આવે તેય ઈનામ છે અને આપણા એકલાનું ગજવું કાપી ગયો ને તેય ઈનામ. બધું 'વ્યવસ્થિત' છે.

## આત્મા - એક કે પ્રત્યેક ?

બ્રહ્મસ્વરૂપ થયું ક્યારે કહેવાય કે કોઈ જાતનો મતભેદ ના રહ્યો. પહેલાં બ્રહ્મસ્વરૂપનો દરવાજો આવે છે. આ બધા મત ત્યાં ભેગા થાય છે. ત્યાં મોટો દરવાજો છે. બ્રહ્મસ્વરૂપ થયા કોને કહેવાય કે જેની વાણી મતવાળી ના હોય, ગચ્છવાળી ના હોય, ફક્ત આત્મા સંબંધની જ વાણી હોય, જુદાઈ ના પડે. એ બ્રહ્મસ્વરૂપ થયા કહેવાય. બ્રહ્મસ્વરૂપ થયા પછી તો આત્મા તો પરમાત્મા જ છે. શુદ્ધાત્માની વાત જ ક્યાં કરવાની ?

**પ્રશ્નકર્તા** : બ્રહ્મસ્વરૂપ એક છે કે અનેક ભાસે છે ?

**દાદાશ્રી :** એક અને અનેક બેઉ છે. અમુક અપેક્ષાએ એક છે અને અમુક અપેક્ષાએ અનેક છે. એ તો બ્રહ્મસ્વરૂપની વાત છે. બ્રહ્મસ્વરૂપને તમે શુદ્ધાત્મા સાથે સરખાવો છો ? આત્મા ખરી રીતે પ્રત્યેક છે. એટલે જે આત્મા ત્યાં મોક્ષે ગયા તેમને મોક્ષનું સુખ વર્તે અને જે બંધાયેલા છે તેમને બંધનનું સુખ વર્તે. આત્મા જો એક હોત ને તો ત્યાંવાળાને મોક્ષનું અને અહીંનાને ય મોક્ષનું સુખ વર્તે ! એટલે આત્મા પ્રત્યેક છે, જુદા જુદા છે. ને ત્યાંય પણ જુદા જુદા છે. ત્યાં એક જ થતું હોત ને તો ત્યાં જઈને આપણને શું ફાયદો ? આપણી મિલકત બધી એમને આપી દેવાની ? ત્યાં સિદ્ધગતિમાં જઈને તો પોતાના સ્વયંસુખમાં રહેવાનું. ત્યાં જઈને એક થઈ જવાનું હોય, એના કરતાં અહીં શું ખોટું ? બૈરી ભજિયાં-બજિયાં કરીને ખવડાવે તો ખરી ! બહુ

ત્યારે બૈરી ટૈડકાવે એટલું જ ને ? બીજું અહીં શું દુઃખ છે ?

## ગલનનું રહસ્ય

'જ્ઞાની પુરુષ' શું કહેવા માંગે છે કે આ ખાય છે, પીએ છે એ બધું ગલન છે. જગત એને પૂરણ સમજે છે, કારણ જગતને ઈન્દ્રિયજ્ઞાનથી જે દેખાય છે તેને સત્ય માને છે અને એ યથાર્થ સત્યથી વેગળું છે. પૂરણ અમુક અંશે તમારા હાથમાં છે, સર્વાંશે નથી. 'સ્વરૂપ જ્ઞાન' મળે તો પોતે સત્તામાં આવે, નહીં તો ના આવે. અગર તો મતિજ્ઞાન મળ્યું હોય તો ય તેટલી સત્તા પ્રાપ્ત થાય ને મતિજ્ઞાન એય સત્તાનો આધાર છે. મતિજ્ઞાન, શ્રૂતજ્ઞાન, અવધિજ્ઞાન એય બધાં સત્તાનો આધાર છે.

પૈસા કમાયા તેને જગત પૂરણ કહે છે ને ખોટ જાય કે ખર્ચાઈ જાય, ત્યારે ગલન થઈ ગયા કહે છે. હકીકતમાં કમાયા કે ખર્ચાયા તે બેઉ ગલન છે અને પાછું 'વ્યવસ્થિત'ને આધીન છે. હવે આ જગતને શી રીતે સમજાય ? જો 'વ્યવસ્થિત'ની સત્તા સમજી જાય તો પોતે તદ્દન નવરો પડી જાય. પછી પોતાના સ્વરૂપમાં જ રહી શકે. આટલી વાત તમે જાણો તો પછી તમને ડખો ના રહેને ? તમે આ વાત ભૂલી ના જાઓ અને જગતનાં લોકોને શિખવાડ શિખવાડ કરીએ તોય ભૂલી જાય. કારણ કે તેઓ કષાય સહિત છે. કષાય સહિતવાળાને કશું કાબૂમાં ના રહે. તમને 'જ્ઞાન' આપીએ પછી તમને ચોપડી ક્યાં વાંચવાની કહી છે ? આ તો મોઢે આપેલું જ્ઞાન છે. ચોપડી કે શાસ્ત્ર કશું વાંચવાનું નહીં, છતાં પ્રમાણમાં એનું એ જ જ્ઞાન તમારી પાસે રહે છે ! ચોપડીનું યાદ નહીં રહે, મોઢે આપેલું યાદ રહેશે. કારણ કે એ 'જ્ઞાની પુરુષ'નું વચનબળ હોય. પુસ્તકમાં વાંચવા જાય તો એ જડ થઈ જાય પાછું !

એટલે જગત બધું ગલન સ્વરૂપે છે અને તેય પાછું 'વ્યવસ્થિત' ભાવે છે. આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું 'વ્યવસ્થિત'ના તાબે છે. એના તાબામાં હોય પછી તમારે એનું રક્ષણ કરવાની જરૂર નહીં ને? તમારે તો કશું કરવાનું જ ના રહ્યું ને ? ખાલી 'જોયા' કરવાનું કે 'વ્યવસ્થિત' શું કરે છે તે ! અમારી આ 'વ્યવસ્થિત'ની શોધખોળ બહુ

'એક્ઝેક્ટ' છે. 'પોઈન્ટ ટુ પોઈન્ટ' સુધી 'એક્ઝેક્ટ' છે. તેથી તો અમે આ ગલન કહીએ છીએ, તે તમને તમારા 'જ્ઞાન'માં રહેવા માટે આ બધા 'જેમ છે તેમ' ફોડ પાડીએ છીએ. તેથી તો આ 'અક્રમ વિજ્ઞાન' ખુલ્લું કરવું પડ્યું છે !

જેને લોકો ઉદયકર્મ કહે છે તે બધું ગલન છે. એમાં પૂરણ કશું નથી. આ પાંચ ઈન્દ્રિયો બધી ઉદયને આધીન છે. આ પાંચ ઈન્દ્રિયો જ ઉદયને આધીન છે ત્યાં પછી ઈન્દ્રિયનાં કર્મ તો ઉદયને આધીન જ હોય ને ? પાંચ ઈન્દ્રિયોની ક્ષયોપક્ષમ શક્તિ ઉદયને આધીન છે. પછી ઈન્દ્રિયો જે જુએ જાણે તેમાં નવું ક્યાંથી હોય ? આ વાત સમજાય એમ છે કે નહીં ? અહીં સમજી જાય, પણ મારી હાજરી ખસે કે પાછું આવરણ આવી જાય. અમારી હાજરીમાં તમારાં આવરણો બધાં ખૂલી જાય, ને અમારું 'જ્ઞાન' લીધા પછી તો તે કાયમનું ખસી જાય !

કર્મબંધ શેનાથી થાય ?

'હું ચંદુલાલ છું', 'હું આચાર્ય મહારાજ છું' એ જ કર્મબંધનું મુખ્ય કારણ છે. અને 'આ મારું છે' એ 'સેકન્ડરી' કારણો છે. 'કોઝિઝ' ચાર્જરૂપે હોય. 'હું ને મારું' જ્યાં જ્યાં લગાડ્યું ત્યાં એટલાં જ 'કોઝિઝ' હોય છે. બીજાં કોઈ 'કોઝિઝ' હોતાં નથી. ચાર્જને પૂરણ કહેવાય અને એનું જે 'ડિસ્ચાર્જ' થાય છે તે બધું જ ગલન સ્વરૂપ છે.

ખાલી વાત જ સમજવાની છે. આ વિજ્ઞાન છે. વિજ્ઞાનના ફણગા ફૂટે એટલે વિજ્ઞાનમાં બધું દેખાય. વિજ્ઞાનમાં શું ના દેખાય ? માટે વાતને સમજો. કશું કરવાની જરૂર નથી. વિજ્ઞાનમાં કરવાનું કશું રાખ્યું જ નથી. જો 'કરે'ને તો ત્યાં સમકિત ના હોય ! કંઈ પણ 'કરે' તો ત્યાં સમકિત પ્રાપ્ત ના થાય !!

## વિચારોમાં નિર્તન્મયતા

**પ્રશ્નકર્તા** : વિચારો સતાવતા હોય ને ચિંતા ઊભી કરાવતા હોય, તેને કેવી રીતે અટકાવવા ?

**દાદાશ્રી :** વિચારવું એ ધર્મ કોનો છે ?

એ આત્માનો ધર્મ નથી, મનનો ધર્મ છે. તમે નક્કી કર્યું હોય કે આ બધાં ગાળો દે છે તે આપણે કશું સાંભળવું નથી, તોય પણ કાનનો સ્વભાવ સાંભળી લેવાનો છે. તે સાંભળ્યા વગર રહે નહીં. એવો મનનો સ્વભાવ છે. આપણને ના ગમતા હોય તોય તે વિચારો મહીં આવે. એ મનનો સ્વાભાવિક ધર્મ છે. વિચારો એ જ્ઞેય છે ને 'આપણે' જ્ઞાતા છીએ. એટલે જે વિચારો આવે તેને 'આપણે' જોયા જ કરવાના, નિરીક્ષણ કર્યા જ કરવાનું. એ સારા છે કે ખોટા છે, એનો અભિપ્રાય આપણે આપવાનો નહીં. ગમે તેવા ખોટા વિચારો આવે તેનો વાંધો નથી. જેવા ભાવે પૂર્વબંધ પડ્યા છે તેવા ભાવે નિર્જરા થાય છે તેને આપણે જોયા કરવાનું છે કે આવો બંધ પડેલો તેની નિર્જરા થઈ રહી છે. આ 'જ્ઞાન' આપણું 'સંવર'વાળું છે એટલે નવું કર્મ બંધાય નહીં. વિચારોમાં તન્મયાકાર થઈએ તો કર્મ બંધાય.

**પ્રશ્નકર્તા** : આ વિચારોનું પરિણામ શું આવશે ?

**દાદાશ્રી :** પરિણામ 'વ્યવસ્થિત'ને સોંપી દીધું. આપણે કશી લેવાદેવા નહીં. આપણે તો નિરાંતે ગાડીમાં બેસી રહેવાનું. મન કહે, 'ગાડી આગળ અથડાશે તો ?' તેને આપણે જોયા જ કરવાનું, બસ. એનું પરિણામ 'વ્યવસ્થિત'ને સોંપીને આપણે સિગરેટ પીતાં પીતાં આરામથી બેસી રહેવાનું.

**પ્રશ્નકર્તા** : એટલું બધું સરળ નથી ને આ ?

**દાદાશ્રી :** સરળ છે. જ્યારથી નક્કી કરીએ ત્યારથી રહી શકાય. કારણ 'વ્યવસ્થિત'ના તાબામાં છે. પારકાના તાબામાં હોય તેમાં આપણે હાથ ઘાલવા જઈએ તો મૂરખ બનીએ ઊલટા. તમારા તાબામાં તો આટલું જ છે, 'જોવું અને જાણવું' કે શું હકીકત બની રહી છે, કશું ઊંધું-ચત્તું કરવાનું હશે તે 'વ્યવસ્થિત' કરશે. ખરેખર 'વ્યવસ્થિત' એવું હોતું નથી કે કશું બગડે. માણસ સિત્તેર વરસે મરે છે, પણ તે પહેલાં તો 'મરી ગયો, મરી ગયો' એમ અમથો અમથો બૂમો પાડ પાડ કરે છે

ને ભયથી ત્રાસ પામે છે. એવું ભય પામવા જેવું જગત જ નથી. મન અમને પણ દેખાડે કે ''આગળ 'એક્સિડંટ' થશે તો ?'' તો અમે કહીએ કે તેં કહ્યું તેની અમે નોંધ કરી. પછી એ બીજી વાત કરે. મનને એવું નથી કે આગલી જ વાત પકડી રાખે. મનની જોડે તન્મયાકાર નહીં થવાનું. તન્મયાકાર થવાથી તો જગત ઊભું થયું છે. મનના બધા 'ડિસ્ચાર્જ' ભાવો છે. એ 'ડિસ્ચાર્જ' ભાવમાં જો 'આપણે' કદી તન્મયાકાર થઈએ તો 'ચાર્જ' ભાવ ઉત્પન્ન થાય. આપણે 'એલીવેશન' કે 'ડિપ્રેશન' માથે ના લેવું. કશું થવાનું નથી, કશું બગડતું નથી. હું ક્ષણવારેય સંસારમાં રહેતો નથી, તોય કશું બગડતું નથી.

**પ્રશ્નકર્તા** : એટલે ભય નહીં રાખવાનો ?

**દાદાશ્રી :** ભય હોય જ નહીં 'આપણ'ને ! 'આપણે શુદ્ધાત્મા', તે 'આપણ'ને કોઈ દેખી શકે એમ નથી, નુકસાન કરી શકે એમ નથી, મારી શકે એમ નથી, કોઈ નામ પણ દઈ શકે તેમ નથી ! આ તો પોતાના ભૂતભડકાટથી જગત ઊભું થયું છે. કોઈની વચ્ચે ડખલ નથી. અને 'ચંદુભાઈ' જરા નરમ થયા હોય તો 'આપણે' અરીસા સામું ઊભા રાખીને આમ ખભો થાબડીને કહેવું કે ''અમે છીએ ને તમારી જોડે ! પહેલાં તો એકલા હતા, મૂંઝાતા હતા. કોઈને કહેવાય એવું નહોતું. હવે તો જોડે જ છીએ. ગભરાઓ છો શું કરવા ? અમે 'ભગવાન' છીએ ને તમે 'ચંદુભાઈ' છો. માટે ગભરાશો નહીં.'' જો ચંદુભાઈ બહુ 'એલીવેટ' થતા હોય તો તેમને કહેવું 'અમારી સત્તાને લીધે તમારો આટલો રોફ પડે છે.' એટલે આપણે 'હોમ ડિપાર્ટમેન્ટ'માં બેઠાં બેઠાં 'ફોરેન'નું પતાવ્યા કરવું. આ નિર્લેપ 'જ્ઞાન' છે, કશું અડે નહીં એવું છે !

મનના સ્વભાવની બધી હકીકત ઝીણવટથી સમજવાની જરૂર છે. બધી ચાવીઓ જાણવાની છે. દા. ત. પોલીસવાળો આવ-જાવ કરે છે તે શું અમારી પર હુલ્લડ કરવાનો છે ? 'આપણે' કહીએ, 'ના' તેમ નથી. પોલીસવાળા તમારા માટે આગળ નવી જગ્યા બાંધી આપે છે. તે આપણું હિત કરતા હોય એમ જાણીએ કે આ પોલીસવાળા આપણું નુકસાન કરવા આવ્યા છે એમ જાણીએ ?

મન મેસ્ક્યુલાઈન જેન્ડર નથી, ફેમિનાઈન જેન્ડર નથી, એ ન્યુટ્રલ છે. માટે ગભરાવાનું કોઈ કારણ નથી. તમારે જ્ઞાનની જાગૃતિ રાખવાની કે આપણને દાદાએ કહ્યું છે કે આપણે જ્ઞાતા-દ્રષ્ટા છીએ. છો ને બૂમ પાડતા હોય, પાડવી હોય તેટલી પાડે. તે ઘડીએ આપણે જરા સ્થિરતા પકડી લેવી.

## ગો ટુ દાદા !

અને બહુ દુઃખ આવી પડે ત્યારે તમારે કહેવું કે જાઓ 'દાદા' પાસે.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, એવું અમારું દુઃખ તમને અપાય ?

**દાદાશ્રી :** હા, હા. દાદાને જ બધું આપી દેવાનું ને કહીએ કે ''જા, દાદાની પાસે. અહીં શું છે ? ઈધર કયા હૈ ? સબ દે દિયા દાદાકો. અબ ઈધર ક્યોં આયા ?''

**પ્રશ્નકર્તા** : સુખેય આપી દેવાનું ?

**દાદાશ્રી :** ના, સુખ નહીં. સુખ તમારી પાસે રાખવાનું. મને સુખનો શોખ નથી એટલે તમારી પાસે રાખવાનું. તમારાથી દુઃખ જો સહન ના થાય તો મારી પાસે મોકલી દેવાનું. બે-પાંચ વખત દુઃખનું અપમાન કરો કે ઈધર ક્યોં આયા હૈ ? દાદા કો દે દિયા હૈ એટલે એ ઊભું ના રહે. આ પુદ્‌ગલનો ગુણ કેવો છે કે અપમાન થાય તો ઊભું ના રહે.

જે 'દાદા ભગવાન' છે તે અચિંત્ય ચિંતામણિ છે. જેવો ચિંતવે તેવો થાય. મુશ્કેલીમાં તેમને ચિંતવો તો મુશ્કેલીઓ બધી જતી રહે. જેવું ચિંતવો તેવું ફળ આપે. પછી આપણે શા માટે ભડકવાની જરૂર ?

## સદ્‌વર્તનનો અણગમો

**પ્રશ્નકર્તા :** કેટલીક વાર સારું વર્તન કરે તોય આપણને ના ગમે.

**દાદાશ્રી :** ગમવાનો હિસાબ ચૂકતે થઈ ગયો, પછી ના ગમે. ગમતું હોય તો બધું સારું લાગે ને ના ગમતું હોય તો બધુંય ખોટું લાગે. આપણે ના ગમતા પર દ્વેષ નહીં કરવાનો.

**પ્રશ્નકર્તા** : રાગ-દ્વેષ નથી થતા, પણ એક વાર અભાવ આવી ગયો પછી ભાવ જ ના થાય કોઈ પણ રીતે !

**દાદાશ્રી :** તું રંગ આપ આપ કરું કે બહુ સારા માણસ છે, તોય ના ચઢે. હિસાબ ચૂકતે થઈ ગયો. આ ઘર વેચાઈ ગયા પછી એની પર ભાવ રહે છે ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** અને વેચાતાં પહેલાં ? કંઈ ઊંચુંનીચું થયું હોય તોય મનમાં રહ્યા કરે. હિસાબ ચૂકતે થયો કે ચાલ્યું.

## સંસારાનુગામી બુદ્ધિ

મતમાં ફરેલો હોય તેના સંસ્કાર જાય નહીં એકદમ. એ બધા સંસ્કાર સામા આવે એટલે પહેલેથી તમને ચેતવી દઉં છું.

આ અલૌકિક વિજ્ઞાન છે. આની બધી જ વાત અલૌકિક છે. અહીં લૌકિક છે જ નહીં ! લૌકિક એટલે મતાગ્રહી. એ પછી દિગંબરી હોય કે શ્વેતાંબરી હોય, સ્થાનકવાસી હોય કે દેરાવાસી હોય, તેરાપંથી-મેરાપંથી જાતજાતના પંથવાળા, વૈષ્ણવ ધર્મ હોય, શિવ ધર્મ હોય કે મુસ્લિમ ધર્મ હોય. બધા લૌકિક ધર્મો કહેવાય. એ કંઈ ખોટું નથી. સારું કર્યું હોય તો પુણ્યૈ બંધાય અને તેમાં આગળ પછી ઘોડાગાડી, મોટર, બંગલા બધું મળે અને 'આ' અલૌકિક ધર્મથી મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા** : તમારી છાયામાં આવ્યા પછી બુદ્ધિ જો છેતરે તો એના જેવો દુર્ભાગી જીવ કોઈ નહીં.

**દાદાશ્રી :** ના, તોય છેતરે. બહુ હોશિયારને પણ છેતરે. માટે તમે ઓળખી રાખો. બુદ્ધિ કંઈ પણ સલાહ આપવા આવે ત્યારે તેને

કહીએ કે 'બેન, તું તારે પિયર જા. હવે મારે તારું કામ નથી. તારી સલાહેય સાંભળવી નથી.' મનની સલાહ સાંભળવામાં વાંધો નહીં, પણ બુદ્ધિ એકલીની સલાહ ના સંભળાય.

બુદ્ધિ સંસારની બહાર નીકળવા ના દે. મોક્ષે જવા ના દે, એનું નામ બુદ્ધિ ! બુદ્ધિ નફો-તોટો દેખાડે. આમ થઈ જશે, તેમ થઈ જશે. પાછી એ મતાગ્રહવાળી. અભિગ્રહ શાનો ? મતનો. આત્માનો અભિગ્રહ કરવાને બદલે મતનો અભિગ્રહ કર્યો. બોલો, હવે એ ક્યારે ને કયે ગામ પહોંચે ? લાખ અવતાર થાય તોય કશું વળે નહિ. અંતરદાહ બળતો બંધ ના થાય. અને 'જ્ઞાની પુરુષ'ની પાસે અંતરદાહ કાયમનો મટી જ જાય.

જેટલી બુદ્ધિ વધે તેમ બળાપો વધતો જાય. બુદ્ધિ સંસારાનુગામી છે. સંસારમાં હિતકારી છે. પણ મોક્ષે જતાં વાંધો ઉઠાવે. મન તો ખાલી વિચાર જ કર્યા કરે છે. ડિસિઝન ના હોય, એનું નામ મન. 'અનડિસાઈડેડ' વિચારો, એનું નામ મન અને 'ડિસાઈડેડ' વિચારો, એનું નામ બુદ્ધિ ! અહીં બેઠો હોય ને ખોવાઈ જાય તો જાણવું કે ચિત્ત ભટકવા ગયું છે. 'જ્ઞાની પુરુષ' પાસે બેસે ત્યારે બુદ્ધિ સમ્યક્ થાય. ત્યારે એ બુદ્ધિ સાચી. સમ્યક્ બુદ્ધિ કેવી હોય ? મત ના હોય, ગચ્છ ના હોય, જુદાઈ ના હોય, બીજી કોઈ ભાંજગડ ના હોય અને ગચ્છમતવાળી બુદ્ધિ મિથ્યાબુદ્ધિ કહેવાય. 'આ અમારું ને આ તમારું' એમ જુદાઈ કરાવે !

## આઉટર બુદ્ધિ - ઈનર બુદ્ધિ

'આઉટર' બુદ્ધિ એ 'મિકેનિકલ' છે અને 'ઈનર' એ સ્વતંત્ર બનાવનારી છે. એ બુદ્ધિ પણ મિકેનિકલ છે.

**પ્રશ્નકર્તા** : સ્વતંત્ર એટલે ?

**દાદાશ્રી :** સ્વતંત્ર એટલે આ વર્લ્ડમાં કોઈ આપણો ઉપરી ના હોય. 'નો બોસ.' ભગવાનેય ઉપરી નહીં, એવું જોઈએ ! આ ઉપરીપણું કેમ પોસાય ? એક પણ ઉપરી હોય ત્યાં સુધી પરવશપણું કહેવાય ! પરવશપણું કેમ પોસાય ? એ ગમે ત્યારે ડફળાવે, એનું શું કહેવાય ?

માટે ઉપરી ના જોઈએ. તારી અણસમજણથી બધાં ઉપરી છે. એ સમજણ આપવા હું આવ્યો છું. મારો ઉપરી કોઈ નથી રહ્યો. એટલે હું એમ કહેવા માગું છું કે તમારો ઉપરી પણ કોઈ છે નહીં; માટે વાતને સમજો !

**પ્રશ્નકર્તા** : 'મિકેનિકલ' બુદ્ધિથી માણસ શું પામી શકે ?

**દાદાશ્રી :** 'મિકેનિકલ' બુદ્ધિથી આ બધી સંસારની બાહ્ય ચીજો એને મળે.

**પ્રશ્નકર્તા** : જો 'મિકેનિકલ' બુદ્ધિ હોય તો બધાંને સરખા પ્રમાણમાં જ બાહ્યવસ્તુ મળવી જોઈએ ને ?

**દાદાશ્રી :** મિકેનિકલ બુદ્ધિ દરેકને જુદા જુદા પ્રમાણમાં હોય પાછી. સરખી હોતી જ નથી. આ આફ્રિકનને એના 'ડેવલપમેન્ટ' પ્રમાણે બુદ્ધિ હોય. એટલે મનુષ્યે મનુષ્યે 'ડેવલપમેન્ટ' જુદું.

**પ્રશ્નકર્તા** : આમાં 'મિકેનિકલ' ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** આ તું પોતે તારી જાતને જે માને છે તે બધું જ 'મિકેનિકલ' છે. તું પોતે જ 'મિકેનિકલ' છે. જ્યાં સુધી તારી 'સેલ્ફ' નહીં જાણે ત્યાં સુધી 'મિકેનિકલ' છે, પરવશપણું છે. આ શરીરેય 'મિકેનિકલ' છે અને 'મિકેનિકલ'નો તો કાલે સવારે એકાદ 'પાર્ટ' ઘસાઈ ગયો કે ખલાસ ! 'મિકેનિકલ' એટલે પરવશતા. ખરેખર, તું પોતે જુદો છે આ મિકેનિકલ વસ્તુથી.

આપણે રોજ પેટમાં ખાવાનું નાખવું પડે છે ને ? જો 'મિકેનિકલ' ના હોય ને તો એક જ ફેરો ખાધું એટલે એ કામ પૂરું થઈ જાય. એક ફેરો ખાધા પછી ફરી ખાવું ના પડે. આ તો પૂરણ કરીએ ને પાછું ગલન થાય. બધું 'મિકેનિકલ' છે. તું 'પોતે' આનાથી જુદો છે. તું પોતે આ 'મિકેનિકલ'નો 'જાણનાર' છે. આ મશીનરી એક પ્રયોગ છે અને તું પ્રયોગી છે. આ પ્રયોગોનો તું 'જાણકાર' છે કે આ શું પ્રયોગ થઈ રહ્યો છે, 'ચંદુલાલ'માં શું શું ફેરફાર થઈ રહ્યો છે ! તેના બદલે તું કહે છે કે 'હું ચંદુલાલ છું', તે એટલી બધી ભૂલ કેમ પોસાય ?

**પ્રશ્નકર્તા** : બુદ્ધિ 'મિકેનિકલ' ક્યાં આવી ? જાનવરોમાં બુદ્ધિ હોય કે નહીં, ઓછા-વત્તા પ્રમાણમાં ?

**દાદાશ્રી :** જાનવરોમાં અંતઃકરણ સીમિત છે - 'લિમિટેડ' છે અને મનુષ્યોનું 'અનલિમિટેડ' છે. જાનવરોનું સીમિત હોવાને લીધે તેમાં 'ડેવલપમેન્ટ' વધારે થઈ શકે નહીં. એમનું મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર અમુક સીમામાં છે. આ ગાયને વાસણ દેખાડીએ તો એ દોડતી દોડતી આવે. એટલી એને સમજ છે. જોડે જોડે એને બીજી કઈ સમજ છે ? જો આપણે લાકડી લઈને નીકળ્યા હોઈએ તો એ પાસે ના આવે. બીજી એને ઊંઘવાની સમજ છે. તેમને મૈથુન છે. ભૂખ લાગે ત્યારે ખાવાની સમજ છે. શું ખવાય અને શું ના ખવાય, તેની પણ સમજ છે; જે મનુષ્યોને નથી ! આ બધાં જાનવરો ખાવાનું સૂંઘીને પછી ખાય. આ મનુષ્ય એકલાં જ કુદરતનાં બહુ ગુનેગાર ગણાય છે.

**પ્રશ્નકર્તા** : 'મિકેનિકલ' બુદ્ધિ મનુષ્યને ક્યાં સુધીનું જ્ઞાન આપે છે ?

**દાદાશ્રી :** સર્વનાશ કરે ત્યાં સુધી ! મિકેનિકલ બુદ્ધિ 'ઍબવ નોર્મલ' થાય એટલે એ સર્વનાશ લાવશે. આ જગત સર્વનાશ તરફ જઈ રહ્યું છે. 'મિકેનિકલ' બુદ્ધિ જ 'ઍબવ નોર્મલ' કરી રહ્યું છે. 'આઉટર' બુદ્ધિની 'લિમિટ' એટલી જ છે કે જેટલી આપણી જરૂરિયાત હોય, એના આધારે જ બુદ્ધિ વાપરવાની જરૂર છે. એમાં 'એક્સેસ' કરવા જાય, 'આમ શું ને પેલું શું ?' તે નુકસાન કરે.

**પ્રશ્નકર્તા** : માણસ પોતાનું રક્ષણ કરે એ નેસેસિટી ખરી કે નહીં?

**દાદાશ્રી :** કરે જ છે ને બધાં ! કોઈ જાણીજોઈને મરતું નથી.

**પ્રશ્નકર્તા** : માણસને પોતાનું રક્ષણ કરવા 'એટમિક ન્યુક્લિયસ' (અણુબોમ્બ)ની જરૂર પડે ને ?

**દાદાશ્રી :** આ 'અન્‌નેસેસરી પ્રોબ્લેમ' ઊભા કરે છે ! 'ફોરેન'માં આવા 'ડેવલપમેન્ટ'વાળા દેશો છે, જ્યાં સડસઠ માઈલ ઉપર ફોનની

વ્યવસ્થા રાખી હોય, પછી અડસઠ માઈલ પર રાખી હોય. હવે લોકો કહે છે કે સડસઠ માઈલના પહેલા ફર્લાંગ ઉપર અમારી ગાડીને પંક્ચર પડ્યું તો અમારે શું કરવું ? એટલે ત્યાં પણ ફોન રાખો જેથી અમારે ચાલવું ના પડે.

**પ્રશ્નકર્તા** : એટલે સગવડ છે, તેના કરતાં વધારે સગવડ જોઈએ છે ?

**દાદાશ્રી :** સગવડને અગવડ કરી આ લોકોએ. 'ઍબવ નોર્મલ' થયું કે અગવડ થઈ ?

**પ્રશ્નકર્તા** : રક્ષણ કરવા માટે માણસ બુદ્ધિ વાપરે એ નોર્મલ કહેવાય ને ? આ એટમબોંબ બનાવે છે તે રક્ષણ માટે જ ને ?

**દાદાશ્રી :** એનું નામ રક્ષણ ના કહેવાય. બીજો સામે બનાવે તો શું થાય ? પછી કેટલો બધો ભય રહે ? આ તો સામા માણસને દબડાવવા કર્યું છે. આવું રક્ષણ કરવાની જરૂર નથી. કુદરત આનું રક્ષણ કરી જ રહી છે. વગર કામનાં આવાં તોફાનો કરવાની જરૂર જ નથી. આવાં સાધનો જ ઊભાં ના કરવાં જોઈએ. મુંબઈના તળાવમાં ઝેર નાખી દે તો બધાં માણસો મરી જાય એ કંઈ બુદ્ધિ ના કહેવાય !

**પ્રશ્નકર્તા** : એ દુર્બુદ્ધિ કહેવાય ?

**દાદાશ્રી :** એ દુર્બુદ્ધિય ના કહેવાય. એ તો ભયંકર ખાનાખરાબી કરી કહેવાય.

**પ્રશ્નકર્તા** : મારે 'મિકેનિકલ' બુદ્ધિની 'લિમિટ' જાણવી છે. 'ઈનર' બુદ્ધિની શરૂઆત અને એની લિમિટ' જાણવી છે.

**દાદાશ્રી :** જાણીને તું શું કરીશ ?

**પ્રશ્નકર્તા** : મારામાં કેટલી છે એ મારે જાણવું છે.

**દાદાશ્રી :** આ તારી બધી 'આઉટર' (બાહ્ય) બુદ્ધિ જ છે. 'ઈનર' (આંતર) બુદ્ધિ હોત તો આ બાજુ વહેલો ઊતરી જાત, મારી જોડે તરત

જ 'એડજસ્ટ' થઈ જાત. તું પોતે કહેત કે ''મારી 'સેફ સાઈડ'નું કરી આપો. મારી સ્વતંત્રતાનું કરી આપો. આ પરવશતા મને નથી ગમતી.''

## પરવશતા

આ નરી પરવશતા ! 'નિરંતર પરવશપણું ! જાનવરો પરવશ અને મનુષ્યોય પરવશ. તે કેમ પોસાય ? માથું દુઃખે તોય ઉપાધિ. પગ ફાટતો હોય, આંખો દુઃખતી હોય, દાંત દુઃખતો હોય તોય ઉપાધિ. આવી ભયંકર અશાતનાઓમાં કેમ જીવવાનું ?

આ પરવશતા થોડીઘણી સમજાઈ છે તને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** અનુભવમાં આવેલી છે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદશ્રી :** તને એ ગમે છે ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** પસંદ ના હોય તો એમ પૂછતો કેમ નથી કે પરવશતા કેમ જાય ?

**પ્રશ્નકર્તા** : એ તો પોતાની મેળે માણસ એનું 'સોલ્યુશન' કાઢી શકે.

**દાદાશ્રી :** અમુક હદ સુધી 'સોલ્યુશન' કાઢી શકે.

જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ પરવશતા વધે ને છેલ્લે મરતી વખતે તો પરવશતાનો પાર નથી રહેતો. ઘૈડપણમાં દાંત પજવે, શરીર પજવે, છોકરાં પજવે, ભઈઓ પજવે. છોકરાં કહે, 'તમે બેસી રહો હવે, બહુ બોલ બોલ ના કરશો !' કેટલી બધી પરવશતા ?

**પ્રશ્નકર્તા** : પરવશતા અને ચિંતા, બે સાથે સાથે ના જાય ?

**દાદાશ્રી :** ચિંતા એ તો 'ઍબવ નોર્મલ' 'ઈગોઈઝમ' છે અને પરવશતા તો લાચારી છે. 'ઍબવ નોર્મલ' 'ઈગોઈઝમ' થાય તો ચિંતા થાય, નહીં તો થાય નહીં. આ ઘરમાં રાતે ઊંઘ કોને ના આવતી હોય? જેને 'ઈગોઈઝમ' વધારે છે તેને.

**પ્રશ્નકર્તા** : આ સંયોગોમાં મારાથી પહોંચી વળાતું નથી એટલે ચિંતા થાય ને એનાથી બીજું 'સ્ટેપ' પરવશતાને ?

**દાદાશ્રી :** એ પરવશતા તો આપણે ઊભી કરી છે. એક પરવશતા તો એની મેળે ઊભી થાય છે ને તે છે ઘેડપણની. પરવશતા અને ચિંતાને કંઈ લેવાદેવા નથી.

કોઈ પણ વસ્તુ બગડે તો ચિંતા થાય. પરિણામને આધારે ચિંતા થાય છે અને પરવશતા તો લાચારી છે. જગતને પરવશતા ગમતી નથી. પરવશતા એ જ નિર્બળતા છે. નિર્બળતા જાય તો પરવશતા જાય. નિર્બળતા હોય ત્યાં સુધી પરવશતા જાય નહીં, કારણ કે આપણે સામાને પણ નુકસાન કરીએ તો એ આપણને નુકસાન કરે. આપણે કોઈનું પણ નુકસાન ના કરીએ, કોઈના માટે પણ ખરાબ વિચાર ના કરીએ ત્યારે એ પરવશતા તૂટે.

**પ્રશ્નકર્તા** : માણસને જીવન-જરૂરિયાત માટે ચિંતા હોય એટલે પાછી પરવશતા આવે જ ને ?

**દાદાશ્રી :** એ પરવશતા જુદી છે. એ પોતે પોતાની જાળમાં પેઠો છે. ના પેસવું હોય તોય કુદરતી રીતે ઊભી થાય બધી. આ ઉંદરડો પાંજરામાં કંઈ દેખે તે અત્યારે પરવશ તો છે નહીં, પણ ખાવાનું દેખે છે એટલે લોભનો માર્યો મહીં પેઠો એટલે ફસાવાનો. પણ એ પરવશતા કોઈ દહાડો છૂટી જાય.

આ ચિંતા કર્યાનું ફળ શું ? તો કહે, જાનવરપણું.

**પ્રશ્નકર્તા** : ચિંતા ના થાય એના માટે ઉપાય શો ?

**દાદાશ્રી :** પાછું ફરવું. ઈગોઈઝમ બાદ કરીને પાછું ફરવું. અગર

તો 'ઈગોઈઝમ' બિલકુલ ખલાસ કરવો જોઈએ. 'જ્ઞાની પુરુષ' હોય તો, તે જ્ઞાન આપે તો ઈગોઈઝમ બધું ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : લાચારી એ શું ?

**દાદાશ્રી :** લાચાર થયેલ માણસને પૂછીએ તો લાચારી સમજાય. અગર તો દેવું બહુ થઈ ગયું હોય, વસ્તુઓની મુશ્કેલી પડતી હોય, વાઈફ કહે કે 'પેલું કેમ લાવતા નથી ?' પાસે પૈસા ના હોય તે નરી પરવશતા લાગે.

પરવશતામાંથી 'સ્વવશ' થવા માટે આ મહાવીરનું વિજ્ઞાન છે. અને પરવશતામાંથી 'સ્વવશ' થયા તો પરવશતા પછી અડતી જ નથી.

**પ્રશ્નકર્તા** : આત્માને પરવશતા થતી નથી ને ?

**દાદાશ્રી :** ના, આત્માને પરવશતા નથી.

**પ્રશ્નકર્તા** : તો શરીર લાચારી અનુભવે છે ?

**દાદાશ્રી :** ના, શરીરેય લાચારી અનુભવતું નથી. અહંકાર લાચારી અનુભવે છે.

## આધાર-આધારી

**પ્રશ્નકર્તા** : જે થવાનું છે તે થયા જ કરે છે, ગમે તેટલું કરો.

**દાદાશ્રી :** જે થવાનું છે એ થયા કરે છે એવું બોલાય જ નહીં. કો'ક ગાળ ભાંડે તે ઘડીએ ચિંતા ના થતી હોય તો એ જ્ઞાન કામનું છે. તને ચિંતા તો થઈ જાય છે. આખા હાલી જાઓ છો. નિર્બળતા ઊભી થઈ જાય.

**પ્રશ્નકર્તા** : ચિંતા કોને થાય છે ? મને કે મારા આત્માને ?

**દાદાશ્રી :** તને થાય છે.

**પ્રશ્નકર્તા** : એટલે શરીરને થાય છે એમ ?

**દાદાશ્રી :** તને પોતાને તું તારી 'સેલ્ફ' જેને જાણે છે, તેને થાય છે. 'શરીર મારું છે' એવું જે માને છે, તેને ચિંતા થાય છે.

**પ્રશ્નકર્તા** : 'હું બોલ્યો, પણ તેમાં મને કંઈ લાગતું-વળગતું નથી.' એમ હું કહી દઉં તો પછી ચિંતાનો કંઈ સવાલ જ નથી ને ?

**દાદાશ્રી :** જો તને આ સંસાર અસરકારક ના હોય તો વાંધો જ નથી. આ જ્ઞાન સમજવાની જરૂર નથી. પણ તને કોઈ પણ રસ્તે આ સંસાર 'ઈફેક્ટિવ' (અસરકારક) છે ? આ બધું 'રિલેટિવ' છે. તને પોતાને અસર થાય છે ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તે અસર થાય છે ત્યાં સુધી નિર્બળતા છે. ભયંકર નિર્બળતા ! માણસને અસર ના જ થવી જોઈએ.

આ તો આવા બંગલા, મોટરો બધાં સાધનો હોય છે તોય અસર થાય છે, તો સાધન તૂટી જાય તો શું થાય ? માણસ કલ્પાંત કરી કરીને જિંદગી કાઢે ! માટે આજુબાજુ શું છે ? એ પહેલું જાણી લીધું હોય તો પછી આપણને એ અસરકારક રહે નહીં અને જાણ્યા વગર આપણે બધું માથે લેવું પડે. રાત્રે લોકો દુ:ખો માથે મૂકીને સૂઈ જાય છે ને ઊંઘ આવતી નથી. જ્યારે શરીર થાકે છે ત્યારે ઊંઘ આવે છે. એ 'લાઈફ' કેમ કહેવાય?

'તું' કોણ છે ? શેના આધારે 'તું' છે ? એની ખબર નથી. 'આ શેના આધારે છે' એની ખબર તો હોવી જ જોઈએ ને ? આધાર- આધારીનો સંબંધ પણ સમજવો જોઈએ ને કે આપણે શેના આધારે છીએ? પોલીસવાળા આવે છે એવું ખાલી કોઈ કહે તો તેના આવતાં પહેલાં પોતે ફફડે ! આટલી બધી નિર્બળતા કેમ હોવી જોઈએ ? જગત તો બહુ ઊંડું છે. ઘણા અવતારનું જોયેલું છે. પણ યાદ રહે નહીં ને? એટલે જાણવા જેવું જગત છે !

વળી આ જગતમાં શું કરવા જેવું છે ને શું કરવા જેવું નથી,

'શું જાણવા જેવું છે ને શું જાણવા જેવું નથી', એટલું જ સમજવાનું છે.

## કર્તાભાવ એ કુસંગ

પોતાનો દોષ દેખાય ત્યારથી સમકિત થયું કહેવાય.

**પ્રશ્નકર્તા** : એનામાં નમ્રતા આવી જાય ?

**દાદાશ્રી :** નમ્રતા આવે કે ના આવે, પણ સમકિત ત્યારથી ગણાય જ્યારથી પોતાના દોષ દેખાય. નહીં તો પોતાનો એકેય દોષ ના દેખાય. 'હું જ કર્તા છું' એમ રહે !

આપણા 'જ્ઞાન'ને માટે કર્તાભાવ એ કુસંગ છે. ઊલટો એનો કેફ ચઢે. જ્યાં કર્તાપદ છે ત્યાં સમકિતેય નથી. સમકિત નથી ત્યાં મોક્ષની વાત કરવી એ ખોટી છે, નિરર્થક છે !

## જેનું નિદિધ્યાસન કરો...

**પ્રશ્નકર્તા** : દાદા, આપના સ્મરણ અને નિદિધ્યાસનમાં કંઈ ફેર ખરો ?

**દાદાશ્રી :** નિદિધ્યાસન તો મુખારવિંદ સાથે રહે અને સ્મરણ મુખારવિંદ વગર રહી શકે. નિદિધ્યાસન, મુખારવિંદ સાથેનું બહુ કામ કાઢી નાખે. 'દાદા' 'એક્ઝેક્ટ' ના દેખાય તેનો વાંધો નથી. આંખો ના દેખાય તો ય વાંધો નથી. પણ મૂર્તિ દેખાવી જોઈએ. જેનું નિદિધ્યાસન કરીએ તે રૂપ થવાય. 'દાદા' પોતે સ્વભાવના કર્તા છે. દાદા 'એક્ઝેક્ટ' દેખાય તો તે સ્વરૂપ થવાય, આપણે પણ સ્વભાવના કર્તા થઈએ ! દાદાનું સ્મરણ રહે તોય સારું ને નિદિધ્યાસન રહે તો ય સારું.

**પ્રશ્નકર્તા** : સતત નિદિધ્યાસન નથી રહેતું.

**દાદાશ્રી :** દાદાના સ્મરણમાં મનની ચંચળતા રહે, ચિત્તની ચંચળતાય હોય અને નિદિધ્યાસનમાં ચંચળતા ના રહે. નિદિધ્યાસનમાં ચિત્તને ત્યાં રહેવું પડે. ચિત્ત હાજર હોય ત્યાં સુધી જ કામ ચાલે. મનની

ચંચળતાનો વાંધો નથી. પણ ચિત્તને ત્યાં હાજર જ રહેવું પડે અને જ્યાં ચિત્ત હાજર રહે ત્યાં મનને બેસી રહેવું પડે. છતાંય આખો દહાડો દાદાનું સ્મરણ રહે તો બહુ થઈ ગયું. પણ જોડે જોડે થોડું નિદિધ્યાસન રહે તો સારું.

સ્વપ્નમાં તો દાદા 'એક્ઝેક્ટ' દેખાય. જેને ભજીએ તે રૂપ થયા કરીએ. જેનું નિદિધ્યાસન કરીએ તે રૂપ થવાય. ચિત્ત ઠેકાણે રહે તો નિદિધ્યાસન થાય.

## અધ્યાત્મનું વાતાવરણ

**પ્રશ્નકર્તા** : કોઈ રાજા-મહારાજાને ત્યાં અગર કોઈ સારી અનુકૂળ જગ્યામાં જન્મે, તો અધ્યાત્મમાં આગળ વધે ને ?

**દાદાશ્રી** : હા. રાજા-મહારાજાઓને ત્યાંય જન્મે અને બીજું અહીં સારાં ઘરોમાં જન્મે કે જ્યાં આગળ, જ્યાં જાય ત્યાં માનભેર હોય. સાસરીમાં જાય તો ત્યાંય માનભેર હોય. જેને નાનપણથી અપમાન થયા કરે તે મનમાં નક્કી કરે કે મારે ગમે તે રસ્તેથી આ લોકોની પાસેથી માન લેવું છે. તે એનું ધ્યેય બદલાઈ ગયું હોય અને તે માનમાં ભળી ગયો હોય. તેને આ માનનો માલ પોસાય. બાકી બીજી ભીખ હોય તેને એ ના પોસાય.

આ હિન્દુસ્તાનમાં જન્મ થયો એ અનંત અવતારના આધારે થયો છે. બાકી ફોરેનવાળા તો અધ્યાત્મમાં પુનર્જન્મ સમજતા નથી.

## વિકલ્પોથી વિશ્વની વણઝાર

અહીં અરીસાભુવન હોય ને ત્યાં આપણે એકલા ઊભા હોઈએ તો આપણે દોઢસો દેખાઈએ ! એવું છે આ જગત ! વિકલ્પ કરે કે દેખાયું. વિકલ્પના પડઘા પડે છે આ.

**પ્રશ્નકર્તા** : વિકલ્પના પડઘા પડે છે, તો પછી સંકલ્પનું શું પરિણામ ?

**દાદાશ્રી :** સંકલ્પને કશી લેવાદેવા નથી. વિકલ્પનો જ પડઘો પડે છે. 'સંકલ્પ' એટલે 'મારું' થયું. વિકલ્પ કર્યા પછી આ વસ્તુ આપણી થાય. ત્યારે આપણે સંકલ્પ કરીએ કે આ મારી છે. વિકલ્પથી જ આ બધું ઊભું થયું છે. એટલે સંકલ્પ નડતો નથી, વિકલ્પો જ નડે છે. નિર્વિકલ્પ બધું મટાડી દે એને. આ તો વિકલ્પ છે તો સંકલ્પ ઊભો થયો. નિર્વિકલ્પ થાય તો સંકલ્પેય નથી, વિકલ્પેય નથી ને કશુંય નથી.

વિકલ્પ તો 'હું ચંદુલાલ છું' ત્યાં સુધી વિકલ્પો જ છે, પછી આચાર્ય મહારાજ હોય કે ગમે તે હોય. 'હું શુદ્ધાત્મા છું.' એવું ભાન રહે તો નિર્વિકલ્પ કહેવાય. હવે નિર્વિકલ્પ થયા ત્યારે નિર્વિકલ્પ દશા કેમ રહેતી નથી ? ત્યારે કહે કે પાછલાં દેવાં, પાછલી કલમોનો જે ભંગ કરેલો તે કલમોના દાવા ચાલશે.

'શુદ્ધાત્મા' થયા પછી સંકલ્પ ને વિકલ્પ બેઉ ગયા. હવે મનમાંથી નીકળે તે બધા જ્ઞેય છે. હવે જ્યાં સુધી પોતે વિકલ્પી હોય ત્યાં સુધી એ જ્ઞેય દેખાય નહીં. એ તો મને જ વિચાર આવ્યો છે, એવું કહે. બાકી પોતે કલ્પ સ્વરૂપ છે. જેવો ચિંતવે તેવો થઈ જાય. પોતે નિર્વિકલ્પ કેમ કહેવાય? ત્યારે કહે કે અજ્ઞાનતામાં વિકલ્પ કર્યો હતો તેથી જ્ઞાન પછી નિર્વિકલ્પ કહેવાય. પાછા આવ્યા માટે નિર્વિકલ્પ કહેવાયું.

એક માત્ર સ્વરૂપ ભણી ચિંતવન વળે નહીં. તે મદિરા જ્ઞાની પુરુષ ઉતારે ત્યાર પછી એનું કંઈ વળે.

શુભના મોટા મોટા વિકલ્પ કર્યા હોય તો તેય ફળ આપે. કોઈને મારી નાખવાના ભાવ કર્યા હોય તો એવું ફળ આવે ને દાન આપવાના ભાવ કર્યા હોય તો તેવું ફળ આવે.

**પ્રશ્નકર્તા** : આપે કહ્યું છે ને કે જગત 'વ્યવસ્થિત' છે, તો પછી એને ફેરફાર કરવાનો વિકલ્પ કેમ આવે છે ?

**દાદાશ્રી :** આ વિકલ્પો તો પહેલાં વિકલ્પ કરેલા, તેના ફળ રૂપે આવે છે. બીજ પડ્યાં હોય તો ઊગે જ ને ? ફરી પાછા તમે એને નીંદી ના નાંખો, ઊગવા દો તો તે ફરી એનાં બીજ પડે છે. નિર્વિકલ્પ

થયા પછી આને નીંદી નાખવાનું. 'સમભાવે નિકાલ' કરવા માંડ્યો, એ નીંદવા માંડ્યું કહેવાય.

જગત તો તદ્દન 'વ્યવસ્થિત' છે. ભગવાને કેમ ખુલ્લું ના કર્યું? દુર્જન લોકો દુરુપયોગ કરે, જગત ઊંધે રસ્તે ચાલે, એટલા માટે સાચી વાત ના કહી. 'વ્યવસ્થિત'ના જ્ઞાનથી તમને સંકલ્પ-વિકલ્પ થાય નહીં. આ જગતમાં કર્તાપણું મટે તો 'વ્યવસ્થિત' સમજાય. કર્તાપણું ના મટે ત્યાં સુધી 'વ્યવસ્થિત' સમજાય નહીં. પોતે અકર્તા થાય તો 'આનો કર્તા કોણ છે' એ સમજાય. પોતે નથી કર્તા, છતાં કર્તા માને છે એટલે આ સમજાય કેમ કરીને ?

**પ્રશ્નકર્તા** : પોતાનું કર્તૃત્વ તો છોડતો નથી.

**દાદાશ્રી :** હા. એટલે બીજાને કર્તાપણું થવા જ ના દેને ? બાકી જગત છે વ્યવસ્થિત. પણ કર્તાપણાને લીધે કલ્પના ઉત્પન્ન થાય જ. અકર્તા થયો ત્યારથી જ ઉકેલ આવ્યો. ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ જાય નહીં, ભય જાય નહીં. અશુભનો કર્તા છૂટીને શુભનો કર્તા થયો તો ય પણ કર્તા છે એટલે સંકલ્પ-વિકલ્પ થયા વગર રહે જ નહીં. અને આ 'વ્યવસ્થિત' સમજાય નહીં એટલે 'મારું હવે શું થશે' એવો વિચાર આવે.

## વિજ્ઞાનથી મુક્તિ

**પ્રશ્નકર્તા** : મોક્ષમાં જવાની ભાવના છે પણ એ કેડીમાં ખામી છે તો શું કરવું ?

**દાદાશ્રી :** શેની ખામી છે ?

**પ્રશ્નકર્તા** : કર્મો છે ને ? કર્મ તો કર્યા જ કરીએ છીએ.

**દાદાશ્રી :** કર્મ શેનાથી બંધાય એવું આપણે જાણવું જોઈએ ને?

**પ્રશ્નકર્તા** : અશુભ ભાવથી અને શુભ ભાવથી.

**દાદાશ્રી :** શુભ ભાવેય ના કરે ને અશુભ ભાવેય ના કરે, તેને

કર્મ બંધાય નહીં. શુદ્ધ ભાવ હોય તેને કર્મ ના બંધાય. અશુભ ભાવથી પાપ બંધાય ને શુભ ભાવથી પુણ્ય બંધાય. પુણ્યનું ફળ મીઠું આવે અને પાપનું ફળ કડવું આવે. ગાળો ભાંડે ત્યારે મોઢું કડવું થઈ જાય છે ને?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** અને ફૂલહાર ચઢાવે તે ઘડીએ ? મીઠું લાગે. શુભનું ફળ મીઠું ને અશુભનું ફળ કડવું અને શુદ્ધનું ફળ મોક્ષ !

**પ્રશ્નકર્તા** : જીવ મુક્તિ ક્યારે પામે ?

**દાદાશ્રી :** શુદ્ધ થાય તો મુક્તિ પામે. શુદ્ધતાને કશું અડે જ નહીં. શુભને અડે. આ શુભનો માર્ગ જ નથી. આ શુદ્ધનો માર્ગ છે. એટલે નિર્લેપ માર્ગ છે.

આ 'વિજ્ઞાન' છે. 'વિજ્ઞાન' એટલે બધી રીતે મુક્ત કરાવડાવે. જો શુદ્ધ થયો તો કશું અડે નહીં અને શુભ છે તો અશુભ અડશે. એટલે શુભવાળાને શુભ રસ્તો લેવો પડે. એટલે શુભમાર્ગી જે કરતા હોય તે બરાબર છે. પણ આ તો શુદ્ધનો માર્ગ. શુદ્ધ ઉપયોગી બધા. એટલે બીજી કશી ભાંજગડ જ નહીં.

આ માર્ગ જુદી જ જાતનો છે. વિજ્ઞાન છે આ ! વિજ્ઞાન એટલે જે જાણવાથી જ મુક્ત થવાય. કરવાનું કશું જ નહીં. જાણવાથી જ મુક્તિ! આ બહાર છે તે જ્ઞાન છે. જ્ઞાન એટલે ક્રિયાકારી ના હોય અને આ વિજ્ઞાન ક્રિયાકારી હોય. આ 'વિજ્ઞાન' પ્રાપ્ત થયા પછી અંદર તમને ક્રિયા કર્યા જ કરે. શુદ્ધ ક્રિયા કરે. અશુદ્ધતા એને અડે જ નહીં. આ વિજ્ઞાન જુદી જ જાતનું છે. 'અક્રમ વિજ્ઞાન' છે !!

**પ્રશ્નકર્તા** : નિષ્કામકર્મ કહ્યું છે તે આ ?

**દાદાશ્રી :** નિષ્કામકર્મ એ જુદી જાતનું છે. નિષ્કામકર્મ એ તો એક જાતનો રસ્તો છે. એમાં તો કર્તાપદ જોઈએ. પોતે કર્તા હોય તો નિષ્કામકર્મ થાય. અહીં કર્તાપદ જ નથી. આ તો શુદ્ધ પદ છે. જ્યાં કર્તાપદ છે ત્યાં શુદ્ધ પદ નથી, શુભ પદ છે.

**પ્રશ્નકર્તા** : શુદ્ધતા લાવવા શું કરવું ?

**દાદાશ્રી :** કરવા જશો તો કર્મ બંધાશે. 'અહીં' કહેવાનું કે અમારે આ જોઈએ છે. કરવાથી કર્મ બંધાય છે. જે જે કરશો, શુભ કરશો તો શુભનાં કર્મ બંધાશે, અશુભ કરશો તો અશુભનાં બંધાશે અને શુદ્ધમાં તો કશું જ નથી. જ્ઞાન એની મેળે જ ક્રિયાકારી છે. પોતાને કશું કરવું ના પડે.

પોતે મહાવીરના જેવો જ આત્મા છે પણ ભાન થયું નથી ને? આ 'અક્રમ વિજ્ઞાન'થી એ ભાન થાય છે. જાગૃતિ ખૂબ વધી જાય છે. ચિંતા બંધ થઈ જાય, મુક્ત થઈ જવાય ! સંપૂર્ણ જાગૃતિ ઉત્પન્ન થાય છે. આ 'કેવળજ્ઞાન' વિજ્ઞાન છે. જેવું તેવું નથી. એટલે આપણું કામ નીકળી જાય.

**પ્રશ્નકર્તા** : આપ જેટલા 'જ્ઞાની' છો તેટલું જ્ઞાન મેળવવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એમની પાસે બેસવું. એમની કૃપા પ્રાપ્ત કરવી. બસ બીજું કશું કરવાનું નથી. 'જ્ઞાની'ની કૃપાથી જ બધું થાય. કૃપાથી 'કેવળજ્ઞાન' થાય. કરવા જશો તો તો કર્મ બંધાશે, કારણ કે 'તમે કોણ છો ?' એ નક્કી થયેલું નથી. 'તમે કોણ છો ?' એ નક્કી થાય તો કર્તા નક્કી થાય.

## સાપેક્ષ વ્યવહાર

'વ્યવહાર શું છે' એટલું જ જો સમજે તોય મોક્ષ થઈ જાય. આ વ્યવહાર બધો 'રિલેટિવ' છે અને ઓલ ધીસ રિલેટિવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ એન્ડ રિયલ ઈઝ ધી પરમેનન્ટ એડજસ્ટમેન્ટ !

નાશવંત વસ્તુમાં પોતાપણાનો આરોપ કરવો એ 'રોંગ બીલિફ' છે. 'હું ચંદુભાઈ છું, આનો ધણી છું' એ બધી 'રોંગ બિલીફ' છે. તમે 'ચંદુભાઈ' છો એમ નિશ્ચયથી માનો છો ? પુરાવો આપું ? 'ચંદુભાઈ'ને ગાળ ભાંડે તો અસર થાય કે ?

**પ્રશ્નકર્તા** : જરાય નહીં.

**દાદાશ્રી :** ગજવું કાપે તો અસર થાય છે ?

**પ્રશ્નકર્તા** : થોડી વાર થાય.

**દાદાશ્રી :** તો તો તમે 'ચંદુભાઈ' છો. વ્યવહારથી 'ચંદુભાઈ' હો તો તમને કશું અડે નહીં.

**પ્રશ્નકર્તા** : જો એવું હોય તો તો આપણામાં ને બીજામાં ફેર જ શો ? ખોટી વસ્તુને ત્યજવી જ જોઈએ. એટલો પ્રયત્ન ધીમે ધીમે કેળવીએ તો ફેર પડતો જાય છે.

**દાદાશ્રી :** જો મોક્ષે જવું હોય તો ખોટી-ખરીનાં દ્વંદ્વ કાઢી નાખવાં પડશે અને જો શુભમાં આવવું હોય તો ખોટી વસ્તુનો તિરસ્કાર કરો ને સારી વસ્તુનો રાગ કરો અને શુદ્ધમાં સારી-ખોટી બેઉ ઉપરેય રાગ-દ્વેષ નહીં. ખરેખર સારી-ખોટી છે જ નહીં. આ તો દૃષ્ટિની મલિનતા છે. તેથી આ સારી-ખોટી દેખાય છે અને દૃષ્ટિની મલિનતા એ જ મિથ્યાત્વ છે, દૃષ્ટિવિષ છે. દૃષ્ટિવિષ અમે કાઢી નાખીએ છીએ.

## વિનય અને પરમ વિનય

વીતરાગનો આખો માર્ગ જ વિનયનો માર્ગ છે. આ વિનયધર્મની શરૂઆત જ હિન્દુસ્તાનમાંથી થાય છે. હાથ જોડવાની શરૂઆત અહીંથી જ થાય છે તે ત્યાંથી માંડીને ઠેઠ સાષ્ટાંગ દંડવત્ સુધી જાય છે. વિનયધર્મ તો પાર વગરના છે અને પરમ વિનય ઉત્પન્ન થાય એટલે મોક્ષ થાય.

**પ્રશ્નકર્તા** : 'પરમ વિનય' સમજાવો.

**દાદાશ્રી :** જ્યાં વાદ-વિવાદ ના હોય, ડખો ના હોય, જ્યાં કાયદા ના હોય, કાયદા હોય ત્યાં પરમ વિનય સચવાય નહીં અને આપણે કાયદાના બંધનમાં રહેવું પડે. આપણે તો 'વ્યવસ્થિત' કરે, તેને જોયા કરનારા. બીજું આપણને ક્યાં પોસાય ?

'રિલેટિવ' ધર્મોમાં પણ જ્યાં વિનય છે ત્યાં મોક્ષમાર્ગ છે અને

વિનય જો અટકે નહીં તો મોક્ષ જ છે.

**પ્રશ્નકર્તા** : વિનય અને પરમ વિનયમાં શો ફરક છે ?

**દાદાશ્રી :** બહુ ફરક છે. પરમ વિનય તો માણસને ઉત્પન્ન જ ના થાય. આત્મા પ્રાપ્ત કર્યા પછી જ પરમ વિનય થાય અને તેનાથી જુદાઈ લાગે જ નહીં. અભેદ દૃષ્ટિ થાય, અભેદ બુદ્ધિ થાય અને જ્યાં સુધી વિનય છે ત્યાં સુધી 'હું અને ગુરુ મહારાજ' બધા જુદા જ છે. છતાંય એ વિનય 'પરમ વિનય'માં લઈ જનારો છે. એ પણ એક સ્ટેશન છે.

'જ્ઞાની પુરુષ' તમારા અવિનયની નોંધ ના કરે. તમારે સમજી લેવાનું કે મારે શું વિનય કરવો ને શું નહીં ? અને તમારી ભૂલ થાય એવું અમે જાણીએ અને આ દુષમકાળમાં અવિનયની તો નોંધ જ ના થાય ને ? ચોથા આરામાં અવિનયની નોંધ કરવી પડે. અત્યારે તો 'લેટ ગો' કરવું પડે. ઊલટું, અવિનય કરે તેને આશીર્વાદ આપવો પડે !

## મિથ્યાભાસ

મિથ્યાભાસ એટલે શું ? એક મોટા ફંકશનમાં, મોટા મોટા પ્રધાનો આવેલા. ત્યાં મંચ પર બધા બેઠેલા ત્યારે મને હઉ મંચ ઉપર એમની જોડે બેસાડેલો. મને જ્યારે જ્ઞાન નહોતું થયું ત્યારે મનમાં એવી ભાવના થયા કરે કે અહીંના કરતાં આવી જગા ઉપર બેસવાનું આવે તો સારું. તે દહાડે મને એની કિંમત હતી અને અત્યારે મંચ ઉપર બેસાડે તો બોજારૂપ લાગ્યા કરે, એનું નામ મિથ્યાભાસ.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, તમને દુઃખરૂપ કે બોજારૂપ ના લાગે ને?

**દાદાશ્રી :** ના, એમ બોજારૂપ ના લાગે. પણ એમાં 'ઈન્ટરેસ્ટ' ના હોય. એટલે મુક્ત જેવું હોય. અમને હવે ક્યાંય 'ઈન્ટરેસ્ટ' ના હોય.

**પ્રશ્નકર્તા** : ધીરે ધીરે અમને પણ 'ઇન્ટરેસ્ટ' ઓછો થતો જાય છે. પછી જીવવું કેવી રીતે ?

**દાદાશ્રી :** એ મોહ હતો. મોહ માર ખવડાવે. હવે તમને માર

ના ખવડાવે ને સંસાર ચાલ્યા કરે. રસ વગર 'સમભાવે નિકાલ' કરવો.

**પ્રશ્નકર્તા** : એ સારું કહેવાય ?

**દાદાશ્રી :** એ 'જ્ઞાની' કહેવાય, 'ઈન્ટરેસ્ટ' સિવાય કરે એ 'જ્ઞાની' કહેવાય.

**પ્રશ્નકર્તા** : રસ વગર કોઈ વસ્તુ કરીએ તો તેની શરીર ઉપર અસર ના થાય ?

**દાદાશ્રી :** જે 'ઈન્ટરેસ્ટ' હતો, તે શરીર પર મોહનો માર ખવડાવતો હતો. તેની શરીર પર અસર પડતી હતી. આનાથી તો શરીર સારું થાય. ગુલાબની પેઠ ખીલે. પેલું તો મોઢા પર દિવેલ ફરી વળેલું હોય.

## સહજતા અને દેહાધ્યાસ

**પ્રશ્નકર્તા** : દેહ સહજ થાય, એને દેહાધ્યાસ કહેવાય ?

**દાદાશ્રી :** સહજ તમે શેને સમજ્યા ? સહજની ભાષામાં સહજ સમજ્યા છો કે તમારી ભાષામાં ? ગજવું કાપી લે ને તમને અસર ના કરે તો દેહાધ્યાસ ગયો. દેહને કોઈ કંઈ પણ સળી કરે ને જો પોતે સ્વીકારે તો તે દેહાધ્યાસ છે. 'મને કેમ કર્યું ?' તો તે દેહાધ્યાસ.

જ્ઞાનીઓની ભાષામાં દેહ સહજ થાય એટલે દેહાધ્યાસ ગયો.

**પ્રશ્નકર્તા** : દેહ સહજ થયો ક્યારે ગણાય ?

**દાદાશ્રી :** આપણા દેહને કંઈ પણ કરે તો ય આપણને રાગ-દ્વેષ ના થાય તેનું નામ સહજ. આ અમને જોઈને સમજી લો ને કે સહજ કોને કહેવાય ? સહજ એટલે સ્વાભાવિક, કુદરતી, વિભાવિક દશા નહીં. પોતે 'હું છું' એવું ભાન નહીં.

**પ્રશ્નકર્તા** : સહજ ક્યારે થાય ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાન' પરિણામ પામે ને કર્મો બધાં ઓછાં થઈ જાય એટલે સહજ થતો જાય. અત્યારે અંશે અંશે કરીને સહજ થઈ રહ્યો

છે તે સંપૂર્ણ સહજ થઈ જાય. દેહાધ્યાસ તૂટે એટલે સહજ ભણી જાય, જેટલા અંશે સહજ થાય એટલા અંશે સમાધિ થાય. હવે તમને ખાતરી થઈ ગઈ છે ને કે માર્ગ મળી ગયો છે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** જેને એ ખાતરી થઈ જાય તેનો અંત આવે. દરેક વસ્તુનો અંત આવે; વિચારનો અંત આવે; જ્ઞાનનો અંત આવે. બધાંનો અંત આવે. પણ એક અજ્ઞાનનો અંત ના આવે !

દ્રષ્ટામાં દ્દષ્ટિ પડી એવું જે કહે છે ને એ તો દ્રષ્ટાથી ઘણાં છેટે છે. એમને દ્રષ્ટા પ્રાપ્ત કરતાં કરતાં તો ઘણો કાળ જશે. આ તો આપણને દ્રષ્ટા પ્રાપ્ત થઈ ગયેલો છે. જેને જગત ખોળે છે તે આપણી પાસે છે. હવે એનો ઉપયોગ, શુદ્ધ ઉપયોગ કેમ કરવો એ આપણું કામ, એ પુરુષાર્થ કહેવાય.

તમે ઘરમાંથી બહાર નીકળો એટલે શુદ્ધ ઉપયોગ મૂકો એટલે રિયલ ને રિલેટિવ બધું જોતાં જોતાં આગળ જવાય. તે વખતે શુદ્ધ ઉપયોગ રહે. અહીં કોઈની જોડે વાતચીત કરવા માંડી તે ઘડીએ વાતચીત કરતા રહીએ અને શુદ્ધ ઉપયોગ મહીં રાખ્યા કરાય. વાતચીત કરે એ 'ચંદુલાલ' કરે ને 'આપણે' બધું જોયા કરીએ. ઉપયોગ એ રીતે રહી શકે એમ છે. કંઈ બહુ અઘરી વસ્તુ નથી.

મનમાં તન્મયાકાર પરિણામ ના હોય, વાણીમાં તન્મયાકાર પરિણામ ના હોય, વર્તનમાં તન્મયાકાર પરિણામ ના હોય, એનું નામ શુદ્ધ ઉપયોગ. જાગૃતિ આવતાં વાર લાગે. ધીમે ધીમે જેમ જેમ કષાયો ઉપશમ થાય, નિકાલી કષાયો - 'ડિસ્ચાર્જ' કષાયો ઓછા થાય તેમ તેમ જાગૃતિ વધે. હવે નવા કષાય ચાર્જ થાય નહીં, પણ જે 'ડિસ્ચાર્જ' કષાયો છે તેનું 'ડિસ્ચાર્જ' થયા જ કરવાનું.

અમે તમારે ઘેર આવ્યા ને તમે વાઈફ જોડે અકળાયા હો તો અમે કંઈ નોંધ ના કરીએ કે તમે આ ખોટું કરો છો. એ અકળામણ તમારી 'ડિસ્ચાર્જ' થતી છે. તમને 'જ્ઞાન' આપ્યું છે એટલે તમે કાચા

ના પડો. પણ 'ડિસ્ચાર્જ' તો થાય જ ને ? અમે એટલું જ જોઈ લઈએ કે ઉપયોગ હતો કે નહીં.

**પ્રશ્નકર્તા** : દૃષ્ટિનો દ્રષ્ટા ગોતવાની વાત હજુ મને સમજાઈ નથી, તે મને જરા સમજાવો.

**દાદાશ્રી :** આપણે દ્રષ્ટા ગોતીને બેઠા છીએ પણ જેને સ્વરૂપનું ભાન ના હોય તેને કહીએ કે ''તારી દૃષ્ટિ પડે છે એ તો દૃશ્ય છે. પણ ત્યાં દ્રષ્ટા કોણ છે, તેની તપાસ કર.'' એવું અમે કહેવા માંગીએ છીએ.

બહાર તો આ ઈન્દ્રિયદૃષ્ટિ છે. પણ જ્યારે મનની બધી ક્રિયાઓ-મન શું શું બોલે છે ? શું વિચારે છે ? પછી બુદ્ધિની ક્રિયા-બુદ્ધિ શું શું દેખાડે છે ? પછી ચિત્ત ક્યાં ક્યાં ભટકે છે ? અહંકાર 'ડિપ્રેસ' થાય છે કે 'એલીવેટ' થાય છે ? આ બધાને જોયા કરવું એ જ આપણો દ્રષ્ટા. દૃષ્ટિનો વિષય એ દૃશ્ય ને આપણે દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા** : બહારના કે અંદરના કોઈ પણ પ્રસંગમાં, કોઈ પણ ઉદય હોય ત્યારે આપણે જાણીએ કે આ મારો સ્વભાવ નથી, ત્યારે અનુભવ થાય ને ?

**દાદાશ્રી :** હા, થાય ને ! મારો સ્વભાવ આ નથી એવું જે સમજે છે તે 'પોતાના સ્વભાવ'માં સ્થિર થાય છે. ગમે તેટલા 'ચંદુલાલ' અકળાયા હોય તોય 'તમારી' જાગૃતિ જાય નહીં એવું આ જ્ઞાન છે અને અકળામણ તો થયા વગર રહેવાની જ નહીં, કારણ કે મહીં ભરેલો માલ છે ને ?

'ડિસ્ચાર્જ' એટલે ઊલટી થાય છે એના જેવી વાત ! કોઈ માણસની ઊલટી આપણા પર થઈ તેથી કરીને તેને વઢાય નહીં, કારણ કે એને બિચારાને કરવું નથી પણ થઈ જાય. તેને એ શું કરે ? એમ આ કષાયો ઊલટીની જેમ 'ડિસ્ચાર્જ' થાય છે. પછી સારું થઈ જાય, ભૂમિકા ચોખ્ખી થતી જાય.

ઉપયોગ કોને કહેવાય કે હજાર હજારની નોટ ગણતો હોય ત્યાંથી

એનો ઉપયોગ બીજી જગ્યાએ જાય ખરો ? એનું નામ ઉપયોગ કહેવાય. એવો ઉપયોગ અમારો નિરંતર રહેવાનો. અમારી હાજરીમાં રહો તો તમારેય ઉપયોગ રહે.

**પ્રશ્નકર્તા** : આ પદમાં કે બીજામાં જુદા જુદા પ્રમાણમાં રસ હોય છે એટલે એવું થાય છે ?

**દાદાશ્રી :** રસને કેળવવાની જરૂર નથી. આપણે તો ઉપયોગ દેવાનો છે. આપણે કહી દેવાનું, ''ચંદુલાલ, દાદાના દરબારમાં બેઠા છો. હવે અહીં જે જે ચાલે તેમાં તમે ઉપયોગ દઈને ચાલો.'' પછી આપણે 'જોયા' કરવાનું, ઉપયોગ ચૂકો તો તરત કહેવાનું, ''ચંદુલાલ ચૂક્યા, આવું ના હોવું જોઈએ.''

મને કોઈ પાંચની નોટ કે દસની નોટનું પરચૂરણ આપે તો હું કોઈ દહાડો ગણવા ના બેસું. ૨૫-૫૦ પૈસા ઓછા આપ્યા હશે પણ એટલું ગણતાં મારો ટાઈમ કેટલો નકામો જાય ? લક્ષ્મીજીની બાબતમાં નિઃસ્પૃહ નથી થઈ જવાનું, પણ તેમાં ઉપયોગ ના દેવાય.

ઉપયોગ તો બહુ મોટામાં મોટી વસ્તુ છે.

આ ઉપયોગ ક્યાં સુધી દેવાનો છે ? રાત-દહાડો 'દાદા' સાંભર સાંભર કરે. એમના વગર ગમે નહીં. એમનો વિરહ લાગે ત્યારે એમાંથી 'ઇલેક્ટ્રિસિટી' ઝરતાં પ્રકાશ મારે, આખો સ્વયં પ્રકાશ !

## વિરહીની વેદના

વિરહીની વેદના ઉત્પન્ન થાય. વિરહીનો અર્થ શો ? ચેન જ ના પડે. ત્યારે સમજવું કે જંજાળથી છૂટ્યા. નવી પરણેલી હોય તેનો વર ઓફિસે જાય તોય બહેનનું ચિત્ત ધણીમાં ને ધણીમાં જ રમતું હોય - અહીં રસોઈ બધી સરસ બનાવે તોય.

આ તો એવું છે ને કે પરમાત્મા એ અભેદ સ્વરૂપે છે. અભેદ સ્વરૂપના વિરહો લાગે તો સંસાર તો તમારો બહુ જ સુંદર ચાલે. આ તો ડખો કરે ઊલટો. સંસાર સહેજે ચાલે એવી વસ્તુ છે. આ ખાધા

પછી મહીં જેમ સહેજે ચાલે છે, તેના કરતાં બહાર વધારે સહેજે ચાલે તેમ છે! કુદરતનો નિયમ એવો છે કે મહીં પાચક રસોનું પ્રમાણ આજે એવું નાખે કે આખી જિંદગી એનું પ્રમાણ સચવાય ને અક્કરમી એવું નાખે કે આજે નાખે ને તો બીજી સાલ દુકાળ પડે !!!

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ'ના વિરહમાં જે વેદના ઉત્પન્ન થાય એને કેવી વેદના કહેવાય ?

**દાદાશ્રી :** એ વેદના તો ઓહોહો ! મહીં 'ઈલેક્ટ્રિસિટી' ઉત્પન્ન થાય અને તેનાથી સ્વરૂપ તેજવાન થતું જાય. એ તો બહુ ઉત્તમ વસ્તુ કહેવાય. વિરહની વેદનાનો તો મહાભાગ્યે જ ઉદય થાય. ઘણાં કાળના પરિચયથી તેને એ થાય. જેને મોક્ષે જવાનું હોય તેને એ વેદના જાગે! એની તમારે બહુ ઉતાવળ કરવા જેવી નથી. આટલા બધા અવતાર બગાડ્યા, હવે એક-બે અવતાર માટે શી ખોટ જવાની છે ? આટલા અવતાર ભટક ભટક કર્યા, તેનો થાક ના લાગ્યો ને હવે બે અવતાર માટે થાક લાગી જવાનો છે ?

## સચ્ચિદાનંદ સ્વરૂપ

પોતાનું સ્વરૂપ જે છે, એનું નામ જ સચ્ચિદાનંદ. સત્-ચિત્-આનંદ. આ અસત્ ચિત્ત થઈ ગયેલું. તે સુખેય કલ્પિત છે ને દુઃખેય કલ્પિત છે. કલ્પિત છે છતાં અસર સાચા જેવી થાય છે ! સચ્ચિદાનંદ એ મૂળ સ્વરૂપ છે આપણું.

**પ્રશ્નકર્તા** : સચ્ચિદાનંદ સ્વરૂપ દરેકની અંદર છે ?

**દાદાશ્રી :** હા, જીવમાત્રની અંદર છે અને તે જ પરમાત્મા છે!

સચ્ચિદાનંદ સ્વરૂપના બે ભાવ છે. એક સ્વભાવ છે ને બીજો વિભાવ. વિભાવ એટલે વિશેષ ભાવ, વિરુદ્ધ ભાવ નહીં. આ તો સંયોગોના દબાણથી 'રોંગ બીલિફ' થઈ ગઈ છે.

**પ્રશ્નકર્તા** : આ સચ્ચિદાનંદ સ્વરૂપ સાકાર છે કે નિરાકાર ?

**દાદાશ્રી :** એ રૂપી નથી, અરૂપી છે એ વાત સમજવા જેવી છે. એકદમ એ સમજવાની જરૂર નથી. અત્યારે કેવી રીતે પામીએ, એ સમજવાની છે.

નિરાકાર કહ્યું છે તે અત્યારે નિરાકાર સમજી લો, પછી આગળનું સમજાશે. નિરાકાર તો અમુક હેતુસર કહેવામાં આવ્યું છે. કેટલીક હેતુસરની વાતો એવી હોય છે કે તે હેતુ પૂરો થયા પછી સમજાય. આત્મા નિરંજન તો છે જ. એને કર્મ કંઈ અડ્યાં જ નથી. આજે પણ તમારો આત્મા 'શુદ્ધાત્મા' છે. ચોખ્ખો દેખાય છે. પણ તમે માની બેઠા છો કે મારાથી નર્યાં પાપ થયાં, પુણ્ય થયાં. બધી 'રોંગ બિલીફ' બેઠી છે. 'જ્ઞાની પુરુષ' 'રોંગ બિલીફ' તોડી આપે ને 'રાઈટ બિલીફ' બેસાડી આપે. 'રાઈટ બિલીફ' બેસી જાય એટલે 'હું ભગવાન જ છું' એવું ભાન થાય.

## પ્રશસ્ત મોહ

માયા એટલે અજ્ઞાનતા. માયા જેવી વસ્તુ નથી. માયા 'રિલેટીવ' છે. વિનાશી છે અને આપણે અવિનાશી છીએ. એ કેટલા દહાડા રહે? જ્યાં સુધી આપણને વિનાશી ચીજો પર મોહ હોય ત્યાં સુધી માયા ઊભી રહે. આપણને સ્વરૂપનો મોહ ઉત્પન્ન થાય, 'હું શુદ્ધાત્મા છું.' એ મોહ ઉત્પન્ન થાય એટલે માયા ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : અમુક વખત પછી સ્વરૂપનો મોહ પણ ના રહેવો જોઈએ ને ?

**દાદાશ્રી :** સ્વરૂપનો મોહ તો સારો. એને મોહ ગણાતો નથી. એને આપણી ભાષામાં મોહ કહીએ છીએ. મોહ એટલે તો મૂર્છા કહેવાય. એને ખરેખર તો આત્માની રુચિ ના કહેવાય. અને દેહનો મોહ કહેવાય. આત્માની રમણતા આવી એટલે પર-રમણતા દૂર થાય. એનો સંસાર ટળ્યો !

**પ્રશ્નકર્તા** : આ ગૌતમ સ્વામીને મહાવીર સ્વામીએ દૂર કર્યા તે એમનો મોહ હતો માટે. તો એ કઈ 'ટાઈપ'નો મોહ કહેવાય ?

**દાદાશ્રી :** એ પ્રશસ્ત મોહ હતો. જે મોક્ષે જનારા હોય તેની પરેય મોહ થઈ જાય. તેને પ્રશસ્ત મોહ કહ્યો. છેવટે એ પ્રશસ્ત મોહ નુકસાનકારક નથી. એ 'વસ્તુ' આપી દેશે. જરાક જ્ઞાન મોડું થાય, પણ તેનો વાંધો શો છે ?

વીતરાગો ઉપર મોહ, જેનાથી વીતરાગતા આવે એવી બધી વસ્તુ પર મોહ, એનું નામ પ્રશસ્ત મોહ. પછી એ મોહ મૂર્તિ ઉપર કેમ ના હોય, પણ એ વીતરાગતા લાવનારી વસ્તુ છે માટે એ પ્રશસ્ત મોહ કહેવાય.

**પ્રશ્નકર્તા** : આપના ઉપર મોહ હોય તો તે પ્રશસ્ત કહેવાય ને?

**દાદાશ્રી :** હા, 'જ્ઞાની પુરુષ' ઉપર મોહ તે તો બહુ ઉત્તમ કહેવાય. કેટલાય અવતાર ત્યાગ કરે, નાગા ફરે ત્યારે એને સંસારનો મોહ ઘટી ગયેલો હોય, ત્યારે એને 'જ્ઞાની પુરુષ' મળી આવે.

## મન, વિરોધાભાસી

**પ્રશ્નકર્તા** : મન સમજે છે કે આ બાજુ ફસામણ છે, પોસાતું નથી ને બીજી બાજુ સંસારી વિચારો આવ્યા કરે. તે શું છે ?

**દાદાશ્રી :** એવું છે કે મન વિરોધાભાસી હોય. આપણી સમજણ પ્રમાણે મન કામ કર્યા કરે. આપણે જાણીએ કે અમદાવાદ 'નોર્થ'માં છે એટલે આપણે આપણી સ્ટીમર હાંકીએ, પણ પછી આપણી સમજણ ફરી ગઈ કે ભૂલથી બીજી બાજુ વાળીએ તો અમદાવાદ આવે કંઈ ? એટલે મન એ સ્ટીમર જેવું છે. આપણે જેવું વાળીએ એવું કામ આપે. એટલે મનને સમજણ બહુ સારી આપવી જોઈએ, આપણા જ્ઞાનથી. પછી મન 'ફર્સ્ટ ક્લાસ' ચાલે. મન આ વાત પકડે નહીં ને પકડ્યા પછી પાછું છોડે નહીં.

**પ્રશ્નકર્તા** : તો દાદા, એને પકડવા માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** એ અમે કરી આપીએ. અમે જ્ઞાન આપીએ છીએ. તે જ દહાડે આત્મા જગાડીએ છીએ, તેથી મન આ બાજુ વળી જાય.

## શંકાનું ઉદ્‌ભવસ્થાન

વ્યવહારમાં જે શંકા થાય છે, તે મનનું કામ છે. એ મનના ગુણો છે. એમાં મન અને બુદ્ધિ બે ભેગી થાય એટલે જાતજાતના વંટોળે ચઢે. જેમ પવન વંટોળે ચઢે છે ને ચક્રાવો લે છે ને તેવું આ 'સાયક્લોન' (વંટોળ) મહીં ચડે.

**પ્રશ્નકર્તા** : એમાં બુદ્ધિનું શું હોય ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિ ખરી ને. મન હા પાડે ત્યારે બુદ્ધિ કહેશે, 'ના, આમ છે.' એટલે પાછી શંકા પડે. એટલે મહીં 'પાર્લામેન્ટ' છે. આત્મામાં કોઈ નિઃશંક થયેલો નહીં. આત્મામાં નિઃશંક થાય તો લક્ષ બેસી જાય.

**પ્રશ્નકર્તા** : મોક્ષ થવા માટે સંપૂર્ણ નિઃશંક થવાની જરૂર છે ?

**દાદાશ્રી :** આત્મામાં નિઃશંક થવું પડે, પણ આત્મા શું હશે ? આ લોકોનો માનેલો આત્મા બુદ્ધિમાં સમાય એવો નથી. લોકોની પાસે બુદ્ધિ છે અને બુદ્ધિમાં સમાઈ રહે એવો આત્મા નથી; પણ એ અમાપ છે. જ્યાં 'મેઝર' (માપ) નથી, તોલમાપ નથી એવો આત્મા જ્ઞાનથી જણાય એવો છે. તેય જ્ઞાનીના જ્ઞાનથી આત્મા લક્ષમાં બેસે, નહિ તો લક્ષમાં બેસે નહિ.

**પ્રશ્નકર્તા** : 'કોન્સિયસ માઈન્ડ' કોને કહેવાય ? એ મન છે ?

**દાદાશ્રી :** એ મનને નથી કહેતા. એ પાછું ચિત્તને કહે છે. ખરું મન જે છે તે તો આત્માના સાંનિધ્યને લીધે ઉત્પન્ન થાય, જેને આપણા લોકો ભાવ કહે છે.

**પ્રશ્નકર્તા** : આત્માની સાથે એનો સંબંધ કેવી રીતે ?

**દાદાશ્રી :** ખાલી 'ટચ'નો જ સંબંધ છે. સામીપ્ય ભાવથી ચાર્જ થયા કરે. જ્યાં સુધી 'હું ચંદુલાલ છું' એવા ભાવ છે, આનો ફાધર છું, એ બધા ભાવો હોય ત્યાં સુધી 'ટચ' થયા કરે ને 'ચાર્જ' થયા કરે.

**પ્રશ્નકર્તા** : એને સ્થૂળ મન કહેવાય ?

**દાદાશ્રી :** ના, સ્થૂળ તો આ જે વિચારો કરે છે તે છે. એ 'ફિઝિકલ' છે.

**પ્રશ્નકર્તા** : સ્થૂળ અને સૂક્ષ્મમાં ભેદ શો ?

**દાદાશ્રી :** સ્થૂળ મનની તો દરેકને સમજણ પડે. વિચારે ચઢે એ સ્થૂળ મન છે અને સૂક્ષ્મ મનની તો ખબર જ ના પડે. એક 'જ્ઞાની પુરુષ'ને સમજણ પડે. લોકો 'ભાવમન, ભાવમન' એમ કહ્યા કરે, પણ 'એ શું છે' એ 'એક્ઝેક્ટલી' પકડાય નહિ.

**પ્રશ્નકર્તા** : એ ક્યારે પકડાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન હોય તો જ પકડી શકે. 'જ્ઞાની' થતાં પહેલાં અમુક ટાઈમ સુધી ભાવમનને પકડી શકે. જે અહંકાર ઓગાળે છે, એને પકડાય ! પોતે 'શુદ્ધાત્મા' થયો એટલે 'ચાર્જ' થતું બંધ થયું. પછી સ્થૂળ મન ડિસ્ચાર્જ થયા જ કરે, એ જ એનો ધંધો !

**પ્રશ્નકર્તા** : એને 'ઈફેક્ટ' આવે ?

**દાદાશ્રી :** મનનો સ્વભાવ જ 'ઈફેક્ટિવ' છે ને ? આપણે સમજી જવું કે મારું સ્વરૂપ ન હોય. એટલે 'ઈફેક્ટ' આપણને અડે નહિ.

પરમ દહાડે આપણો દીકરો કાર લઈને ફરતો આપણે જોયેલો હોય ને આજે કોઈ કહે કે એ કાર અથડાઈને લોચો થઈ ગયેલી છે તો તમે તે દેખો ને અસર થઈ જાય. પણ પાછું કોઈ કહે કે ના, આ તો ગઈ કાલે જ વેચાઈ ગઈ છે. એટલે પાછી તરત જ અસર મટી જાય. બધી વસ્તુઓ 'ઈફેક્ટિવ' છે. પણ જ્ઞાન હોય તો 'ઈફેક્ટ' ના થાય. તેથી અમે કહેલું છે કે મન 'ઈફેક્ટિવ' છે, વાણી 'ઈફેક્ટિવ' છે ને દેહ પણ 'ઈફેક્ટિવ' છે.

દ્રવ્યમન એ સ્થૂળ મન છે અને ભાવમન એ સૂક્ષ્મ મન છે. ભાવમન ફરે તો છૂટે. સ્થૂળ મન વખતે ના ફર્યું તો વાંધો નહીં. ભાવ પ્રમાણે

દંડ આપવામાં આવે છે. દ્રવ્યમાં હિંસાનો વિચાર હોય પણ ભાવમાં જુદું હોય. એટલે ભાવ પ્રમાણે દંડ આપવામાં આવે છે. દ્રવ્યના દોષનો દંડ અહીંનો અહીં મળી જાય છે, ને ભાવના દોષનો દંડ પરલોકમાં મળે છે.

અત્યારે જગતમાં જે ધર્મો ચાલે છે તેની શી 'થિયરી' છે કે ભાવ ફેરવવા નહીં પણ દ્રવ્ય ફેરવવા જાય. લોકોને શું થાય કે દ્રવ્યનાં પ્રમાણે જ ભાવ ફર્યા કરે. ખોટું કરે તો ય ખોટાની પાછળ ભાવ નક્કી કરે કે આમ તો કરવું જ જોઈએ. એટલે આપણી શી શોધખોળ છે કે દ્રવ્યમનને જે લોકો ફેરવવા જાય એ તો ક્યારેય ફરતું જ નથી. એટલે આપણે સ્થૂળમનને બાજુએ મૂક્યું, સ્થૂળ ક્રિયાઓને બાજુએ મૂકી, દેહની તમામ ક્રિયાઓને બાજુએ મૂકી. અમે 'સ્વરૂપનું જ્ઞાન' આપીએ પછી બધો ફેરફાર થાય, નહીં તો દ્રવ્યમનના ધક્કાથી જ માણસ ચાલ્યા કરે.

ભાવમનની કોઈનેય ખબર ના પડે. ભાવમન છે એવી ખબર પડે પણ એ કઈ રીતનાં કામ કરે છે એની ખબર ના પડે.

**પ્રશ્નકર્તા** : એ 'અન્કોન્સિયસ' થયું ને ?

**દાદાશ્રી :** હા, એ અહંકારના ઓઠા નીચે, અંધારા નીચે બધું કામ કરી નાખે. અહંકારનું અંધારું ના હોય તો દેખાય. આ બહુ ઝીણી વસ્તુ છે.

## બુદ્ધિ માર્ગ-અબુધ માર્ગ

જો સંસારમાર્ગમાં 'ડેવલપ' થવું હોય તો બુદ્ધિ માર્ગમાં જાઓ ને મોક્ષમાર્ગમાં જવું હોય તો અબુધ માર્ગમાં જાઓ. અમે અબુધ છીએ. અમારામાં જરાય બુદ્ધિ નથી. બુદ્ધિ 'સેન્સિટિવ' રાખે. બુદ્ધિના બે પ્રકારઃ એક સમ્યક્ બુદ્ધિ ને બીજી વિપરીત. અહીં સત્સંગ થાય એટલે તમારી જે વિપરીત બુદ્ધિ હોય તે જ 'ટર્ન લઈને સમ્યક્ થાય અને એ સમ્યક્ બુદ્ધિ મોક્ષે લઈ જાય.

**પ્રશ્નકર્તા** : અબુધ થયા પછી 'કેવળજ્ઞાન' થાય ને ?

**દાદાશ્રી :** 'કેવળજ્ઞાન' અબુધ થયા વગર ઉત્પન્ન થાય જ નહીં. હંમેશાં બુદ્ધિ હોય ત્યાં વ્યવહારિક અહંકાર હોય, જ્ઞાની હોય તો પણ અને બુદ્ધિ ના હોય ત્યારે વ્યવહારિક અહંકાર પણ ના હોય.

**પ્રશ્નકર્તા** : તો પછી બુદ્ધિ હોય તે સારું કે ના હોય તે સારું?

**દાદાશ્રી :** મોક્ષે જવું હોય તો બુદ્ધિ કામની જ નહીં. બુદ્ધિ તો સંસારમાં રઝળપાટ કરાવનારી છે. જ્યાં જાય ત્યાં નફો-તોટો દેખાડે. ગાડીમાં બેસવામાંય બુદ્ધિ વપરાય કે અહીં બેસું તો નફો છે ને ત્યાં ખોટ છે ! બુદ્ધિની ભૂખ એવી છે કે કોઈ દહાડોય મટે નહીં. એ તો અંતવાળું જોઈએ. જગત આખું બુદ્ધિજ્ઞાનમાં છે.

**પ્રશ્નકર્તા** : બુદ્ધિની આગળ જવું જોઈએ ?

**દાદાશ્રી :** બુદ્ધિની આગળ ગયા વગર છૂટકો જ નથી. ત્યાં સુધી મોક્ષ થાય જ નહીં.

## જ્ઞાનીની આજ્ઞા - પ્રત્યક્ષ મોક્ષ વર્તના

**પ્રશ્નકર્તા** : એવું કેમ કહેવામાં આવ્યું છે કે જ્ઞાનીની આજ્ઞામાં જ વીતરાગ સમાયેલો છે ?

**દાદાશ્રી :** એ આજ્ઞા સિવાય બીજો રસ્તો જ નથી ને ? જ્ઞાનીની આજ્ઞા જે પાળતો નથી તે મોક્ષે જવાને લાયક નથી. જ્યારે લાયક થશે ત્યારે એ આજ્ઞા પાળી શકશે. નહીં તો સ્વચ્છંદ ઊભા થાય. તેથી શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે :

''રોકે જીવ સ્વછંદ તો પામે અવશ્ય મોક્ષ,
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જીન નિર્દોષ.
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગથી સ્વચ્છંદ તે રોકાય,
અન્ય ઉપાય કર્યા થકી પ્રાયે બમણો થાય.''

જાતે રોકવા જશે તો બમણો થશે અને 'જ્ઞાની પુરુષ'ની પાસે એમની આજ્ઞાનું આરાધન કરવું એ જ ઉપાય છે, બીજો કોઈ ઉપાય નથી.

## જ્ઞાની, બાળક જેવા !

આ નાનો છોકરો રડે છે તે બુદ્ધિપૂર્વકનું નથી રડતો અને ૨૦-૨૫ વર્ષની ઉંમરનો માણસ રડે તે બુદ્ધિપૂર્વકનું રડે અને 'જ્ઞાની પુરુષ' રડે તે બુદ્ધિપૂર્વકનું ના રડે. બાળક ને જ્ઞાની બેઉ સરખા હોય. બેઉ અબુધભાવે હોય. બાળકને ઊગતો સૂર્ય ને જ્ઞાનીને આથમતો સૂર્ય. બાળકને અહંકાર છે પણ તેમને જાગૃતિ નથી અને અમે અહંકારશૂન્ય હોઈએ.

જ્યાં બુદ્ધિ વાપરે છે ત્યાં જ પાપ બંધાય છે.

**પ્રશ્નકર્તા** : દાદા, અમે ચોવીસેય કલાક તમારું નામ દઈને બોલ્યા કરીએ તો પાપ બંધાય નહીં ને ?

**દાદાશ્રી :** દાદાનું નામ દેવું તે પોતાના જ 'શુદ્ધાત્મા'નું નામ દીધા બરાબર છે. આ પદો ગાય તે પોતાના જ શુદ્ધાત્માનું કીર્તન ગાય, એના જેવું છે. અહીં બધું જ પોતાનું છે. આ આરતી પણ પોતે પોતાની જ છે, અમારું કશું નહીં. જેને જેટલું કરતાં આવડ્યું એટલું ફાવશે.

## ઓપન માઇન્ડ

'માઈન્ડ ઓપન' ના રહે, ગૂંચવાયેલું રહે ને ગૂંચવાયેલું રહે એટલે મુક્ત હાસ્ય ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા** : 'ઓપન માઈન્ડ' એટલે શું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** આ ગોળની પાછળ માખી ફરફર કર્યા કરે, એના જેવું મન એવી એક જગ્યાએ કશી ચીજની પાછળ ભમ્યા કરતું હોય એ 'ઓપન માઈન્ડ' ના કહેવાય. 'ઓપન માઈન્ડ' જે વખતે જે હોય તેમાં એકતાલ હોય. હસવાની વખતે હસે, વાત કરવાની વખતે વાત કરે, ગાવાની વખતે ગાય, બધામાં 'ઓપન માઈન્ડ' હોય.

## યોગસાધનાથી પરમાત્મદર્શન

**પ્રશ્નકર્તા** : યોગસાધનાથી પરમાત્મદર્શન થાય ?

**દાદાશ્રી :** યોગસાધનાથી શું ના થાય ? પણ શેનો યોગ ?

**પ્રશ્નકર્તા** : આ સહજ રાજયોગ કહે છે તે યોગ.

**દાદાશ્રી :** હા, પણ શેને રાજયોગ કહો છો ?

**પ્રશ્નકર્તા** : મનની એકાગ્રતા થાય.

**દાદાશ્રી :** તેમાં આત્માને શો ફાયદો ? તમારે મોક્ષ જોઈએ છે કે મનને મજબૂત કરવું છે ?

**પ્રશ્નકર્તા** : ખાલી પરમાત્માનાં દર્શનની વાત કરું છું.

**દાદાશ્રી :** તો પછી મનને બિચારાને શું કામ વગર કામના હેરાન કરો છો ? એકાગ્રતા કરવાનો વાંધો નથી, પણ તમારે પરમાત્માનાં દર્શન કરવાં હોય તો મનને હેરાન કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા** : એકાગ્રતાથી શૂન્યતા આવે ખરી ?

**દાદાશ્રી :** આવે ખરી, પણ તે શૂન્યતા 'રિલેટિવ' છે. 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે.

**પ્રશ્નકર્તા** : તે વખતે આ મન અને બુદ્ધિ શું કરે ?

**દાદાશ્રી :** થોડી વાર સ્થિર થાય પછી તેનું તે જ. એમાં 'આપણું' કશું નહીં. આપણું ધ્યેય પૂરું થાય નહીં અને યોગ 'ઍબવ નોર્મલ' થઈ ગયો તો એ મહાન રોગિષ્ઠ છે. મારી પાસે યોગવાળા ઘણા આવે છે. તે અહીં દર્શન કરવા અંગૂઠે અડે તે પહેલાં તો એનું આખું શરીર ધ્રૂજે, કારણ કે 'ઈગોઈઝમ' ઊભરાય. જ્યાં જ્યાં કરો તેનો કર્તાપણાનો અહંકાર વધશે તેમ પરમાત્મા છેટા જશે.

## સાક્ષીભાવ

**પ્રશ્નકર્તા** : સાક્ષીભાવ એટલે અંત આવી ગયો ને ?

**દાદાશ્રી :** બધી બાબતમાં સાક્ષીભાવ રહેવો જોઈએ. 'ચંદુભાઈ

નાલાયક છે' એમ કહેતાંની સાથે જ સાક્ષીભાવ રહે નહિ. ગજવું કપાય તોય સાક્ષીભાવ રહે નહિ, કારણ કે અહંકારથી સાક્ષીભાવ રહે છે. સાક્ષીભાવનો અર્થ શો છે ? ખરી રીતે સાક્ષીભાવ એ એક વીતરાગ થવાનું સ્ટેપ છે, સાચું સ્ટેપ છે. સાક્ષીભાવ અને દ્રષ્ટાભાવમાં ઘણો ફેર છે.

જ્યાં આત્માના ગુણ નથી, ત્યાં આત્મા નથી. આ સોનું છે તે તેના ગુણમાં હોય ત્યાં સુધી ત્યાં પોતે હોય. બીજાના ગુણમાં પોતે ના હોય. આ સંસારમાં જે દેખાય છે તે બીજાના ગુણ છે બધા. ત્યાં પોતે હોય નહીં. પોતે જ્ઞાતા-દ્રષ્ટા હોય, પણ ભળેલો ના હોય. આત્મા ભેળસેળિયો નથી. નિર્ભેળ છે.

ક્રમિક માર્ગમાં બધા જાગૃતિ લાવવાના રસ્તાઓ છે. એમાં જાગૃતિ વધતી જાય. જેટલાથી વીતરાગ થયો એટલી જાગૃતિ એને રહે ને જેટલામાં રાગ-દ્વેષ છે ત્યાં જાગૃતિ ના હોય એને. વ્યાખ્યાનમાં રાગ-દ્વેષ છે. લોકોની વાતચીતોમાં રાગ-દ્વેષ છે. ભલું કરવામાં રાગ-દ્વેષ છે. શુભ કરવામાં રાગ-દ્વેષ છે. એમાં એમને જાગૃતિ ના હોય. રાગ-દ્વેષને લીધે જાગૃતિ અટકે છે. જેને તપ ઉપર રાગ પડી ગયો હોય, પછી એને બીજું કશું સૂઝે નહીં.

## રોકે જીવ સ્વચ્છંદ તો ...

સ્વચ્છંદ છોડે તો મોક્ષ પામે. ગુરુ પણ સ્વચ્છંદી ના જોઈએ. ગુરુ સ્વચ્છંદી તો પછી શિષ્યય સ્વચ્છંદી.

**પ્રશ્નકર્તા** : ગુરુ સ્વચ્છંદી કેવી રીતે ના હોય ?

**દાદાશ્રી :** સ્વચ્છંદી જ હોય ને. ગુરુના ગુરુ સ્વચ્છંદી એટલે સ્વચ્છંદીનું જ તોફાન. ગૃહસ્થીઓય સ્વચ્છંદી ને ત્યાગીઓ પણ સ્વચ્છંદી. સ્વચ્છંદી માણસને કેફ ચઢે. 'સ્વચ્છંદ કોને કહેવાય' એટલું સમજે તોય બહુ થઈ ગયું.

અમારી આજ્ઞામાં રહે તે સ્વચ્છંદની બહાર નીકળી ગયો. પછી

સંસારમાં તમારો ગમે તે સ્વચ્છંદ હોય, પણ તે સ્વચ્છંદ ગણાતો નથી.

આત્માની બાબતમાં સ્વચ્છંદ, એને સ્વચ્છંદ કહેવાય છે. સંસારમાં તો કો'કને બે વાગે ચા પીવાની ટેવ હોય તેનો અમને વાંધો નથી. રાત્રે બાર વાગે નાસ્તો કરવાની ટેવ હોય તેનોય અમને વાંધો નથી. એ આત્માનો માર્ગ નથી. એ તો વ્યવહાર છે, સંસાર છે. સહુ સહુને પોસાતી વાત છે.

સદ્ગુરુ કોને કહેવાય ? આ બધા ગુરુઓ તો છે, પણ સદ્ગુરુ કોને કહેવાય ? પ્રભુશ્રીને સદ્ગુરુ કહેવાય. જેનામાં સ્વચ્છંદનો એક અંશ પણ ન હતો. એમનું બધું જ કૃપાળુદેવને આધીન હતું; કૃપાળુદેવ હાજર હોય કે ના હોય છતાંય તેમને જ આધીન. એ સાચા પુરુષ હતા.

સ્વચ્છંદથી અંતરાય પડે. જે ધર્મની બાબતમાં કંઈ જાણતો ના હોય તેને અંતરાય ઓછા પડે અને ધર્મમાં સ્વચ્છંદ કર્યો કે અંતરાય વધારે પડે.

## જ્ઞાન, દર્શન ને વર્તન

**પ્રશ્નકર્તા** : સમજવાનું કે વર્તનમાં આણવું જોઈએ ?

**દાદાશ્રી :** વર્તનમાં મૂકવાનું છે જ નહીં, વર્તનમાં આવવું જોઈએ. સમજ્યાનું ફળ શું ? તો કહે, 'વર્તનમાં આવે જ !' સમજણ હોય છતાંય વર્તનમાં ના આવે ત્યાં સુધી એને દર્શન કહેવાય અને વર્તનમાં આવે એને જ્ઞાન કહ્યું.

**પ્રશ્નકર્તા** : સમજ, જ્ઞાન અને વર્તન સમજ્યા હોય પણ વર્તનમાં ન આવે.

**દાદાશ્રી :** હા, એ જ્ઞાન વગર વર્તનમાં ના આવે. સમજ એટલે 'અનડીસાઈડેડ' વાત.

મારી વાત તમને ઠોકી બેસાડવાની નથી. તમને પોતાને જ સમજમાં આવવું જોઈએ. મારી સમજ મારી પાસે. ઠોકી બેસાડવાથી તો કશું કામ

જ ના થાય. તમને એ સમજ બેસી જાય પછી તમે એ સમજથી ચાલો. જ્ઞાનમાં કશું કરવાની જરૂર નથી. સમજવાની જરૂર છે. જ્ઞાનમાં અને સમજમાં કંઈ ફેર હશે ખરો ? તમે મારી પાસે વાતને સમજો. એ સમજ ધીમે ધીમે જ્ઞાન રૂપે પરિણામ પામે. જ્ઞાન જાણીએ ખરા, પણ વર્તનમાં ના આવે તે સમજ.

જ્ઞાનની માતા કોણ છે ? સમજ છે. માતા વગર પુત્ર થાય નહીં ને? કે કોઈ પુત્ર ઉપરથી પડેલો ? એટલે માતા તો જોઈએ ને ? જ્ઞાનની માતા સમજ છે. એ સમજ ક્યાંથી પ્રાપ્ત થાય ? એ જ્ઞાની પાસેથી સમજો. શાસ્ત્રો પાસેથી સમજો. શાસ્ત્ર પાસેથી પૂરી સમજ ના થાય; પણ અમુક સમજ થાય.

અમે આ જ્ઞાન આપીએ છીએ એ 'કેવળદર્શન' છે. એટલે એમાં બધી જ સમજ આવી ગઈ. હવે સમજમાંથી વર્તન ઊભું થાય પણ સમજ જ ના હોય તો ? વર્તન ક્યારેય ના આવે. પૂર્ણ સમજ એ કેવળદર્શન કહેવાય અને વર્તનમાં આવે એ કેવળજ્ઞાન કહેવાય. કેવળજ્ઞાન એ પૂર્ણાહુતિ છે ને કેવળદર્શન એ કેવળજ્ઞાનની 'બીગિનિંગ' (શરૂઆત) છે.

સમજ કોનું નામ કહેવાય કે ઠોકર ના વાગે. આખો દહાડો ઠોકરો ખાયા કરતો હોય અને હું સમજું છું, જાણું છું કરે. તે અલ્યા, શેને સમજ કહે છે ? સમજ અને જ્ઞાનમાં ફેર શો ? જે સમજ વર્તનમાં ના આવે ત્યાં સુધી એ જ્ઞાનને સમજ કહેવાય છે. એ સમજ ધીમે ધીમે 'ઑટોમેટિકલી' જ્ઞાનરૂપે પરિણામ પામે. વર્તનમાં આવે ત્યારે જાણવું કે આ જ્ઞાન છે, એટલે ત્યાં સુધી સમજ સમજ કરો.

શાસ્ત્રોમાં જાણવા ગયો એ જ્ઞાન ક્રિયાકારી નથી અને આ સમજ ક્રિયાકારી છે. તમારે કંઈ કરવું ના પડે. અંદરથી જ્ઞાન જ કર્યા કરે. ક્રિયાકારી જ્ઞાન એ ચેતનવંતું જ્ઞાન છે, એ જ વિજ્ઞાન છે, એ જ પરમાત્મ-જ્ઞાન કહેવાય છે. આ શુષ્કજ્ઞાનને વાંઝિયું જ્ઞાન કહેવાય છે. પપૈયા આવે નહીં, ને મહેનત સરખી ! આખું મનુષ્યપણું નકામું જાય છે, માટે કંઈક સમજવું તો પડશે જ ને ? અહીં ખાલી સમજવાનું જ છે, કરવાનું કંઈ

નથી. જ્યાં કરવાનું છે ત્યાં મોક્ષનો માર્ગ નથી. જ્યાં સમજવાનું છે તે જ મોક્ષનો માર્ગ છે.

જે સમજ જ્ઞાનમાં પરિણામ પામી તે દહાડે તે વસ્તુ તમારી પાસે નહીં હોય. તમારે કશું કરવાનું નથી. ગ્રહણ-ત્યાગના આપણે અધિકારી જ નથી, કારણ કે આ મોક્ષમાર્ગ છે. ગ્રહણ-ત્યાગના અધિકારી, શુભાશુભ માર્ગમાં હોય, ભ્રાંતિમાર્ગમાં હોય, આ તો 'ક્લીઅર' મોક્ષમાર્ગ છે.

વર્તનમાં આવે ત્યારે એ જ સમજ જ્ઞાનરૂપે પરિણામ પામે છે. દાદાએ જે સમજ પાડી હોય તે અનુભવ કરાવ્યા કરે. એમ કરતાં કરતાં અનુભવજ્ઞાન થતું થતું જ્ઞાનરૂપે એ પરિણામ પામે, તે દહાડે 'એ' નહીં રહે.

મોક્ષમાર્ગ સહેલો છે, સરળ છે અને સુગમ છે. સમભાવી માર્ગ છે, કશી મહેનત વગર ચાલે એવું છે. માટે કામ કાઢી લો. અનંત અવતારેય ફરી આ જોગ ખાય એવો નથી.

જ્ઞાન અપાય એવી ચીજ નથી. જ્ઞાન તો સમજ આપીએ તેમાંથી ઉત્પન્ન થાય. જ્ઞાન ઉત્પન્ન થયું એ ક્યારે સમજ પડે ? 'આ ખોટું છે' એ જ્ઞાન ક્યારે કહેવાય ? એની મેળે એ છૂટી જાય ત્યારે. છૂટી જવું ને જ્ઞાન બેઉ સાથે બને છે. ત્યાં સુધી સમજમાં તો છે કે આ ન હોવું ઘટે; ન હોવું ઘટે એટલે આપણું આ 'કેવળદર્શન' એટલે કે કેવળ સમજનું વિજ્ઞાન છે. પછી કેવળજ્ઞાનમાં આવે છે.

**પ્રશ્નકર્તા** : સમજ્યા પછી જ્ઞાનમાં આવતાં કેટલી વાર લાગે ?

**દાદાશ્રી :** જેટલી જેની સમજણ પાકી એટલું એનું જ્ઞાનમાં 'ડેવલપમેન્ટ' થતું જાય. એ ક્યારે થશે એની ચિંતા નહીં કરવાની. એ તો એની મેળે જ જ્ઞાનમાં પરિણામ પામવાનું, એની મેળે જ છૂટી જવાનું. માટે સમજ સમજ કરવાનું અહીં. જ્ઞાન જ કામ કરી રહ્યું છે. તમારે કશું કરવાનું નહીં. ઊંઘમાંય જ્ઞાન કામ કરી રહ્યું છે, જાગતાંય કામ કરી રહ્યું છે ને સ્વપ્નમાંય જ્ઞાન કામ કરી રહ્યું છે.

'દિલ્હી શી રીતે પહોંચાશે' એ વાતને સમજ એટલે દિલ્હી પહોંચાશે. સમજ એ બીજરૂપે છે અને જ્ઞાન એ વૃક્ષરૂપે છે. તમારે પાણીનો છંટકારો અને ભાવનાઓ જોઈએ.

**પ્રશ્નકર્તા** : વર્તનમાં આવી ગયું, એનું નામ ચારિત્ર કહેવાય ?

**દાદાશ્રી :** ચારિત્ર કહેવાય, પણ તે સમ્યક્ચારિત્ર કહેવાય; કેવળચારિત્ર તો કેવળજ્ઞાની જ કરી શકે અને 'જ્ઞાની પુરુષ' કરી શકે.

**પ્રશ્નકર્તા** : કેવળચારિત્ર અને સમ્યક્ચારિત્રમાં ફેર શો ?

**દાદાશ્રી :** સમ્યક્ચારિત્ર જગતના લોક જોઈ શકે અને કેવળચારિત્ર કોઈને દેખાય નહીં. એ ઈન્દ્રિયગમ્ય નથી હોતું. કેવળચારિત્ર એ જ્ઞાનગમ્ય છે.

**પ્રશ્નકર્તા** : શ્રદ્ધા અને દર્શનમાં શો ફેર ?

**દાદાશ્રી :** શ્રદ્ધા કરતાં દર્શન ઊંચી વસ્તુ છે. શ્રદ્ધા તો અશ્રદ્ધા પણ થઈ જાય. શ્રદ્ધા કોઈના પર બેઠી હોય તો એ શ્રદ્ધા ફરી જાય અને દર્શન ફરે નહીં. દર્શનને ફેરવનાર જોઈએ. મિથ્યાદર્શન જો કોઈનું ફરે છે ? બાપજી પર છ મહિના શ્રદ્ધા રાખે તો એ ઊડી જાય. ખરેખર, એ શ્રદ્ધા ના કહેવાય; વિશ્વાસ કહેવાય.

**પ્રશ્નકર્તા** : શ્રદ્ધા અને વિશ્વાસમાં શો ફેર ?

**દાદાશ્રી :** શ્રદ્ધા એ દર્શનથી નીચું પદ છે, પણ સ્થિર છે, ડગે નહીં એવું છે. પણ લોકો તેને નીચલી ભાષામાં લઈ જાય છે. મહારાજ સાહેબ કહે કે મારા ઉપર છ મહિના શ્રદ્ધા રાખજો. પણ સાહેબ, મને શ્રદ્ધા તમારા ઉપર આવતી નથી તે કેમની રાખું ? હું ટિકિટ ચોંટાડવા જાઉં છું ને ચોંટતી જ નથી. તમે એવું કંઈક બોલો કે મને તમારા પર શ્રદ્ધા આવે. હું શું કહું છું કે શ્રદ્ધા રાખવાની વસ્તુ નથી. શ્રદ્ધા આવવી જ જોઈએ.

મહીં જે સૂઝ પડે છે એ દર્શન છે. કોઈને સૂઝ વધારે પડતી

હોય ને કોઈને ના પણ પડતી જાય ! સૂઝ એ કુદરતી બક્ષિસ છે. એ અહંકારી વસ્તુ નથી. 'નેચરલ ગિફ્ટ' છે. દરેકને પોતપોતાના ગજા પ્રમાણે સૂઝ હોય. નાનાં છોકરાંને પણ સૂઝ પડી જાય !

## ધર્મની દુકાનો

**પ્રશ્નકર્તા** : જાત જાતના બધા ધર્મો કહે છે કે અમારુ ખરું, અમારું ખરું, તો કોનું ખરું માનવું ?

**દાદાશ્રી :** વીતરાગોનું. વીતરાગની વાત સમજવા જેવી છે, વીતરાગનું કહેલું માનજો. આ બધી દુકાનોમાં સાચી વાત નથી. સહુસહુની વાત છે. સહુસહુની દૃષ્ટિએ સાચી છે. કોઈની ખોટી નથી.

**પ્રશ્નકર્તા** : બધી વાતનો ખ્યાલ એ કે 'હું' જાય તો કંઈક થાય.

**દાદાશ્રી :** જે દુકાનના માલિક ના હોય, જે દુકાન માલિક વગરની છે ત્યાં જઈને બેસવું. 'હું' જ્યાં ગયું હોય, જ્યાં ક્રોધ-માન-માયા-લોભ દેખાય નહીં ત્યાં વાત સાંભળજો, તો મોક્ષ થશે; નહીં તો મોક્ષ થવાનો નથી.

વ્યાખ્યાનમાં તો સાંભળનારોય જુદો ને બોલનારોય જુદો. એ વ્યાખ્યાન કહેવાય, આખ્યાન નહિ અને મોક્ષમાર્ગમાં આખ્યાનેય નથી, તો વ્યાખ્યાન ક્યાંથી આવે ?

**પ્રશ્નકર્તા** : આખ્યાન અને વ્યાખ્યાનનો મર્મ શો છે ?

**દાદાશ્રી :** બે-ચાર જણની જોડે વાતો કરે એ આખ્યાન કહેવાય અને આખા ટોળામાં બોલે તે વ્યાખ્યાન કહેવાય.

## ચેતો અનુકૂળમાં

**પ્રશ્નકર્તા** : રાગ વગરનો પ્રેમ અનુભવમાં આવ્યો નથી, એટલે સામાન્ય કલ્પનાની બહારની વસ્તુ આવે છે.

**દાદાશ્રી :** આ બીજાં બધાંની જોડેનો હિસાબ દ્વેષનો હોય છે. તેને 'સમભાવે નિકાલ' કરવો પડે છે. એ પ્રતિકૂળ કષાય કહેવાય અને આ

રાગનું એ અનુકૂળ કષાય કહેવાય. અનુકૂળ જ્યારે છોડવું હોય ત્યારે છોડાય, પણ અનુકૂળતામાં બહુ જાગૃતિ રાખવી પડે. પ્રતિકૂળ કડવું લાગે ને કડવું લાગે એટલે તરત જ જાગૃતિ આવી જાય છે. અનુકૂળ મીઠું લાગે.

અમને 'સ્વરૂપ જ્ઞાન' નહોતું થયું ત્યારે અનુકૂળમાં અમે બહુ ચેતતા રહેતા. પ્રતિકૂળમાં તો આપણને ખબર મળશે. અનુકૂળથી જ આખું બધું રખડેલું. કો'કના ઘરમાં સાપ પેસી ગયો ને તેને એણે દીઠેલો હોય એટલે એને આપણે એમ ના કહેવું પડે કે સાપ પેસી ગયો છે, જાગતો રહેજે! એટલે જાગતા રહેવા જેવું આ જગત છે. આ જે ભૂલો કરાવે છે ને જે ઝોકું ખવડાવે છે, તે અનુકૂળતા જ કરાવે છે.

## બંધ - નિર્જરા

નિર્જરા થાય ત્યારે કોઈ વખત એકદમ કડવી, તો કોઈ ફેરો એકદમ મીઠી લાગે. તે બન્નેને આપણે કડવા-મીઠાથી છૂટા થઈને 'પાડોશ'માં રહીને 'જોયા' કરવાનું. કડવું-મીઠું એ નિરંતરનો પૌદ્ગલિક સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા** : શરીરમાં નિર્જરા ભલે થતી. સાચવવા જેવું નથી.

**દાદાશ્રી :** સાચવવાનું તો કશું હોય જ નહિ ને ? અને સાચવ્યું કશું સચવાય નહિ ને ? સાચવવાનું પોતાનું સ્વરૂપ !

જેવા ભાવે બંધ થયેલો હોય તેવા ભાવે નિર્જરા થાય. એ એનો સ્વભાવ જ છે. બંધ 'આપણી' હાજરીમાં થયેલો હતો. પણ આ નિર્જરા ગેરહાજરીમાંય થઈ શકે. આપણને સંવર હોય તોય નિર્જરા થઈ શકે. અને બંધ 'આપણી' ગેરહાજરીમાં ના પડે. એટલે જે ભાવે બંધ પડ્યા તે આપણી હાજરીમાં પડેલો. હવે નિર્જરા છે તે એ ભાવે થાય તે આપણે જોયા કરવાનું કે ઓહોહો ! આવો બંધ પડ્યો હોય એવું લાગે છે.

**પ્રશ્નકર્તા** : જે ભાવે બંધ પડે છે એ ભાવથી બંધ છૂટી શકે ખરા ?

**દાદાશ્રી :** એ ભાવથી નહિ. ભાવથી બંધ છૂટતો નથી. એ જ ભાવવાળાં પરિણામ ઉત્પન્ન થાય છે. ક્રૂર ભાવનો બંધ પડેલો હોય તે

પરિણામ થતી વખતે બધાં ક્રૂર દેખાય. પણ તે આજે આપણાં નથી. આ તો નિર્જરા થાય છે. એને જોયા કરવાનું કે શી નિર્જરા થાય છે! એના પરથી શું બંધ પડેલો, કયા ભાવે બંધ પડેલો હતો, આ નિર્જરાનું 'રૂટ કોઝ' શું હતું, તેની ખબર પડે.

## દેવલોકોનું વિચરણ

**પ્રશ્નકર્તા** : સાત ક્ષેત્ર, એમાં દેવો વિચરે ખરા ?

**દાદાશ્રી :** દેવો તો મનુષ્યો જ્યાં હોય ત્યાં જઈ શકે. ખાસ કરીને તીર્થંકરો હોય ત્યાં દેવલોકો વધારે જાય. આપણી ભૂમિકામાં ઓછા આવે. આપણી ભૂમિકા નરી ગંદવાડવાળી, દુર્ગંધવાળી હોય તેથી ત્યાં દેવલોકો પધારે નહીં. 'જ્ઞાની' હોય ત્યાં દેવલોકો આવે. આ વિધિઓ, પૂજા વગેરે ભણાવે તો ત્યાં પણ દેવલોકો જાય, પછી ભલે ત્યાં 'જ્ઞાન' ના પણ હોય!

## ધર્મ : અધર્મ - એ એક કલ્પના

આ ધર્મો તે કેવા છે ? અધર્મને ધક્કા મારવા, એનું નામ ધર્મ. ધર્મ એકલાને સંગ્રહી રાખવાનો ને અધર્મને ધક્કા મારવાના. કોઈને ધક્કા મારીએ તે કંઈ સારું કહેવાય ?

**પ્રશ્નકર્તા** : અધર્મને ધર્મમાં બદલી લેવો જોઈએ.

**દાદાશ્રી :** આ ધર્મ અને અધર્મ એ બેઉ કલ્પિત જ છે ને ? આપણે કલ્પનાથી બહાર નીકળવું છે કે કલ્પિતમાં રખડવું છે ? કલ્પિત તો અનંત અવતારથી ભટક ભટક કરાવે. ધર્મ એટલે કોઈને સારું કરવું, જીવમાત્રને સુખ આપવું. પણ સુખ આપનાર કોણ ? ત્યારે કહે, 'ઈગોઈઝમ'. ધર્મનું ફળ ભૌતિક સુખશાંતિ મળે અને અધર્મનું ફળ ભૌતિક અશાંતિ રહે. પણ આવા ધર્મ કરતાં પણ જાનવરમાં જવું પડે. જાનવરમાં શી રીતે જાય ? અણહક્કનું ભેળું કરવાના વિચારો આવે તે પાશવતાની નિશાની. એનાથી પશુયોનિ બંધાય. હક્કનું ભોગવો; હક્કની સ્ત્રી, હક્કનાં છોકરાં, હક્કના બંગલા ભોગવો, એ મનુષ્યપણું કહેવાય અને પોતાના

હક્કનું બીજાને આપી દે, એ દેવપણું કહેવાય.

## મુક્તિનું સાધન - શાસ્ત્ર કે જ્ઞાની ?

જે જ્ઞાન હિતકારી ન થઈ પડે તે ક્યાં સુધી સાંભળવાનું ? 'જ્ઞાની પુરુષ' ના મળે ત્યાં સુધી. જ્યાં સુધી ઈંદોરી ઘઉં ના મળે ત્યાં સુધી રેશનના ઘઉં મળે તે ખાવા જ પડે ને ? પણ જો 'જ્ઞાની પુરુષ'નો સંજોગ બાઝે તો તો પછી તમે માંગતાં ભૂલો; અધ્યાત્મમાં જે માગો તે મળે, કારણ કે 'જ્ઞાની પુરુષ' એ મોક્ષદાતા પુરુષ છે. મોક્ષનું દાન આપવા આવેલા છે. પોતે મુક્ત થયેલા છે. તરણતારણ થયેલા છે. પોતે તર્યા ને અનેકોને તારવાને સમર્થ છે. ત્યાં બધી જ ચીજ મળે. મને તમે ભેગા થયા એટલે વાત કરું હું તમને. સર્વ જંજાળોમાંથી મુક્ત થવાનું આ સાધન છે.

**પ્રશ્નકર્તા** : ધાર્મિક પુસ્તકો જંજાળમાંથી મુક્ત થવા માટે જ લખાયાં છે ને ?

**દાદાશ્રી :** હા, પણ ધાર્મિક પુસ્તકો જંજાળમાંથી મુક્ત થવાનું કોઈ જગ્યાએ બતાવતાં જ નથી. એ તો ધર્મ કરવા માટે છે. એનાથી જગત ઉપર અધર્મ ચઢી ના બેસે. એટલે કંઈક સારું એવું શિખવાડે. એનાથી સાંસારિક સુખ મળે, અડચણો ના પડે, ખાવા-પીવાનું મળે, લક્ષ્મી મળે એટલે ધર્મ શિખવાડ શિખવાડ કરે છે. આ તો કો'ક વખત 'જ્ઞાની પુરુષ' હોય. હું જે વાત કરું છું તે વાત ક્યાંય પણ હોય નહીં. પુસ્તકમાંય ના હોય, કારણ કે આનું વર્ણન થઈ શકે તેમ નથી. એ બધું 'જ્ઞાની પુરુષ' પાસે જ હોય. એ તમને સમજાવે તે તમને બુદ્ધિ દ્વારા પકડી શકાય અને તમારો આત્મા કબૂલ કરે તો જ માનજો.

'જ્ઞાની' પાસે સીધા થવું પડશે. આડાઈ નામે ના ચાલે અને તમારી ચિંતા જાય, મતભેદ જાય તો જાણવું કે કંઈ સાંભળવાનું ફળ છે. આ તો નથી એકુંય મતભેદ ગયો, નથી ધ્યાન સુધર્યું. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થાય છે. એનો અર્થ ધર્મનો એકેય અક્ષર પામ્યો નથી. છતાં મનમાં એમ માની બેસે છે કે ચાલીસ વરસથી હું ધર્મ કરું છું, મંદિરોમાં,

ઉપાશ્રયોમાં પડી રહું છું, પણ એનો કશો અર્થ નથી, 'મીનીંગલેસ' છે. આ તમારો ટાઈમ બગાડો છો !

પોતે અનંત દોષનું ભાજન છે, છતાંય પોતાનો એક પણ દોષ દેખાતો નથી. પોતાના 'સેલ્ફ'નું વલણ થયા પછી આ 'ચંદુભાઈ' પર તમારો પક્ષપાત ના રહે, ત્યારે દોષો દેખાય. અત્યારે તો હું ચંદુભાઈ એવું માનો છો તમે, અને જજેય તમે, વકીલેય તમે અને આરોપીય તમે ! બોલો હવે, એકેય દોષ દેખાય ? આનો ક્યારે પત્તો પડે ? આમ ક્યાં સુધી ભટક ભટક કરીએ ? હવે કાળ બધો વિચિત્ર આવવાનો છે. 'જ્ઞાની પુરુષ' મળ્યા એટલે ભાવના ભાવીને આપણે આપણું કામ કાઢી લેવાનું. 'જ્ઞાની પુરુષ'ને વર્લ્ડમાં કોઈ એવી ચીજ નથી કે જે આપણે આપીએ તો એમને કામ લાગે, કારણ કે એમને કોઈ ચીજની ભીખ જ ના હોય. એમને લક્ષ્મીની ભીખ ના હોય, કીર્તિની ભીખ ના હોય, વિષયોની ભીખ ના હોય, માનની ભીખ ના હોય, નિરિચ્છક એવા 'જ્ઞાની પુરુષ', જેના દર્શન માત્રથી જ પાપ ધોવાઈ જાય! એમની પાસે બેસવાથી અપાર શાંતિનો અનુભવ થાય.

## ક્યાં વીતરાગ માર્ગ ને ક્યાં...

જેમ અજ્ઞાનતા વધે, મોહ વધે, તેમ મોહનાં સાધનો વધારે પ્રાપ્ત થાય અને પોતાની જાતને શુંય માને કે કેટલી મારી પુણ્યૈ કે મને આ બંગલો મળ્યો, પંખા મળ્યા ! આ તો ઊલટો ફસાતો જાય છે. કાદવમાં ગરક્યા પછી નીકળવાનો જેમ જેમ પ્રયત્ન કરે તેમ તેમ વધારે ફસાતો જાય, એવી દશા થાય ! ક્યાં વીતરાગોનો મોક્ષમાર્ગ ને ક્યાં આ દશા?

સમ્યક્ આચારેય કોઈ જગ્યાએ રહ્યો નથી, લોકાચાર થઈ ગયો છે. સમ્યક આચાર તો જોઈને જ આપણે ખુશ થઈ જઈએ.

**પ્રશ્નકર્તા** : લોકાચાર અને સમ્યક્ આચાર, એ બેમાં ફેર શો ?

**દાદાશ્રી :** લોકાચાર એટલે લોકોનું જોઈને આચરણ કર્યા કરવું અને સમ્યક્ એટલે વિચારપૂર્વકનો આચાર, સંપૂર્ણપણે નહીં પણ જેટલા

જેટલા અંશે વિચારપૂર્વક કરતો હોય તેટલા અંશે સમ્યક્ આચાર ઉત્પન્ન થાય, પણ જે સમ્યક્ આચાર હોય તે તો સર્વાંશે જ હોય. ભગવાનનાં શાસ્ત્રોને મળતો આવે એવો હોય.

એકુંય જીવ એવો નહીં હોય કે જે સુખ ના ખોળતો હોય! અને તેય પાછું કાયમનું સુખ ખોળે છે. એ એમ જાણે છે કે લક્ષ્મીજીમાં કાયમનું સુખ છે. પણ તેમાંય મહીં બળતરા ઊભી થાય છે. બળતરા થવી ને કાયમનું સુખ મળવું, એ કોઈ દહાડો થાય જ નહીં. બંને વિરોધાભાસી છે. આમાં લક્ષ્મીજીનો દોષ નથી. એનો પોતાનો જ દોષ છે. આ તો લક્ષ્મીજીના ખૂણા પર ધ્યાન આપે છે ને બાકીના ખૂણા તરફ જોતો જ નથી. તેથી આપણા સંસ્કાર વેચાઈ ગયા, ગીરવે મુકાઈ ગયા છે. આને જીવન જીવ્યું કેમ કહેવાય ? આપણે હિન્દુસ્તાનની આર્યપ્રજા કહેવાઈએ. આર્યપ્રજામાં આવું શોભે નહીં. આર્યપ્રજામાં ત્રણ વસ્તુ હોય; આર્યઆચાર, આર્યવિચાર ને આર્યઉચ્ચાર. તે અત્યારે ત્રણેય અનાડી થઈ ગયા છે ! અને મનમાં શુંય માને કે સમકિત થઈ ગયું છે ને મોક્ષ થઈ જવાનો! અલ્યા, તું જે કરી રહ્યો છે તેનાથી તો લાખ અવતારેય ઠેકાણું પડે નહીં. મોક્ષમાર્ગ એવો નથી.

## પુણ્યનો ભોમિયો

**પ્રશ્નકર્તા** : જ્યાં સુધી મોક્ષના માર્ગે ના પહોંચીએ, ત્યાં સુધી પુણ્ય નામના ભોમિયાની તો જરૂર પડે ને ?

**દાદાશ્રી :** હા, એ પુણ્યના ભોમિયા માટે તો લોક શુભાશુભમાં પડ્યા છે ને ? એ ભોમિયાથી બધું મળશે. પણ મોક્ષના માર્ગે જતાં એનું પુણ્ય બંધાય છે. પણ આવા પુણ્યની જરૂર નથી. મોક્ષે જનારાની પુણ્યૈ તો કેવી હોય ? એને જગતમાં સૂર્યનારાયણ ઊગ્યો કે નહીં, તેય ખબર ના પડે ને આખી જિંદગી જાય, એવાં પુણ્ય હોય ! તો પછી આવા કચરા પુણ્યને શું કરવાનું?

**પ્રશ્નકર્તા** : આ માર્ગ ના મળે ત્યાં સુધી તો એ પુણ્યૈની જરૂર છે ને?

**દાદાશ્રી :** હા, એ બરાબર છે. પણ લોકોની પાસે પુણ્યૈ ક્યાં સાબૂત છે ? કશું જ ઠેકાણું નથી, કારણ કે તમારી શી ઈચ્છા છે ? ત્યારે કહે કે પુણ્ય કરું તો પાપનો ઉદય ના આવે. ત્યારે ભગવાન શું કહે છે? તેં સો રૂપિયાનું પુણ્ય બાંધ્યું તે તારે ખાતે સો રૂપિયા જમા થયા. ત્યાર પછી બે રૂપિયા જેટલું પાપ કર્યું એટલે કે કોઈ માણસને 'હટ હટ, આઘો ખસ' એવું કહ્યું, તેમાં સહેજ તિરસ્કાર આવી ગયો. હવે આનું જમે-ઉધાર ના થાય. ભગવાન કંઈ કાચી માયા નથી. જો પુણ્ય-પાપનું જમે-ઉધાર થતું હોત તો તો આ વણિક કોમને ત્યાં સહેજે દુઃખ ના હોત ! પણ આ તો સુખેય ભોગવો ને દુઃખેય ભોગવો. કેવા પાકા ભગવાન ! બાદ તો કરે જ નહીં !

## કષાય ત્યાં સંસાર

સ્વરૂપજ્ઞાન પછી કંઈ જ કરવાનું રહેતું નથી. તેથી અમે કહ્યું છે કે કશું કરશો નહીં. કરે છે બીજી શક્તિ ને આ અમથા માથે લઈને લોકો ફરે છે, તેને લીધે ઊલટા અવતાર વધે છે.

જ્યાં કષાય છે ત્યાં નર્યાં પરિગ્રહનાં પોટલાં જ કહેવાય. પછી એ ગૃહસ્થી હોય કે ત્યાગી હોય કે હિમાલયમાં પડી રહ્યો હોય ! કષાયનો અભાવ ત્યાં પરિગ્રહનો અભાવ. પછી ભલે ને એ રાજમહેલમાં રહેતો હોય! અમારી પાસે ક્યાં પરિગ્રહ છે ? લોકોને લાગે કે દાદા પરિગ્રહી છે. પરિગ્રહ એટલે માથે બોજો. અમને કોઈ દહાડોય બોજો લાગે નહિ. શરીરનોય બોજો અમને ના હોય ! છતાંય આ દાદા ખાય છે, પીએ છે, લગ્નમાં જાય છે, સ્મશાનમાં જાય છે !!!

વીતરાગો એટલું જ જુએ છે કે કષાયનો અભાવ છે કે નહીં? પછી એ ત્યાગીની ગાદી નથી જોતા કે ગૃહસ્થીની ગાદી નથી જોતા! કષાયનો અભાવ છે કે કેમ એટલું જ જુએ છે. અગર તો કષાય મંદ વર્તે છે કે કેમ? સાધુઓમાં કેટલાક, બે-પાંચ ટકા ભદ્રિકતાના સ્વભાવવાળા મંદકષાયી હોય છે.

**પ્રશ્નકર્તા** : એ સમજણમાં મંદ કહેવાય ?

**દાદાશ્રી :** સમજણમાં નહીં, એમ ને એમ સ્વાભાવિક ભદ્રિક. તોય એમને ભગવાને કષાયરહિત ના કહ્યા. ‘હું છું’, ‘હું છું’ બોલે તો એ કષાય.

કૃપાળુદેવનાં પુસ્તકો વાંચવાથી મંદકષાયી થઈ શકે એમ છે. પણ તે લોકોને સમજાયું નથી. મંદકષાયી કોને કહેવાય ? કષાય ઉત્પન્ન થાય તે પોતાને ખબર પડે પણ બીજા કોઈને ખબર પડવા ના દે. કષાયને વાળી લેવાય એવી દશા. કષાયો એ સંસારનું સ્વરૂપ છે અને અકષાયી મોક્ષ સ્વરૂપ છે. મૂળ કષાયો છે. જો કષાય ગયા તો કામ થયું, નહીં તો સાધુય નથી ને સંન્યાસીય નથી. એના કરતાં મંદકષાયવાળા ગૃહસ્થી સારા !

## વૃદ્ધોની વ્યથા

આ ભાઈ સ્વભાવથી મંદકષાયી કહેવાય. પણ ‘જ્ઞાન’ વગર ચિત્ત શામાં રહે ? આખો દહાડો ધંધામાં, છોકરાંમાં, કોઈ આવ્યું હોય તેમાં, ખાવા-પીવામાં ચિત્ત પેસી જાય. ચિત્ત બધું આમાં ને આમાં વિખરાઈ જાય. આનાથી પુણ્ય મળે પણ હવે ક્યાં સુધી ડૂંડાં લણવાનાં ? બાજરી વાવો, લણો ને ખાઓ. વાવો, લણો ને ખાઓ. એવા ધંધા ક્યાં સુધી કરવાના ?

પાછા વગર પૂછ્યે સલાહ હઉ આપે ! છોકરો બાપુજીને પૂછે નહીં તોય, ‘ઊભો રહે, ઊભો રહે, તું ભૂલ ખાઈશ’ કરીને સલાહ આપી આવે. ભગવાન કહે છે કે છોકરાં બહુ મુશ્કેલીમાં મૂકાય ત્યારે જવાબ આપજો. હા, એ પૂછ પૂછ કરે, ત્યારે આપણે વ્યવહારમાં જવાબ આપવો જ પડે. પૂછ્યા વગર પોતાના ઉપયોગવાળો કોણ ડહાપણ કરે ? તમે રૂપિયા ગણતા હો ને છોકરો તમને ધંધાની વાત પૂછવા આવે તો તમને એમ થાય કે આ વાત ઓછી કરે તો સારું. તેમ આત્મા માટે નિરંતર હોવું જોઈએ. છતાં વ્યવહાર છે તો પડ્યા વગર ચાલે નહીં. પણ મહીં જાણી જોઈને હાથ ના ઘાલવો.

**પ્રશ્નકર્તા** : છોકરામાં અનુભવ ઓછો હોય અને કંઈક ભૂલ કરે

એવું દેખાતું હોય, તો કહેવાનું મન થાય ને ?

**દાદાશ્રી :** આ વાત તો તમારા પિતાશ્રી હોત ને, તો તેય તમને કહેત કે ભઈ હજુ કાચો છે ! ને એમના પિતાશ્રી હોત તો તેય એવું જ કહેત! આ હિન્દુસ્તાનનો રિવાજ છે. આને જ 'ઓવરવાઈઝ'પણું ભગવાને કહ્યું. સાઠ વર્ષના પિતા હતા, તેય કહે કે હજુ છોકરું છે ને! અલ્યા, શેનું છોકરું? દાદો થયો ને હવે !

આ તમને જે જ્ઞાન છે ને તે આપણા ગુજરાતીઓમાં છેલ્લી ઘડીએ પડ્યા પછી પણ એવું હોય કે મારું શરીર જતું રહેશે પછી આ છોકરાંઓ શું કરશે ? આ બધી કટેવ છે એક જાતની. 'વ્યવસ્થિત' કરનાર છે. તમે દેખો ત્યાં સુધી એને ઝાલી રાખો ને ! અને તમારા દેખ્યાની બહાર જાય તો ? એટલે આપણને પૂછે એનો જ જવાબ. છોકરાંને અનુભવ હોય કે ના હોય એ આપણે નહીં જોવાનું. ધંધો કરતા હોય તો કો'ક ફેરો મન એવું પણ કહે કે ચાલો, આજે જરા ઘરાક વધારે છે તો છોકરાં છેતરાઈ જશે. માટે ચાલ, હું દુકાને જઈને બેસું ! આવી આપણે ક્યાં પીડા કરીએ ? આપણે છોકરાંને મોટાં કર્યાં, ભણાવ્યાં, પૈણાવ્યાં, પછી હવે શું લેવાદેવા? આપણે આપણા આત્માનું કરવું. હવે 'સબ સબકી સંભાલો' એવો કાયદો છે. આ ઘરાક-વેપારીના સંબંધ છે. પહેલાં અજ્ઞાનતાને લીધે ઊંડા ઊતર્યા હતા. હવે જ્ઞાને કરીને આપણને સમજાવું જોઈએ.

## અક્રમ માર્ગે અકષાયાવસ્થા

જેણે કષાયભાવને જીત્યા, તે અરિહંત કહેવાયો ! 'હું શુદ્ધાત્મા છું' ત્યાં કષાયભાવ રહેતા નથી. શુદ્ધ ઉપયોગ હોય ત્યાં આગળ કષાયભાવ રહેતા નથી. શુદ્ધાત્મા ત્યાં કષાય નહીં ને કષાય ત્યાં શુદ્ધાત્મા નહીં. 'અક્રમ જ્ઞાન'માં કષાય થતા જ નથી. ક્રમિક માર્ગમાં એવું છે કે અશાતાવેદનીય થાય તો કર્મ બંધાયા વગર રહે જ નહીં. જ્યારે 'અક્રમ'માં એમાં કર્મ બંધાય નહીં ને એટલો વખત વેદના ભોગવ્યે જ છૂટકો.

**પ્રશ્નકર્તા** : આ 'અક્રમ જ્ઞાન'ની મહત્તા ને ?

**દાદાશ્રી :** બહુ મોટી મહત્તા છે ! ગજબનો વિકાસ છે આ ! નહીં તો એક અંશ પણ કષાય ઓછા ના થાય.

## સત્સંગની આવશ્યકતા

જીવ અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવ્યો તે મોક્ષે જતાં સુધી 'વ્યવસ્થિત' છે. માથાકૂટ ના કરે તો 'વ્યવસ્થિત' મોક્ષે જ લઈ જાય. પણ માથાકૂટ કર્યા વગર રહે જ નહીં ને ?

**પ્રશ્નકર્તા** : તો તમારા હિસાબે સત્સંગ એ પણ ખોટી માથાકૂટ જ ને?

**દાદાશ્રી :** હા, માથાકૂટ જ કહેવાય. આ કરવાની જરૂર જ નથી. આ તો ગૃહિત મિથ્યાત્વને લીધે ઊંધું કર્યું તેથી છતું કરવું પડે. ચા-ખાંડ ધીમે ધીમે ઓગળ્યા જ કરે છે ને ? તેમ આત્મા ધીમે ધીમે મોક્ષ તરફ જ જઈ રહ્યો છે.

સત્સંગેય છેવટે તમને શું કહે છે ? કશું કરશો નહીં. જે પરિણામ થાય એને જોયા કરો.

## નિયતિવાદ

**પ્રશ્નકર્તા** : બધું 'વ્યવસ્થિત' હોય તો કરવાની કશી જરૂર નથી. વિરોધાભાસ લાગે છે.

**દાદાશ્રી :** આ બધું 'વ્યવસ્થિત' જ છે.

**પ્રશ્નકર્તા** : તો એ નિયતિવાદ થયો કે બધું નક્કી જ છે ?

**દાદાશ્રી :** ના, નિયતિવાદ થાય તો તો એ આગ્રહ થઈ ગયો. અમે જીત્યા એવું એ કહે. પછી તો નિયતિ ભગવાન જ ગણાય. નિયતિ એકલું કારણ નથી. સમુચ્ચય કારણોથી થયેલું છે. તેથી અમે કહીએ છીએ કે 'ઓન્લી સાયંટિફિક સરકમસ્ટેન્સિયલ એવિડન્સ' છે. (ફક્ત વૈજ્ઞાનિક સંયોગિક પુરાવા.) નિયતિવાદ હોય તો તો નિરાંત થઈ જાય! નિયતિવાદ એટલે અહીંથી દરિયામાં નાખ્યું એટલે કિનારે પહોંચ્યું જ.

**પ્રશ્નકર્તા** : નિયતિવાદ એટલે પ્રારબ્ધવાદ એમ કહ્યું છે.

**દાદાશ્રી :** પ્રારબ્ધ, નસીબ એ નિયતિ નથી. નિયતિ જુદી વસ્તુ છે. નિયતિ એટલે આ સંસારના જીવોનો જે પ્રવાહ ચાલી રહ્યો છે તે કોઈ નિયતિના કાયદાને અનુસરીને ચાલી રહ્યો છે; પણ બીજાં કારણો ઘણાં બધાં આવે છે, જેમ કે કાળ છે, ક્ષેત્ર છે.

## શુદ્ધ ચિદ્રૂપ

**પ્રશ્નકર્તા** : ચિત્તની શુદ્ધિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ ચિત્તની શુદ્ધિ જ કરી રહ્યા છો ને ? ચિત્તનો અર્થ લોકો પોતપોતાની ભાષામાં સમજે છે, ચિત્ત નામની વસ્તુ કોઈ જુદી છે એમ જાણે. ચિત્ત એટલે જ્ઞાન-દર્શન ભેગાં કરવાથી જે ભાવ ઉત્પન્ન થાય તે. ચિત્તની શુદ્ધિ કરવી એટલે જ્ઞાન-દર્શનની શુદ્ધિ કરવી. શુદ્ધાત્માને શું કહેવાય? શુદ્ધ 'ચિદ્રૂપ'. જેનું જ્ઞાન-દર્શન શુદ્ધ થયું છે એવું જે સ્વરૂપ પોતાનું તે જ શુદ્ધ ચિદ્રૂપ.

**પ્રશ્નકર્તા** : સચ્ચિદાનંદ આપણે જે કહીએ છીએ તે ?

**દાદાશ્રી :** સચ્ચિદાનંદ તો અનુભવદશા છે અને આ શુદ્ધાત્મા એ પ્રતીતિ ને લક્ષ દશા છે. એની એ જ વસ્તુ, શુદ્ધ ચિદ્રૂપને શુદ્ધાત્મા, એક જ વસ્તુ છે. અમે સ્વરૂપનું જ્ઞાન આપીએ ત્યારે તમારું ચિત્ત સંપૂર્ણ શુદ્ધ થઈ જાય છે. હવે આ બુદ્ધિ એકલી જ હેરાન કરે, ત્યાં સાચવવાનું. બુદ્ધિને માનભેર વળાવી દેવી. જ્યાં પોતાનું સ્વરૂપ છે ત્યાં અહંકાર નથી. કલ્પિત જગ્યાએ 'હું છું' બોલવું એ અહંકાર ને મૂળ જગ્યાએ 'હું' એને અહંકાર ના કહેવાય. એ નિર્વિકલ્પ જગ્યા છે.

મનુષ્ય ને 'હું-તું'નો ભેદ ઉત્પન્ન થયો તેથી કર્મ બાંધે છે. કોઈ જાનવર બોલે કે 'હું ચંદુલાલ છું ?' એમને ભાંજગડ જ નહીં ને ? એટલે આ આરોપિત ભાવ છે. એનાથી કર્મ બંધાય છે.

## નિર્-અહંકારે નિરાકૂળતા

જ્યાં અહંકાર શૂન્યતા પર છે ત્યાં નિરાકૂળતા પ્રાપ્ત થાય. જ્યાં

સુધી અહંકાર શૂન્યતા પર ના આવે ત્યાં સુધી નિરાકૂળતા એક ક્ષણવાર પ્રાપ્ત થાય નહીં. નિરાંત પ્રાપ્ત થાય. નિરાંત અને નિરાકૂળતામાં બહુ ફેર.

**પ્રશ્નકર્તા** : એ ફેર સમજાવો.

**દાદાશ્રી :** અહંકાર ગયા પછી નિરાકૂળતા ઉત્પન્ન થાય અને બધા સંયોગો ના હોય ત્યારે નિરાંત હોય. લોકો નિરાંત ખોળે. નિરાકૂળતા તો સિદ્ધનો ૧/૮ ગુણ છે.

**પ્રશ્નકર્તા** : મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, તેમાં વધારેમાં વધારે શક્તિ તો ચિત્તની છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, ચિત્ત એ મિશ્રચેતન છે અને પેલાં તો સ્વભાવે પુદ્‌ગલ છે. ચિત્ત એ જ્ઞાન-દર્શન છે. એ શુદ્ધ થઈ જાય તો શુદ્ધાત્મા થઈ જાય અને જ્યાં સુધી આ સંસારની જેને વાત ગમતી હોય, સંસારમાં જ ચિત્ત ભટક ભટક કરતું હોય તો શુદ્ધાત્મા ના હોય. આ જ્ઞાનના પ્રભાવથી ચિત્ત શુદ્ધ થાય એટલે 'સ્ટેડીનેસ' (સ્થાયી) થાય.

## આધાર-આધારી સંબંધ

પોતાનો બનાવેલો મહેલ હોય તો તો પાડી નાખીએ. પણ આ તો મહેલ પ્રકૃતિનો બનાવેલો છે. માટે પદ્ધતિસર સમજી સમજીને કરવા જેવું છે.

'જ્ઞાની પુરુષ' જાણે કે આ મહેલ શી રીતે ચણાયેલો છે ને આનું કાંગરું ક્યાં મૂકેલું છે, શું કરવાથી પહેલો માળ તૂટી જાય, પછી બીજો માળ ઊડે એ બધુંય 'જ્ઞાની' જાણે.

પોતે આધાર આપતા હતા તેનાથી જગત ઊભું હતું. 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી આધાર આપતા હતા તમે, હવે 'હું શુદ્ધાત્મા છું' તે આધાર આપવાનું બંધ થયું એટલે નિરાધાર થયું, એટલે બધી વસ્તુ પડી જાય. આ હાથના આધારે વસ્તુ રહી છે, હાથ ખસેડ્યો તો વસ્તુ પડી જાય. બાકી છોડ્યું છૂટે નહીં.

**પ્રશ્નકર્તા** : આધારને વળગેલી જે વૃત્તિ, તે છૂટે કેવી રીતે ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહે છે તમને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તો પછી આધાર રહ્યો જ નહીં. વૃત્તિ રહે જ નહીં. એ જે વૃત્તિ રહે છે તે નિરાધારની છે, આધારની નથી. જ્યારથી આધારીનો આધારભાવ છૂટી જાય છે, પછી જે નિરાધારી થયો તેની જ એ વૃત્તિઓ છે. આપણને એ લક્ષમાં રહેવું જોઈએ કે એ આપણી વૃત્તિ નથી. આપણામાં વૃત્તિઓ નામનું કશું છે જ નહીં. આપણી તો નિજવૃત્તિ, નિજભાવમાં જ રહ્યા કરે છે, સ્વાભાવિક થયા પછી !

## અકર્તાપદે મનોમુક્તિ

પોતે શુદ્ધાત્મા થયો એટલે અકર્તા થયો. પછી મનની ગાંઠ છેદાયા કરે અને ગાંઠ ફૂટે ને કર્તા થાય તો મન ઊભું થઈ જાય. આપણે અકર્તાપદમાં હોઈએ તોય મનની ગાંઠ તો ફૂટ્યા જ કરવાની. મન કૂદાકૂદ કરે તોય નિર્જરા થયા કરે, પણ તે વખતે 'આપણે' ઉપયોગમાં રહેવું કે શું થાય છે ને શું નહીં ? ખરાબ વિચાર આવે તોય વાંધો નહીં ને સારા વિચાર આવે તોય વાંધો નહિ. કારણ કે જેને દુકાન કાઢી નાખવી છે, તેને પછી એ માલ સડેલો હોય તોય કાઢી નાખવાનો છે ને સારો હોય તોય કાઢી નાખવાનો છે.

''કર્તાપદ છે આગ્રહી, અકર્તાપદ છે નિરાગ્રહી'' - નવનીત

શુભ કે અશુભનો હવે આગ્રહ નથી. દાન આપવાનોય આગ્રહ નથી. ઉદયમાં આવ્યું હોય ત્યારે દાન આપીએ, તો એની નિર્જરા થઈ જાય.

''અવિચારપદ તે શાશ્વત જ્ઞાન.''

પોતે જ્યાં સુધી વિચારમાં તન્મયાકાર થયો ત્યાં સુધી વિચાર પદ કહેવાય અને પોતે વિચારથી છૂટો પડ્યો એટલે અવિચારપદ કહેવાય.

## અંતિમ દર્શન

**પ્રશ્નકર્તા** : મહાવિદેહ ક્ષેત્રમાં કેવી રીતે જવાય ? પુણ્યૈથી ?

**દાદાશ્રી :** આ અમારી આજ્ઞા પાળે, તેનાથી આ ભવમાં પુણ્યૈ બંધાઈ જ રહી છે. તે મહાવિદેહ ક્ષેત્રમાં લઈ જાય છે. આજ્ઞા પાળવાથી ધર્મધ્યાન થાય છે. તે બધું ફળ આપશે.

**પ્રશ્નકર્તા** : શુભ ધ્યાન જે થાય છે તે પણ ધર્મધ્યાનમાં જાય છે ને?

**દાદાશ્રી :** હા. પણ શુભ ધ્યાન કે અશુભ ધ્યાન, કર્તા હોય તો થાય. અને આ જ્ઞાન પછી વિચારો આવે, કોઈને દાન આપો તે બધી નિર્જરા છે.

**પ્રશ્નકર્તા** : અહીંયાં સત્સંગમાં આપણે પદો ગાઈએ, એનું શું ?

**દાદાશ્રી :** એ બધું અમારી આજ્ઞામાં આવી ગયું. જ્ઞાનીની આજ્ઞારૂપી ધર્મધ્યાનનું ફળ ઊંચામાં ઊંચી મનુષ્યગતિ આવે. તેનાથી આવતો ભવ બહુ સુંદર આવે, તીર્થંકરો આપણને મળે, પછી શું જોઈએ? આપણને આત્મા તો પ્રાપ્ત થઈ ગયેલો છે. ખાલી છેલ્લાં તીર્થંકરનાં દર્શન કરવાનાં રહે છે તે એક જ વખત થાય તો બહુ થઈ ગયું. કેવળજ્ઞાન અટકેલું હોય તે પૂરું થાય. 'જ્ઞાની પુરુષ' તો પોતે જ્યાં સુધી પહોંચ્યા હોય ત્યાં સુધી લઈ જાય. એથી આગળ ના લઈ જાય. આગળ તો આગળનાં જે હોય તેની પાસે લઈ જાય, એમાં ચાલે જ નહીં ને ?

## એસિડનો બર્ન કે મુક્તિનું આસ્વાદન ?!!!

આપણે ત્યાં પેલાં એક ભાઈ આવે છે ને, તેમનો ભત્રીજો એસિડથી દાઝયો હતો. દેવતામાં પડવું સારું પણ એસિડ બહુ વસમું. ડૉક્ટરો બધા ગભરાઈ ગયેલા કે આ છોકરો ત્રણ કલાકથી વધારે નહીં જીવે. એ છોકરાને અમે જ્ઞાન આપેલું. તે ડૉક્ટરોને હસતાં હસતાં એ શું કહે કે, ''તમારે મને જ્યાંથી કાપવું હોય ત્યાંથી કાપો. હું જુદો ને રાજુ જુદો !'' આ

સાંભળીને ડૉક્ટરો બધા સજ્જડ થઈ ગયા ! તે છોકરો બચી ગયો. એ મરી જ જાત જો આ જ્ઞાન ના મળ્યું હોત તો. અડધું તો 'સાયકોલોજિકલ ઈફેક્ટ'થી માણસ મરી જાય છે. મને શું થઈ ગયું ? શી રીતે થયું ? આ તો મટશે નહીં. જ્યારે રાજુ તો કહે કે 'હું જુદો ને રાજુ જુદો.' હું જ્યારે દવાખાનામાં એને મળવા ગયો ત્યારે એ ખૂબ આનંદમાં હતો અને કહેવા લાગ્યો, ''મારી જોડે રાજુ સૂઈ ગયો છે !''

બધા ડૉક્ટરો અહોહો થઈ ગયા ! આવો કેસ બનેલો જોયો જ નથી. આ શું છે બધું ? ત્યારે કહે કે, 'દાદા છે આની પાછળ.' 'આ જ્ઞાન'નો પ્રતાપ છે. એ પાછો ક્ષત્રિયકુળનો. દાદાએ કહ્યું કે, 'તું જુદો જ છે, રાજુથી.' એટલે એ જુદો જ માને અને તમારા વણિકકુળને તો અડ્યા વગર રહે કે?

**પ્રશ્નકર્તા** : અડે, દાદા. આ દાઝવાનું કયા કારણનું પરિણામ છે ?

**દાદાશ્રી :** એ તો અમારાં ક્ષત્રિયોનાં કામ જ એવાં હોય. અશાતા વેદનીય કોઈને આપી હોય તો એટલી અશાતા વેદનીય આપણે ભોગવવી પડે, પછી કોઈ પણ દેહધારી હોય, મનુષ્ય હોય કે જાનવર હોય ! આ કંઈ પૈસા કમાવા જતાં નથી કરેલું. અશાતા વેદનીયનું આ ફળ છે. કોઈને સહેજ પણ દુઃખ થાય એવો ત્રાસ કરીએ ત્યારે આ ફળ આવે. ક્ષત્રિય લોકો અશાતા કરીયે જાણે ને ભોગવીએયે જાણે. જ્યારે તમે અશાતા કરોય નહીં ને ભોગવોય નહીં.

**પ્રશ્નકર્તા** : આ પૂર્વભવનું હશે ને ?

**દાદાશ્રી :** આ પૂર્વભવનાં 'કૉઝિઝ'ની 'ઈફેક્ટ્સ' છે.

માતાના પેટમાંથી બચ્ચું બહાર આવે છે, તેમાં તે તો ઊંધે માથે હોય છે. તેનાથી તો ફરાય નહિ. છતાં એ બહાર આવે છે તે મા ધકેલે છે કે ડૉક્ટર ખેંચે છે કે બચ્ચું આવે છે ? કોણ કરે છે આ ? આ બધી 'ઈફેક્ટ્સ' છે, પરિણામ છે. પૂર્વે જે કૉઝિઝ હતાં, તેનાં પરિણામ સ્વાભાવિક રીતે થાય.

## મિત્ર શત્રુ કે શત્રુ મિત્ર ?

''નીપજે નરથી તો કોઈ ન રહે દુઃખી,
શત્રુ મારીને, સૌ મિત્ર રાખે.''

માણસથી જો નીપજતું હોય તો આ બધાં શત્રુઓને મારી નાખીને મિત્રો જ રાખે. તોય શત્રુ વગરની ભૂમિકા ના થાય. એ મિત્રોમાંથી જ પાછા શત્રુ ઊભા થાય. એના કરતાં જો પેલા શત્રુ રહેવા દીધા હોત ને તો પેલા મિત્રો શત્રુ થાય ત્યારે પેલા શત્રુઓ મિત્રો થયા હોત ! ત્યારે એ કામ લાગે ! મારવા જેવું આ જગત નથી. કાયમી કશી વસ્તુ હોતી નથી. તમારે નક્કી ના કરવું કે આ કાયમનો મારો દુશ્મન છે.

**પ્રશ્નકર્તા** : 'નમો અરિહંતાણં'માં જે બોલીએ છીએ ને આપે જે શત્રુ ને મિત્રની વાત કરી, તે શું ?

**દાદાશ્રી :** અરિહંતવાળી વાત તો, આંતરશત્રુઓ માટે છે. આંતરશત્રુઓ એટલે ક્રોધ-માન-માયા-લોભ જેણે હણી નાંખ્યા છે એવા અરિહંત ભગવાનને હું નમસ્કાર કરું છું.

સ્વાભાવિક થવામાં નૈમિત્તિક કારણો હોય છે. આંતરશત્રુઓને ઓળખો કે આ અમારા વિરોધી છે, તે શત્રુ છે. મારવાનાં કોઈને નથી. શત્રુ પર દ્વેષ કરવાનો નથી. તો હવે આ શત્રુઓને મેં બોલાવ્યા છે કે શત્રુઓનો બોલાવેલો હું આવ્યો છું, એની તપાસ કરો. પછી શત્રુઓ કેવી રીતે જાય, એનાથી મુક્ત કેવી રીતે થવાય, તેની તપાસ કરો.

## સાધના, સાધ્યભાવે-સાધનભાવે

**પ્રશ્નકર્તા** : શત્રુઓ હણવા માટે જે સાધના કરવાની ટેવ પડી ગયેલી છે તેનાથી એ હણાઈ જાય ખરા ?

**દાદાશ્રી :** એવું છે ને, સાધના બે પ્રકારની છે :

(૧) સાધના, સાધ્યભાવ માટે જ કરવી તે

(૨) સાધના, સાધના માટે કરવી તે.

સાધ્યભાવે સાધના એ છેલ્લી સાધના કહેવાય અને તે અમુક હદ સુધી માણસ જાતે કરી શકે. આ બેહદનાં સાધનો નથી. બેહદમાં તો 'જ્ઞાની પુરુષ'નું નિમિત્ત જોઈશે. એ ભેગા થાય ત્યારે તેમને આપણે કહેવાનું, 'આપ જે પદને પામ્યા છો એ પદ અમને પ્રાપ્ત થાય એવી કૃપા કરો.' ખાલી કૃપાની જ માગણી કરવાની છે અને તેય 'જ્ઞાની પુરુષ' કર્તા છે નહીં. એ નિમિત્ત છે. એ નિમિત્ત હોય તો જ કાર્ય થશે, નહીં તો નહીં થાય.

**પ્રશ્નકર્તા** : સાધનામાર્ગમાં જે ગુરુઓ હોય છે તે લોકો પોતે નિમિત્તભાવ જેવું માનતા હોતા નથી.

**દાદાશ્રી :** ખરી વાત છે. એ એમાં પોતાની જાતને માને કે મારે આટલું કરવું જ જોઈએ, મારા શિષ્યોએ આટલું કરવું જ જોઈએ, પોતે બંધાય અને શિષ્યો પણ બંધાય. પણ બંધાતાં બંધાતાં આગળ વધે, પ્રગતિ માંડે અને આ તો 'જ્ઞાની પુરુષ', તે પોતે બંધાય નહીં અને મુક્ત કરે. કર્તાભાવ બંધાવે ને નિમિત્તભાવ મુક્ત કરે.

## પુરણ-ગલન તે પરમાત્મા

**પ્રશ્નકર્તા** : શુદ્ધાત્મા જ્ઞાતા-દ્રષ્ટા માત્ર છે, તો કૃપા-અવકૃપા એ ઘાલમેલ કોણ કરે છે ? કોની મારફતે કરાવે છે ?

**દાદાશ્રી :** કોઈ ઘાલમેલ કરતું નથી, બધું આ પુદ્ગલ જ છે.

**પ્રશ્નકર્તા** : પ્રેરણા બધી પુદ્ગલની જ છે ?

**દાદાશ્રી :** બધું પુદ્ગલ છે. પુદ્ગલમાં અહંકાર હઉ આવી ગયો. ક્રોધ-માન-માયા-લોભ બધું જ આવી ગયું. બધું પુદ્ગલ પુરણ-ગલન થયા કરે.

અહંકારેય પુરણ-ગલન થયા કરે. લગ્નમાં જાય ને કોઈ જે' જે' કરે તો અહંકારનું પુરણ થાય; જે' જે' ના કરે તો પાછું ગલન થાય! ક્રોધ એકદમ નીકળે ત્યારે ૫૦૦ ડીગ્રીએ હોય. પછી ૪૦૦ થાય, ૩૦૦ થાય ૨૦૦, ૧૦૦, ઝીરો થઈ જાય.

લોભેય એવો પુરણ-ગલન થાય. બધું પુરણ-ગલન થયા કરે.

**પ્રશ્નકર્તા** : આત્મા અને પુદ્ગલમાં ફેર શું ?

**દાદાશ્રી :** આત્મા એક જ વસ્તુ છે. એક જ વસ્તુ એટલે એ વધ-ઘટ થતી નથી, એક જ સ્વાભાવિક વસ્તુ છે. જ્યારે પુદ્ગલ એ સ્વાભાવિક વસ્તુ નથી.

પુદ્ગલ કોને કહેવાય ? આમાં ખાવાનું પૂરે, તે પુરણ કહેવાય અને સંડાસમાં જાય, તે ગલન કહેવાય. શ્વાસ લીધો તે પુરણ ને ઉચ્છ્વાસ એ ગલન છે. એ પુદ્ગલ પુર્ગલ ઉપરથી થયું છે.

આ શરીરમાં પુદ્ગલ અને આત્મા બે જ વસ્તુ છે. જો પુદ્ગલ અને આત્માની વહેંચણી કરતાં આવડી જાય તો તેને આત્મા જડી જાય. પણ એવી માણસમાં શક્તિ નથી, એ માણસની મતિની બહારની વાત છે. બુદ્ધિથી પરની આ વાત છે ! 'જ્ઞાની પુરુષ'માં ભગવાન જાતે બેઠેલા હોય તે એમની કૃપાથી શું ના થાય ?

## જ્ઞાનીની કૃપા

**પ્રશ્નકર્તા** : અહીં બધા બેઠા છીએ તે દાદા ભગવાનની કૃપા દરેક ઉપર સરખી ઊતરશે ?

**દાદાશ્રી :** ના, સરખી નહીં. તમારો 'દાદા ભગવાન' પર કેવો ભાવ છે, તેના પર છે.

**પ્રશ્નકર્તા** : મારું વાસણ ધારો કે મોટું હોય તો વધારે પાણી લે ને કોઈ લોટા જેટલું પાણી લે. તો વાસણ ઉપર આધાર રાખે કે ભાવ ઉપર ?

**દાદાશ્રી :** એમાં વાસણની જરૂર નહીં. કશું ના આવડતું હોય તો હું કહું કે, 'કશું ના આવડતું હોય તો અહીં બેસી રહે બા, જા પેલા બૂટ સાફ કર્યા કરજે.'

જ્ઞાનીના કૃપાપાત્ર થવાનું છે, બીજું કશું કરવાનું નથી. કૃપા પ્રાપ્ત

કરવામાં શું અડચણ કરે ? આપણી આડાઈઓ.

**પ્રશ્નકર્તા** : તે આડાઈઓ ના કાઢવી જોઈએ ?

**દાદાશ્રી :** ના, એ જલદી પેલા લાભ ના થવા દે. અમે આડાઈઓ દેખીએ ત્યાં કરુણા રાખીએ. એમ કરુણા રાખતાં રાખતાં આડાઈઓ ધીમે ધીમે ખસેડાય. ત્યાં માથાકૂટ વધારે કરવી પડે.

## શાસ્ત્રનું વાચન

**પ્રશ્નકર્તા** : સદ્શાસ્ત્રોના વાચનથી પાપોનો ક્ષય ના થઈ શકે ?

**દાદાશ્રી :** ના, એનાથી પુણ્ય બંધાય ખરું. પાપોનો ક્ષય ના થાય. બીજું નવું પુણ્ય બંધાય, તે પુણ્યાનુબંધી પુણ્યૈ કહેવાય. સદ્શાસ્ત્રનો અભ્યાસ કરે, તેમાંથી સ્વાધ્યાય થાય. એટલે ચિત્તની એકાગ્રતા, મનની એકાગ્રતા બહુ સુંદર થાય.

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ'ના સત્સંગની સાથે સદ્શાસ્ત્રનું વાંચન અને મનન કરવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ બરોબર છે, પણ જો જ્ઞાનીના સત્સંગથી ફૂલ માર્ક્સ આવી જાય, પછી વાંચનની જરૂર ના રહીને ? આ બધાને ફૂલ માર્ક્સ આવી ગયા પછી વાંચે તો બોધરેશન વધે ઊલટું. હવે આટલી સુંદર જાગૃતિ થયા પછી નકામો ટાઈમ જાય.

**પ્રશ્નકર્તા** : નિમિત્ત રીતે વાંચે તો ?

**દાદાશ્રી :** નિમિત્ત રીતે ખરું, પણ એ સંજોગાધીન છે. એટલે આપણા કાબૂમાં નથી.

**પ્રશ્નકર્તા** : સંજોગો ઉપર કાબૂ નથી. એવું કહેવું એ આપણા મનની નબળાઈ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, આ વર્લ્ડમાં એવો કોઈ માણસ નથી કે જેનો સંજોગો પર કાબૂ હોય !

## દ્રવ્ય ન પલટે, ભાવ ફરે તો...

''દ્રવ્ય ન પલટે, ભાવ ફરે તો છૂટી શકે છે ભવનો ફજેતો.''

- નવનીત

દ્રવ્ય એટલે કર્મ ફળ આપવા તૈયાર થયું હોય તે. દ્રવ્ય પલટે નહીં તેનો દાખલો આપું. એક માણસને ચોરીની ટેવ પડેલી હોય, તે પોતે કહે કે મારે છોડવી છે તોય ના છૂટે એવું બને કે નહીં ? એનો કાળ આવે ત્યારે જ પલટે. હવે કવિ શું કહેવા માંગે છે કે તું રોજ મનમાં ભાવ કર કે ચોરી કરવા જેવી નથી. તો ચોરીના બીજ એક દહાડો ખલાસ થશે ને નહીં તો પાછો ચોરી કરવાના ભાવ કરીશ તો ફરી ચોરી કરવાનાં બીજ પડશે. એટલે ચોરીમાંથી ચોરી જ થાય.

આ વાક્ય બહુ ઊંડા ગૂઢાર્થવાળું છે.

હવે જેણે સ્વરૂપનું જ્ઞાન લીધું હોય તેણે શું કરવાનું ? 'જોયા' જ કરવાનું. 'જોયા' કરે એટલે નવું બીજ પડતું નથી. વળી કોઈને દુઃખ થાય એવી ચોરી કરી હોય તો આપણે વધારાનું શું કહીએ છીએ કે, 'ચંદુભાઈ, આ અતિક્રમણ કર્યું, માટે પ્રતિક્રમણ કરી લો.'

જગત આખું ચોરી કરે એટલે ફરી ચોરીનાં બીજ પડે. લાંચ લેતો હોય ને મનમાં ખૂંચ્યા કરતું હોય કે આ ન જ થવું જોઈએ. પણ જો કોઈ કહે કે, 'આ લાંચ શું કરવા લો છો ?' ત્યારે એ કહે કે, 'તારામાં અક્કલ નથી. બેસ ! આ બે છોડીઓ શી રીતે પૈણાવીશું ?' એટલે પોતે આ રોંગ(ખોટા)ને 'એન્કરેજ' કર્યું. એટલે આવતો ભવ સજ્જડ થયો.

એટલે આ સંસારના માણસો તો જો ચોરી કરતા હોય, લુચ્ચાઈ કરતા હોય, લાંચ લેતા હોય તો એણે મનમાં ભાવ એવા કરવા જોઈએ કે આ ખોટું કામ થઈ રહ્યું છે. આ ન જ કરવું જોઈએ એવું ગા ગા કર્યા કરવું જોઈએ. દ્રવ્ય હવે હાથમાં નથી રહ્યું. પાણીનો બરફ થઈ ગયો. હવે શી રીતે એનો રેલો જાય ? ઢગલો જ પડે.

**પ્રશ્નકર્તા** : ખોટું કરતા હોઈએ તે વખતે ભાવ તો એવો થવો જોઈએ ને કે આવું મને ન હો કે પછી જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવાનું ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું અને પ્રતિક્રમણ કરવાનું કહ્યું છે ને ?

**પ્રશ્નકર્તા** : પણ ભાવ તો ન જ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** ભાવ તો થવાનો પણ 'આપણે' તો ચંદુભાઈને જાગૃતિ આપવાની કે પ્રતિક્રમણ કરો. અતિક્રમણ શા માટે કર્યું ? આખો દહાડો ક્રમણ હોય છે. અતિક્રમણ આખો દહાડો હોતું નથી. કલાકમાં એકાદ-બે વખતે હોય, તેનું આપણે પ્રતિક્રમણ કરવું પડે.

આપણી બધી નબળાઈને જાણવી જોઈએ. હવે આપણે પોતે નબળા નથી. આપણે તો આત્મા થઈ ગયા. પણ અજ્ઞાન દશામાં આના મૂળ ઉત્પાદક તો આપણે જ હતા ને ? એટલે આપણે પાડોશી તરીકે કહેવું કે 'ચંદુભાઈ, પ્રતિક્રમણ કરી લો.'

પ્રતિક્રમણ તો તમે બહુ જ કરજો. જેટલા તમારા સર્કલમાં પચાસ- સો માણસો હોય, જેને જેને તમે રગડ રગડ કર્યાં હોય તે બધાના નવરા પડો એટલે કલાક-કલાક બેસીને, એક-એકને ખોળી-ખોળીને, પ્રતિક્રમણ કરજો. જેટલાને રગડ રગડ કર્યા છે તે પાછું ધોવું પડશે ને ! પછી જ્ઞાન પ્રગટ થશે.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, જેણે મને રગડ્યા છે એને જ મેં રગડ્યા છે.

**દાદાશ્રી :** તમને જેણે રગડ્યા હશે તેનું તો તે ભોગવી લેશે. તેની જવાબદારી તમારી નથી. જે રગડે છે એને જવાબદારીનું ભાન નથી. એ આ અવતારમાં રોટલી ખાય છે, તે આવતા અવતારમાં પૂળા ખાવાનો વાંધો નથી એને !

## અહંકારનો લાભ !

અહંકાર ગયો કે ઉકેલ આવ્યો. અહંકાર છે ત્યાં સુધી જગત ઊભું

રહેશે. કાં તો આત્મા હોય, કાં તો અહંકાર હોય. અહંકાર હોય તો આત્માનો લાભ ના થાય અને આત્મા છે તો પછી અહંકારનો લાભ ના થાય.

**પ્રશ્નકર્તા** : અહંકારમાં પણ લાભ હોઈ શકે ?

**દાદાશ્રી :** આ અહંકારના લાભમાં તો આ બધા છોડીઓ પૈણાવે છે, છોકરા પૈણાવે છે, છોકરાનો બાપ થઈને ફરે છે. બૈરીનો ધણી થઈને ફરે છે. તે અહંકારનો લાભ ના મળ્યો કહેવાય ? આખું જગત અહંકારનો જ લાભ ભોગવી રહ્યું છે. અમે સ્વરૂપધારી આત્માનો લાભ ભોગવી રહ્યા છીએ. આ સ્વોપાર્જિત છે ને પેલું અહંકાર ઉપાર્જિત છે.

**પ્રશ્નકર્તા** : ભ્રાંતિ જાય તો મુક્ત થવાય ને ?

**દાદાશ્રી :** હા, ભ્રાંતિ ગઈ એટલે 'જેમ છે તેમ' જાણ્યું. ભ્રાંતિ ગઈ એટલે અજ્ઞાન ગયું, અજ્ઞાન ગયું એટલે માયા ગઈ. ભગવાનની માયા ગઈ એટલે અહંકાર ગયો, અહંકારશૂન્ય થઈ ગયો એટલે ઉકેલ આવ્યો !

## 'ઈગોલેસ' કરવાની જરૂર નથી...

કોઈ જાતનો ધંધો ના હોય એનું નામ આત્મા !

**પ્રશ્નકર્તા** : આ પ્રયત્નો કોણ કરે છે ?

**દાદાશ્રી :** અહંકાર કરે છે.

**પ્રશ્નકર્તા** : ચગે છે કોણ ?

**દાદાશ્રી :** અહંકારનો બહારનો ભાગ ચગે છે, તે ડિસ્ચાર્જ થતી વસ્તુ છે ને 'ઈગોઈઝમ' ચાર્જ કરે છે.

**પ્રશ્નકર્તા** : સંપૂર્ણ નિર્‌અહંકાર ક્યારે પેદા થાય ?

**દાદાશ્રી :** તમારે એ પેદા કરીને શું કામ છે ?

**પ્રશ્નકર્તા** : 'ઈગો'થી ફાયદો નથી, એ તો ખબર પડી છે.

**દાદાશ્રી :** એટલે આ 'ઈગોલેસ' હોય તો કંઈ ઉત્તમ ફળ મળે?

**પ્રશ્નકર્તા** : પોતાનો અંદરનો આનંદ, પરમાનંદ પછી પ્રગટે.

**દાદાશ્રી :** એવું છે કે 'ઈગોલેસ' કરવાની જરૂર નથી. 'આપણે કોણ છીએ' એ જાણવાની જ જરૂર છે. આપણું જે સ્વરૂપ છે એમાં 'ઈગોઈઝમ' છે જ નહીં. 'તમે' ચંદુભાઈ નથી, છતાં 'ચંદુભાઈ છું' એમ માનો છો એનું નામ 'ઈગોઈઝમ'.

## અજ્ઞાનનો આધાર

મહીં ચીડ ઊભી થાય એને પોતે વાળવા પ્રયત્ન કરે, પણ ચીડ એ 'ઈફેક્ટ' છે ને વાળવા પ્રયત્ન કરે છે એ 'કૉઝિઝ' છે. કેટલાક માણસો ચિડાય પણ એને વાળે નહીં ને ઉપરથી કહે કે 'હા, ગુસ્સો કરવા જેવો જ હતો.' તે પણ 'કૉઝિઝ' છે. સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા** : ચિડાવાનું કારણ શું ?

**દાદાશ્રી :** અજ્ઞાનતા. અજ્ઞાનતાને લઈને રાગ-દ્વેષ કર્યા કરે. આ સારું, આ ખોટું એમ કર્યા કરે. ખરેખર તો આની 'ઈફેક્ટ' છે. તેને 'આપણે' સ્વીકારી લઈએ છીએ, એને આધાર આપીએ છીએ. 'મને ટાઢ વાઈ, મને થયું, મને ભાવતું નથી.' એ આધાર આપ્યો કહેવાય. હવે કઢી ખારી લાગી, તે જીભના તાબાની વસ્તુ છે. તેને આપણે કહેવાની જરૂર શું? આ રીતે આધાર અપાય છે ને કૉઝિઝ કરે છે. આખી જિંદગી રાગ-દ્વેષ કર્યા કરે છે. ગમતી વસ્તુઓ પર રાગ ને ના ગમતી ઉપર દ્વેષ કરે છે.

**પ્રશ્નકર્તા** : આ રાગ-દ્વેષ કરનાર કોણ છે ? અજ્ઞાનતા ?

**દાદાશ્રી :** 'ઈગોઈઝમ'. અજ્ઞાનના આધારથી 'ઈગોઈઝમ' ઊભો રહ્યો છે ને 'ઇગોઇઝમ' આ બધું કર્યા કરે છે. જો અજ્ઞાનનો આધાર તૂટી જાય તો 'ઈગોઈઝમ' પડી જાય.

## સંસારનું 'રૂટ કૉઝ'

આ કૉઝિઝનું તમને સમજાયું કે ના સમજાયું ? કોઈ તમારો ગમતો ભાઈબંધ આવ્યો તો તમે ખુશ ખુશ થઈ જાવ એ રાગ છે ને ના ગમતો માણસ આવે ત્યારે ?

**પ્રશ્નકર્તા** : એકદમ એને કાઢી તો ના મૂકાય, પણ મન મારીને બેસી રહીએ.

**દાદાશ્રી :** એ દ્વેષ કહેવાય. આમ રાગ-દ્વેષ કર્યા કરો છો.

વેદાંત શું કહે છે કે આ મનુષ્યો પરમાત્મા કેમ થઈ શકતા નથી ? કારણ મળ, વિક્ષેપ ને અજ્ઞાન છે તેથી. જૈનોની 'થિયરી' એમ કહે છે કે રાગ, દ્વેષ ને અજ્ઞાન છે તેથી. બન્નેના મૂળમાં અજ્ઞાનતા છે જ. એટલે અજ્ઞાનતા જાય એટલે આધાર તૂટી જાય.

'ઈફેક્ટ' તો તેની મેળે થયા જ કરે છે. પણ પોતે અંદર 'કૉઝિઝ' કરે છે, આધાર આપે છે કે 'મેં કર્યું, હું બોલ્યો'. ખરી રીતે 'ઈફેક્ટ'માં કોઈને કરવાની જરૂર જ નથી. 'ઈફેક્ટ' એની મેળે સહજભાવે થયા જ કરે છે. પણ આપણે તેને ટેકો આપીએ છીએ કે 'હું કરું છું' એ ભ્રાંતિ છે અને એ જ 'કૉઝિઝ' છે.

**પ્રશ્નકર્તા** : એ 'કૉઝ'નું 'કૉઝ' શું છે ?

**દાદાશ્રી :** અજ્ઞાનતા. 'રૂટ કૉઝ' અજ્ઞાનતા છે. 'જ્ઞાની પુરુષ' અજ્ઞાનતા દૂર કરે.

## લક્ષ્મીની લિંક

પૈસાવાળો કોણ ? મનનો જે રાજેશ્રી છે તે. હોય તો વાપરે ને ના હોય તોય વાપરે.

આ અનાજ છે તે ત્રણથી પાંચ વર્ષમાં નિર્જીવ થઈ જાય, પછી ઊગે નહીં. અગિયાર વરસે પૈસા બદલાય. પચીસ કરોડનો આસામી હોય, પણ અગિયાર વરસ જો એની પાસે એક આનોય આવ્યો ના હોય તો

એ ખલાસ થઈ જાય. જેમ આ દવાઓની 'એક્સપાયરી ડેટ' લખો છો તેમ આ લક્ષ્મીની અગિયાર વર્ષની 'એક્સપાયરી ડેટ' હોય છે.

**પ્રશ્નકર્તા** : આખી જિંદગી લોકોને લક્ષ્મી રહે છે ને ?

**દાદાશ્રી :** આજે ૭૭ની સાલ થઈ, તો આજે આપણી પાસે ૬૬ પહેલાંની લક્ષ્મી ના હોય.

**પ્રશ્નકર્તા :** અગિયાર વર્ષનો જ નિયમ ક્યાંથી આવ્યો ?

**દાદાશ્રી :** આ જેમ દવાઓમાં બે વર્ષની 'એક્સપાયરી ડેટ' હોય, છ મહિનાની હોય, અનાજની ત્રણ વરસની હોય તેમ લક્ષ્મીજીની અગિયાર વરસની હોય.

લક્ષ્મીજી જંગમ મિલકત કહેવાય છે. ૨૦૦ વર્ષ પહેલાંના વાણિયા હતા, તેમની પાસે લાખ રૂપિયા હોય તો પચીસ હજારની મિલકત લઈ લે. પચીસ હજારનું સોનું ને જણસો લે, પચીસ હજાર કોઈ જગ્યાએ શરાફને ત્યાં વ્યાજે મૂકે ને પચીસ હજાર વેપારમાં નાખે. વેપારમાં જરૂર પડે તો પાંચ હજાર વ્યાજે લાવે. આ એમની 'સિસ્ટમ' હતી. એટલે એ શી રીતે જલદી નાદાર થઈ જાય ? ચાર બાજુ ચાર ખીલા માર્યા ! આજના વાણિયાને તો આવું કશું આવડતુંયે નથી !

કોઈ બહારનો માણસ મારી પાસે વ્યવહારથી સલાહ લેવા આવે કે, 'હું ગમે તેટલી માથાકૂટ કરું છું તોય કશું વળતું નથી.' એટલે હું કહું ''અત્યારે તારો ઉદય પાપનો છે. તે કોઈને ત્યાંથી ઉછીના રૂપિયા લાવીશ તો રસ્તામાં તારું ગજવું કપાઈ જશે ! માટે અત્યારે તું ઘેર બેસીને નિરાંતે તું જે શાસ્ત્ર વાંચતો હોય તે વાંચ ને ભગવાનનું નામ લીધા કર.''

**પ્રશ્નકર્તા** : પુણ્ય-પાપને જ આધીન હોય, તો પછી 'ટેન્ડર' ભરવાનું ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** એ 'ટેન્ડર' ભરાય છે તે પાપ-પુણ્યના ઉદય પ્રમાણે જ ભરાય છે. એટલે હું કહું ખરો કે 'ટેન્ડર' ભરો, પણ હું જાણું કે

શેના આધારે ‘ટેન્ડર’ ભરાય છે. આ બે કાયદાની બહાર ચાલી શકે એમ નથી.

હું ઘણાં જણને મારી પાસે ‘ટેન્ડર’ ભરી લાવવાનું કહું છું. પણ કોઈ ભરી લાવ્યા નથી. શી રીતે ભરે ? એ પાપ-પુણ્યને આધીન છે. એટલે પાપનો ઉદય હોય ત્યારે બહુ આંટીઓ વાળવા જઈશ તો ઊલટું છે એ પણ જતું રહેશે. માટે ઘેર જઈને સૂઈ જા ને થોડું થોડું સાધારણ કામ કર. અને પુણ્યનો ઉદય હોય તો ભટકવાની જરૂર જ શું છે ? ઘેર બેઠાં સામાસામી સહેજે કામ કરવાથી બધું ભેગું થઈ જાય ! એટલે બન્ને વખતે આંટીઓ વાળવાનું ના કહીએ છીએ. વાત ખાલી સમજવાની જ જરૂર છે.

અમે જયગઢની જેટી ૧૯૬૮ની સાલમાં બાંધતા હતા. ત્યાં એક કોન્ટ્રાક્ટર મારી પાસે આવ્યો. તે મને પૂછવા લાગ્યો, “હું મારા ગુરુ મહારાજ પાસે જાઉં છું. દર સાલ મારા પૈસા વધવધ કરે છે. મારી ઈચ્છા નથી તોય વધે છે, તો શું એ ગુરુકૃપા છે ?” મેં એને કહ્યું, “એ ગુરુની કૃપા છે એવું માનીશ નહીં. જો એ જતા રહેશે તો તને એમ લાગશે કે લાવ ગુરુને પથરો મારું !”

આમાં ગુરુ તો નિમિત્ત છે, એમના આશિષ નિમિત્ત છે. ગુરુને જ જોઈતા હોય તો ચાર આના ના મળે ને ! એટલે પછી એણે મને પૂછયું કે, ‘મારે શું કરવું ?’ મેં કહ્યું, ‘દાદા’નું નામ લેજે હવે. અત્યાર સુધી તારી લિંક આવી હતી. લિંક એટલે અંધારામાં પત્તાં ઉઠાવે તો ચોક્કો આવે, ફરી પંજો આવે, પછી ફરી ઉઠાવે તો છક્કો આવે. તે લોકો કહે કે ‘વાહ શેઠ, વાહ શેઠ, કહેવું પડે.’ કરે તે તેને ૧૦૭ સુધી સાચું પડ્યું છે પણ હવે બદલાવાનું છે. માટે ચેતતો રહેજે. હવે તું કાઢીશને તો સત્તાવન પછી ત્રણ આવશે ને ત્રણ પછી ૧૧૧ આવશે ! તે લોક તમને બુદ્ધુ કહેશે. માટે આ ‘દાદા’નું નામ છોડીશ નહીં. નહીં તો માર્યો જઈશ.”

પછી અમે મુંબઈ આવતા રહ્યા. પેલો બે-પાંચ દહાડા પછી આ

વાત ભૂલી ગયો. તેને પછી બહુ મોટી ખોટ આવી. તે ધણી-બૈરી બન્નેએ માંકણ મારવાની દવા પી લીધી. તે 'દાદા'નું નામ જ લેવાનું ભૂલી ગયેલો. પણ પુણ્યશાળી એટલો કે એનો ભાઈ જે ડૉક્ટર હતો તે આવ્યો ને બચી ગયો! પછી એ મોટર લઈને દોડતો મારી પાસે આવ્યો. મેં એને કહ્યું, ''આ દાદાનું નામ લીધા કરજે ને ફરી આવું ક્યારેય ના કરીશ.'' ત્યાર પછી એણે નામ લેવાનું ચાલુ રાખ્યું, તેનાં પાપ બધાં ધોવાઈ ગયાં ને રાગે પડી ગયું.

'દાદા' બોલે તે ઘડીએ પાપ પાસે આવે જ નહિ. ચોગરદમ ભમ્યા કરે, પણ અડે નહીં તમને. તમે ઝોકું ખાવ તો તે ઘડીએ અડી જાય. રાત્રે ઊંઘમાં ના અડે. જો ઠેઠ જાગતા સુધી બોલ્યા અને સવારમાં ઊઠતાંની સાથે બોલ્યા હો તો વચ્ચેનો ગાળો એ સ્વરૂપ કહેવાય.

## મિકેનિકલ ચેતન

જગતના લોકો જાણતા જ નથી કે આમાં ચેતન કોને કહેવાય? એ તો 'બૉડી' (શરીર)ને ચેતન કહે છે. બધાં કાર્ય કરે છે તે ચેતન કરે છે, એમ કહે છે. પણ ચેતન કશું જ કરતું નથી. ફક્ત 'જાણવાની' ને 'જોવાની', બે જ ક્રિયાઓ એની છે. બીજું બધું અનાત્મ વિભાગનું છે.

આ બોલે છે કોણ ? એ નિશ્ચેતન ચેતન છે, મિકેનિકલ ચેતન છે. એ દરઅસલ ચેતન નથી. કેટલાક આને સ્થિર કરે છે. અલ્યા, શું કરવા સ્થિર કરે છે ? તું મૂળ સ્વરૂપને ખોળી કાઢને ! મૂળ સ્વરૂપ સ્થિર જ છે. આ પાછું આને સ્થિર કરવાની ટેવ શું કરવા પાડે છે? આ નિશ્ચેતન ચેતન તો મૂળથી જ ચંચળ સ્વભાવનું છે. મિકેનિકલનો અર્થ જ ચંચળ થાય. આ ચંચળને સ્થિર કરવા ફરે છે, તે કેટલો ઊંધો રસ્તો લોકોએ પકડ્યો છે ? તેથી તો અનંત અવતારથી ભટકભટક કરે છે !

આ જગતમાં બે વસ્તુ છે : એક સચર છે અને એક અચર છે. સચરાચર આ બૉડી છે અને જગતેય આખું સચરાચર છે. સચર

એ મિકેનિકલ ભાગ છે, અનાત્મ વિભાગ છે અને અચર એ આત્મ વિભાગ છે. એટલે વાતને સમજે તો ઉકેલ આવે, નહિ તો કરોડો અવતારેય ઠેકાણું ના પડે.

બાકી કરોડ અવતાર ત્યાગ કરે, તપ કરે તોય કશું વળશે નહિ. આત્મા ત્યાગસ્વરૂપ જ છે. સર્વસંગ પરિત્યાગ સ્વરૂપ છે. હવે આત્મા માટે ત્યાગ કરવા જાય તે બધું તોફાન છે. 'ત્યાગે ઉસકો આગે.' તમારે જો આગળ જોઈતું હોય તો ત્યાગ કરો.

## ચિત્ત અને અંતરાત્મા

**પ્રશ્નકર્તા** : ચિત્ત અને અંતરાત્મા વચ્ચેનો ભેદ સમજાવો.

**દાદાશ્રી :** ચિત્ત શુદ્ધ થયું એ જ અંતરાત્મા. એ અંતરાત્મા શાથી કહેવાય કે પોતાના પરમાત્માને એટલે કે શુદ્ધાત્માને ભજવાનું છે, તે રૂપ એટલે કે શુદ્ધાત્મ રૂપ થવાનું છે. પહેલું, શુદ્ધાત્મા પ્રતીતિમાં આવે, લક્ષમાં આવે. ત્યારબાદ અનુભવ પદમાં રહેવા માટે, શુદ્ધાત્માની જોડે એક લક્ષ, એકતાર કરવાનું ! પણ જ્યાં સુધી બહાર 'ફાઈલો' હોય ત્યાં સુધી તેવું આખો દહાડો થાય નહીં, એટલે અંતરાત્મા કહ્યો. અંતરાત્મદશા એટલે 'ઈન્ટરિમ ગવર્મેન્ટ' અને આ 'ફાઈલો' પૂરી થઈ એટલે 'ફૂલ ગવર્મેન્ટ' પરમાત્મા થાય.

અહીં આવી જશો તો એનો ઉકેલ આવશે અને લાંબુ ફરવા જશો તો નર્યાં પુસ્તકો ને પુસ્તકો ભરાશે. એનો પાર જ નથી આવે એવો.

પરમાત્મા એ 'પરમેનન્ટ' છે. મૂઢાત્મા, બહિર્મુખી આત્મા એ 'પરમેનન્ટ' નથી અને અંતરાત્મા પરભવમાંય સાથે જાય. મૂઢાત્મ દશા પરભવમાં આની આ જ સાથે ના હોય, ત્યાં બીજી મૂઢાત્મ દશા આવે.

## વૃત્તિ વહે નિજ ભાવમાં

**પ્રશ્નકર્તા** : ચિત્ત શુદ્ધ થયા પછી, અંતરાત્માનું જ્ઞાન જે પ્રાગટ્ય કરે છે, એમાં બાહ્ય આવરણોને મુક્ત રાખે છે. એટલે મન છે તે એકદમ

બાહ્ય વિચારો તરફ ઝૂકતું નથી, પણ આંતરિક વિચારો તરફ વધારે ઢળે છે.

**દાદાશ્રી :** એટલે કે જે વૃત્તિઓ પહેલાં બહાર ભટકવા જતી હતી તે હવે પાછી અંદર આવે, પોતાને ઘેર આવે.

**પ્રશ્નકર્તા** : એમાં મનની લાગણીઓમાં કંઈ ફેરફાર થાય ખરો?

**દાદાશ્રી :** કશો જ ફેરફાર થાય એવું નથી. મન જડ છે. બહાર જે જાય છે તે 'પરમેનન્ટ' વસ્તુ નથી. ક્ષણે ક્ષણે એ બદલાયા કરે. આમાં 'પરમેનન્ટ' આપણે 'પોતે'. બીજું આ બધું તો બદલાયા જ કરે. તમને ખાલી ભાસ થાય કે આ વરસાદ પડશે ને એ ઊડી જાય ! એ ખાલી ભાસ્યમાન પરિણામ છે. એનો લાંબો કશો અર્થ નથી. એટલે આપણને શું ભાસે છે ? કોને એ ભાસે છે ? એની તપાસ કરવાની.

ચિત્ત 'દાદા ભગવાન'ને યાદ કરે, જેમાં ને તેમાં 'દાદા' દેખાય તે ચિત્ત બહુ સારું કહેવાય. એવું ઘણાંને રહે છે. વત્તા-ઓછા પ્રમાણમાં હોય. 'દાદા ભગવાન' એ જ પોતાનો 'શુદ્ધાત્મા' છે એટલે ચિત્ત શુદ્ધાત્મામાં રાખો કે 'દાદા ભગવાન'માં રાખો, એ સરખું જ છે. બન્ને ચિત્તને શુદ્ધ જ રાખે છે.

સંસારી ચિત્ત એ અશુદ્ધ ચિત્ત કહેવાય. અશુદ્ધ ચિત્ત એ મિશ્ર ચેતન છે. એ શુદ્ધ ચિત્ત થાય છે એટલે શુદ્ધ ચેતન થઈ જાય છે. શુદ્ધ ચિત્ત એટલે શુદ્ધ ચેતન. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું એ જ આપણું સ્વરૂપ. એને અંતરાત્મ દશા કહેવાય.

## ચિત્ત અને પ્રજ્ઞા

**પ્રશ્નકર્તા** : પ્રજ્ઞાશક્તિ બહાર જાય ? ચિત્તની જેમ ?

**દાદાશ્રી :** ચિત્ત એકલું જ ભટકવાનું. પછી શુદ્ધ થાય એટલે ભટકે નહીં. અશુદ્ધ ચિત્ત ભટક ભટક કરે. અરે ! મહેફિલમાં હઉ જઈ આવે કે જ્યાં બ્રાંડીની બાટલીઓ ઊડતી હોય ! ચિત્તની શક્તિઓ બહુ ભારે છે. તેથી જ લોકો કંટાળી જાય છે ને !

આ મન લોકોને એટલું બધું હેરાન કરતું નથી, પણ ચિત્ત બહુ હેરાન કરે. મન તો બે કામ કરે છે એક સારા વિચાર ફૂટે ને એક ખરાબ વિચાર ફૂટે - કોઠીમાંથી ફૂટે એમ. વિચારો એ જ્ઞેય વસ્તુ છે ને 'આપણે' 'જ્ઞાતા' છીએ. આ તો ભ્રાંતિને લઈને એમ લાગે છે કે મને વિચાર આવ્યા.

## દાદાશ્રી - કળી ખીલવતા

**દાદાશ્રી :** આ આડાઅવળા ધંધા હવે કરીશ ? જાનવર થવું છે તારે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આ બે પગથી પડી જવાય, તેના બદલે ચાર પગ હોય તો સારું, પડી તો ના જવાય ! અને વધારામાં પૂંછડું ઈનામમાં મળે તે કૂદતું કૂદતું તો જવાય !!! હવે તારે એવું કંઈ થવું છે કે મનુષ્ય જ થવું છે ?

**પ્રશ્નકર્તા :** મનુષ્ય થવું છે.

**દાદાશ્રી :** તો પછી મનુષ્યના ગુણો જોઈશે. જે તને ગમે છે એવું જ સામાને આપીએ તો મનુષ્યપણું આવે. કોઈ તને નાલાયક કહે, તો તને ગમે ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** એટલે આપણે સમજી જવું કે આપણે કોઈને નાલાયક કહીએ તો એને કેમ ગમે ? એટલે આપણે એમ કહેવું કે આવો ભાઈ, તમે બહુ સારા માણસ છો. એટલે એને આનંદ થાય.

કોઈ આપણી પાસે જૂઠું બોલે તો આપણને દુઃખ થાય; તેવું આપણે કોઈની પાસે જૂઠું બોલીએ તો તેને કેટલું દુઃખ થાય ?

અણહક્કનું ભોગવી ના લેવાય. અણહક્કનું ભોગવે છે લોકો ?

**પ્રશ્નકર્તા :** ઘણા જણ ભોગવે.

**દાદાશ્રી :** અરે, બૈરી હઉ ઉઠાવી જાય છેને લોકોની ! પોતાની હક્કની બૈરી રાખવી. આ તો બૈરી બીજાની ખોળી લાવે ! હક્કની પોતાની સ્ત્રી હોય તો કોઈ વાત ના કરે, ઘરનાંય કોઈ વઢે નહીં. માટે કયા ખાડામાં પડવું સારું ?

**પ્રશ્નકર્તા** : હક્કના.

**દાદાશ્રી :** અણહક્કનો ખાડો તો બહુ ઊંડો ! પાછું ઉપર અવાય જ નહીં. માટે ચેતીને ચાલવું સારું. માટે તું ચેતી જજે. આ જવાની છે, બુઢાપો આવવાનો હોય તેને અમે ના કહીએ, માટે આ ભય-સિગ્નલ તને બતાવીએ છીએ.

**પ્રશ્નકર્તા** : હા, હા, નહીં લઈ જાઉં, બીજાની બૈરી નહીં લઈ જાઉં.

**દાદાશ્રી :** હા, બરોબર. લઈ જવાનો વિચારેય નહિ કરવાનો. કોઈ સ્ત્રી પ્રત્યે આકર્ષણ થાય તોય, 'હે દાદા ભગવાન ! મને માફ કરો.' કહીએ.

અણહક્કનો પૈસો ના પડાવી લેવાય. આ મુંબઈ શહેરમાં લોકો ભેળસેળ કરતા નથી ને ?

**પ્રશ્નકર્તા** : વેપારીઓ કરે તો છે.

**દાદાશ્રી :** તે કોઈ ઓળખાણવાળો હોય તેને ચેતવજે કે 'ચાર પગવાળા થવું હોય તો ભેળસેળ કરો.' નહીં તોય તમે ભૂખે નહીં મરો, તેની અમે ગેરન્ટી આપીએ છીએ. કંઈક સમજવું તો જોઈએ ને ? આપણે કયા દેશના છીએ ?

**પ્રશ્નકર્તા** : ભારત દેશના.

**દાદાશ્રી :** ભારત દેશના આપણે. તે આપણી 'ક્વૉલિટી' કઈ છે? આર્ય પ્રજા ! અને બહારની કઈ કહેવાય ?

**પ્રશ્નકર્તા** : અનાર્ય.

**દાદાશ્રી :** આપણે અહીં કોઈ કોઈ માણસ એવા થઈ જાય છે, તો તેમને શું કહે છે ? અનાડી. આર્યપ્રજા એટલે આર્ય આચાર, આર્ય વિચારને આર્ય ઉચ્ચાર.

તને મારી વાત ગમે છે ? કંટાળો આવે છે ?

**પ્રશ્નકર્તા** : ગમે છે એટલે બેઠો છું.

**દાદાશ્રી :** તું જૂઠું. કોઈ દહાડો બોલે છે કે ?

**પ્રશ્નકર્તા** : બોલું છું.

**દાદાશ્રી :** જૂઠું બોલવાથી નુકસાન શું થતું હશે ?

**પ્રશ્નકર્તા** : નુકસાન થાય.

**દાદાશ્રી :** આપણા પરથી વિશ્વાસ જ ઊઠી જાય.

**પ્રશ્નકર્તા** : સામાને ખબર પડતી નથી એમ સમજીને બોલે.

**દાદાશ્રી :** હા, પણ વિશ્વાસ ઊઠી જાય એટલે માણસની કિંમત ખલાસ !

તેં ચોરી કોઈ દિવસ કરેલી કે ?

**પ્રશ્નકર્તા** : ના, નથી કરી.

**દાદાશ્રી :** નથી કરી ? તને ચોરી કરવાનું ગમતું નથી ?

**પ્રશ્નકર્તા** : ગમે તો ખરું પણ ડર લાગે ને !

## ભૂખ લાગી ? ઓલવો !

**દાદાશ્રી :** તું પેટમાં ખાવાનું નાખે છે તે શા માટે નાખે છે ?

**પ્રશ્નકર્તા** : ભૂખ સંતોષવા.

**દાદાશ્રી :** તને ભૂખ લાગે છે તે ઘડીએ મહીં પેટમાં લાગે છે કે ઓલવાય છે ?

**પ્રશ્નકર્તા** : ભૂખ તો લાગે જ ને ?

**દાદાશ્રી :** ઓલવાતી નથી ?

**પ્રશ્નકર્તા** : ના, ખાધા પછી ઓલવાઈ જાય.

**દાદાશ્રી :** હા, એટલે ભૂખ એ અગ્નિ જ કહેવાય ને ? પેટમાં અગ્નિ લાગે ત્યારે શું ખાય છે ? આ મોટરનો ખોરાક તો પેટ્રોલ છે અને આપણે ઘી-તેલનું ઇંધણ છે. તને ભૂખ એકલી લાગે છે કે તરસ હઉ લાગે છે ?

**પ્રશ્નકર્તા** : તરસ હઉ લાગે ને ?

**દાદાશ્રી :** એટલે તરસ પણ મહીં સળગે છે એમ ને ? તું એને પાણી રેડું ત્યારે એ ઓલવાય ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તને થાક હઉ લાગે કે ?

**પ્રશ્નકર્તા** : હા, થાકેય લાગે.

**દાદાશ્રી :** થાક લાગે એટલે કલાકેક આરામ કરે. નીંદ લાગે કે ?

**પ્રશ્નકર્તા** : હા, લાગે છે.

**દાદાશ્રી :** એટલે આ બધું લાગે છે.

ભગવાને શું કહ્યું'તું કે આ મનુષ્યનો અવતાર લાગતું ઓલવવા માટે છે. ત્યારે આપણે કહીએ, 'સાહેબ લાગતું ઓલવી નાખ્યું. હવે બીજું મારે શું કરવાનું ?' ત્યારે ભગવાન કહે કે, 'તમે તમારે મારું નામ દીધા કરો ને છૂટવાની તૈયારીઓ કરો.' હિન્દુસ્તાનમાં આર્યપ્રજા તરીકે જન્મ્યો માટે છૂટવાને લાયક થયો.

એક જણને મેં પૂછયું કે તારી પોળ તો બહુ શાહુકારોની છે, તે ચોરીઓ થતી નહીં હોય ! ત્યારે એણે કહ્યું કે જો આ સામેની પોલીસચોકી ઉઠાવી જુઓ. પછી અમારાં આડોશી-પાડોશી સંડાસમાં લોટો હોય તેય

ના રહેવા દે ! એટલે તેં કહ્યું એના જેવું, બીકના માર્યા ! કોઈ બીક ના હોય તો વાંધો નહીં ને ?

**પ્રશ્નકર્તા :** તો વાંધો ના આવે.

**દાદાશ્રી :** તું ચોરી લાવે, તને ગમતી હોય તે ચીજો ?

**પ્રશ્નકર્તા :** ગમતી ચીજો તો લઈ આવું.

**દાદાશ્રી :** સોનાની લગડીઓ પડી હોય તો લાવે કે ?

**પ્રશ્નકર્તા :** એવું હોય તો બધાનું મન લલચાઈ જાય.

**દાદાશ્રી :** આ લોકોનાં મન એવાં 'સ્ટેડી' નથી. આ તો ભયનાં માર્યાં સીધાં રહે એવાં છે. આ કવિરાજે એક દહાડો મને કહ્યું કે આ નાલાયકોને માટે સરકાર ને લશ્કર ને પોલીસવાળા રાખવા પડે છે અને એનો કર છે તે લાયક પાસેથી લે છે ! એવા ઘણા લોકો હશે કે જેમને માટે પોલીસવાળાની જરૂર ના હોય.

## અથડામણથી અટકણ

મેજિસ્ટ્રેટ સાહેબ ઘેર બાઈ જોડે બબ્બે મહિનાથી બોલતા ના હોય ને ત્યાં કોર્ટમાં સાત વરસની સજા ઠોકી બેસાડે ! અલ્યા, મોઢાં ચઢાવીને ઘરમાં શું ફરો છો ? નિકાલ કરી નાખો ને.

મારે કોઈ જોડે સહેજેય મતભેદ થયો નથી. શાથી એમ હશે ?

**પ્રશ્નકર્તા :** મતભેદ થાય એવું બોલીએ, ચાલીએ ને વર્તીએ નહીં, તો મતભેદ ના પડે.

**દાદાશ્રી :** મતભેદ એટલે શું ? અથડામણ. આમ સીધેસીધા જતા હોય અને વચ્ચે ઈલેક્ટ્રિકનો થાંભલો આવતો હોય તો તમારે સમજવું જોઈએ. આપણે એને કહીએ કે તું કોણ વચ્ચે અટકાવનાર, તો ? સામે ભેંસનો પુત્ર-પાડો આવતો હોય તો આપણે શું એને એમ કહેવું કે ખસી જા, ખસી જા !

**પ્રશ્નકર્તા** : એ ના ચાલે.

**દાદાશ્રી :** ત્યાં આપણે ખસી જવું જોઈએ. સાપ આવતો હોય તો?

**પ્રશ્નકર્તા** : આ તો જાનવરોની દુનિયા થઈ.

**દાદાશ્રી :** આ જે જાનવરો કહું છું તેવાં મનુષ્યોય છે.

**પ્રશ્નકર્તા** : એ પારખવાં કેવી રીતે ?

**દાદાશ્રી :** સમજાય આપણને, એનાં શિંગડાં ઊંચાં કરે તો આપણે ના સમજી જઈએ કે આ પાડો છે ? એટલે આપણે ખસી જવું. અમને તો આવતાં પહેલાં ખબર પડી જાય. સુગંધી ઉપરથી ઓળખું એને. કેટલાક પથ્થર જેવા પણ હોય છે, થાંભલા જેવાય હોય છે.

**પ્રશ્નકર્તા** : ઘણાંને મોઢાં ઉપરથી ખબર પડી જાય ને ?

**દાદાશ્રી :** હા, ખરું. પણ જેને મોઢાં ઉપરથી ખબર પડે તેને પોતાનું થર્મોમીટર કેટલું 'કરેક્ટ' રાખવું પડે ?

**પ્રશ્નકર્તા** : પૂર્વગ્રહરહિત રાખવું પડે.

**દાદાશ્રી :** પૂર્વગ્રહરહિત જો માણસ થાય તો કલ્યાણ જ થઈ જાય. કાલે તમે મારી જોડે ઝઘડો કરી ગયા હો ને તો તમે બીજે દહાડે આવો તો અમે કાલની વાત બાજુએ મૂકી દીધેલી હોય. પૂર્વગ્રહ રાખું તો એ મારી ભૂલ છે, પછી ભલેને તમે બીજે દહાડે એવા નીકળો તેનો વાંધો નથી. આ પૂર્વગ્રહને લઈને તો જગત માર ખાય છે અને તેથી તેને લઈને દોષો બેસે છે. તમે છો એવા માનતા નથી ને નથી એવા માનો છો ! તમે સામાને ગધેડો કહો તેની સાથે ભગવાનને હઉ ગધેડો કહો છો. તેથી સામાને ગધેડો કહેતાં પહેલાં વિચાર કરજો. અથડામણ હોવી જ ના જોઈએ. એનો ઉકેલ લાવવો જોઈએ. ઉકેલ વગર બેસી રહેવું એ 'વેસ્ટ ઓફ ટાઈમ એન્ડ એનર્જી' છે.

## સ્થિતપ્રજ્ઞ ક્યારે કહેવાય ?

એક પંડિતે મને પૂછ્યું, 'સ્થિતપ્રજ્ઞ એટલે શું ?' હવે હું કંઈ પંડિત નથી. હું જ્ઞાની છું. તે પંડિતને વગર પારાએ ગરમી ચઢેલી હતી. મેં તેમને સમજાવ્યું કે તમે જ્યારે પારા વગરના થશો, ત્યારે સ્થિતપ્રજ્ઞ દશા થશે ! માટે આ પારો ઉતારો. પંડિત એ તો વિશેષણ. ઘણાં જણને હોય. પંડિત તો ઘણા હોય, એક દહાડો વિશેષણ વગરના થાઓ. હું વિશેષણ વગરનો થયેલો છું. એટલે લોકો મને જ્ઞાની કહે છે. બાકી હું તો જ્ઞાનીય નથી. હું તો વિશેષણ વગરનો 'નિર્વિશેષ પુરુષ' છું !

## વિચારે કરીને કર્મો કપાય ?

**પ્રશ્નકર્તા** : કહેવાય છે કે આખું મોહનીય કર્મ વિચારથી ઉડાડી શકાય તેમ છે !

**દાદાશ્રી :** હા, પણ તે વિચાર 'જ્ઞાની પુરુષ'ની પાસેથી હોવા જોઈએ, પોતાના વિચારથી નહીં.

વિચારો બે પ્રકારના : એક સ્વચ્છંદી વિચારો અને બીજા 'જ્ઞાની પુરુષ'ની પાસેના વિચારો. 'જ્ઞાની પુરુષ'ને વારેઘડીએ દેખાડવા કે આવા વિચાર આવે છે, ત્યારે એ કહે કે આ 'કરેક્ટ' છે. તો આગળ ચાલવા દેવું, નહીં તો સ્વચ્છંદી વિચાર હોય તો ક્યાંય પહોંચી જાય. વિચારથી બધું ઊડી જાય. મારું બધું વિચારે કરીને ઊડી ગયું છે, આ જગતમાં કોઈ એવી વસ્તુ નથી, કોઈ એવો પરમાણુ નથી કે જેનો મેં વિચાર કર્યો ના હોય !

## કર્મોની નિર્જરા-જ્ઞાનીઓની રીત !

**પ્રશ્નકર્તા** : જ્ઞાની હોય તે મોહનીય કર્મના જ્ઞાતા-દ્રષ્ટા રહે તો એ કર્મ ઊડી જાય ને ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એટલે બધાંય કર્મ ઊડી જાય. બધો ચારિત્રમોહ ઊડી જાય. ખાલી શુદ્ધ ઉપયોગ જ રહે. 'હું શુદ્ધાત્મા છું'

એનો ઉપયોગ રહેવો જોઈએ. આય શુદ્ધાત્મા છે, તેય શુદ્ધાત્મા છે. ગધેડાં, કૂતરાં, બિલાડાં, બધાં શુદ્ધાત્મા છે. ગજવું કાપનારોય શુદ્ધાત્મા છે.

આ દુષમકાળના જીવોની સમજણમાં મોહ અને મૂર્છા ભરેલાં છે. તેથી કૃપાળુદેવે આ કાળના જીવોને હત્પુણ્યશાળી કહ્યા ! તે લોકો આખો દહાડો ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ કર્યા કરે ! બાપ-દાદા કરતા હતા તે રૂઢિ ચાલી આવતી હોય તે પ્રમાણે ધર્મ કરે. પણ તે સમજણપૂર્વકનું ના હોય. દરેકને પોતપોતાના ધર્મના પુદ્ગલનું આવરણ હોય. જૈનને જૈન પુદ્ગલ ને વૈષ્ણવને વૈષ્ણવ પુદ્ગલ મોક્ષે ના જવા દે. એ પુદ્ગલની નિર્જરા થશે તો કલ્યાણ થશે. મોક્ષમાં જૈન પુદ્ગલેય કામ લાગે નહીં ને બીજાં પુદ્ગલેય કામ લાગે નહીં. પ્રત્યેક પુદ્ગલનો નિકાલ કરવો પડશે.

**પ્રશ્નકર્તા** : મોક્ષના દ્વારમાં તો પુદ્ગલને દાખલ જ ક્યાં થવાનું છે? ત્યાં તો આત્માને જ દાખલ થવાનું છે.

**દાદાશ્રી :** શુદ્ધાત્મપદ પ્રાપ્ત થયા પછી મોક્ષમાં દાખલ થઈ શકાય એમ છે. બીજા બધામાંથી રાગ-દ્વેષ ઊડી જાય એટલે રહ્યો તે ચારિત્રમોહ કહેવાય. એની નિર્જરા થઈ જાય કે મોક્ષ થઈ જાય !

**પ્રશ્નકર્તા** : કર્મની નિર્જરા કેવી હોય ?

**દાદાશ્રી :** તમે શુદ્ધાત્મામાં હો તો બધી કર્મની નિર્જરા જ છે - શું નિર્જરા થાય, એનું તમારે શું કામ છે ? રોજ સંડાસમાં તમે જો જો કરો છો કે આજે પીળો થયો કે કાળો થયો ? આય પણ એક નિર્જરા જ છે, દેહની એક જાતની નિર્જરા છે.

**પ્રશ્નકર્તા** : એ બરોબર છે, પણ નિર્જરા પૂરી ક્યારે થાય ?

**દાદાશ્રી :** પૂરી કરીને તમારે શું કામ છે તે ?

**પ્રશ્નકર્તા** : પછી ખબર પડે ને કે હવે મોક્ષ જલદી આવી ગયો.

**દાદાશ્રી :** એમ ઉતાવળ કરવા જાય ત્યાં બીજું ઝાંખરું વળગી

જાય! આ ઉતાવળનો માર્ગ નથી. આ તો જાગૃતિ રાખવાનો માર્ગ છે. શુદ્ધ ઉપયોગમાં રહો, તેનાથી એની મેળે જ નિર્જરા થયા જ કરશે. તમારે કશું જ કરવાનું નથી. તેથી તો અમે પણ એમ કહીએ છીએ કે અમારે મોક્ષે જવાની ઉતાવળ નથી. અમારે શેને ઉતાવળ હોય ? અહીં જ અમને મોક્ષ વર્તતો હોય, ત્યાં હવે બીજો ક્યો મોક્ષ જોઈએ છે ? અને પેલો મોક્ષ તો કાયદેસરનો છે. એ તો એની મેળે બોર્ડ ઉપર આવી જાય કે ત્રણ ને ત્રણ સેંકડે થશે ! આપણે ઉતાવળ કરવાની શી જરૂર ?

**પ્રશ્નકર્તા** : મોક્ષ એ નિશ્ચિત જ છે ?

**દાદાશ્રી :** ના, નિશ્ચિત ના માની લેશો. નિશ્ચિત હોય તો તો પછી બધાય નિરાંતે સૂઈ રહે. એવું નથી.

## શુદ્ધ ઉપયોગે અબંધ દશા

'તમે શુદ્ધ ઉપયોગમાં જ રહો' એટલું અમે કહેવા માગીએ છીએ. બીજું કશું વિચારશો નહીં. આ દિવસ નથી કે હમણાં પૂરું થઈ જાય! આ તો સંસાર છે. તમે તમારે ઉપયોગમાં રહેશો કે બધો હિસાબ છૂટી જશે ! આપણે વિચારમાં પડીએ કે 'ક્યારે પૂરું થશે ?' એટલે બીજું ભૂત પેસી જશે. આપણે શેને માટે ઉતાવળ છે ?

અમારે ચારિત્ર મોહ બહુ જૂજ હોય અને તમારે ઢગલાબંધ હોય. પણ તમારેય દહાડે દહાડે ઓછો જ થતો જાય છે. ચારિત્રમોહ જાય છે. એ મુક્તિ આપીને જ જાય છે.

પાંચ લાખ ચારિત્રમોહના મહેમાન હતા, એમાંથી હમણાં પાંચસો ગયા, તે પાંચસો ઓછા થયા, પછી ફરી પાંચસો ગયા, ફરી પાંચસો ગયા એમ ઓછા જ થતા જાય છે. પછી પાંચ લાખના ચાર લાખ થશે. પછી ત્રણ લાખ, પછી બે લાખ એમ કરતું કરતું ખલાસ થઈ જવાનું. આપણે પછી ગણ્યા કરીએ કે કેટલા રહ્યા, કેટલા રહ્યા તે આપણે ગણીને શું કામ છે ? શુદ્ધ ઉપયોગમાં રહ્યા કે સંવર સાથે નિર્જરા થયા જ કરે.

**પ્રશ્નકર્તા** : આનો અર્થ એમ કે જેટલા શુદ્ધ ઉપયોગમાં વધારે રહો એટલી વધારે નિર્જરા થાય ?

**દાદાશ્રી :** શુદ્ધ ઉપયોગ જ કામ કરવાનું છે. તમારો ધર્મ શુદ્ધ ઉપયોગ છે. એ જેટલો ચૂકો એટલો તમને માર પડે અને અમે જે પાંચ આજ્ઞાઓ આપી છે તે શુદ્ધ ઉપયોગમાં રાખવાના હેતુ માટે જ છે. પાંચ આજ્ઞા પાળી એનું નામ જ શુદ્ધ ઉપયોગ. એમાંથી એક પાળીએ તોય એ શુદ્ધ ઉપયોગ જ છે. પાંચમાંથી એક તમારાથી ના પળાય ?

**પ્રશ્નકર્તા** : દાદા, આમાં એવું છે ને એક પાળો ને તોય પાંચે પળાય જાય છે.

**દાદાશ્રી :** તે તો ઊલટું સારું ને ? એક પાળી તો પાંચનો લાભ થાય. આ તો બહુ સહેલું ને સરળ છે. કશી મુશ્કેલી નથી. માથે કોઈ વઢનાર નથી. નહીં તો માથે પેલા ગુરુ મહારાજ હોય તે તો તેલ કાઢી નાખે ! સવારથી ઊઠ્યા ત્યારથી આપણને ઝાપટ ઝાપટ કર્યા કરે !

## કર્મનું આયોજન - ક્રિયા કે ધ્યાન ?

**પ્રશ્નકર્તા** : હાલમાં જે ભોગવાય છે એમાં આપે કહ્યું કે આયોજન છે. એમાં ક્રિયમાણ પણ હોય ને સંચિત પણ હોય તો એ કર્મ ને કારણનું આયોજન કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** એ આયોજન આપણી ક્રિયા ઉપર આધારિત નથી હોતું. આપણા ધ્યાન ઉપર આધાર રહે છે. તમે ચંદુભાઈના દબાણથી પાંચ હજાર રૂપિયા ધર્માદામાં આપો તે તમે આપો ખરા, પણ તમારું ધ્યાન વાસ્તવિક નહોતું.

**પ્રશ્નકર્તા** : બહુ ઇચ્છા નહોતી.

**દાદાશ્રી :** ના, ઇચ્છા નહીં એમ નહીં. ઇચ્છાની જરૂર જ નથી. ઇચ્છામાં કર્મ બંધાતાં નથી. ધ્યાન ઉપર આધાર છે. ઇચ્છા તો હોય કે ના પણ હોય. પૈસા આપતી વખતે મનમાં એમ હોય કે આ ચંદુભાઈ

ના હોત તો હું આપત જ નહીં. એટલે ઊલટું તમે દાન આપીને જનાવરમાં જશો - આ રૌદ્રધ્યાન બાંધ્યું તેથી.

**પ્રશ્નકર્તા** : ધ્યાન શેના પર આધારિત છે ?

**દાદશ્રી :** ધ્યાન તો તમારા ડેવલપમેન્ટ ઉપર આધાર રાખે છે. તમને જે જ્ઞાનનું 'ડેવલપમેન્ટ' થયેલું છે, તેના પર આધાર રાખે છે.

તમે ખરાબ કરશો પણ અંદર ધ્યાન ઊંચું હોય તો તમને પુણ્ય બંધાશે. શિકારી હરણું મારે, પણ મહીં ખૂબ પસ્તાવો કરે કે 'આ મારે ભાગે ક્યાં આવ્યું ? આ બૈરાં-છોકરાં માટે મારે આ નાછૂટકે કરવું પડે છે !' તો તે ધ્યાન ઊંચું ગયું કહેવાય. 'નેચર' (કુદરત) ક્રિયા નથી જોતી. તે વખતનું તમારું ધ્યાન જુએ છે. ઈચ્છા પણ નથી જોતી.

કોઈ માણસે તમને લૂંટી લીધા તે વખતે તમારા મનના ભાવો બધા રૌદ્ર થઈ જાય. અંધારામાં આવા ભાવો થાય ને શુદ્ધ પ્રકાશ હોય ત્યાં કેવા ભાવ થાય ? 'વ્યવસ્થિત' કહીને ભાવાભાવ થયા વગર આગળ ચાલવા માંડે !

## ધર્મ, અર્થ, કામ અને મોક્ષ

**પ્રશ્નકર્તા** : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ - આ જીવનનાં ચાર પદો જરા સમજાવો.

**દાદાશ્રી :** અર્થ એટલે આપણા લોકો સાંસારિક સ્વાર્થ કહે છે તે. ત્યાંથી માંડીને ઠેઠ પરમાર્થ સુધીનો અર્થ એ અર્થ છે. ઠેઠ પરમાત્મા સુધી અર્થ રહે છે.

પરમાર્થનો અર્થ શો ? આત્મા સંબંધી જ જ્યાં સ્વાર્થ છે, બીજો કોઈ સ્વાર્થ જ નથી, આત્મા સિવાય સંસાર સંબંધી કોઈ સ્વાર્થ જ નથી એ પરમાર્થ કહેવાય. અને આત્મા સંબંધી સ્વાર્થી તો 'જ્ઞાની પુરુષ' હોય.

અર્થ પછી જે સ્વાર્થમાં લઈ જાય છે તે વખતે તે સકામમાં પરિણામ પામે છે અને જ્યારે અર્થ પરમાર્થમાં જાય છે ત્યારે નિષ્કામમાં પરિણામ

પામે છે. એનો એ જ કામ મોક્ષે લઈ જાય છે ને એનો એ જ કામ સંસારમાં રખડાવે છે.

ધર્મમાંય એનો એ જ ધર્મ સંસારમાં રખડાવે છે ને એનો એ જ ધર્મ મોક્ષે લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** ધર્મની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** આ સંસારમાં રખડાવે એ શુભ ધર્મ છે અને મોક્ષે લઈ જાય એ શુદ્ધ ધર્મ છે.

ધર્મનું નામ કેમ પડ્યું ? ત્યારે કહે કે અધર્મ હતો માટે ધર્મ પડ્યું. એટલે આ ધર્માધર્મ છે. સંસારના ધર્મિષ્ઠ પુરુષો શું કરે? અધર્મના વિચારો આવે તેને આખો દહાડો ધક્કા માર માર કરે. અધર્મને ધક્કા મારવા એને ધર્મ કહ્યો.

**પ્રશ્નકર્તા** : ધર્મનું પાલન કરે તો અધર્મ 'ઓટોમેટિકલી' નીકળી જાય ને ?

**દાદાશ્રી :** ધર્મ બે પ્રકારના છે. એક સ્વાભાવિક ધર્મ અને બીજો વિશેષ ધર્મ છે. જ્યારે શુદ્ધાત્મા પ્રાપ્ત થાય ત્યારે સ્વાભાવિક ધર્મમાં આવે. સ્વાભાવિક ધર્મ જ ખરો ધર્મ છે, એ ધર્મમાં કશું 'વીણવાનું' છે જ નહીં. વિશેષધર્મમાં બધું વીણવાનું છે.

લૌકિક ધર્મ કોને કહેવાય ? દાન આપવું, લોકોની ઉપર ઉપકાર કરવો, 'ઓબ્લાઈજિંગ નેચર' કરવો, લોકોની સેવાઓ કરવી, એ બધાને ધર્મ કહ્યો. એનાથી પુણ્ય બંધાય અને ગાળો ભાંડવાથી, મારામારી કરવાથી, લૂંટી લેવાથી પાપ બંધાય. પુણ્ય અને પાપ જ્યાં છે, ત્યાં સાચો ધર્મ જ નથી. પુણ્ય-પાપથી રહિત સાચો ધર્મ છે. જ્યાં પુણ્ય-પાપને હેય ગણવામાં આવે છે અને ઉપાદેય પોતાનું સ્વરૂપ ગણવામાં આવે છે એ 'રિયલ' ધર્મ છે. એટલે આ 'રિયલ' અને 'રિલેટિવ', બન્ને ધર્મ જુદા છે.

અર્થ સાંસારિક સ્વાર્થમાં પરિણમે તેનું નામ અધર્મ અને આત્મિક

સ્વાર્થમાં પરિણામ પામે તેનું નામ ધર્મ કહેવાય. એવું જ સકામ અને નિષ્કામનું છે.

**પ્રશ્નકર્તા** : ધર્મ વગર કોઈ જીવ રહી શકે ખરો ?

**દાદાશ્રી :** કોઈ જીવ ધર્મની બહાર હોતો જ નથી. ધર્મમાં હોય કે અધર્મમાં હોય, એ સિવાય ના હોય.

**પ્રશ્નકર્તા** : કેટલાક ઈશ્વરને માનતા નથી ને ?

**દાદાશ્રી :** આ જગતમાં ઈશ્વરને ના માનવાવાળાઓને આપણે નાસ્તિક કહેવા નહીં. એમને નાસ્તિક કહેવું એ ભયંકર ગુનો છે. એનું શું કારણ ? જેને 'હું છું' એવું પોતાના અસ્તિત્વનું ભાન છે એ બધા આસ્તિક કહેવાય અને ધર્મ બધા જુદી જુદી રીતે હોય છે. કોઈ નીતિનું પ્રમાણ માને, કોઈ સત્યનું પ્રમાણ માને, કોઈ મનુષ્યોને બચાવવાનું પ્રમાણ માને, એ પણ એક ધર્મનું પગલું જ છે. કંઈ મંદિરો બંધાવવાં એનું નામ જ ધર્મ એવું નથી. જે પૂર્ણ નીતિપરાયણ છે તે કોઈ દહાડો મંદિરમાં દર્શન કરવા ના જાય તોય ચાલે. તેને બીજા કશાની જરૂર નથી. પ્રામાણિકતા તો મોટામાં મોટું ધર્મનું સાધન છે. પ્રામાણિકતા ને નીતિ જેવું મોટું બીજું ધર્મમાં સાધન જ નથી. આ તો નીતિ, પ્રામાણિકતા જેવું કશું નથી રહેતું, એટલે પછી પોતે ધર્મમાં જઈને, મંદિરમાં જઈને, 'હે પ્રભુ ! હું કપડું ખેંચીને વેચું છું પણ મને માફ કરજો', એમ કહે. આ વેપારીઓ કપડું વેચતી વખતે ખેંચે છે તે શા માટે ખેંચે છે ? હું એમને પૂછું છું કે આ ભગવાનની ભક્તિ કરો છો ને પાછા આ કપડું શા માટે ખેંચો છો ? ત્યારે એ કહે કે, 'બધા ખેંચે છે એટલે હુંય ખેંચું છું.' મેં કહ્યું 'બધા તો કૂવામાં પડશે, તમે પડશો ? તમે ખેંચો છો શા માટે ?' ત્યારે વેપારી કહે, 'ચાલીસ મીટર કાપડ આપીએ તેમાં ખેંચી ખેંચીને આપીએ તો પા મીટર વધે છે !' અલ્યા, આ ખેંચવાની કસરત શા માટે કરે છે ? અલ્યા, આ તો વારેવારે તું રૌદ્રધ્યાન કરે છે ! તારી શી દશા થશે ? મહાવીરની સભામાં બેસતાં મેં તને જોયેલો હતો. મહાવીરની સભામાં બેઠેલા તે લોકો જ અહીં આગળ અત્યારે કપડાં ખેંચાખેંચ કરે ને તોય આ લોકોને મોક્ષે જવાનો વારો આવતો નથી.

આ તો ચટણી હારુ બેસી રહ્યા છે. આખા થાળ માટે કંઈ આ લોક બેસી નથી રહ્યા.

**પ્રશ્નકર્તા** : સત્ય, અહિંસા, પ્રામાણિકતા આ બધા જે દિવ્ય ગુણો છે. એમાંથી એકાદ ગુણની ઉપાસના કરે તો એવું ખરું કે બાકીના 'ઓટોમેટિક' આવી જાય ?

**દાદાશ્રી :** એક પકડી લે એટલે બધા આવી જાય. એકને પકડી બેસી જાય એટલે બધું જ આવી જાય !

## છૂટવાનો કામી

**પ્રશ્નકર્તા** : શ્રદ્ધાથી માનવી જીવનમાં ટકી શકે છે ? તે કેવી રીતે ?

**દાદાશ્રી :** આપણે એક સ્ટીમરમાં બેઠા, પછી કોઈને મનમાં એવો વહેમ પડ્યો કે આ સ્ટીમર ડૂબે એવી છે, તો આપણે ઊતરી પડીએ અને શ્રદ્ધા બેસે તો ? તો પછી બેસી રહો કે ના બેસી રહો ? કેમ લાગે છે તમને ? શ્રદ્ધા ના બેસે તો તરત જ ઊઠી જાય.

**પ્રશ્નકર્તા** : ઘણી વાર અમે શ્રદ્ધા રાખીને કામ કરતા હોઈએ છીએ, પણ એમાં અમને મુશ્કેલી જ આવે છે.

**દાદાશ્રી :** એ શ્રદ્ધા નથી, એ વિશ્વાસ છે. વિશ્વાસમાં મુશ્કેલી આવે, શ્રદ્ધામાં ના આવે.

**પ્રશ્નકર્તા** : મારે એવું થયું છે.

**દાદાશ્રી :** શ્રદ્ધા ને વિશ્વાસ બે જુદી વસ્તુ છે. શ્રદ્ધા 'બિલીફ'ને આધીન છે. વિશ્વાસ આવે ત્યાં એનો વિશ્વાસઘાત પણ થઈ શકે !

આ જગત જ આખું 'બિલીફ'ના આધારે ચાલી રહ્યું છે. પણ આ જગતમાં દુઃખ કેમ છે ? કારણ કે એને 'રોંગ બિલીફો' મળી છે અને જો 'રાઈટ બિલીફ' હોત તો આ જગતમાં દુઃખ હોત જ નહીં ! જીવ માત્ર બિલીફ, માન્યતા ઉપર જ છે. આમાં મનુષ્ય સિવાય ઈતર જીવો

તો આશ્રિત જ છે. દેવલોકો, જાનવર બધાં આશ્રિત જ છે. મનુષ્ય એકલો જ નિરાશ્રિત છે.

**પ્રશ્નકર્તા** : આ મનુષ્યો નિરાશ્રિત છે એ કેવી રીતે ? આ દેવલોકો આશ્રિત છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** મનુષ્યો એકલા જ નિરાશ્રિત છે. મનુષ્ય સિવાય બીજો કોઈ જીવ, દેવલોકો પણ, 'હું કર્તા છું' એવું ભાન ધરાવતો નથી અને જ્યાં કર્તા થયો ત્યાં ભગવાનનું આશ્રિતપણું છૂટી જાય છે. ભગવાન શું કહે છે ? 'ભાઈ, તું કરી લે છે તો તું છૂટો ને હું છૂટો !' પછી ભગવાનને ને તમારે શી લેવાદેવા ? તમે પાછા થાકો, કંટાળો એટલે મહાવીર ભગવાનની મૂર્તિ કે કૃષ્ણ ભગવાનની મૂર્તિ આગળ બેસીને માથાં ફોડો છો. પછી ત્યાં કોઈ બાપોય આશ્રિત તરીકે સ્વીકારે નહીં.

કર્તાપણાની 'રોંગ બિલીફ' તૂટશે તો જ તમે આશ્રિત છો, સર્વસ્વ છો ! પણ 'રોંગ બિલીફ' છૂટે નહીં ને ?

**પ્રશ્નકર્તા** : 'દાદા' છોડાવે ને ?

**દાદાશ્રી :** એ તો છૂટવું હોય તેને છોડાવે. જેને છૂટવું જ ના હોય તેને શી રીતે છોડાવે ? કારણ કે ભગવાનને ઘેરેય કાયદો છે. ભગવાનનો શો કાયદો છે ? જેને છૂટવું હોય તેને ભગવાન ક્યારેય બાંધતા નથી અને જેને બંધાવું હોય તેને ક્યારેય છોડતા નથી ! હવે જગતમાં લોકોને પૂછવા જઈએ કે તમારે બંધાવું છે કે છૂટવું છે ?

**પ્રશ્નકર્તા** : આપણને કઈ રીતે સમજાય કે બંધાવું છે કે છૂટવું છે ?

**દાદાશ્રી :** બંધાવાનાં કારણોનું સેવન કરે છે કે છૂટવાનાં કારણોનું સેવન કરે છે તેના પરથી સમજાય. છૂટવાનાં કારણો સેવે તેને છૂટવાના સંયોગ મળે. ત્યાં એને ભગવાન 'હેલ્પ' જ કર્યા કરે છે અને જે બંધાવાનાં કારણો સેવે છે તેનેય ભગવાન 'હેલ્પ' કર્યા કરે છે. ભગવાનનું તો 'હેલ્પ' જ કરવાનું કામ ને !

**પ્રશ્નકર્તા** : 'હેલ્પ' કરે એમાં ભગવાનનો પક્ષપાત ખરો ? મદદ કરવા જેટલો પક્ષપાત ખરો ?

**દાદાશ્રી :** મદદ ભગવાન પોતે કરતા નથી, આ કુદરતી રચના છે બધી-સ્વતંત્ર; 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. કારણ કે જીવ માત્ર સ્વતંત્ર છે. સ્વતંત્ર એટલે કુદરત એની હેલ્પમાં જ હોય. પોતે કહેશે કે મારે ચોરી કરવી છે તો ચંદ્ર, તારા, બધું હાજર હોય. ભગવાન તો આમાં ખાલી 'લાઈટ' આપવાનું જ કામ કરે છે. આમાં મૂળ ચોરી કરવાનો ભાવ પોતાનો છે. કુદરત તેને તેની પુણ્યૈ જ્યાં ખર્ચાવી હોય ત્યાં હેલ્પ કરે છે, એટલે કે એને બધા સંયોગો ભેગા કરી આપે છે. ભગવાન આમાં ફક્ત 'લાઈટ' જ આપ્યા કરે છે.

## ભક્તિ, યોગ ને ધ્યાન

**પ્રશ્નકર્તા** : ગીતામાં કહ્યું છે કે પૃથ્વી પર પાપનો ભાર વધી જાય છે ત્યારે એનો નાશ કરવા માટે 'હું' જન્મ લઉં છું, તે 'હું' કોણ?

**દાદાશ્રી :** એને જ આત્મા કહે છે, હું એટલે કૃષ્ણ નહીં. 'હું' એટલે જ આત્મા. નિયમ એવો છે કે જ્યારે જ્યારે પૃથ્વી ઉપર પાપનો ભાર વધે ત્યારે કોઈ મહાન પુરુષનો જન્મ થઈ જ જાય. એટલે યુગે યુગે મહાન પુરુષનો જન્મ થાય છે.

**પ્રશ્નકર્તા** : એવું કહે છે કે શ્રીકૃષ્ણ ભગવાને રાસલીલા કરી હતી, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** ભગવાન રાસલીલા રમ્યા જ નથી. તમને કોણે કહ્યું કે ભગવાન રાસલીલા રમ્યા હતા ? એ તો બધી વાતો છે. કૃષ્ણ તો મહાન યોગેશ્વર હતા. એમને રાસલીલામાં લોકોએ લાવી દુરુપયોગ કર્યો.

કૃષ્ણનું બે રીતે આરાધન કરવામાં આવે છે. બાળમંદિરના મનુષ્યો છે, એમણે બાળકૃષ્ણનાં દર્શન કરવાં અને વૈકુંઠમાં જવું હોય એણે યોગેશ્વર કૃષ્ણનાં દર્શન કરવાં. આ બે રીતોમાં તમારે શું જોઈએ ?

**પ્રશ્નકર્તા** : ભક્તિ, ધ્યાન એ નશો છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા** : તો પછી નશાવાળું જીવન જીવવું સારું કે કુદરતી !

**દાદાશ્રી :** કુદરતી જીવન જીવવાનું હોય તો બહુ જ સરસ. આ કુદરતી બધું રાખ્યું છે જ ક્યાં ? આ કુદરતે બહુ જ સુંદર કર્યું છે ! કુદરતી થાય તો જ પ્રગતિ છે, નહીં તો પ્રગતિ નથી !

**પ્રશ્નકર્તા** : કુંડલિનીનું જે ધ્યાન કરીએ છીએ તે ઊઘાડી આંખે કરીએ તે સારું કે બંધ આંખે કરીએ તે સારું ?

**દાદાશ્રી :** એવું છે કે ધ્યાન તમે ઊઘાડી આંખે કરશો તોય બંધન છે ને બંધ આંખે કરશો તોય બંધન છે. કુંડલિનીનું ધ્યાન કરવાનું નથી. ધ્યાન પોતાના સ્વરૂપનું કરવાનું છે. કુંડલિની તો એમાં સાધન છે. સાધનનો ઉપયોગ લેવાનો છે. પોતાના સ્વરૂપની રમણતા ઉત્પન્ન થઈ ગઈ એનું નામ મુક્તિ.

**પ્રશ્નકર્તા** : સાંખ્યયોગ કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** એકલું સાંખ્ય એ એક પાંખવાળું કહેવાય. તેનાથી ઊડી ના શકાય. એટલે સાંખ્ય ને યોગ, એ બે પાંખે ઉડાય ! યોગ વગર, માનસિક પૂજા વગર આગળ વધાય શી રીતે ? માનસિક પૂજા બધું ગોઠવ્યું છે, તે કેવી સરસ ગોઠવણી છે !

આ સાંખ્ય એટલે જ્ઞાન જાણવું જોઈએ. દેહના ધર્મ, મનના ધર્મ, બુદ્ધિના ધર્મ, આત્માના ધર્મ એ બધું જાણવું જોઈએ. એનું નામ સાંખ્ય કહેવાય અને યોગ વગર સાંખ્ય પામી શકાય નહીં. માટે યોગ, અહીં માનસિક પૂજા (ગુરુ મહારાજની) કે જેના આધારે તમે ચઢવા માગો છો, એનો આધાર લેવો પડે, અવલંબન લેવું પડે, તો આગળ કામ વધે.

**પ્રશ્નકર્તા** : શિવની ઓળખાણ શી છે ? શિવ ક્યાં છે ?

**દાદાશ્રી :** કલ્યાણ સ્વરૂપ થયેલો હોય, તે પુરુષ શિવ કહેવાય.

**પ્રશ્નકર્તા** : નિર્વિચાર અને નિર્વિકલ્પ, એ બેમાં ફેર શો ?

**દાદાશ્રી :** બહુ ફેર. નિર્વિચાર એટલે વિચારરહિતપણું અને નિર્વિકલ્પ એટલે વિકલ્પરહિતપણું. વિચાર ખલાસ થઈ ગયા એટલે શૂન્ય થઈ ગયો. વિચારશૂન્ય બાવા થઈ જાય, કેટલાક માણસોય થઈ જાય. વિચારો કરવાનું બંધ રાખે પછી વિચારોનું ધ્યાન ના આપે. એટલે પછી દહાડે દહાડે વિચારશૂન્ય એટલે પથરા જેવો થઈ જાય. આમ ઉપરથી રૂપાળો બંબ જેવો દેખાતો હોય, શાંત મૂર્તિ લાગે, પણ મહીં જ્ઞાન ના હોય !

**પ્રશ્નકર્તા** : નિર્વિકલ્પનો અર્થ કેટલાક નિર્વિચાર કરે છે.

**દાદાશ્રી :** 'જ્ઞાની' સિવાય નિર્વિકલ્પ હોય જ નહીં. નિર્વિચારી ઘણા હોઈ શકે. વિચારશૂન્યતામાંથી ફરી પાછી એને વિચારની ભૂમિકા ઉત્પન્ન કરવી પડશે. મન વિચાર કરતું બંધ થઈ જાય એટલે બધું 'સ્ટેન્ડસ્ટીલ' થઈ જાય. એટલે કૃપાળુદેવે એવું કહ્યું છે કે 'કર વિચાર તો પામ'. એટલે વિચાર તો ઠેઠ સુધી જોઈશે અને 'પામ્યા' પછી વિચારની જરૂર નથી પાછી. પછી વિચારો જ્ઞેય થાય અને પોતે જ્ઞાતા થયો.

**પ્રશ્નકર્તા** : મહાવીર સ્વામીએ છેલ્લી દેશના આપી, તો તે વખતે પણ એમને વિચાર તો હતા જ, એવો અર્થ થાય ને ?

**દાદાશ્રી :** ભગવાન મહાવીરને પણ ઠેઠ સુધી વિચાર રહેવાના. પણ તેમના વિચાર કેવા હોય કે સમયે સમયે એક વિચાર આવે ને જાય. એને નિર્વિચાર કહી શકાય. આપણે લગ્નમાં ઊભા હોઈએ ત્યારે બધા 'જે જે' કરવા આવે છે ને. 'જે જે' કરીને આગળ ચાલવા માંડે. એટલે એક કર્મનો ઉદય થયો અને તેનો વિચાર આવે પછી એ કર્મ જાય, પછી પાછું બીજું કર્મ ઉદયમાં આવે. આમ ઉદય અને અસ્ત થયા કરે. કોઈ જગાએ અટકે નહીં. એમની મનની ગ્રંથિ બધી ખલાસ થઈ ગયેલી હોય. એટલે એમને વિચાર હેરાન ના કરે ! અમને પણ વિચાર હેરાન ના કરે !

વિચાર એ તો મનનો ધર્મ છે. એક વિચાર આવે ને જાય અને કશું અડે નહીં, એને મનોલય જ કહેવાય. મનનું તોફાન ના હોય. મન

બગીચા જેવું લાગે, ઉનાળામાં ફુવારા ઊડ્યા કરતા હોય એવું લાગે અને નિર્વિકલ્પ તો બહુ ઊંચું પદ છે. કર્તાપદનું ભાન તૂટ્યું એ નિર્વિકલ્પ થયો. દેહાધ્યાસ જાય પછી નિર્વિકલ્પ પદ થાય.

**પ્રશ્નકર્તા** : સમાધિ અને સુષુપ્ત અવસ્થા વિશે કહો.

**દાદાશ્રી :** આજે આપણા દેશમાં જે સમાધિ માને છે તે સુષુપ્ત અવસ્થાને જ સમાધિ કહે છે. કેટલાક મહાત્માઓ મનના 'લેયર્સ'માં ઊંડા ઊતરી જાય છે. કોઈ બુદ્ધિના 'લેયર્સ'માં ઊતરી જાય છે. તે વખતે બહારનું ભાન ભૂલે છે. એને લૌકિક સમાધિ કહેવાય.

સમાધિ કોનું નામ કહેવાય ? અખંડ જાગૃતિપૂર્વકની સમાધિ એનું નામ સમાધિ ! શરીર ઉપર ધૂળની એક રજકણ પણ પડી હોય તો ખબર પડી જાય, એનું નામ સમાધિ કહેવાય. આપણા લોકો 'હેન્ડલ' મારીને સમાધિ કરવા જાય છે. એને સમાધિ ના કહેવાય. એ 'કલ્ચર્ડ' સમાધિ કહેવાય. સાચી સમાધિ મને નિરંતર રહે છે. આધિ, વ્યાધિ, ઉપાધિની મહીં પણ સમાધિ રહે, એનું નામ સાચી સમાધિ ! અત્યારે મને જેલમાં લઈ જવા પકડી જાય તોય મારી સમાધિ જાય નહીં ! એની એ જ દશા રહે ! અહીં મુક્ત છે તેમાંય સમાધિ છે, ત્યાં જેલમાંય સમાધિ છે.

**પ્રશ્નકર્તા** : ધ્યાન કરવાથી પ્રકાશનો અનુભવ થાય છે, એ માનસિક હોય છે કે ખરેખર ?

**દાદાશ્રી :** એ પ્રકાશ જ ન હોય. એ તો કલ્પના છે. આ બધી કલ્પનાને જ સત્ય માન્યું છે.

હું ૧૭-૧૮ વર્ષનો હતો ત્યારે આંખ દબાવીને મેં એક પ્રયોગ કરેલો. તે મોટો ઝબકારો થયો ને અજવાળું અજવાળું દેખાયું ! હું વિચારમાં પડ્યો કે આ શું થયું ! પછી મને સમજાયું કે આ તો આંખનું લાઈટ જતું રહ્યું.

જે ભૌતિક છે એ કોઈ દહાડોય આત્મા થવાનો નથી, જે આત્મા

છે એ કોઈ દહાડોય ભૌતિક થવાનો નથી. બન્ને નિરાળી જ વસ્તુઓ છે!

**પ્રશ્નકર્તા** : નિર્ગુણ એટલે શું ?

**દાદાશ્રી :** નિર્ગુણ એટલે જ્યાં આગળ પ્રકૃતિનો એક પણ ગુણ રહ્યો નથી તે અને સગુણ એટલે દેહધારીરૂપે પરમાત્મા આવ્યા હોય તે સગુણ પરમાત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા** : મોક્ષનો રસ્તો શો ?

**દાદાશ્રી :** તમે બંધાયેલા છો એવું તમને લાગે છે ? જેલમાં પુરાયેલો હોય તેને મુક્તિ જોઈએ.

**પ્રશ્નકર્તા** : બંધન તો છે જ ને !

**દાદાશ્રી :** બંધનમાં શું શું લાગે છે ?

**પ્રશ્નકર્તા** : અત્યારે તો આ સંસાર સારો સારો લાગે છે.

**દાદાશ્રી :** કડવો નથી લાગતો ?

**પ્રશ્નકર્તા** : ઊંડાણમાં જઈએ તો કડવો લાગે.

**દાદાશ્રી :** આટલી બધી કડવાશ લાગે છે, તોય કેવો આ જીવનો સ્વભાવ છે ? તે પાછો કેરી કાપીને ખાઈને સૂઈ જાય ! અલ્યા, હમણાં તો બીબી જોડે લડ્યો હતો ને પાછો શું જોઈને કેરી ખાય છે ? લડવાડ થાય ને બીબી કેરી કાપીને આપે તે શા કામની ? એક ફેર લડવાડ થાય તે શા કામનું ? તમે ચલાવી લો છો કે નથી ચલાવી લેતા ? પછી તમે લડો તો એય ચલાવી લે. પછી શું કરે તે ? બેઉ 'મેજિસ્ટ્રેટ'!

**પ્રશ્નકર્તા** : મનુષ્યજીવનનો મુખ્ય હેતુ સાધવાનો માર્ગ કયો ?

**દાદાશ્રી :** આ મનુષ્યજીવન એટલા માટે જ મળેલું છે કે અહીંથી આપણી મુક્તિ થાય, ભગવાનની પ્રાપ્તિ કરી શકાય. મનુષ્યગતિમાંથી જ મુક્તિ થાય છે. અનંત અવતારથી આપણે પ્રયત્નો કર્યા કરીએ છીએ,

પણ સાચો માર્ગ મળતો નથી. સાચો માર્ગ મળે તો મનુષ્ય અવતારમાંથી મુક્તિ થાય એવું છે. બીજા કોઈ અવતારમાં મુક્તિ ના થાય, મનુષ્ય અવતારમાં અજ્ઞાનની મુક્તિ થાય, સદેહે મુક્તિ થાય.

આ મનુષ્યજીવનનો હેતુ છે એ સાધવાનો માર્ગ, 'જ્ઞાની પુરુષ' આપણને મળે, તો પ્રાપ્ત થાય. ને આપણું બધી જાતનું કામ નીકળી જાય.

## અસંયોગી એ જ મોક્ષ

**પ્રશ્નકર્તા** : અમારે મોક્ષ નથી જોઈતો, પણ સંયોગ રહિત થવું છે.

**દાદાશ્રી :** એટલે સંયોગ જ્યાં હોય ત્યાં વિયોગ હોય જ. તમે આમ ઊંધી કાનપટ્ટી પકડાવો છો !

આત્માને કોઈ સંયોગ ભેગો ના થાય એટલે મોક્ષ થઈ ગયો ! આ તો સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો અને વાણીના સંયોગો ભેગા થયા જ કરે અને એ સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. વિયોગી વસ્તુ કોઈ બીજી નથી. એટલે તમારે સંયોગો એકલાની ચિંતા કરવાની કે સંયોગો ભેગા ના થાય ! સંયોગો એકલા ભેગા ના થાય તો બહુ થયું. એટલા માટે ભગવાને કહ્યું છે કે, ''એગો મે સાશઓ અપ્પા....

તમ્હા સંજોગ સંબંધમ્, સવ્વમ્ તિવિહેણ વોસરિયામિ...''

એવું તમારે સંજોગ વોસરાવી દેવા છે અને પાછું મોક્ષ જોઈતો નથી, એવું બોલો છો !

**પ્રશ્નકર્તા** : ધર્મ પ્રત્યે માણસને આકર્ષણ થતું નથી, થોડો વખત થાય ને પાછો છોડી દે છે, ને પાછો ધર્મ તરફ જાય છે, એવું કેમ?

**દાદાશ્રી :** આ જગતમાં એકલું આકર્ષણ નથી. આકર્ષણ ને વિકર્ષણ બન્ને છે, એ દ્વન્દ્વરૂપ છે. આ જગત જ દ્વન્દ્વરૂપ છે. એકલું આકર્ષણ કે એકલું વિકર્ષણ ના હોય, નહિ તો ફરી આકર્ષણ થાય જ નહિ અને

ધર્મનું એકલું આકર્ષણ હોય તોય લોકો કંટાળી જાય, કારણ કે આ સંસારમાં જે ધર્મ ચાલે છે તે યથાર્થ ધર્મ નથી, ભ્રાંતિધર્મ છે.

**પ્રશ્નકર્તા** : પણ આ ભ્રાંતિ ધર્મ જરૂરનો છે ને ?

**દાદાશ્રી :** હા, 'ડેવલપ' થવા માટે જરૂરનો છે. ખંડાઈ ખંડાઈને આગળ વધવાનું છે. જેમ ખંડાય, પીસાય તેમ બુદ્ધિ વધે. જેમ બુદ્ધિ વધે તેમ બળાપો વધતો જાય એટલે સ્વધર્મનું શરણું ખોળે.

## સાચી સામાયિક

**પ્રશ્નકર્તા** : દાદા, શાસ્ત્રો વાંચતાં થાક લાગે, સામાયિક કરતાં થાક લાગે, પ્રતિક્રમણ કરતાં થાક લાગે, પૂજા કરતાં થાક લાગે, થાક લાગે તો શું કરવું ?

**દાદાશ્રી :** ભગવાને સામાયિક કોને કહ્યું ? જેને આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના થાય તેને આખોય દહાડો સામાયિક છે, એમ કહ્યું છે! મહાવીર ભગવાન કેટલા ડાહ્યા છે ! તમને કશી જ મહેનત કરવાની ના રાખે. અને આ લોકોનું એકુંય સામાયિક ભગવાન 'એક્સેપ્ટ' ના કરે, આર્તધ્યાન ને રૌદ્રધ્યાન એક ગુંઠાણાં માટે, અડતાલીસ મિનિટ માટે બંધ થવાં જોઈએ. 'હું ચંદુભાઈ છું' કરીને સામાયિક કરે, જેમ આ લીમડાને કાપી નાખીએ તોય ફરી ફૂટે, તોય તે કડવો જ રહે ને ?! કેમ કાપ્યા પછી મહીં ખાંડ નાખીએ તોય કડવો રહે ?

**પ્રશ્નકર્તા** : હા, મૂળમાં જ એમ છે, દાદા.

**દાદાશ્રી :** મૂળ સ્વભાવમાં જ છે એમ ! તેમ આ 'ચંદુભાઈ' બધા રાગ-દ્વેષ બંધ કરીને સામાયિકમાં બેઠા, તો તે શેની સામાયિક કરે? નથી આત્મા જાણ્યો, નથી મિથ્યાત્વ સમજતા! જે મિથ્યાત્વ સમજે તેને સમકિત થયા વગર રહે જ નહીં. એટલે સામાયિક કરવા શેઠ બેઠા હોય પણ એમને બીજું કશું આવડતું નથી એટલે એ શું કરે ? પોતાનું એક કુંડાળું વાળેલું હોય અને બીજા કોઈ વિચારો આવે, દુકાનના, લક્ષ્મીના, વિષયના તો તેને કુંડાળાની બહાર હાંક હાંક કરે ! જેમ એક કુંડાળામાં

ગાયનાં વાછરડાં પેસી જતાં હોય, કૂતરાં પેસી જતાં હોય તો તેને હાંક હાંક કરે અને કુંડાળામાં પેસવા ના દે, તેને સામાયિક કહે છે. તોય તે સામાયિક થાય, કારણ કે આર્તધ્યાન ને રૌદ્રધ્યાન તેમાં ના થાય.

**પ્રશ્નકર્તા** : આર્તધ્યાન અને રૌદ્રધ્યાન તેમાં ના હોય, તો પછી સમતા જ કહેવાય ને ?

**દાદાશ્રી :** પણ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન જાય નહીં. એ તો હોય જ. એના માટે સામાયિક કરતા પહેલાં પહેલો નિયમ કરવો પડે. ''હે ભગવાન ! આ ચંદુલાલ, મારું નામ, આ મારી કાયા, આ મારી જાત, મારું મિથ્યાત્વ બધું આપને ધરાવું છું. અત્યારે મને આ સામાયિક કરતી વખતે વીતરાગ ભાવ આપો.'' આમ વિધિપૂર્વક કરે તો કામ થાય.

**પ્રશ્નકર્તા** : તીર્થંકર બનવા માટે આ કાળમાં કેવા ગુણની જરૂર પડે ?

**દાદાશ્રી :** નિરંતર જગતકલ્યાણની ભાવના, બીજી કોઈ જ ભાવના ના હોય. ખાવાનું જે મળે, સૂવાનું જે મળે, જમીન પર સૂવાનું મળે તોય પણ નિરંતર ભાવના શી હોય ? જગતનું કેમ કરીને કલ્યાણ થાય. હવે એ ભાવના ઉત્પન્ન કોને થાય ? પોતાનું કલ્યાણ થઈ ગયું હોય તેને એ ભાવના ઉત્પન્ન થાય. પોતાનું કલ્યાણ થયેલું ના હોય એ જગતનું કલ્યાણ શી રીતે કરે ? ભાવના ભાવે તો થાય. 'જ્ઞાની પુરુષ' મળે તો એને 'સ્ટેજ'માં લાવી નાખે. અને સ્ટેજમાં આવ્યા પછી એમની આજ્ઞામાં રહે તો ભાવના ભાવતાં આવડે.

**પ્રશ્નકર્તા** : નમસ્કાર અને વંદન, એ બન્ને સમાન કક્ષાના છે કે અલગ અલગ ભાવ છે ?

**દાદાશ્રી :** બન્ને અલગ અલગ ભાવે છે. નમસ્કાર તો બહુ ઊંચી વસ્તુ છે. વંદન તો સહેજે આમ આપણે માથું નમાવીને ઊભા ઊભા હાથ જોડીએ એને વંદન કહેવાય અને નમસ્કાર તો કેટલાંય અંગ જમીન ઉપર અડે ત્યારે થાય. આપણામાં સાષ્ટાંગ નમસ્કાર કહેવાય છે ને ? એટલે આઠેય અંગ ભોંય પર અડે ત્યારે એ નમસ્કાર ગણાય છે. પણ

એક ફેરો જો સાચા દિલથી કરે ને તોય બહુ થઈ ગયું !

**પ્રશ્નકર્તા** : જ્ઞાન વેચી શકાય ? કેટલાક લોકો એમનાં પ્રવચનોની ટિકિટ રાખે છે.

**દાદાશ્રી :** એવું છે કે જ્યાં પૈસાની લેવાદેવા છે, ત્યાં જ્ઞાન જ નથી. એ સંસારી જ્ઞાન હોય. એ મોક્ષનું જ્ઞાન નથી.

**પ્રશ્નકર્તા** : જીવનો એવો કોઈ ક્રમ છે કે મનુષ્યમાં આવ્યા પછી મનુષ્યમાં જ આવે કે બીજે ક્યાંય જાય ?

**દાદાશ્રી :** હિન્દુસ્તાનમાં મનુષ્યજન્મમાં આવ્યા પછી ચારેય ગતિઓમાં ભટકવું પડે. ફોરેનના મનુષ્યને એવું નથી. એમાં બે-પાંચ ટકા અપવાદ હોય. બીજા બધા ઊંચે ચઢ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા** : આ લોકો જેને વિધાતા કહે છે, એ કોને કહે છે?

**દાદાશ્રી :** એ કુદરતને જ વિધાતા કહે છે. વિધાતા નામની કોઈ દેવી નથી. 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિલ એવિડન્સ' (વૈજ્ઞાનિક સંયોગિક પુરાવા) એ જ વિધાતા છે. આપણા લોકોએ નક્કી કરેલું કે છઠ્ઠીના દિવસે વિધાતા લેખ લખી જાય. વિકલ્પોથી આ બધું બરોબર છે અને વાસ્તવિક જાણવું હોય તો, આ બરાબર નથી.

**પ્રશ્નકર્તા** : નિર્દોષ બાળકને શારીરિક વેદના ભોગવવી પડે છે, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** બાળકના કર્મના ઉદય બાળકને ભોગવવાના અને 'મધર'ને એ જોઈને ભોગવવાના. મૂળ કર્મ બાળકનું, એમાં 'મધર'ની અનુમોદના હતી, એટલે 'મધર'ને જોઈને ભોગવવાનું. કરવું, કરાવવું ને અનુમોદવું, આ ત્રણ કર્મબંધનાં કારણો છે.

**પ્રશ્નકર્તા** : સ્વસ્તિકનો અર્થ શો ?

**દાદાશ્રી :** સ્વસ્તિકનો 'સિમ્બોલ' (ચિહ્ન) એ ગતિસૂચક છે, એનાં ચાર પાંખિયાં ચાર ગતિ સૂચવે છે અને સેન્ટરમાં મોક્ષ છે. ચાર ગતિમાંથી

છેવટે મોક્ષમાં જ જવું પડશે. ચાર ગતિ એટલે મનુષ્યગતિ, દેવગતિ, તિર્યંચ(પશુ)ગતિ અને નર્કગતિ. આ ચાર ગતિ પુણ્ય અને પાપને આધારે છે અને પુણ્ય-પાપથી રહિત થયો ને જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું તો મોક્ષની ગતિ થાય. ત્યાં 'ક્રેડિટે'ય નહીં ને 'ડેબિટે'ય નહીં, અહીં 'ક્રેડિટ' થાય એટલે દેવગતિમાં જાય અગર તો વડાપ્રધાન થાય. આ તમે 'એસ. ઈ.' થયા તો તે 'ક્રેડિટ'ને લીધે. અને 'ડેબિટ' હોય તો ? પેલી મિલમાં નોકરી કરવી પડે ! આખો દહાડો મહેનત કરો તો ય પૂરું ના થાય અને 'ક્રેડિટ-ડેબિટ' ના થયું તો મોક્ષ થાય.

## મંદિરોનું મહત્ત્વ

**પ્રશ્નકર્તા** : જો દેરાસર ના હોત, મંદિરો ના હોત, તો પછી જેવી રીતે આપણે માટે દાદાશ્રી ઊભા થયા છે, પ્રગટ થયા છે, એવી રીતના એમના માટે કોઈને કોઈ ઊભું થયું હોત ને ?

**દાદાશ્રી :** એ તો બરોબર છે. એ એક જાતનો વિકલ્પ છે. આમ બન્યું છે, એ ના હોત તો બીજો કોઈ ઉપાય તો હોત ને ? બીજું કંઈનું કંઈ મળત. પણ આ મંદિરોનો ઉપાય ઘણો જ સારો છે. હિન્દુસ્તાનનું આ મોટામાં મોટું 'સાયન્સ' છે. એ સારામાં સારી પરોક્ષ ભક્તિ છે, પણ જો સમજે તો ! અત્યારે તો મહાવીર ભગવાનને દેરાસરમાં જતી વખતે હું પૂછું છું કે, "આ બધા લોકો તમારાં આટલાં બધાં દર્શન કરે છે, તો ય આટલી બધી અડચણો કેમ પડે છે ?" ત્યારે મહાવીર ભગવાન શું કહે છે ? "આ લોકો દર્શન કરતી વખતે મારો ફોટો લે છે, બહાર એનો જોડો મૂક્યો છે એનો ફોટો લે છે અને સાથે સાથે દુકાનનોય ફોટો લે છે ! માટે આવું થાય છે. હમણાં કો'ક જોડો લઈ જશે, તેનો પણ ફોટો લે છે!"

## અંતિમ પળે રામ નામ

**પ્રશ્નકર્તા** : આ મનુષ્યને જન્મ-મરણનો ફેરો ટાળવા માટે લોકોએ રામ, શ્રીકૃષ્ણ એ બધાં નામ આપ્યાં હોય છે. પણ છેલ્લી ઘડીએ કશું

યાદ આવતું નથી. તો છેલ્લી ઘડીએ શું કરવું જોઈએ કે પોતે આત્મામાં રહી શકે ને મોક્ષે જઈ શકે ?

**દાદાશ્રી :** ખરું કહે છે, છેલ્લી ઘડીએ આમાંનું કશું યાદ ના આવે. છેલ્લી ઘડીએ તો આખી જિંદગીનું સરવૈયું યાદ આવે. સરવૈયામાં તો બધું આલેખાય, તમે દેરાસરમાં દર્શન કરવા ગયા હો, તો એ ખાતુંય મોટું હોય. તો એ થોડું ઘણું હાજર થાય ! નહીં તો છોડીઓ દેખાય કે આ પૈણાવાની રહી ગઈ. ત્યારે છોકરાઓ કહે, 'કાકા, નવકાર મંત્ર બોલો.' ત્યારે કાકા કહેશે, 'અક્કલ વગરનો છે.' અલ્યા, જવાનો થયો. હવે તો પાંસરો મરને ! આ અક્કલનો કોથળો વેચવા જાય તો ચાર આનાય ના આવે ! અત્યારે જવાની તૈયારીઓ થઈ રહી છે, ઠાઠડી બાંધવાની તૈયારીઓ કરે છે, ત્યારે આ પાછો હિસાબ કાઢે છે ! કઈ જાતનો છે?

એટલે છેલ્લી ઘડીએ જિંદગીનું સરવૈયું આવે છે. બીજું કશું ચાલે નહીં માટે, 'આ' પહેલું કરી લેવું.

## દાદા ભગવાન કોણ ?

**પ્રશ્નકર્તા** : 'દાદા ભગવાન' કોણ ?

**દાદાશ્રી :** આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન હોય. તમને જે યાદ આવે છે તે ખરા 'દાદા ભગવાન' છે ! આ જે દેખાય છે, તે તો 'એ. એમ. પટેલ' છે અને મહીં બેઠા છે પ્રગટ પરમાત્મ સ્વરૂપ, તે 'દાદા ભગવાન' છે !

**પ્રશ્નકર્તા** : એ 'દાદા ભગવાન' ક્યારે હાજર હોય ?

**દાદાશ્રી :** નિરંતર હાજર જ છે. આ બધાને નિરંતર હાજર રહેવાના !

**પ્રશ્નકર્તા** : પણ આપશ્રીને 'દાદા ભગવાન' કેમ કહે છે ?

**દાદાશ્રી :** તે આપશ્રી તમે કોને ઓળખો છો ? આ જે દેખાય છે, તેમને કહો છો ? તમે તો એને જ ઓળખો ને ? 'આપશ્રી' મને

કહો છોને એ શું છે ? આ જે દેખાય છે, એ તો ભાદરણ ગામના પટેલ છે, અને 'કોન્ટ્રાક્ટ'નો ધંધો કરે છે. 'દાદા ભગવાન' તો અંદર જે વ્યક્ત થયા છે, આત્મા વ્યક્ત થયો, પ્રગટ થયો, એ 'દાદા ભગવાન' છે, જેને સંસારીઓ 'પ્રગટ પુરુષ' કહે છે !

**પ્રશ્નકર્તા** : માણસ કદાપિ ઈશ્વર કે પરમાત્મા થઈ શકતો નથી, છતાં માણસ પાસે, પોતે ઈશ્વર કે પરમાત્મા હોવાનો દાવો કરે, ઈશ્વરી ચમત્કાર હોવાનો દાવો કરે, એ શું બરાબર છે ?

**દાદાશ્રી :** એ દાવો કરવાની જરૂર જ નથી ! 'પરમાત્મા છું' એવો કોઈથી દાવો કરાય જ નહીં, છતાં કરે તો એ મૂર્ખ કહેવાય.

લોકો મને ભગવાન કહે, પણ ભગવાન કોને કહેવાય ? આ દેહને કોઈ દહાડોય ભગવાન ના કહેવાય. આ તો પટેલ છે. આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન હોય. 'દાદા ભગવાન' તો મહીં પ્રગટ થયા છે તે છે, દેહધારીને ભગવાન કેમ કરીને કહેવાય ?!

**પ્રશ્નકર્તા** : ભગવાન વ્યક્તિ રૂપે કે શક્તિ રૂપે ?

**દાદાશ્રી :** બન્ને સાચા છે, પણ વ્યક્તિ રૂપે પૂજે તેને વધારે લાભ મળે. વ્યક્તિ રૂપે એટલે જ્યાં ભગવાન વ્યક્ત થયા હોય ત્યાં ! મનુષ્ય એકલામાં જ ભગવાન વ્યક્ત થઈ શકે, બીજી કોઈ યોનિમાં ભગવાન વ્યક્ત થઈ શકે નહીં. આત્મા એ જ પરમાત્મા છે, પણ વ્યક્ત થવો જોઈએ. વ્યક્ત થઈ જાય, ફોડ પડી જાય પછી ચિંતાઓ જાય, ઉપાધિઓ જાય.

**પ્રશ્નકર્તા** : ભગવાન વ્યક્ત ક્યાં થાય ?

**દાદાશ્રી :** ભગવાન વ્યક્ત થાય એવા નથી. એ અવ્યક્તરૂપે રહેલા છે !

**પ્રશ્નકર્તા** : તમારા જેવામાં જ ભગવાન વ્યક્ત થાય, બીજે કશે વ્યક્ત થાય નહીં, એટલા માટે અહીં આવ્યા છીએ.

**દાદાશ્રી :** એ તો બીજે થાય નહીં, કો'ક જ ઘરે અજવાળું પૂરું

થઈ જાય. પછી એ અજવાળા પરથી બીજા બધા દીવાઓ સળગે. એક દીવામાંથી બીજા દીવા થાય. પણ ઓચિંતો દીવો તો કો'ક જ ફેરો થાય! અમને આ સુરતના સ્ટેશન પર ઓચિંતો દીવો થયેલો !

**પ્રશ્નકર્તા** : આપનો વ્યવહાર જે છે તે પણ શુભ વ્યવહારમાંથી જ ઉત્પન્ન થાય છે ને ?

**દાદાશ્રી :** સંસારમાં એક શુભ વ્યવહાર છે અને એક અશુભ વ્યવહાર છે. જગતના લોકો એકલા શુભ વ્યવહારમાં રહી શકે નહીં, એ શુભાશુભમાં રહે ! સંતો શુભ વ્યવહારમાં રહે અને જે ચાર વેદથી ઉપર ગયેલા હોય એવા 'જ્ઞાની પુરુષ' શુભાશુભ વ્યવહારથી પર એવા શુદ્ધ વ્યવહારમાં હોય !

**પ્રશ્નકર્તા** : ગુરુ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ભૂલવાળો ગુરુ હોય નહીં. પણ તે કેવી ભૂલો હોય? તો ચલાવી લેવાય ? કે જે ભૂલો બીજા કોઈનેય નુકસાનકારક ના હોય. પોતે જ જાણે કે આ ભૂલ હજી મારામાં રહી છે, એટલે કે સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ ભૂલો હોય. નહીં તો પરમાત્મા ને એમનામાં ફેરેય શો રહ્યો?

'જ્ઞાની પુરુષ' પોતે દેહધારીરૂપે પરમાત્મા જ કહેવાય. જેને એક પણ સ્થૂળ ભૂલ નથી કે એક પણ સૂક્ષ્મ ભૂલ નથી.

જગત બે જાતની ભૂલ જોઈ શકે : એક સ્થૂળ અને એક સૂક્ષ્મ. સ્થૂળ ભૂલો બહારની પબ્લિક પણ જોઈ શકે અને સૂક્ષ્મ ભૂલો બુદ્ધિજીવીઓ જોઈ શકે. આ બે ભૂલો 'જ્ઞાની પુરુષ' પાસે ના હોય !

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ' કયા પુણ્યના આધારે મળે ?

**દાદાશ્રી :** પુણ્યાનુબંધી પુણ્યના આધારે ! આ બધું જે પુણ્યૈ દેખાય છે એ પાપાનુબંધી પુણ્યૈ છે. પાપાનુબંધી પુણ્યૈ એટલે બંગલા, મોટરો, ઘેર બધી સગવડો, એ બધું એ પુણ્યના આધારે હોય, પણ એ પુણ્યમાંથી વિચાર ખરાબ આવે. કોનું લઈ લઉં, ક્યાંથી લૂંટી લઉં, ક્યાંથી ભેળું કરું, કોનું ભોગવી લઉં ! એમને અણહક્કનું ભોગવી લેવાની તૈયારી

હોય, અણહક્કની લક્ષ્મી પણ પડાવી લે, એ બધું પાપાનુબંધી પુણ્યૈ કહેવાય. પુણ્યના આધારે સુખ ભોગવે છે, પણ નવા અનુબંધ પાપના નાખે છે !

અને જે પુણ્યૈથી સુખસગવડો બહુ ના હોય, પણ વિચારો ઊંચા આવે કે, કેમ કરીને કોઈને દુઃખ ના થાય એવું વર્તન કરું, ભલે પોતાને થોડી અડચણ પડતી હોય, તેને વાંધો નહીં, પણ કોઈને ઉપાધિમાં ના મૂકું એ પુણ્યાનુબંધી પુણ્યૈ કહેવાય. એટલે નવા અનુબંધ પણ પુણ્યના થાય.

**પ્રશ્નકર્તા** : મારે આપની પાસે 'જ્ઞાન' લેવું છે પણ અમે પહેલાંના ગુરુ કરેલા, એમાં કઈ મુશ્કેલી નહીં આવે ને ?

**દાદાશ્રી :** ના, ગુરુ તમારા રહેવા દેવાના, ગુરુ વગર શી રીતે ચાલે ? એ ગુરુ આપણને સાંસારિક ધર્મો શીખવાડે. 'શું સારું કરવું અને શું ખરાબ છોડી દેવું' એ બધી વાતો આપણને સમજણ પાડે. પણ સંસાર તો ઊભો રહેવાનો ને ? અને આપણે તો મોક્ષે જવું છે ! એ માટે 'જ્ઞાની પુરુષ' જુદા જોઈએ, 'જ્ઞાની પુરુષ' એ ભગવાનપક્ષી કહેવાય. પેલા વ્યવહારમાં ગુરુ અને નિશ્ચયમાં આ જ્ઞાની ! બન્ને હોય તો કામ થાય માટે તમારા ગુરુ છે તેને રહેવા દેવાના. ત્યાં દર્શન કરવા હઉ જવાનું !

**પ્રશ્નકર્તા** : આ સત્પુરુષ તો વરસાદ બધાને સરખો વરસાવે છે, પણ મારો લીમડો હોય અને બીજાને આંબો હોય તો, બીજમાં ફેર પડી જાય ને ? પછી સરખું પરિણામ કેવી રીતે પામે ?

**દાદાશ્રી :** આપણે અહીં તો બીજનો વાંધો નથી. અહીં આગળ તો તમારે વિનયપૂર્વક મને કહેવું કે સાહેબ, મારું કલ્યાણ કરો. અહીં પરમવિનયથી મોક્ષ છે.

આ પાંચમા આરાનો પૌદ્‌ગલિક સડો છે, આ કોઈ દહાડો 'રિપેર' થાય નહીં. આમથી રિપેર કરો તો તેમથી તૂટશે ને તેમથી 'રિપેર' કરો તો આમથી તૂટશે. એના કરતાં 'અક્રમ વિજ્ઞાન' એ અંદરથી ચોખ્ખું કરી નાખે અને તમને છૂટા રાખે !

**પ્રશ્નકર્તા** : 'દાદા' મને જ્ઞાન આપે, પણ મારામાં સમજવાની શક્તિ ના હોય તો શું કરવું ?

**દાદાશ્રી** : મહીં આત્મા છે ને, જીવતા છો એટલે બધું થઈ જશે. તમારામાં સમજવાની શક્તિ હોય, એવું જો હું પાસ કરવા બેસું તો કોઈ પાસ જ ના થાય. એટલા માટે મેં શરૂઆતમાં ઋષભદેવ ભગવાનની મૂર્તિ પાસે વાત કરીને પૂછેલું કે આ અક્રમ વિજ્ઞાન આપવું હોય તો કોને આપવું ? પાસ થવા તેત્રીસ ટકા માર્ક જોઈએ ને કોઈ ત્રણ ટકાની ઉપર આવતું નથી. ત્યારે ભગવાને કહ્યું કે ત્રણ ટકાવાળાને આપો. તે ય પછી પાર વેલ્યુવાળાને આપવા માંડ્યા. એટલે કે ઝીરો માર્કવાળા! અત્યારે માઈનસ માર્કવાળાઓને આ જ્ઞાન અપાય છે.

**પ્રશ્નકર્તા** : સાંભરતાં જ અમને જે દાદા ભગવાનનાં દર્શન થાય અને રસ્તો દેખાડે, એ કઈ વૈજ્ઞાનિક પ્રક્રિયાના આધારે છે ?

**દાદાશ્રી** : એ સ્વભાવથી જ છે બધું ! એમાં શુદ્ધ ચેતન 'સાયલન્ટ' હોય છે ! આ લાઈટ 'સાયલન્ટ' છે, લાઈટના આધારે બધી ક્રિયા કરે કે ના કરે ? 'લાઈટ'નો નફો મળે !

**પ્રશ્નકર્તા** : યાદ કરતાં જ, 'દાદા ભગવાન' હાજર થાય. એ ક્રિયા શુદ્ધ ચેતનના આધારે થતી બહારની ક્રિયા છે ?

**દાદાશ્રી** : આધાર નહીં, એ તો સ્વાભાવિક ક્રિયા છે. મહીં સૂક્ષ્મ શરીરનું ખેંચાણ થવું, એ સ્વાભાવિક ક્રિયા છે.

**પ્રશ્નકર્તા** : પણ એ પુદ્‌ગલના ભાગમાં હોય ને ?

**દાદાશ્રી** : બધું પુદ્‌ગલ જ કહેવાય. જગત એને ચેતન માને છે, ખરેખર ત્યાં ચેતન છે જ નહીં. કોઈ ચેતન સુધી પહોંચ્યો નથી ! ચેતનના પડછાયા સુધી પહોંચ્યો નથી !

**પ્રશ્નકર્તા** : જ્ઞાની અને જ્ઞાન અવતાર, એ બેમાં શો ફેર છે ?

**દાદાશ્રી** : એમાં ખાસ કોઈ ફેર હોય નહીં, પણ જ્ઞાની તો એવું

છે ને કે બધાંયને, શાસ્ત્રના જ્ઞાનીનેય જ્ઞાની જ કહે છે ને ? પછી તે શાસ્ત્ર ગમે તે હોય. કુરાનેય જાણતો હોય તેનેય જ્ઞાની કહે. એટલે જ્ઞાન અવતાર કહેલું છે. બીજા કોઈથી જ્ઞાન અવતાર લખાય નહીં, જ્ઞાની એકલા જ લખે, એટલો ફેર રહે !

**પ્રશ્નકર્તા** : કૃપાળુદેવ જ્ઞાન અવતાર કહેવાયને ?

**દાદાશ્રી :** હા, એ તો જ્ઞાન અવતાર છે.

**પ્રશ્નકર્તા** : આત્મજ્ઞાની અને કેવળજ્ઞાનીમાં શો ફેર ?

**દાદાશ્રી :** કશોય ફેર નહિ. આત્મા 'કેવળજ્ઞાન સ્વરૂપ' છે, પણ સત્તાએ કરીને ફેર છે. સત્તા એટલે આવરણને લઈને કેવળજ્ઞાન ના દેખાય. બહારનું દેખાય. સત્તા એની એ જ હોય. જેમ કોઈને દોઢ નંબરનાં ચશ્માં હોય અને કોઈને ચશ્માં ના હોય તો, ફેર પડે ને ? એના જેવું છે!

**પ્રશ્નકર્તા** : યુગ પુરુષ થશે આપણા શાસનમાં ?

**દાદાશ્રી :** થશે ને ! યુગ પુરુષ ના થાય તો, આ દુનિયા કેવી રીતે ચાલશે ? કુદરતને ગરજ છે, એમાં આપણે ગરજ રાખવાની જરૂર નથી. જન્મોત્રી ય જોવાની જરૂર નથી. એ તો કુદરતના નિયમથી જ થાય. આપણે આપણી તૈયારી રાખો; બિસ્તરા-પોટલાં બાંધીને ગાડી ક્યારે આવે ને બેસી જઈએ એવી તૈયારી રાખો.

**પ્રશ્નકર્તા** : ગાડી સાચી આવી કે ખોટી આવી, તેની ખબર શી રીતે પડે ?

**દાદાશ્રી :** એવી શંકા પડે તો ઘેર જવાનું. ભગવાનને ત્યાં શંકાવાળાનું તો કામ જ નથી. આ ગાડીઓમાં ખરું-ખોટું કરવાનું ના હોય. સમજવામાં ખરું-ખોટું કરવાનું હોય.

**પ્રશ્નકર્તા** : ભક્ત અને જ્ઞાની, એ બેમાં ફેર ખરો ?

**દાદાશ્રી :** હા, સેવ્ય અને સેવક જેવો ફેર છે ! ભક્ત એ સેવક છે, તે પછી એ સેવ્ય થવાના. જ્ઞાની સેવ્ય છે અને ભક્તો સેવક છે.

સેવ્યનું સેવન કરવાથી સેવ્ય થતા જાય ને રૂપ તો એક જ છે. પણ અવસ્થાના હિસાબે ફરે છે. જેણે આત્મા પ્રાપ્ત કર્યો એ બધાંય જ્ઞાની કહેવાય, પણ જ્ઞાની જો બધાંય બોલવા જાય તો શું જવાબ આપો ? એટલે જ્ઞાની શ્રુતજ્ઞાન સહિત હોવા જોઈએ. વીતરાગ ભગવાનનું આખું શ્રુતજ્ઞાન તેમજ વેદાંત માર્ગનું શ્રુતજ્ઞાન બધું હોય, ત્યારે એમને જ્ઞાની કહેવાય. જ્ઞાની એમને એમ ના કહેવાય !

**પ્રશ્નકર્તા** : આશીર્વાદ માગીએ અને આપે તો, એ ફળે ખરા ?

**દાદાશ્રી :** હા, પણ કાયમ બધા ફળતા નથી, એમાં આપણું વચનબળ હોવું જોઈએ, તો એ ફળે. નહીં તોય આપણે આશીર્વાદ આપવા ખરા. બાકી કોઈનો આપ્યો અપાતો નથી, એ તો પેલાનું બનવાનું હોય છે ત્યારે આ નિમિત્ત થાય છે. જેને યશનામકર્મ હોય તે નિમિત્ત બને છે. પછી આશીર્વાદની દુકાનો કાઢે. પોતાથી તો સંડાસ જવાની પણ શક્તિ નથી, તો આશીર્વાદ શું આપવાનો હતો ! આ તો યશનામકર્મ હોય છે, તે મોટા માણસોને વધારે સારું યશનામકર્મ હોય.

જગતકલ્યાણની ભાવના ઘણા કાળથી, ઘણા અવતારથી ભાવેલી હોય તો યશનામકર્મ બહુ મોટું હોય. યશનામકર્મ તો જગતકલ્યાણની ભાવનામાંથી ઉત્પન્ન થયા છે. જેટલા પ્રમાણમાં અને જગતના લોકોને સુખ થાય એવી ઈચ્છા હોય, તેમાંથી યશનામકર્મ બંધાય અને જગતને ગોદા મારે તો અપયશનામકર્મ થાય. અપયશનામકર્મવાળો ગમે તેટલું કામ કરે તો ય અપયશ આવે ! ઘણા માણસો અહીં મને કહે છે કે, 'મેં ખૂબ કામ કર્યું તોય મને અપજશ આવે છે.' 'અલ્યા, તું અપજશ લઈને આવ્યો છે, એટલે અપજશ મળશે. તારે તો તારું કામ કરવાનું અને અપજશ લેવાના !'

**પ્રશ્નકર્તા** : આપ વિધિ કરાવો છો, તો તેના સ્થાન તરીકે અંગૂઠાને જ કેમ મહત્ત્વ આપો છો ?

**દાદાશ્રી :** ભગવાનને જે રસ્તે તાર જલદી ચોંટે એ જગ્યાએ વિધિ કરાવીએ છીએ. બીજી જગ્યાએ કરે તો તાર મોડો પહોંચે. આપણે જલદી

ખબર આપવી છે ને એટલા માટે. તને ના ગમ્યું ?

**પ્રશ્નકર્તા** : 'ક્વીક સર્વિસ' તો બધાનેય ગમે.

**દાદાશ્રી :** એટલે આ લોકો કંઈક બોલે છે ને અમૃત ઝરે છે, એવું કંઈક અમૃત ઝરે છે ખરું ? તને અનુભવમાં થોડું ઘણું આવ્યું ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** ત્યારે સારું. જે તે રસ્તે આપણે અમૃત ઝરે એ કામનું !

**પ્રશ્નકર્તા** : 'સર્વજ્ઞ' કોને કહેવાય ?

**દાદાશ્રી :** આ કવિરાજે અમારા માટે 'સર્વજ્ઞ' લખ્યું છે, ખરેખર તો આ કારણસર્વજ્ઞ છે, 'સર્વજ્ઞ' તો ૩૬૦ ડિગ્રીના હોય ત્યારે સર્વજ્ઞ કહેવાય. આ તો અમારું ૩૫૬ ડિગ્રીનું છે, અમે સર્વજ્ઞના કારણનું સેવન કરીએ છીએ !

પોતે એક સમય પણ પરસમયમાં ના જાય. નિરંતર સ્વસમયમાં હોય તે 'સર્વજ્ઞ'. અમે સંપૂર્ણ અભ્યંતર નિર્ગ્રંથ હોઈએ. અમને જે વેષે જ્ઞાન થયું હોય તે વેષમાં ફેરફાર ના થાય. અમને આ કપડાં કાઢી લો તો ય વાંધો નથી અને રહેવા દો તોય વાંધો નથી. અમને લૂંટી લે તોય વાંધો નથી.

**પ્રશ્નકર્તા** : આપને કેટલાં કર્મોનો અભાવ હોય ?

**દાદાશ્રી :** અમને બધાં ય કર્મોનો અભાવ હોય. ફક્ત આ દેહના પોષણ માટે જરૂર હોય તેટલું હોય. તે કર્મ પણ સંવરપૂર્વકની નિર્જરા રૂપે હોય. બીજો કોઈ અમને વિચાર જ ના હોય.

**પ્રશ્નકર્તા** : એટલે કે તમને અનંત જ્ઞાન, અનંત દર્શન પ્રગટેલું હોય ?

**દાદાશ્રી :** બધુંય પ્રગટ થઈ ગયેલું હોય. ફક્ત ચાર ડિગ્રી જ કમી હોય. જેટલું કેવળજ્ઞાનીને જ્ઞાનમાં દેખાય, એટલું અમને સમજમાં

આવી ગયું હોય. પેલું કેવળજ્ઞાન કહેવાય, અમારું કેવળદર્શન કહેવાય. એટલે અમે કહીએ છીએ કે આખા જગત વિશે અહીં આગળ પૂછી શકાય !

**પ્રશ્નકર્તા** : 'કેવળજ્ઞાન' વગર 'કેવળદર્શન' હોઈ શકે ?

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં 'કેવળજ્ઞાન' વગર 'કેવળદર્શન' હોય નહીં. 'અક્રમમાર્ગ'માં 'કેવળદર્શન' થાય. પછી 'કેવળજ્ઞાન' થતાં અમુક ટાઈમ લાગે. આ બધા બુદ્ધિના વિષય નથી, આ જ્ઞાનનો વિષય છે.

**પ્રશ્નકર્તા** : આપ સાક્ષાત્કારી પુરુષ છો, હવે આપ મંદિરોમાં જાવ, એનાથી મંદિરમાં જવા માટેની પ્રતિષ્ઠા નથી ઊભી થતી ?

**દાદાશ્રી :** અમે જ્યાં જઈએ ત્યાં બધે દર્શન કરવા જઈએ. દેરાસરોમાં, મહાદેવના મંદિરમાં, માતાજીના દેરામાં, મસ્જિદમાં બધે જ દર્શન કરવા જઈએ. અમે ના જઈએ તો લોકોય ના જાય. એનાથી ચીલો અવળો પડે. અમારાથી ચીલો અવળો ના પડે. એની અમારી જવાબદારી હોય. લોકોને કેમ શાંતિ થાય, કેમ સુખ થાય એવા અમારા રસ્તા હોય.

આ અક્રમ વિજ્ઞાન આટલું બધું ફળદાયી છે, એક મિનિટેય ટાઈમ કેમ ખોવાય ? ફરી આવો જોગ કોઈ અવતારમાં ના હોય. માટે આ ભવમાં પૂરું કરી લેવાનું.

**પ્રશ્નકર્તા** : દાદા, આ પૂરું કરી લેવાનું કહ્યું, તે કેવી રીતે ?

**દાદાશ્રી :** અમે જ્યાં સુધી છીએ ત્યાં સુધી ટાઈમ બીજે બગડવો ના જોઈએ. અમે વડોદરા જઈએ અને જેને એવા સંયોગ અનુકૂળ હોય અને પૈસા હોય તેણે ત્યાં આવવું જોઈએ. અમારો જેટલો બને એટલો વધારે ટાઈમ લેવો. ખાલી અમારા સત્સંગમાં આવીને બેસી રહેવાનું. બીજું કંઈ જ કરવાની જરૂર નથી !

**પ્રશ્નકર્તા** : આપનો પરિચય આપશો ?

**દાદાશ્રી :** 'મને' તમે ઓળખી શકવાના નથી. 'આ' જે તમે

જુઓ છો, એ તો અંબાલાલ પટેલ છે - ભાદરણ ગામના ! મને તો તમે ઓળખી જ ના શકોને ! કારણ 'હું' આમ દેખાઉં એવો છું જ નહીં !

આ જે વાણી બોલે છે, એ 'ઓરિજિનલ ટેપરેકોર્ડર' છે. તમારીય 'ઓરિજિનલ ટેપરેકોર્ડર' છે. પણ તમને અહંકાર છે એટલે 'હું બોલ્યો', 'હું બોલ્યો' કર્યા કરો છો ! અમને અહંકાર ના હોય એટલે આ કશી ભાંજગડ ના હોય. આ દેખાય છે એ ભાદરણના પટેલ છે અને મહીં 'દાદા ભગવાન' બેઠા છે ! અહીં વ્યક્ત થયેલા છે અને તમારામાં અવ્યક્તપણે રહેલા છે. એ વ્યક્તની જોડે વિનયપૂર્વક બેસવાથી તમારા પણ વ્યક્ત થયા કરે. આ પરમ વિનયનો માર્ગ છે. અહીં પૈસાની જરૂર ના હોય. અહીં સેવાનીય જરૂર ના હોય. અહીં કશાનીય જરૂર ના હોય, અહીં દ્રવ્યપૂજા હોય નહીં, આ તો મોક્ષનો માર્ગ છે.

અમારી પાસે અવિનય કરો તેનો અમને વાંધો નથી, પણ તમે તમારી જાત ઉપર અંતરાય પાડી રહ્યા છો, તમે અમને ગાળો ભાંડો છો તે તમે પોતાની જાતને જ નુકસાન કરી રહ્યા છો. અહીં તો બહુ વિનય જોઈએ ! પરમ વિનય જોઈએ ! અહીં અક્ષરેય આડુંઅવળું બોલાય નહીં. હમણાં પેલા મામલતદાર પાસે ગયા હોય તો તે ઘડીએ ચૂપ થઈને બેસી રહે, ત્યાં કેવા અક્ષરેય બોલે નહીં ! અને આ તો જ્ઞાની પુરુષ ! એમની પાસે તો બોલાતું હશે ? જ્ઞાની પુરુષ તો દેહધારી પરમાત્મા કહેવાય !!! ત્યાં બધી જ વસ્તુ પ્રાપ્ત થાય એવી છે !

## પોતે પોતાની ભક્તિ

**પ્રશ્નકર્તા** : આપણે 'ઈન્વાઈટ' ના કરીએ તોય એની મેળે વસ્તુ આવે છે. આ ઊંઘને લાવવી પડે છે ? એ એની મેળે જ આવે છે. તેવું આ જ્ઞાન એની મેળે જ આવશે ?

**દાદાશ્રી** : આ 'રિલેટિવ વસ્તુ' 'ઈન્વાઈટ' કરવા જેવી નથી. 'ઈન્વાઈટ' કરવા જેવી વસ્તુ શું ? કે આપણે જે ગામ જવાનું છે, તેનું જ્ઞાન જાણવા જેવું છે. બાકી બીજું બધું તો એની મેળે જ આવશે.

આજે ધર્મમાં જે પુરુષાર્થ બધા ચાલે છે, એ તો ખેતીવાડી કરે છે, બીજ નાખે તેનું પાંચસો-પાંચસો ગણું મળ્યા કરે.

**પ્રશ્નકર્તા** : આપણા માર્ગમાંય થોડી ખેતીવાડી ખરી ને ? આપણામાંય આરતી કરીએ છીએ ને ?

**દાદાશ્રી :** આપણામાં ખેતીવાડી હોતી હશે ? ખુદ ખુદા થઈ ગયા ને ! આપણે ત્યાં જે આરતી છે એ ખુદની આરતી છે, અહીં દરેક માણસ પોતે પોતાની જ આરતી કરી રહ્યા છે. આપણે ત્યાં જે પદો ગાય છે, તે ખુદની જ કીર્તનભક્તિ છે ! આપણે ત્યાં ખુદના સિવાય 'રિલેટીવ' વસ્તુ જ નથી !

**પ્રશ્નકર્તા** : ખુદની કીર્તનભક્તિ કરનાર કોણ ?

**દાદાશ્રી :** પોતે જ, પોતે !

**પ્રશ્નકર્તા** : એ ભાગ કયો ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાશક્તિ છે, તે કામ કરી રહી છે !

**પ્રશ્નકર્તા** : અજ્ઞા નહીંને ?

**દાદાશ્રી :** ના, અજ્ઞા તો રહે જ નહીં ! અજ્ઞા હોય ત્યાં સુધી સંસાર ઊભો થઈ જાય. સંસારી બાબતની સલાહ આપે તે અજ્ઞાશક્તિ !

જેને ખબર નથી કે આપણે અહીં પોતે પોતાની કીર્તનભક્તિ કરીએ છીએ, એને તો પછી ખોટ જ જાયને ? આ જાણ્યા પછી ખોટ ના જવા દો ! અહીં જે ભક્તિ કરે છે, એ મારા માટે, 'એ. એમ. પટેલ' માટે નથી, 'દાદા ભગવાન'ની છે ! અને 'દાદા' તો બધામાં બેઠા છે, મારા એકલામાં બેઠા નથી, એ તમારામાં બેઠા છે, આ તેમની જ ભક્તિ છે ! આરતી બધું તેમનું જ છે અને તેથી જ અહીં બધાને આનંદ આવે છે, તમારી જોડે હું પણ અંદર બેઠેલા 'દાદા'ને મારા નમસ્કાર કરું છું !

**પ્રશ્નકર્તા** : તે ઘડીએ બધા આનંદમાં આવી જાય છે, એનું કારણ શું ?

**દાદાશ્રી :** કારણ કે આ 'દાદા' જો દેહધારી રૂપે હોતને તો તો મનમાં એમ થાત કે પોતાની જાતનું જ ગા ગા કર્યા કરે છે ! ખરેખર આ એવું નથી ! કૃષ્ણ ભગવાને ગીતામાં આવી રીતે ગાયું છે ! પણ લોકોને સમજાય નહીંને ! 'તું' જ કૃષ્ણ ભગવાન છે, જ્યાં સુધી સ્વરૂપનું ભાન ના થયું હોય, ત્યાં સુધી શી રીતે સમજ પડે ?

સાંભળનારોય પોતાનો સત્સંગ કરે છે ને બોલનારોય પોતાનો સત્સંગ કરે છે. આ વિજ્ઞાન એવી જાતનું છે કે કોઈ માણસને પારકાં માટે કરવાની જરૂર નથી. એની મેળે પોતે પોતાનું જ કરી રહ્યા છે!

આ તમને દેખાય છે તે 'દાદા ભગવાન' છે ? ના, ન હોય એ 'દાદા ભગવાન', એ તો 'એ. એમ. પટેલ' છે, ભાદરણ ગામના છે. 'દાદા ભગવાન' તો અંદર પ્રગટ થયા છે, તે છે !

એમનું સ્વરૂપ શું છે ? જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ-એ એમનું સ્વરૂપ છે ! જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના આધારે જે અનુભવમાં આવે છે, તે 'દાદા ભગવાન' છે.

બાકી આ તો પટેલ છે. કાલે આ પરપોટો ફૂટી જાય તો લોકો એને બાળી મૂકે અને 'દાદા ભગવાન'ને કોઈ બાળી ના શકે. કારણ કે અગ્નિ સ્થૂળ સ્વરૂપ છે ને આત્મા સૂક્ષ્મ છે. સ્થૂળ સૂક્ષ્મને શી રીતે બાળે ? એવા જ જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ સ્વરૂપે રહેલા 'દાદા ભગવાન' તમારી મહીં પણ બિરાજેલા છે ! તે તમે પોતે જ છો !

**- જય સચ્ચિદાનંદ**

દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૬

### સમર્પણ

અનાદિ કાળથી
આત્મસુખની ખોજમાં ખોવાયેલાં
અતૃપ્તિની લ્હાયમાં આ કળિકાળમાં પણ
દિગ્મૂઢ બની તપ્તહ્દયે રઝળતાં
મુક્તિગામી જીવોને
પરમ રાહે પુગાડવાં, દિનરાત ઝઝૂમતાં,
કારુણ્યમૂર્તિ શ્રી 'દાદા ભગવાન'નાં
વિશ્વકલ્યાણક યજ્ઞમાં
પરમઋણીય ભાવે
સમર્પિત.

# સંપાદકીય

આપ્તવાણી-શ્રેણી ૬, એ એક આગવી પ્રતિભા ધરાવનારી છે. એક બાજુ વ્યવહારના પળપળના 'પ્રોબ્લેમ્સ' અને બીજી બાજુ સ્વ-મથામણથી ઝઝૂમી રહેલો એકલોઅટૂલો પોતે. આ બન્નેની રસાકસીમાં દિનરાત ખડા થતા સંઘર્ષનું સોલ્યુશન પોતાને ક્યાંથી થાય ? કોણ કરાવે એ ? એ સંઘર્ષ જ મહીં કોરી ખાતો રહે છે, ને ગાડી યાર્ડમાં ને યાર્ડમાં જ ફર્યા કરે છે!

જે જે પોતાનાં જીવનનાં સંઘર્ષોનું સરવૈયું લઈને દાદાશ્રી પાસે આવે છે, તેને દાદાશ્રી એવી કડી દેખાડી દે છે કે જેનાથી પેલો સંઘર્ષમાંથી સંધીને પામે છે !

જ્ઞાન એ તો શબ્દથી, સત્સંગથી કે સેવાથી જેમ છે તેમ પમાય તેવું નથી, એ તો જ્ઞાનીના અંતર આશયને સમજવાની દૃષ્ટિની ખીલવણીના સહારે સધાય છે, જે હર કોઈની આગવી અભિવ્યક્તિ અનુભૂતિ છે.

આ વીતરાગ પુરુષને જેમ છે તેમ ઓળખવો છે. એ કઈ રીતે વળે તેમ છે ? આજ સુધી એવી કોઈ દૃષ્ટિ, એવું કોઈ માપદંડ જ મળ્યો નહોતો કે જેનાથી એને માપી શકાય. એ દૃષ્ટિ તો પૂર્વભવની કમાણીરૂપ, આત્માના અનંતમાંના એકાદ આવરણને ઠેઠ સુધી ખસેડીને, અંતરસૂઝના નિર્મળ કિરણે કરીને પમાય કે જેનાથી જ્ઞાનીની પારદર્શકતા પામી જવાય! એ નિર્મળ દૃષ્ટિ શું આપણી પાસે છે ? દૃષ્ટિ નિર્મળ કેમ કરીને થાય ? આજ દિન સુધી ભવોભવથી ભાવનાઓ ભાવેલી હોય કે, 'વીતરાગ દશાને પમાડનાર જ્ઞાનીપુરુષને જ પ્રાપ્ત કરી છૂટવા છે. એ સિવાય અન્ય કોઈ ચીજનું કામીપણું હવે નથી.' અને ત્યારે જ જ્ઞાનીના અંગુલિનિર્દેશે જ્ઞાન-બીજનો ચંદ્રમા એની દૃષ્ટિમાં ખીલે !

જ્યાં પુણ્ય નથી કે પાપ નથી, જ્યાં પવિત્રતા નથી કે અપવિત્રતા નથી, જ્યાં કોઈ દ્વંદ્વ જ નથી, જ્યાં આત્મા સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપે પ્રકાશ્યો છે. એ જ્ઞાનીને કોઈ વિશેષણ આપતાં પોતાની જાતને જ ગુનેગાર લેખાય છે! નિર્વિશેષપદને પામેલાને વિશેષણથી નવાજવા એટલે સૂર્યના પ્રકાશને મીણબત્તી અલંકૃત કરે એના જેવું છે ને છતાંય મનમાં અહમ્ પોષીએ કે જ્ઞાનીને મેં કેવા આલેખ્યા !!! આને શું કહેવું ? શું કરવું?

જ્ઞાનીની પ્રત્યેક વાત મૌલિક હોય. તેમની વાણીમાં કયાંય શાસ્ત્રની છાંટ નથી, અન્ય ઉપદેશકોની છાયા માત્ર નથી કે નથી કોઈ અવતારી પુરુષની ભાષા ! એમનાં દ્રષ્ટાંતો-સીમીલીઝ પણ આગવાં છે. અરે, તેમની સહજ સ્ફૂર્તિ-રમૂજમાં પણ સચોટ માર્મિકતા ને મૌલિકતા જોવા મળે છે. અહીં તો પ્રત્યેકને પોતાની જ ભાષામાં પોતે પોતાનો ગૂંચવાડો કાઢી રહ્યો છે, એવો નિવ્વળ નીવળ અનુભવ થાય છે !

અનુભવ જ્ઞાન તો જ્ઞાનીના હૃદયમાં સમાયેલું છે. તે જ્ઞાન મેળવવા તૃષાતૂરે જ્ઞાનીના હૃદયકૂપમાં પોતાનો સમર્પણતારૂપ ઘડો ડૂબાડે, તો જ એ પરમતૃપ્તિને પામે !

જ્ઞાનીની જ્ઞાનવાણી, એમના અનુભવમાં આવતાં કથન તેમજ પોતાની ભૂલોની સામેથી હૃદયસાત્ થતી ચાવીઓ કે જે કોઈને જડે તેમ નથી. એમની શિશુસહજ નિખાલસતા ને નિર્દોષતા સ્વયં ડોકિંયા કરી, તેમને જ્ઞાની તરીકે ખુલ્લા પાડે છે !

જ્ઞાનીનાં એક-એક વેણ અંતરની અગાશીમાં થૈ થૈ કરી મૂકે છે !

જે જે જ્ઞાની પાસે પોતાની અંતરવ્યથા લઈને ગયો, તેને જ્ઞાની તેની વ્યથા જેમ છે તેમ, તે જ ક્ષણે વાંચી એવી સહજ રીતે શમાવી દે છે કે પ્રશ્નકર્તાને પલમાં જ થઈ જાય કે ઓહોહો ! બસ આટલી જ દૃષ્ટિભેદ હતી મારી ? આમ બહાર જોવાને બદલે ૧૮૦° દૃષ્ટિને ફેરવી હોત તો ક્યારનોય ઉકેલ આવી ગયો હોત ! પણ ૧૮૦° તો શું એક ડીગ્રીય પોતે પોતાથી કેમ ફરે ? એ તો સર્વદર્શી જ્ઞાનીનું જ કામ.

આત્મવિજ્ઞાન જ્યાં સંપૂર્ણપણે પ્રગટ થયું છે, જ્યાં આપણી અનંતકાળની 'આત્મખોજ' વિરામ પામે તેમ છે, ત્યાં એ તક ચૂકી પાછા અનંતી ભટકામણ ભોગવાય, એ તો કંઈ પોષાતું હશે ?

આત્મવિજ્ઞાન જ નહીં, પણ પ્રકૃતિનું સાયન્સ પણ જ્યાં સાથે સાથે પ્રગટ થયું છે કે જે ક્યાંય બન્યું નથી, તે અહીં અનુભવમાં આવે છે. તો ત્યાં તેનો પૂરેપૂરો લાભ ઉઠાવી, પુરુષ અને પ્રકૃતિનું એક્ઝેક્ટ ભેદાંકન કરી, પ્રકૃતિની જાળમાંથી કેમ ના છૂટી જઈએ ? આ પ્રાકૃત ભીંસમાં ક્યાં

સુધી ભીડાતા રહેવું ? પ્રકૃતિની પાર જવાનું વિજ્ઞાન હાથવેંત જ છે, તો પછી પોતાની પ્રકૃતિનો ચિત્તાર જ્ઞાની પાસે કેમ ના મૂકાય ? જેને છૂટવું જ છે, તેને પ્રકૃતિની વિકૃતિનું રક્ષણ શાને ?

જ્ઞાની પૂરેપૂરા ઓળખાય ક્યારે ?

જયારે જ્ઞાનીનું 'જ્ઞાન' જેમ છે તેમ, પૂરેપૂરું સમજાય ત્યારે ! ત્યારે તો કદાચ ઓળખનારો પોતે જ તે રૂપ થઈ ગયેલો હશે !

આવા જ્ઞાનના ધર્તા જ્ઞાનીને જગત સમજે, પામે ને અહોભાવમાં રાચે, તો સંસારનું સ્વરૂપ સમજાય ને તેમાં અસંગતતા અનુભવે.

વીતરાગોની વાણીની વિશાળતાને કાગળની સીમામાં સીમિત કરતાં નીપજેલી ક્ષતિઓ તે સંકલનાની જ છે, જે અર્થે ક્ષમા પ્રાર્થના.

**- ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્‌ઘાત

કુદરત શું કહે છે કે તને હું જે જે આપું છું, તે તારી જ બુદ્ધિના આશય મુજબનું છે. પછી એમાં તું હાય કકળાટ શાને કરે છે ? જે મળ્યું તે સુખેથી ભોગવને ! બુદ્ધિના આશયમાં 'ગમ્મે તેવું બૈરું હશે તો ચાલશે, પણ બૈરા વિના નહીં ચાલે.' એવું હોય તો તેને ગમ્મે તેવું જ બૈરું ભેગું થાય. પછી આજે પારકું બૈરું જુએ ને પોતાને અધૂરું લાગે પણ સંતોષ તો પોતાનાં ઘરનાંથી જ થાય. એમાં તું ગમે તેવા ધમપછાડા કરીશ તો તારું કંઈ જ વળવાનું નથી. માટે સમજી જાને ! સમભાવે નિકાલ કરી નાખ ને! કકળાટ કરવાથી તે નવી પ્રતિષ્ઠા થયા કરવાની ને તેથી સંસાર કયારેય વિરામ નહીં પામે. આ સંસારની રઝળપાટથી હાર્યો-થાક્યો. છેવટે એક જ નક્કી થાય કે હવે કંઈક છૂટકારો થાય તો સારું, ત્યારે તેને જ્ઞાની પુરુષ અવશ્ય મળે જ, જેમની કૃપાથી પોતાના સ્વરૂપનું ભાન થાય, પોતાનું આત્મસુખ ચાખવા મળે. પછી તો એની દૃષ્ટિ જ બદલાઈ જાય છે. પછી તે નિજઘર છોડી બહાર ડાફોળિયાં મારતી નથી. પરિણામે નવી પ્રતિષ્ઠા ઊભી થતી નથી.

કોઈને ટૈડકાવીએ ને પછી મનમાં એવા ભાવ થાય કે આમ કર્યા વગર પાંસરો ના થાય તો 'ટૈડકાવવો છે' એવા કોડવર્ડથી વાણીનું ચાર્જિંગ એવું થાય. તેને બદલે મનમાં એવો ભાવ થાય કે ટૈડકાવવું એ ખોટું કહેવાય. આમ ના હોવું જોઈએ, તો 'ટૈડકાવવો છે'નો કોડવર્ડ નાનો થાય ને એવું ચાર્જ થાય. અને 'મારી વાણી ક્યારે સુધરશે ?' એવા સતત ભાવ થયા કરે તો તેનો કોડવર્ડ બદલાય. અને 'મારી વાણીથી આ જગતના કોઈ પણ જીવને કિંચિત્‌માત્ર દુઃખ ન હો.' એવી ભાવનાથી જે કોડવર્ડ ઊભા થાય છે, તેમાં તીર્થંકરોની દેશનાની વાણીનું ચાર્જિંગ થાય છે !

આ કાળમાં વાણીના ઘાથી જ લોકો દિનરાત પીડાય છે. ત્યાં લાકડીના ઘા નથી થતા, સામો વાગ્બાણ વીંઝે ત્યારે 'વાણી પર છે ને પરાધીન છે' એ જ્ઞાનીનું આપેલું જ્ઞાન હાજર થતાં જ, ત્યાં પછી શું ઘા વાગતા હશે ? પોતાથી સામાને વાગે તેવી વાણી બોલે ત્યાં પ્રતિક્રમણ જ, પોતાનું તેમ જ પરિણામે સામાનું, સર્વ રીતે સોલ્યુશન લાવે તેમ છે.

આ જગતમાં દરેક વાતને પોઝિટિવ લેવાની છે. નેગેટિવ તરફ વળ્યા કે પોતે અવળો ચાલશે ને સામાનેય અવળો ચલાવશે.

વ્યવહાર એ કોયડાઓનું સંગ્રહસ્થાન છે. એક પતે ને બીજો કોયડો મોઢું ફાડીને ઊભો જ હોય. પોતાની જાતને જાણે ત્યાં જગત વિરામ પામે. પારકાની પંચાત માટે જગત નથી. પોતાની 'સેફસાઈડ' કરી લેવા માટે આ જગત છે !

જ્યાં સુધી પોતાને એવી બિલીફ પડેલી છે કે 'મારાથી સામાને દુઃખ થાય છે.' ત્યાં સુધી સામાને એ સ્પંદનનાં પરિણામ સ્વરૂપ દુઃખ થવાનું જ. અને આમ જે દેખાય છે, તે પોતાના જ સેન્સિટિવનેસનાં ગુણથી છે. એ એક પ્રકારનો અહંકાર જ છે. એ અહંકાર રહે ત્યાં સુધી સામાને દુઃખનાં પરિણામ થવાનાં જ. એ અહંકાર જયારે વિલય પામે, ત્યારે કોઈનેય પોતાથી દુઃખ પરિણામ ઊભાં થાય જ નહીં. આપણે ચોખ્ખા થયા તો જગત ચોખ્ખું જ છે.

જ્ઞાની જે માર્ગે અસર મુક્ત થયા તે જ તેમણે જોયેલો, જાણેલો ને અનુભવેલો. આ માર્ગ આપણને જગતથી છૂટવા માટે કહી દે છે.

આવી પડેલી વેદનાથી મુક્ત થવા બીજા રંજિત કરનારા પર્યાયનો સહારો લઈ જગત દુઃખમુક્ત થવા ફરે છે ને નવું જોખમ વહોરે છે. જ્ઞાનીઓ આમ આત્મવીર્યને વટાવી ના જાય. એ તો 'સમભાવે નિકાલ' કરે.

'જ્ઞાનીપુરુષ'ને કોઈ ગમે તેટલી ગાળ ભાંડે તોય જ્ઞાની તેને કહે, 'કશો વાંધો નહીં બા, તું તારે અહીં આવતો રહેજે. એક દા'ડો તારો ઉકેલ આવશે.' આ તે કેવી ગજબની કરુણા ને સમતા !!

આ જગત એક ક્ષણવાર પણ અન્યાયને પામ્યું નથી. જગતની કોર્ટો અન્યાયને પામે ! ફાંસીએ ચઢાવે તેય ન્યાય છે ને નિર્દોષ છોડી દે તેય ન્યાય છે. માટે કયાંય શંકા કરવા જેવું જગત નથી. આ જગતમાં એવો કોઈ જન્મ્યો જ નથી કે જે તમારું નામ દે ને નામ દેનારો હશે ત્યાં લાખો ઉપાયે પણ કશું વળનાર નથી. માટે બીજે બધે પૂળો મૂકીને આત્મા ભણી જાવ.

કયા જ્ઞાનના આધારે કોઈના પર શંકા કરાય ? આ આંખે દેખેલુંય શું ખોટું નથી ઠરતું ? શંકાનું કયારેય સમાધાન હોય નહીં ! સાચી વાતનું સમાધાન હોય !! જ્યાં શંકા નથી રાખતો, ત્યાં શંકા હોય છે. ને જ્યાં વિશ્વાસ રાખે છે ત્યાં જ શંકા હોય છે. જ્યાં શંકા છે ત્યાં કશું જ નથી હોતું. રૂમમાં સાપ પેઠો એ દેખ્યાનું જ્ઞાન થયું, જ્યાં સુધી એ નીકળી ગયાનું જ્ઞાન ના થાય ત્યાં સુધી શંકા જાય નહીં. નહીં તો જ્ઞાનીપુરુષના વિજ્ઞાનના અવલંબનથી એ નિઃશંક થાય.

કંઈ પણ યાદ આવે છે, તેની આપણી પર ફરિયાદ છે. તેથી ત્યાં તો પ્રતિક્રમણ કર કર કરીને ચોખ્ખું કરવું પડે.

આપણે બીજાને દુઃખ દીધું ને એ અહીં દુઃખમાં ટળવળે ને આપણે મોક્ષે જઈએ, એ બને ખરું ? પોતે દુઃખી હોય તે જ બીજાને દુઃખ દે. દુખિયો મોક્ષે જાય ? માટે ઊઠો, જાગો ને નક્કી કરો કે 'આજથી આ જગતમાં કોઈ પણ જીવને કિંચિત્ માત્ર દુઃખ દેવું નથી.' પછી મોક્ષ તમારી સામે આવતો દેખાશે. સામો દુઃખ દે તે આપણે જોવાનું નથી. એને બધી જ છૂટ છે. એની સ્વતંત્રતા આપણાથી કેમ છીનવાય ?

એક બાજુ વિશ્વકોર્ટમાંથી નિર્દોષ છૂટકારો જોઈએ છે ને બીજી બાજુ 'આણે મને આમ કેમ કર્યું ? કેમ કહ્યું ?' એમ દાવા માંડ્યા કરવા છે, તો કેમ છૂટાય ? અને ભૂલેચૂકે જો દાવો મંડાઈ જાય તો તે પાછો ખેંચી લેવો, પ્રતિક્રમણ કરીને જ સ્તો ને !!

વહુ જોડેનો વ્યવહાર, એની મહીં પરમાત્મા જોઈને પૂરો કરવાનો છે, નહીં કે બાવા થઈ જવાનું છે. વ્યવહાર વ્યવહારમાં વર્તે છે, તેમાં શુદ્ધ સ્વરૂપ જોવાય એ જ શુદ્ધ ઉપયોગ છે.

આપણાથી થતા અસંખ્ય દોષો, શું જ્ઞાનીની દૃષ્ટિમાં ના આવે ? આવે તો ખરા જ, પણ તેમનો ઉપયોગ શુદ્ધાત્મા તરફ હોય. તેથી જ્ઞાનીને રાગ-દ્વેષનાં પરિણામ ઉત્પન્ન જ ના થાય.

આપણાં પરિણામ બદલાય છે, માટે જ સામાનાં પરિણામ બગડે છે. જ્ઞાનીનાં પરિણામ કોઈ સંયોગોમાં બદલાય નહીં.

સામાને સુધારવો હોય તો સામો ગમે તેટલું દુઃખ દે, તોય તેના માટે એક પણ અવળો વિચાર ના આવે તો તે સુધરે જ. આ જ એક સુધરવાનો ને પરિણામે સામો સુધરે એવો રસ્તો છે !

સામાને 'આ તારી ભૂલ છે' એમ મોઢે કહીએ, તો એ 'એક્સેપ્ટ' નહીં કરે. ઊલટું ભૂલને ઢાંકશે. એને કહીએ 'તું આમ કરજે.' ત્યારે એ જુદું જ કરે. એનાં કરતાં એને જો એમ કહ્યું હોય કે 'આવું કરવાથી તને શો ફાયદો થશે ?' એટલે એ સામેથી કરવાનું છોડી દે.

ઠાઠડીમાં સથવારો કોણ દે ? વહેતાં પાણીમાં ક્યા પરપોટાને પકડી રખાય ? કોણ કોને સાથ દે ?

પોતાને ભાન નથી કે જેને માટે સંઘર્ષણ થાય છે, તે વસ્તુ પોતાની છે કે પારકી ? આ બધું હું કરું છું કે કોઈ મને કરાવે છે ? દેહના ભોગે પણ સંઘર્ષ થવો જ ના જોઈએ ! મહીં ભાવ બગડે, અભાવ થાય કે સહેજ આંખેય ઊંચી થાય, તે જ સંઘર્ષની શરૂઆત છે. પોતાને બીજો અથડાય પણ પોતે કોઈનેય ના અથડાય, તો એવા ઘર્ષણ થવાના સંયોગોમાં ઘર્ષણ થતું અટકે ને વધારામાં 'કોમનસેન્સ' પ્રગટ થઈ જાય, નહીં તો અજાગૃતિથી એ જ ઘર્ષણમાં અનંત આત્મશક્તિઓ આવરાય. સંસારમાંય 'સેફટી' જોઈએ છે ને મોક્ષનો માર્ગ પૂરો કરવો છે, તે ઘર્ષણને 'સ્કોપ' કેમ આપે?

જે જ્ઞાને કરીને જ્ઞાનીઓ જગતજીત થયા છે, તે જ્ઞાન કો'ક ફેરો સાંભળ્યું હોય તો કામ લાગે. અંતે જગતજીત જ થવાનું છે ને !

જગતમાં આપણે બધાને ગમીશું તો જ કામ લાગશે. જગતને આપણે ગમ્યા નહીં, તો તે કોની ભૂલ ? આપણી સાથે સામાને મતભેદ થાય તો તે પોતાની જ ભૂલ છે. જ્ઞાની તો ત્યાં બુદ્ધિકળા ને જ્ઞાનકળાએ કરીને મતભેદ પડતાં પહેલાં જ ટાળે.

'મારું સ્વરૂપ શુદ્ધાત્મા છે' એવું ભાન થયા પછી 'અનુકૂળ-પ્રતિકૂળ'નાં દ્વંદ્વ રહેતાં નથી. જ્યાં સુધી વિનાશી સ્વરૂપમાં વાસો હતો ત્યાં સુધી 'અનુકૂળ-પ્રતિકૂળ' રહે, જે નર્યો સંસાર જ છે. 'મીઠું' જ્યાં સુધી 'મીઠું' લાગે છે, ત્યાં સુધી જ 'કડવું' 'કડવું' લાગે છે. 'મીઠું' ના વેદે તો 'કડવા'માં વેદવાપણું રહેતું નથી. 'મીઠામાં'માં જાણપણું રહે તો 'કડવા'માં જાણપણું સહેજે રહે, આ તો પહેલાંની 'મીઠું' ભોગવવાની ટેવો પડેલી, તેથી 'કડવું' કાળજું કોરી ખાય.

અનુકૂળમાં ઊભા થતા કષાયો ઠંડકવાળા હોય, મીઠા હોય. તે રાગ કષાય-લોભ ને કપટવાળા કષાય છે, તેની ગાંઠ તૂટે નહીં. એ કષાયો રસ ગારવતામાં ડૂબાડે અને અનંત અવતાર ભટકાવી મારે.

દાન કરે તેને લોક વાહવાહનું જમણ જમાડ્યા વગર છોડવાનાં જ નથી. વાહવાહની ભૂખવાળો તો લોકોના ફેંકેલા વાહવાહના ટુકડા ધૂળમાંથી વીણી વીણીનેય ખાઈ જાય. જ્યારે જ્ઞાનીઓ બત્રીસ જાતનું જમણ પીરસે તોય તેને 'સ્વીકારે' નહીં, પછી રોગ પેસવાનો ભો જ ક્યાં રહ્યો ?

કંઈ પણ કામ કરીએ તેમાં કામની કિંમત નથી. પણ તેની પાછળ રાગ-દ્વેષ થાય તો તેનાથી આવતો ભવ ઊભો થાય ને રાગ-દ્વેષ ના થાય તો આવતા ભવની જવાબદારી રહેતી નથી.

જ્યારે અન્યનો એક પણ દોષ નહીં દેખાય ને પોતાના એકેએક દોષ દેખાશે ત્યારે છૂટાશે. 'પોતાના દોષે કરીને હું બંધાયેલો છું' એવી દૃષ્ટિ થશે, ત્યારે સામાના દોષ દેખાતા બંધ થશે. માટે માત્ર દૃષ્ટિ ફેર જ કરી લેવાની છે. દરેક પોતપોતાનાં કર્માધીન ભટકે છે, તેમાં તેનો શું દોષ? વ્યવહાર એમ નથી કહેતો કે સામાના દોષ જોવા ! વ્યવહારમાં તો 'જ્ઞાનીપુરુષ' પણ રહે જ છે ને ! છતાં તે જગતને નિર્દોષ જ નિહાળે છે ને!!!

ચોર ચોરી કરે તે તેના કર્મના ઉદયથી કરે છે. તેમાં તેને ચોર કહેવાનો, આપણને શો અધિકાર ? ચોરમાં પરમાત્મા જુએ તો ચોર ગુનેગાર નહીં દેખાય. ભગવાન મહાવીરે આખા જગતને નિર્દોષ જોયું ! તે શું આ દૃષ્ટિના આધારે જ તો નહીં ?

ભયંકર અપમાનના ઉદયમાં અંતઃકરણ તપીને લાલચોળ થાય, ત્યારે એ તપને ઠેઠ સુધી તન્મયાકાર થયા સિવાય સમતાપૂર્વક 'જોયા' કરે તો એ તપ મોક્ષે લઈ જાય !

તપ તો તેનું નામ કે જેની કોઈને ગંધેય ના આવે. આપણા તપને બીજા જાણી જાય, બીજા આશ્વાસન આપે ને આપણે તે સ્વીકારીએ તો, એ તપમાંથી 'કમીશન' બીજા ખઈ જાય.

બાહ્ય સંયોગોની અસર અંતઃકરણમાં પ્રથમ બુદ્ધિને થાય છે. બુદ્ધિમાંથી પછી મનને તે પહોંચે છે. બુદ્ધિ જો વચ્ચે સ્વીકારનારી ના રહે એટલે પછી મન પણ પકડે નહીં. પણ બુદ્ધિ ઝીલે એટલે મન પકડે ને પછી મન કૂદાકૂદ કરી મૂકે.

બુદ્ધિની ડખોડખલ બંધ શી રીતે થાય ? બુદ્ધિના બખેડા સાંભળવાના બંધ કરી દઈએ, અપમાન કરીએ, એટલે બુદ્ધિ બંધ. ને બુદ્ધિને માન આપીએ, તેને 'એક્સેપ્ટ' કરીએ, તેની સલાહ માનીએ તો બુદ્ધિ ચાલુ, ફુલ ફોર્મમાં !

આપણાં મનને આમળો ચઢાવે, એ વાતને બંધ કરી દેવી. મન આમળે ચઢે એટલે પહેલું મહીં પોતાનું સુખ આવરાય. પછી અસુખ લાગે, પછી દુઃખ થાય, બળતરા થાય ને ગભરામણ થાય ને છેવટે ચિંતા થાય. પણ એ અંકુર ઉખેડી નાખીએ એટલે વૃક્ષ થતું અટકે !

પોતાને હિતાહિતનું ભાન ના રહ્યું, તેથી મનનો ગમે તેવો ઉપયોગ થયો ને મન આઉટ ઓફ કંટ્રોલ થઈ ગયું ! આમ મનની ચંચળતા વધી,

તેમાં કોનો દોષ ? અજ્ઞાન છે ત્યાં સુધી મન ઉપર અહંકારનું નિયંત્રણ છે, તેનાથી મન ઉપર 'કંટ્રોલ' નથી. આત્મજ્ઞાન થયે 'પોતાનું' નિયંત્રણ આવે ને પુરુષાર્થ પ્રગટે ને મન વશ થાય.

'જોવું અને જાણવું', બન્ને પ્રત્યેક પળમાં સાથે હોય તો, ત્યાં પરમાનંદ સિવાય શું હોઈ શકે ? પોતે જાણે છે બધું ય કે મનમાં આવું થયું, તેવું થયું, વાણી આવી બોલાઈ, વર્તન આવું થઈ ગયું. પણ પદ્ધતિસરનું જોતા નથી કે કોને થયું ને આપણે કોણ ? ને તેનાથી પરમાનંદનો આસ્વાદ અટકે છે.

પોતાના બોલથી 'કોનું કોનું, કેવી રીતે પ્રમાણ દુભાય છે' એ જોવું, તેનું નામ જ વાણી ઉપર ઉપયોગ !

આપણી વાણી સામાને વાગે છે કેમ ? વાણી જે શબ્દરૂપ છે તે નથી વાગતી, પણ તેની પાછળનો અહંકાર છે તેની ઝાળ લાગે છે ! 'હું સાચો છું' એ જ અહંકારનું રક્ષણ. અહંકારનું રક્ષણ કરાય નહીં, અહંકાર પોતે જ રક્ષણ કરી લે એવો છે !

એક પણ શબ્દ મશ્કરી માટે ના વપરાય. એક પણ શબ્દ ખોટા સ્વાર્થ માટે કે પડાવી લેવા માટે ના વપરાય, શબ્દનો દુરુપયોગ ના કર્યો હોય, માનની ચટણી ખાવા શબ્દપ્રયોગો ના થયા હોય, ત્યારે વચનબળ ઉત્પન્ન થાય.

'આણે મારું બગાડ્યું' એવો ભાવ સહેજ જ થાય, તો તેની જોડે વાણીનો વ્યવહાર આખોય દુઃખ કરાવનારો ઊભો થઈ જાય. જેની વાણી સુધરી તેનો સંસાર સુધર્યો. આ દુનિયામાં કોઈ આપણું બગાડવાની શક્તિ જ ધરાવતું નથી.

દબડાવવાથી સામો ક્યારેય વશ ના થાય. એ તો ખુલ્લો અહંકાર છે. જગત નિર્અહંકારીને નમે છે !

આપણી વાત સહુ કોઈને ફીટ થાય એનું નામ સમજણ. અથડામણ થઈ ત્યાં અણસમજણની લીલ ફરી વળી સમજવું. અણસમજણ ઊભી થવાનું રૂટ કૉઝ અહંકાર છે ને અહંકાર ભૂતની પેઠે મહીં રાત-દા'ડો હેરાન કર્યા કરે, બાહ્ય કોઈ નિમિત્ત ના હોય તોય ! એના કરતાં 'હું કંઈ જ જાણતો નથી' એ ભાવ આવ્યો એટલે પત્યું.

સારું કરાવે છે તેય અહંકાર, ખોટું કરાવે છે તેય અહંકાર. સારું કરાવનારો અહંકાર એ કયારે ગાંડું કાઢી ખોટું કરાવડાવે, એની શી ગેરન્ટી?

બુદ્ધિના અભાવવાળાને 'આમ કરું કે ના કરું'ની દ્વિધામાં 'ડિસિઝન' લેવાય નહીં, એવાં સંજોગોમાં શું કરવું ? 'કરવા' તરફનું મહીંથી જોર વધારે છે કે 'ના કરવા' તરફનું જોર વધારે છે તે જોઈ લેવું. જો 'ના કરવા' તરફનું જોર વધારે છે, તો તેનાં પલ્લામાં બેસી જવું. પછી 'કરવાનું' હશે તો 'વ્યવસ્થિત' પાછું ફેરવશે.

ઉતાવળ કરવી એ સીંગલ ગુનો ને ઉતાવળ ના કરવી એ ડબલ ગુનો કહેવાય. માટે ઉતાવળથી ધીમા ચાલો.

રાગ કરે એ સીંગલ ગુનો છે ને નિરાગી થાય તે ડબલ ગુનો છે. સંસાર વ્યવહારમાં 'હું આત્મા છું, મને શી લેવાદેવા ?' એમ કરી છોકરાની ફી ના આપીએ, તો તે ભયંકર ગુનો છે. ત્યાં નિઃસ્પૃહ થવાનું નથી. ઉપલકપણે રહી નિકાલ કરવાનો છે.

સામાને રાજી કરવાનું છે, તેના રાગી થવાનું નથી. પોલીસવાળાને રાજી કરતાં તેના રાગી થવાય છે ?

ઘરમાં, ધંધામાં ગમે ત્યાં ઓછામાં ઓછી અથડામણ ઊભી કરે, એ રીતે વ્યવહાર કરે તે ખરો બુદ્ધિશાળી !

આપણાથી કોઈ પણ ફફડે તેમાં આપણી શી મોટાઈ ? આપણા ફફડાવવાથી સામામાં ફેરફાર થાય, તો આપણું નુકસાન વહોરીનેય ફફડાવેલું કામનું !

આપણામાં જ્યારે કપટ નહીં રહે, ત્યારે આપણી સાથે સામો કોઈ કપટ કરતો નહીં આવે. જગત આપણું જ પ્રતિબિંબ છે. આપણો જ ફોટો છે આ બધો ! આપણા નિષ્કપટભાવનો પ્રભાવ જ સામાને કપટરહિત કરી શકે !!

'સામાનું સમાધાન કરવું, એ આપણી જ જવાબદારી છે' એવું જ્યારે મહીં ફીટ થશે, ત્યારે બાહ્ય કોઈ ગોઠવણી કે ફાંફાં સિવાય સ્વયંસૂઝથી આજે નહીં તો કાલે, પણ સામાને સમાધાન થશે જ. પોતે ફરવાનું છે, નહીં કે સામો ફરે તેની રાહ જોતાં 'ક્યુ'માં બેસી રહેવાનું.

પોતે આજે ચોખ્ખો થયો, અહંકાર વગરનો થયો. પણ પાછલા અત્યાર સુધીના અહંકારના પડઘા લોકો કેવી રીતે એકદમ ભૂલે ? એ પડઘા તો રહેવાના જ. એ પડઘા સ્વયં ન શમે, ત્યાં સુધી રાહ જોયા વગર છૂટકો નથી.

અરીસો જે કોઈ મોઢું ધરે તેનું પ્રતિબિંબ દેખાડે. આમ અરીસા જેવું 'ક્લીયર' થઈ જવાનું છે. અટકણને લીધે અરીસા જેવું ક્લીયરન્સ નથી થતું. તેનાથી લોકોને આપણા તરફ એટ્રેક્શન થતું નથી. એટ્રેક્શન થાય પછી તો એનો શબ્દેશબ્દ બ્રહ્મવાક્ય થઈ પડે.

અરે, આ અટકણને લીધે તો આપણી સાચી વાત પણ લોકોને સારી નથી લાગતી. તેના લીધે મુક્ત હાસ્ય પણ નથી નીકળતું ને વાણીય ખેંચાયા કરે !!

અનંત અવતારની ભટકામણ શાથી થઈ ? અટકણથી ! આત્મસુખ ચાખ્યું નહીં, તેથી વિષયસુખ માટે અટકણ પડી ગઈ ! 'જ્ઞાનીપુરુષ'ની કૃપા અને પોતાનો જબરજસ્ત પરાક્રમભાવ, એનાથી અટકણ તૂટે. અટકણ તૂટે તો અનંત સમાધિ. સુખો પ્રગટે ને અટકણને નહીં ઉખાડીએ તો, એ તો જ્ઞાનનેય અને જ્ઞાનીથી પણ આપણને ઉખેડી નાખશે.

આપણા પર જેની છાયા પડે, તેનો રોગ આપણામાં પેઠા વગર રહે જ નહીં. સામાનાં ગમે તેવા સુંદર ગુણો દેખાય, પણ છેવટે તો તે પ્રાકૃત ગુણો જ છે ને ? પ્રાકૃત ગુણ વિકૃત થયા વગર ના રહે ? રૂપાળીબંબ જેવી હાફુસની કેરી હોય, પણ તે કહોવાઈને ગંધાઈ જ ઊઠે ને ?

વિષયસંબંધી જ્યાં જ્યાં આકર્ષણ ઊભું થાય, તેનું તરત જ પ્રતિક્રમણ હોવું ઘટે. ને તેની શુદ્ધાત્મા પાસે માંગણી કરવી કે મને આ અબ્રહ્મચર્યના વિષયથી મુક્ત કરો. સ્ત્રી-પુરુષના વિષયથી વેર ઊભું થાય છે. તે વેર જ કેટલાય અવતાર બગાડી નાખે.

પ્રતિક્રમણથી પ્રથમ તો પોતાનું અતિક્રમણ અટકે છે ને અવળા ભાવ તૂટે છે. સામાને તો તે પછી પહોંચે છે ને ના પહોંચે તોય તે જોવાનું નથી. આ તો આપણાં પોતા માટે જ છે બધું !!

વાઘ જોડે પ્રતિક્રમણ થાય તો તે વાઘેય આપણા કહ્યા મુજબ કરે. વાઘમાં ને મનુષ્યમાં ફેર કશો નથી. આપણાં સ્પંદનોના ફેરને કારણે વાઘને એની અસરો થાય છે, વાઘ હિંસક છે એવું જ્યાં સુધી આપણા ધ્યાનમાં

છે, બિલિફમાં છે ત્યાં સુધી એ હિંસક જ રહે અને વાઘ 'શુદ્ધાત્મા' છે એવું ધ્યાન રહે તો તે 'શુદ્ધાત્મા' જ છે !

પોતાની સળીઓ બંધ થઈ, પોતાનાં સ્પંદનો અટક્યાં, તો સામે કોઈ સ્પંદન કરનાર નહીં મળે ને પૂર્વાભ્યાસથી સ્પંદન ફેંકાઈ જાય તો પ્રતિક્રમણ થકી ધોઈ નખાય, એ જ પુરુષાર્થ છે !

કર્મરૂપી ફાચરને ફ્રેક્ચર શી રીતે કરાય ? 'ફાઈલોનો સમભાવે નિકાલ કરવાથી.' આપણે ફાઈલને દેખતાં જ મનમાં નક્કી કરવું કે 'મારે સમભાવે નિકાલ કરવો જ છે.' તો તે પ્રમાણે બધું ગોઠવાઈ જ જાય અને વખતે ચીકણી ફાઈલ હોય, ત્યાં આમ કર્યા છતાં નિકાલ ના થાય તો પછી આપણે ગુનેગાર નથી, 'વ્યવસ્થિત' ગુનેગાર છે.

ચીકણી ફાઈલ, ચીકણી શાથી છે ? પોતે જ ચીકણી કરી છે તેથી. ચીકણી ફાઈલની ચીકાશ જોવાને બદલે પોતાની જ પ્રકૃતિની ચીકાશ દેખાશે, ત્યારે ફાઈલને જોવાની દૃષ્ટિ જ બદલાયેલી હશે !

પોતાની 'પ્રકૃતિનો ફોટો' પુરુષ થયા પછી જ પડે. અહંકારરૂપી કેમેરાથી કંઈ ફોટો પડે ? એ તો મૌલિક કેમેરા જોઈએ.

જે ગૂંચાઈ જાય છે એ આપણું સ્વરૂપ ન હોય. 'આ મારું છે' એમ મનાય છે તે જ ભૂલ ખવડાવે છે. પ્રકૃતિને ખાલી જોવાની જ છે. 'સારી-ખોટી' કહેવાની નથી. પ્રકૃતિ લાખ લેપ ચઢાવવા જાય તોય પોતાનું પરમાત્મસ્વરૂપ લેપાયમાન થાય એમ નથી. આત્માની શુદ્ધતાને જગતનો કોઈ પ્રયોગ અશુદ્ધિમાં પરિણમવાનો નથી જ ને તેવું આપણું સ્વરૂપ છે !

પ્રકૃતિનો હિસાબ ચૂકવવા 'આપણે' કશું જ કરવાનું નથી. એ હિસાબો તો એની મેળે જ પૂરા થયા કરે. 'આપણે' તો 'જોયા કરવાનું' કે કેટલો હિસાબ બાકી રહ્યો !

પ્રકૃતિની બધી જ ખોટો એની મેળે જ પૂરી થઈ જવાની, 'પોતે' જો ડખો ના કરે તો ! પ્રકૃતિ પોતાની ખોટ પોતે જ પૂરી કરે છે. આમાં 'હું કરું છું' કહે, એટલે ડખો થાય !

આ 'અક્રમ વિજ્ઞાન' આખી દુનિયાનાં સાયક્લોનને ઉડાડી મૂકે તેવું છે, પણ આપણે તેની જોડે સ્થિર રહીએ તો !!!

**- ડૉ. નીરુબેન અમીન**

## અનુક્રમણિકા

# આપ્તવાણી
## શ્રેણી - ૬

### [૧]

### પ્રતિષ્ઠાનું પૂતળું

'હું ચંદુલાલ છું', 'આ મેં કર્યું', 'પેલું મેં કર્યું' એવી પ્રતિષ્ઠા કરી કે તરત પાછી નવી મૂર્તિ ઊભી થઈ જાય અને એ મૂર્તિ પાછી ફળ આપે. જેમ આપણે પથ્થરની મૂર્તિની પ્રતિષ્ઠા કરીએ અને ફળ આપતી થાય એવી રીતે આપણે આ પ્રતિષ્ઠા ઊભી કરીએ છીએ. જે રૂપે પ્રતિષ્ઠા કરે છે, તે જ રૂપે 'પ્રતિષ્ઠિત આત્મા' થાય છે. આ જૂનો 'પ્રતિષ્ઠિત આત્મા' નવી પ્રતિષ્ઠા ઊભી કરે છે. આજે જે 'ચંદુલાલ' છે એ બધો જૂનો 'પ્રતિષ્ઠિત આત્મા' છે, તે ફરી પાછી પ્રતિષ્ઠા કર કર કરે છે કે, 'હું ચંદુલાલ છું, હું આનો મામો થાઉં, હું આનો કાકો થાઉં' એવી બધી પ્રતિષ્ઠા કરે છે, એટલે ચાલ્યું પાછું ! ને 'હું શુદ્ધાત્મા છું' કહ્યું એટલે પ્રતિષ્ઠા બંધ થઈ ગઈ. એટલે આપણે કહીએ છીએ કે શુદ્ધાત્મપદ પ્રાપ્ત થયા પછી કર્મો બંધ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આવો સ્પષ્ટ ફોડ કોઈએ નથી પાડ્યો ?

**દાદાશ્રી :** ફોડ હોય તો ઉકેલ આવે, આત્મજ્ઞાન હોવું જોઈએ. એ આત્મજ્ઞાન હોતું નથી, નહીં તો તે આરપાર દેખાડી શકે. એટલે આપણે 'પ્રતિષ્ઠિત આત્મા' મૂક્યો, એ કોઈ દહાડો કોઈએ મૂકેલું જ નહીં !!

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રતિષ્ઠા પ્રમાણે બધું ક્રિયા કરે છે, કામ કર્યા કરે છે ?

**દાદાશ્રી :** હા, એય જેવી પ્રતિષ્ઠા કરી હોય તેવું. જેમ મૂર્તિમાં

પ્રતિષ્ઠા કરે છે ને મૂર્તિ ફળ આપ્યા કરે છે. એવું આ પ્રતિષ્ઠા કરે છે, તેનાં ફળરૂપે છોકરાઓ ભણે છે, કરે છે, પાસ હઉ પહેલે નંબરે થાય છે.

## બુદ્ધિનો આશય

**પ્રશ્નકર્તા :** આમાં પોતાનો કંઈ પુરુષાર્થ નહીં ?

**દાદાશ્રી :** ના, આ તો પોતે પ્રતિષ્ઠા કરતો જાય અને મૂર્તિ ઊભી થાય અને પછી, એના બુદ્ધિના આશયમાં હોય તે પ્રમાણે એનું 'ફિટિંગ' થતું જાય, બુદ્ધિના આશયમાં શું છે ? ત્યારે કહે કે, મારે તો બસ ભણવામાં જ આગળ આવવું છે, એવો બુદ્ધિનો આશય હોય તો એવું જ ફળ આપે. કોઈને એમ હોય કે, મારે ભક્તિમાં આગળ આવવું છે, તો તેવું ફળ આવે.

બુદ્ધિના આશયમાં એવું હોય કે મને ઝૂંપડામાં જ ફાવશે, તો પછી કરોડ રૂપિયા હોય તોય પણ તેને ઝૂંપડા વગર ગમે નહીં. અને કોઈને બુદ્ધિના આશયમાં, મને બંગલા વગર ફાવે નહીં એવું હોય, તો તેને પાંચ કરોડ રૂપિયાનું દેવું હોય તોય બંગલામાં જ રહેવાનું ગમે. અને આ ભગતો બિચારાને શું હોય કે, મારે જેવું હશે તેવું ચાલશે, તે તેમને જેવું હોય તેવું પણ બધું મળી આવે !

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં ભાવ કામ કરે છે ?

**દાદાશ્રી :** ના, એ બુદ્ધિનો આશય છે, ભાવ કરવો પડે નહીં. બુદ્ધિના આશય પ્રમાણે જ મહીં બધું 'સેટલમેન્ટ' થઈ ગયેલું હોય. પોતે પ્રતિષ્ઠા કરી, પૂતળું તૈયાર કરે ને બુદ્ધિના આશય પ્રમાણે 'સેટલમેન્ટ' થાય.

**પ્રશ્નકર્તા :** બંગલા વગર નહીં ફાવે, એ બુદ્ધિનો આશય કહ્યો. તો એમાં પછી પ્રતિષ્ઠા કઈ ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠા તો આપણે આપણી મેળે કરીએ છીએ કે 'હું ચંદુલાલ છું, આ મેં કર્યું, આનો સસરો થઉં, આનો મામો થઉં' એમ કરી ખોખું તૈયાર કરીએ છીએ. પછી ભાવ શું શું થાય ? ત્યારે કહે, 'બુદ્ધિના આશય પ્રમાણે બધું ચિતરામણ થઈ જાય. બુદ્ધિના આશય પછી મહીં ફેરફાર થયા કરે !'

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠા કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ અહંકાર કરે છે કે, 'આ હું છું, હું જ ચંદુલાલ છું ને આ મારો કાકો છે, મામો છે.'

**પ્રશ્નકર્તા :** આ દારૂ પીએ છે, આ પૂજા કરે છે, એ શું છે ?

**દાદાશ્રી :** દારૂ પીએ છે તે મહીં ભાવ કર્યા હોય ને કે દારૂ વગર તો ના જ ચાલે. એટલે દારૂ પીવે ને પછી એ ના છૂટે, એટલે પ્રતિષ્ઠા કરતો નથી, પણ એ છે તે બુદ્ધિનો આશય બોલતી વખતે કેવો હોય છે, તે મહીં પ્રિન્ટ થઈ જાય છે. બુદ્ધિનો આશય બહુ જ સમજવાની જરૂર છે, આપણે અહીં બેઉ ઊડી જાય છે. અહીં તો પ્રતિષ્ઠા કરવાની જ બંધ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો આશય જરા વિશેષ સમજાવો ને, દાદા !

**દાદાશ્રી :** બુદ્ધિનો આશય એટલે 'આપણે બસ ચોરી કરીને જ ચલાવવું છે, કાળાં બજાર કરીને જ ચલાવવું છે.' કોઈ કહેશે, 'આપણે ચોરી ક્યારેય પણ નથી કરવી.' કોઈ કહે, 'મારે આવું ભોગવી લેવું છે.' તે ભોગવી લેવા માટે એકાંતની જગ્યા હઉ તૈયાર કરી આપે. તેમાં પાછું પાપ-પુણ્ય કામ કરે છે. જે બધું ભોગવવાની ઇચ્છા કરી હોય એવું બધું એને મળી આવે. માન્યામાં ના આવે એવું બધું પણ એને મળી જાય. કારણ કે એના બુદ્ધિના આશયમાં હતું અને પુણ્ય ભેગું થાય તો કોઈ એને પકડીય ના શકે. ગમે તેટલા ચોકી પહેરા કરો તોય ! અને પુણ્ય પૂરું થાય ત્યારે એમ ને એમ પકડાઈ જાય. નાનું છોકરુંય એને ખોળી કાઢે કે 'ઐસા ગોટાલા હૈ ઈધર!'

## બુદ્ધિનો આશય અને ભાવ

**પ્રશ્નકર્તા :** તો આમાં ભોગવવાનું જે નક્કી કરે છે, ત્યાં શું બુદ્ધિનો આશય કામ કરે છે ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિના આશય પ્રમાણે કામ કરે છે ! દુનિયામાં ના હોય એવુંય ભોગવવું પડે, જો ભોગવવાનો ભાવ કર્યો હોય તો ! અને

તે વખતે પાછું એવું મંજૂરેય થાય છે. કારણ કે બુદ્ધિના આશયને પાછો પુણ્યનો આધાર છે.

એટલે 'હું આ છું', 'આ મારું છું' એમ પ્રતિષ્ઠાથી આખા ભવની 'બોડી' તે મૂર્તિ ઊભી થાય છે અને જે ભાવ કરતી વખતે બુદ્ધિનો આશય કેવો હતો, શેમાં શેમાં હતો, એ બધું પ્રિન્ટ થઈ જાય છે. દરેકને બુદ્ધિનો આશય હોય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો આશય તો હંમેશાં બદલાતો હોય ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિનો આશય બદલાય એ પ્રમાણે બધું ત્યાં પ્રિન્ટ થયા કરે.

**પ્રશ્નકર્તા :** ભાવ અને બુદ્ધિના આશયમાં ફરક શો ?

**દાદાશ્રી :** ભાવ એ તો અહીં આગળ માણસને એવા કાચ ઘાલી દે. તે પછી તેની આંખો બહુ સરસ હોય, છતાં પછી જે દેખાય છે તે ભાવ કહેવાય છે અને તે એવા ભાવ પર ચાલ્યા કરે. એટલે પછી એના ઉપરથી આ બધો સંસાર ઊભો થાય છે !

**પ્રશ્નકર્તા :** કાચમાંથી જે દેખાય છે એ ભાવ છે, તો કાચ એ દ્રવ્યકર્મ છે ?

**દાદાશ્રી :** હા, કાચ છે એ દ્રવ્યકર્મ છે. એ જે કાચ તમને વીંટ્યા છે, એવા દરેકના જુદા જુદા હોય. દ્રવ્યકર્મ દરેકને જુદું જુદું હોય. લોકો દ્રવ્યકર્મને શું જાણે છે કે જે દેખાયું છે, જેવું દેખાયું, તે ભાવકર્મ છે. તે ભાવકર્મનું જે ફળ આવ્યું તેને દ્રવ્યકર્મ કહે છે. ભાવકર્મથી આ ક્રોધી થઈ ગયો, એને એ દ્રવ્યકર્મ કહે છે. દ્રવ્યકર્મની વાત બહુ સમજવા જેવી છે અને બુદ્ધિનો આશય વસ્તુ જુદી છે.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિનો આશય અને ભાવમાં ફરક શો ?

**દાદાશ્રી :** ભાવકર્મ બધાને જ હોય, પણ પેલા બુદ્ધિના આશય દરેકને જુદા જુદા હોય. એ ક્ષેત્રને આધીન છે. આ કાચ, પાછું આ કાચમાંથી

જે દેખાય છે તે ભાવ, પછી ક્ષેત્ર, કાળ, એના આધારે બુદ્ધિનો આશય હોય છે. જો કે કાચની કંઈ એટલી બધી ખાસ વેલ્યુ નથી. આ કાચ એવી રીતે ઉત્પન્ન થાય છે કે આ ભવમાં જે કર્યું, કે તેમાં લોકોને સુખદાયી થાય એવાં કામો કર્યાં હોય તો કાચ એવા નિર્મળ હોય એટલે એને સારું દેખાય. ઠોકરો બહુ ના વાગે. અને લોકોને દુઃખદાયી થાય એવાં કામ કર્યાં હોય, એના કાચ તો એટલા બધા મેલા હોય, તે તેને ધોળે દિવસે પણ સાચી વસ્તુ ના દેખાય, ને પછી એને બહુ દુઃખ પડે. એટલે કાચનો શી રીતે તમે ક્રિયા કરો છો, તેના પર આધાર છે. આખી જિંદગી એક જ કાચના આધારે ચલાવવાનું હોય છે. મૂળ શું છે ? ત્યારે કહે કે, જ્ઞાન પોતાનું છે જ, પણ એ જ્ઞાન ઉપર કાચ છે. એ કાચમાંથી જોઈને બધું ચલાવવાનું. આ બળદને દાબડા બાંધીએ છીએ, એના જેવું આ બાંધે છે. હવે એમાંથી થોડું મહીં ખુલી જાય તો એટલું એટલું દેખાય ને ચિંતા, ઉપાધિઓ કર્યા કરે. પોતાના આશય પ્રમાણે પોતાને બધું મળ્યા કરે છે. એ પોતાના આશયને જો સમજી જાય તો બહુ થઈ ગયું, બુદ્ધિનો આશય તને સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** વ્યવહાર કેવો જોઈએ છે એ નક્કી કરવા માટે, જે નક્કી થાય છે ત્યાં બુદ્ધિનો આશય છે ?

**દાદાશ્રી :** મને શેમાં સુખ પડશે ? એવું ખોળ ખોળ કરે. એટલે પછી એ વિષયમાં સુખ માનતો થઈ જાય. પાછો વળી એવો ભાવ કરે કે બંગલો નહીં હોય તો ચાલશે, આપણે તો એકાદ ઝૂંપડું હોય તો ચાલશે. એટલે પછી એને બીજા ભવમાં ઝૂંપડું મળે ! દરેકને જુદાં જુદાં મકાનોમાં ગમતું હશે ને, રાત્રે ઊંઘ આવતી હશે ને ?

**પ્રશ્નકર્તા :** ગમે છે.

**દાદાશ્રી :** શી રીતે મારે આવું ને પેલાને આવું, એવું આખી રાત ના થયા કરે ? ના થાય. એમાં સંતોષ શાથી થાય છે ? 'આપણે તો આપણે ઘેર જઈએ તો જ ઊંઘ આવે' એ બુદ્ધિનો આશય. પોતાને ઘેર ભલે ને ઝૂંપડી હોય ! આપણે એને કહીએ, 'અલ્યા, તારો ખાટલો તો આટલો નીચો થઈ ગયો છે.' તોય પેલો કહેશે, 'ના, મને તો એમાં જ ઊંઘ આવશે. મને આ

બંગલામાં ઊંઘ ના આવે.' આ આદિવાસીને રોજ દૂધપાક-પૂરી જમાડીએ, તો તેમને તે ફાવે નહીં. બે-ત્રણ દહાડામાં છાનોમાનો કહ્યા કર્યા વગર જતો રહે. એને એમ કે આપણે ક્યાં અહીં આગળ ફસાયા.

કેટલાક માણસો પૈસા ના હોય તોય કિંમતી કપડાં પહેરે છે ને કેટલાક માણસો તો ખૂબ પૈસા હોય તોય.... એ બુદ્ધિનો આશય !

ફાધર ગાળો ભાંડતો હોય તોય એને એ જ ફાધર ગમે ! મધર ગાળો ભાંડતી હોય તોય એ જ મધર ગમે !! ફાધરને એ જ છોકરો ગમે. આખી જિંદગી છોકરાને ના બોલાવે, પણ મરતી વખતે બધું છોકરાને જ આપી દે. અલ્યા ! આખી જિંદગી ભત્રીજા પાસે ચાકરી કરાવી, પણ આપી દીધું છોકરાને ? આ બુદ્ધિનો આશય કહેવાય !

દાદાનેય છોકરો ને છોકરી મરી ગયાં. તે એમના બુદ્ધિના આશયમાં એવું કે આ શી લપ, આ શી ભાંજગડ !! બુદ્ધિના આશયમાં નોકરી કરવાની નહીં કે, 'બસ, નોકરી નહીં કરું.' તે નોકરી કરવાની ના આવી. એટલે બુદ્ધિના આશય પ્રમાણે બધું થયા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે જે વ્યવહાર, જે નિમિત્ત, જે સંયોગો ભેગા થાય છે, એની પાછળ આશય કામ કરે છે ?

**દાદાશ્રી :** આશય વગર કશું ભેગું જ ન થાય.

**પ્રશ્નકર્તા :** હવે બુદ્ધિનો આશય, એ ગયા ભવના ચિંતવનનું પરિણામ છે ?

**દાદાશ્રી :** ચિંતવન નહીં, આશય, બુદ્ધિનો આશય જ છે. ગયા અવતારના બુદ્ધિના આશય હતા, તેનું આ ફળ આવ્યું. બુદ્ધિનો આશય હોય, તો એને સટોડિયો ભેગો થઈ જાય. બહાર નીકળે કે એને રેસવાળો ભેગો થઈ જાય. પોતે ઘેરથી ઘણુંય નક્કી કર્યું હોય કે રેસમાં જવું જ નથી. તોય જાય, એ બુદ્ધિનો આશય.

આપણે ગયા અવતારે બુદ્ધિનો આશય કરેલો હોય, તેની અત્યારે આપણને પોતાને ખબર પડે કે આ સટ્ટાબજાર મને અડવાનું નથી. નાલાયક

માણસ મને ભેગો નહીં થાય.

## બુદ્ધિના આશયનો આધાર

આ બધું બુદ્ધિના આશયને આધારે છે અને બુદ્ધિનો આશય છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને આધીન છે. એમાં પોતાનું કર્તાપણું નથી, કર્તાપણું માનવામાં આવે છે; તે ભ્રાંતિ છે અને તે ભ્રાંતિથી ફરી ફરી નવું ઊભું થાય છે. એ છૂટે જ નહીં કોઈ દહાડો ! બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ એમ ચાલ્યા જ કરે ! એક ફેરો ફળને ખાઈને બીજનો નાશ કરવામાં આવે તો ફરી એ ઝાડ ઊગે નહીં. બીજ એ અહંકાર છે. અહંકારનો નાશ કરી નાખ. જે ફળ આવ્યાં છે તે ખાઈ લે પણ બીજનો નાશ કર. આપણે એટલે જ કહીએ છીએ કે 'ફાઈલો' આવે તેને ભોગવો, એનો સમભાવે નિકાલ કરો. કેરી ઊપરનો ગર્ભ ખાઈ જાય ને બીજનો નાશ કરો. કેરી પરનો ગર્ભ એ તમારી બુદ્ધિનો આશય છે, એમાં ચાલે એવું નથી. એ તો ખાઈ જ જવો પડે. પણ 'આ સારું છે કે આ ખરાબ છે', એવું ના બોલશો. 'સમભાવે નિકાલ' કરજો.

હવે કહે છે કે આત્માએ વિભાવ કર્યો, કલ્પના કરી. અલ્યા, કલ્પના કરી હોય તો કાયમની ટેવ હોય એને. તેથી આપણે કહીએ છીએ ને કે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' ભેગા થયા. માટે આ વિભાવ ઊભો થયો. 'સાયન્ટિફિક' એટલે ગુહ્ય. ગુહ્યનો અર્થ શો ? કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ બધું ભેગું થઈને પછી આ ઊભું થયું. દાબડો પહેરાવ્યા પછી જે ભાવ ઉત્પન્ન થાય છે એ વિભાવ છે ને એને ભાવકર્મ કહે છે. આપણે એને વિશેષ પરિણામ ઊભાં થયાં કહીએ છીએ.

બે વસ્તુના સામીપ્ય ભાવથી વિશેષ પરિણામ, પોતાના ગુણધર્મ પોતાની પાસે રાખીને, વિશેષ પરિણામ ઊભાં થાય છે. જ્યાં સુધી આવડી આવડી કાકડી ભેગી ના થાય, ત્યાં સુધી મહીં ભાવ ઉત્પન્ન થાય છે કશો ? પણ ભેગી થાય એટલે વિશેષ પરિણામ ઊભાં થાય કે બહુ સરસ કાકડી છે ! પણ ના દેખીએ તો ભેગી ના થાય તો કશુંય નહીં !! ત્યારે કો'ક કહે, 'આ લોકોને મોટું એકાંત ખોળી કાઢે કે જ્યાં માણસ ભેગાં જ થવા

ના દે ત્યાં રાખીએ તો ?' પણ તે ના ચાલે! એની જે સ્થાપના થયેલી છે, પ્રતિષ્ઠા થયેલી છે ને, એ ફૂટશે અને બીજું પાછી નવી પ્રતિષ્ઠા ઊભી કર્યા વગર રહેવાનો નથી. આ જાતની, નહીં તો બીજી જાતની, પણ એને વિશેષ પરિણામ છૂટે નહીં. પોતાનું સ્વરૂપભાન થાય, એ જે આનંદ, જે સુખ ખોળે છે એ સુખ મળે, એથી દ્દષ્ટિફેર થઈ જાય, દ્દષ્ટિ શુદ્ધ થઈ જાય. પછી વિશેષ પરિણામ ઊભું ના થાય.

એટલે હકીકતમાં શું છે કે 'શુદ્ધ જ્ઞાન એ આત્મા છે અને શુભાશુભ જ્ઞાન, અશુદ્ધ જ્ઞાન એ બધું જીવ છે.' શુભાશુભમાં છે ત્યાં સુધી જીવાત્મા છે, એ મૂઢાત્મા છે. શુદ્ધાત્મા એ તો, જ્યારે સમકિત થાય; પહેલું પ્રતીતિ બેસે, 'હું શુદ્ધાત્મા છું.' કોઈ પણ માણસ એમ ને એમ 'શુદ્ધાત્મા' થઈ જાય નહીં, પણ પહેલી પ્રતીતિ બેસે. પછી તે પ્રમાણે જ્ઞાન થાય ને તે પ્રમાણે વર્તન થાય. પહેલાં મિથ્યાત્વપ્રતીતિ હતી, તે મિથ્યાત્વજ્ઞાન ઊભું થયું અને મિથ્યાત્વવર્તન ઊભું થયું. જ્ઞાન થાય એટલે વર્તન એની મેળે જ આવ્યા કરે, કશું કરવું ના પડે. મિથ્યાત્વશ્રદ્ધા અને મિથ્યાત્વજ્ઞાન ભેગું થાય એટલે વર્તન એની મેળે તેવું થઈ જ જાય-કરવું પડતું નથી છતાં એ કરવાનું કહે છે, એ એનો અહંકાર છે. એણે એમ માન્યું કે, કડિયાકામમાં જ મજા આવશે ને કડિયાકામમાં જ સુખ છે, તો એ 'કડિયો' થાય. પછી પ્રતીતિ બેઠી એટલે કડિયાકામનું એને જ્ઞાન ઉત્પન્ન થાય. અને જ્ઞાન ને શ્રદ્ધા બે ભેગી થઈ, એટલે વર્તન તરત આવડે જ. આમ હાથ મૂકે ને ઈંટ ચોંટે, હાથ મૂકે કે ઈંટ ચોંટે ! દરેક ઈંટ આમ જો જો ના કરવી પડે.

એટલે બુદ્ધિના આશય પ્રમાણે બધું પોતાને ભેગું થાય. કોઈને કશું કરવું ના પડે. બુદ્ધિના આશયમાં ચોરી કરવાનું હોય ને તેની પાછળ પુણ્ય હોય તો તે બધું ભેગું કરી આપે. ગમે તેવાં છૂપાં કર્મો કરતો હોય અને લાખ સી.આઈ.ડી. એની પાછળ ફરતી હોય તોય તે ઉઘાડું ના થાય અને પાપનો ઉદય થાય ત્યારે સહેજમાં પકડાઈ જાય. આ કુદરતની કેવી ગોઠવણી છે ને! છે પુણ્યૈ, ને પાછો મનમાં મલકાય છે કે, 'મને કોણ પકડી શકે ?' એવો અહંકાર કર્યા કરે. હવે પાછું પાપ ભેગું થાય ત્યારે સોદા બંધ થઈ જાય.

આ બધું પુણ્ય ચલાવે છે. તને હજાર રૂપિયા પગાર કોણ આપે છે? પગાર આપનારો તારો શેઠ, પણ પુણ્યૈને આધીન છે. પાપ ફરી વળે એટલે શેઠનેય કર્મચારીઓ મારે.

**પ્રશ્નકર્તા :** શેઠે ભાવ કર્યા હશે, આને નોકરીએ રાખવાનો. આપણે ભાવ કર્યા હશે કે ત્યાં નોકરી કરવી, તેથી આ ભેગું થયું ?

**દાદાશ્રી :** ના, એવો ભાવ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો એ લેણ-દેણ હશે ?

**દાદાશ્રી :** ના, એવું કશું ય નહીં.

**પ્રશ્નકર્તા :** તો એની પાસે નોકરીએ કેમ ગયો ?

**દાદાશ્રી :** ના, એ તો એનો હિસાબ બધો. શેઠને અને એને ઓળખાણેય નહીં ને પાળખાણેય નહીં. શેઠના બુદ્ધિના આશયમાં એવું હોય કે મારે આવા નોકર જોઈએ અને નોકરના બુદ્ધિના આશયમાં હોય કે મારે આવા શેઠ જોઈએ. તે બુદ્ધિના આશયમાં છપાયેલું હોય, તે પ્રમાણે ભેગું થઈ જ જાય !

આ છોકરાં થાય છે, તેય બુદ્ધિના આશય પ્રમાણે હોય છે. 'મારે એકનો એક છોકરો હશે તોય બહુ થઈ ગયું, મારું નામ કાઢશે.' એના બુદ્ધિના આશય પ્રમાણે નામ કાઢે. જૈનો એવું કહે છે કે, મારો છોકરો હોય તે દીક્ષા લે તો બહુ સારું, એનું કલ્યાણ તો થાય ! પછી જૈનોનાં મા-બાપ છોકરાને દીક્ષા પણ રાજીખુશીથી લેવા દે અને આ બીજાઓને દીક્ષાની વાત કરો જોઈએ ? એ ના પાડે. કારણ કે એવા એમણે ભાવ જ નહીં કરેલા.

## કુદરત અને બુદ્ધિનો આશય

આ 'વાઈફ' મળે છે તેને ''આ મારી 'વાઈફ' થાય'' એવા કશા ભાવ નહીં કરેલા. કશું ભાવ નથી, ઓળખાણ નથી, પાળખાણ નથી, એ તો બુદ્ધિના આશય પ્રમાણે ભેગી થઈ જાય છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એવાં હોય કે કન્યાઓની બહુ અછત હોય ત્યારે એના બુદ્ધિના આશયમાં શું હોય

કે આપણને તો જેવી મળશે તેવી પૈણીશું, બસ મળવી જોઈએ. તો તેને તેવી મળે. પણ પછી પેલો બૂમો પાડે કે, આ બૈરી આવી છે, તેવી છે ! અલ્યા, તેં જ નક્કી કરી હતી, હવે શેની બૂમો પાડે છે ? પેલો પાછી બીજાની સુંદર વહુ જુએ, એટલે એને પોતાને ઘેર અધૂરું લાગે ! પણ પાછો સંતોષ તો પોતાને ઘેર જ થાય. પાછો કહેશે કે, મારે ઘેર જ રહીશ !

કુદરત શું કહેવા માગે છે કે તારા બુદ્ધિના આશય પ્રમાણે તને મળ્યું છે, તેમાં તું કકળાટ શાને માટે માંડે છે ? બીજાનો બંગલો જુએ ને મહીં કકળાટ કરે. પણ પાછું ગમે તો એને પોતાનું જ ઝૂંપડું !

## અંતિમ પ્રકારનો બુદ્ધિનો આશય

બુદ્ધિના આશયમાં એવું હોય કે જ્ઞાની મળે ને કંઈક હવે છૂટકારો થાય, હવે તો થાક્યો આ રઝળપાટથી; ત્યારે એને જ્ઞાની મળે ! હવે આવો બુદ્ધિનો આશય તો કોઈ કરે જ નહીં ને ? લોકોને આ મોહ ક્યાંથી છૂટે?

## પ્રતિષ્ઠાનો કર્તા, પરસત્તામાં !

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ને ભવ પરિવર્તન પામ્યા જ કરે છે. જેટલું મોઢે બોલે તેટલો અહંકાર છે, ને તેનાથી પ્રતિષ્ઠા થયા કરે છે. આ અહંકાર જે કરે છે, તેય પોતે નથી કરતો, તેય દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ કરાવડાવે છે. 'જ્ઞાની' પાસે જ્ઞાન મળે તો અહંકાર જાય. ને અહંકાર ગયો તો બધી પ્રતિષ્ઠા બંધ થઈ ગઈ ! પછી એ ક્યાં જાય ? મોક્ષમાં !

**પ્રશ્નકર્તા :** અહંકાર એ પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવને આધીન છે ?

**દાદાશ્રી :** હા, તેથી એ પ્રતિષ્ઠા કરે છે. દેખાવમાં એવું લાગે કે આ પ્રતિષ્ઠા અહંકાર પોતે કરે છે, પણ સંજોગો કરાવડાવે છે. તેનાથી પ્રતિષ્ઠા ઊભી થાય છે. હવે પ્રતિષ્ઠામાંથી પાછા સંજોગો ઊભા થાય છે, એ પાછા પ્રતિષ્ઠા કરાવડાવે છે. એટલે પોતે આમાં કશું કરતો જ નથી ! તેથી આપણે એને 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' કહીએ છીએ. બધું સંજોગો કરાવડાવે છે ને પોતે માને છે કે 'મેં કર્યું.' હવે 'મેં કર્યું' એવી માન્યતા પણ સંજોગો કરાવડાવે છે. ત્યારે કોઈ પૂછે કે આને અહંકાર

કહેવાય કે નહીં ? ત્યારે કહીએ, ''હા, અહંકાર જ ને ? કારણ કે કરે છે બીજો ને 'મેં કર્યું' માને છે.''

**પ્રશ્નકર્તા :** અહંકાર પણ સંજોગોને આધીન થાય છે ?

**દાદાશ્રી :** હા, ખરી વાત છે. આ બધું સંજોગો કરાવે છે. અહંકારેય સંજોગો કરાવે છે. છતાંય એ માને છે કે, 'મેં જ કર્યું.' તેનાથી નવી પ્રતિષ્ઠા ઊભી થાય છે. આપણને છે તે 'મેં કર્યું' એવું આપણી 'બીલિફ'માં નથી હોતું. આપણે 'વ્યવસ્થિત' કરાવડાવે છે એમ જાણીએ છીએ. એટલે પ્રતિષ્ઠા થવાની બંધ થઈ ગઈ. જે ચીતરેલો છે તે ભવ તો આવવાનો, પણ નવું ચિતરામણ બંધ થઈ ગયું. આપણે જાત્રાએ ગયાં, તે ચીતરેલા ભાવ હતા બધા. જ્યાં જ્યાં હતા, ત્યાં ત્યાં બધેય જઈ આવ્યા.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો આશય બદલાય કે નહીં ?

**દાદાશ્રી :** આજુબાજુ પહેરો હોય તેના આધારે બુદ્ધિનો આશય હોય. ચોગરદમ પોલીસવાળાઓ ભેગા થઈ જાય તે ઘડીએ મહીં ભય પેસી જાય તો બુદ્ધિનો આશય કહેશે કે ના, હવે ચોરી નથી કરવી. તે પ્રમાણે આખો ફેરફાર થઈ જાય.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બધું ભેગું થાય ત્યારે તે પ્રમાણે બુદ્ધિનો આશય ઊભો થાય. પણ મહીં મૂળ ભાવના હોય ખરી આપણી દાનત ચોર હોય તો જ એવા બધા સંજોગો ભેગા થાય !

## 'અહંકાર' પણ કુદરતી રચના !

**પ્રશ્નકર્તા :** 'નેસેસિટી ઈઝ ધી મધર ઓફ ઈન્વેન્શન' એ ખોટી વાત છે ?

**દાદાશ્રી :** આ શબ્દપ્રયોગ જ છે, બાકી આ બધું કુદરત કરાવે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ 'રિલેટિવ' પ્રગતિનું 'બેઝમેન્ટ' શું છે ?

**દાદાશ્રી :** બધું જ કુદરત કરાવે છે. કાળ ફરે તેમ દ્રવ્ય ફરે, દ્રવ્ય ફરે તેમ ભાવ ફરે અને પોતે 'ઈગોઈઝમ કરે 'મેં કર્યું' ! આ 'ઈગોઈઝમ'

પણ કુદરત કરાવે છે. અને જે આ 'ઈગોઈઝમ'માંથી છૂટ્યો એ આમાંથી છૂટ્યો. આ પ્રગતિ કુદરત કરાવડાવે છે, બાકી જેટલા શબ્દપ્રયોગ છે એ બધો 'ઈગોઈઝમ' છે.

આગળના લોકો પ્રારબ્ધ બોલ્યા, તેથી જ તો આ દશા બેઠી છે! તેથી આપણા સાયન્સમાં પ્રારબ્ધ જ કોઈને કહ્યું નથી.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'માં હશે તે થશે એવું નહીં ?

**દાદાશ્રી :** એ તો તમારા સમાધાન માટે કહીએ છીએ. બાકી ખરી રીતે તો એમ કહીએ છીએ કે કામ કર્યે જાઓ. પરિણામ બધું 'વ્યવસ્થિત'ના હાથમાં છે. માટે વિચાર કરશો નહીં, ગભરાશો નહીં. 'ઓર્ડર' થઈ ગયો કે લડાઈ કરો, પછી લડાઈ કર્યે જાઓ પછી પરિણામથી ગભરાશો નહીં.

**પ્રશ્નકર્તા :** તો આપણે કોઈ યોજના કરવાની નહીં ?

**દાદાશ્રી :** યોજના તો પહેલાં ઘડાઈ ગઈ છે. પછી જ્યારે કરવાનું આવે ત્યારે કામ કર્યે જાઓ. 'બીગિનિંગ' શરૂ થઈ ગઈ હોય એ પહેલાં તો યોજના ઘડાઈ ગઈ હોય છે !

**પ્રશ્નકર્તા :** વિચારો કરવાના નહીં ?

**દાદાશ્રી :** વિચારો કરવાના નહીં. વિચારો થાય તે જોયા કરવા, ને પછી કામ કર્યે જાઓ, વિચાર કરવાની જરૂર નથી. વિચારો તો થાય જ. માણસોને જો વિચારો બંધ કરવાની શક્તિ હોય તો બધા વિચારો બંધ પણ કરી દે. તમારા ખરાબ વિચારો તમે બંધ કરી શકો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે તમે વિચારો.... શું કરી શકો ?

**પ્રશ્નકર્તા :** તો વિચારોનું મૂળ શું છે ?

**દાદાશ્રી :** ગાંઠો છે મનની.

**પ્રશ્નકર્તા :** ગ્રંથિનું મૂળ શું ?

**દાદાશ્રી :** પહેલાં જે વિચારો થયા તેમાં તમે ભેગા થયા, એ ગ્રંથિ પડી. જે વિચારોમાં તન્મયાકાર થયા એ ગ્રંથિ પડી.

## આશય પ્રમાણે ભૂમિકા

**પ્રશ્નકર્તા :** આશય અને વિચારમાં ફરક શો છે ? આશયમાંથી વિચાર ઉદ્ભવે છે ?

**દાદાશ્રી :** વિચારને આશય જુદા છે. આશય એ તો તારણ છે. દરેક જીવને આશયમાં હોય, એવી એને ભૂમિકા મળે છે.

**પ્રશ્નકર્તા :** ગ્રંથિઓ આશય પ્રમાણે બંધાય છે ?

**દાદાશ્રી :** ગ્રંથિઓ જુદી વસ્તુ છે. ગ્રંથિને ને આશયને કાંઈ લેવા દેવા નથી. મૂળ પહેલાં વિચાર છે. એમાંથી ઈચ્છા થાય છે, ને ઈચ્છામાંથી આશય ઉત્પન્ન થાય છે. અને આશયમાંથી એને એની ભૂમિકા મળે છે. આ તમારા આશય પ્રમાણે દેહ મળ્યો છે. બીજા બધાં 'એડજસ્ટમેન્ટ' મળે છે. અત્યારે તમને એ 'એડજસ્ટ' ના પણ થાય. પણ મળ્યું છે બધું જ તમારા આશય મુજબ.

જો તમારા આશયનું ના હોય તો તમને રાતે ઊંઘ જ ના આવે. બહારવટિયાને પુરુષને લૂંટવાનો આશય હોય તો તેને સ્ત્રી ભેગી જ ના થાય. આશય પ્રમાણે બુદ્ધિ હોય, વિચારો હોય અને આખી જિંદગી આશય પ્રમાણે ચાલે. હવે એ 'એડજસ્ટ' કેમ થતું નથી ? પહેલાંના આશય પ્રમાણે બધું મળે છે, અત્યારના જ્ઞાન પ્રમાણે એ 'એડજસ્ટ' થતું નથી. છતાં આશયમાં હોય તે જ ગમે. આશયમાં 'ચેન્જ' ના થાય. ફક્ત નવી ગ્રંથિ ના પડે ને જૂની ઓગળી જાય. પછી નિર્ગ્રંથ થાય. હવે જ્ઞાન મળ્યા પછી નવો આશય ના બંધાય ને પાછલું ઓગળતું જાય.

**પ્રશ્નકર્તા :** નિર્ગ્રંથ થવા શું કરવું ?

**દાદાશ્રી :** આપણે અહીં કરાવે છે એવી સામાયિકો કરવી. સામાયિકથી જે બહુ મોટી ગ્રંથિ હોય, જે બહુ હેરાન કરતી હોય તે ઓગળી જાય.

**પ્રશ્નકર્તા :** પોતાની ભૂલો સામાયિકમાં પ્રયત્ન કરીને જોવી ?

સામાયિકમાં તો પ્રયત્ન કરવો પડે ને ?

**દાદાશ્રી :** ના, પ્રયત્ન એટલે તો મનને ક્રિયામાં લઈ જવું. મન ક્રિયાશીલ કરવું તે પ્રયત્ન, જ્યારે 'જોવું' તે ક્રિયામાં ના આવે.

પહેલાં જે ભૂલ નહોતી દેખાતી, તે જ ભૂલ હવે દેખાય છે. ક્રિયામાં ફેર નથી. દેખાય છે એ જ્ઞાનના પ્રતાપે !

## પ્રતિષ્ઠાથી પૂતળું

**પ્રશ્નકર્તા :** 'પ્રતિષ્ઠિત આત્મા' એટલે શું ?

**દાદાશ્રી :** જ્યાં સુધી 'હું ખુદ કોણ છું' એ જાણે નહીં, ત્યાં સુધી જેને આપણે આત્મા ગણીએ છીએ કે 'આ ચંદુલાલ હું જ છું', તે જ 'પ્રતિષ્ઠિત આત્મા'. આત્મા એટલે શું ? પોતાની 'સેલ્ફ'. આપણે એક મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ એવું, આ પ્રતિષ્ઠા કરેલી છે, તેથી આપણને આ ફળ આપ્યા કરે છે. મૂળ દરઅસલ આત્માનું ભાન થાય ત્યારે કામ થઈ જાય. 'પોતે કોણ છે ?' એનું 'સેલ્ફ રિયલાઈઝ' થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ 'પ્રતિષ્ઠિત આત્મા'ને શુદ્ધાત્માનું ભાન જ નથી ને ?

**દાદાશ્રી :** એને ભાન પણ કેવી રીતે હોય ? પોતાનું ભાન તો જ્યારે 'જ્ઞાની પુરુષ' કરાવે ત્યારે થાય.

**પ્રશ્નકર્તા :** ના, પણ તમે 'જ્ઞાન' આપ્યું, પછી 'પ્રતિષ્ઠિત આત્મા'ને ભાન થાય ને ?

**દાદાશ્રી :** હા, ત્યારે તો પોતાને ભાન થયું ને ! એ ભાન થયું ત્યારે તો એ 'હું શુદ્ધાત્મા છું' એમ બોલવા માંડ્યો. પહેલાં જે ભાન હતું તેમાં ફેરફાર લાગ્યો. એટલે એને લાગ્યું કે, 'આ તો હું ન હોય, હું તો શુદ્ધાત્મા છું !'

## આત્મચિંત્વના કોની ?

**પ્રશ્નકર્તા :** આત્મા ચિંતવે તેવો થઈ જાય, તો તે ચિંતવે છે કોણ ?

**દાદાશ્રી :** 'પ્રતિષ્ઠિત આત્મા' જ ચિંતવે છે. મૂળ આત્મા તો કશું ચિંતવતો જ નથી. ચિંતવવાનો જે ભાવ કરે છે ને તે જ 'પ્રતિષ્ઠિત આત્મા' છે. 'દરઅસલ આત્મા' તો એવો છે જ નહીં. એ તો પ્યોર ગોલ્ડ જ જોઈ લો.

એટલે આપણે શું કહીએ છીએ કે શુદ્ધનું ચિંતવન કરીશું, તો તે રૂપ થઈશું અને બીજું ચિંતવન કરે તો તેવું થાય.

**પ્રશ્નકર્તા :** પણ એ ચિંતવન તો 'પ્રતિષ્ઠિત આત્મા'નું જ ને?

**દાદાશ્રી :** હા, એનું જ. પેલો તો કશું જ કરતો નથી. 'પ્રતિષ્ઠિત આત્મા' જો 'આમનો' થઈ જશે, તો 'શુદ્ધાત્મા' થઈ જઈશ ને અવળો થશે તો અવળું થશે, એવું આપણે કહીએ છીએ. હવે સ્વરૂપજ્ઞાન મળ્યું ત્યારથી તમારે શુદ્ધાત્માનું ચિંતવન થયા કરશે. છતાં જે લાગે છે કે, 'હું આમ છું', 'મને આમ થયું', આ બધો મોહ છે. આ સત્સંગ કરીએ છીએ, તે પણ બધો મોહ જ છે. પણ આ ચારિત્રમોહ છે. ચારિત્રમોહ કોને કહેવાય ? કે સમભાવે નિકાલ કરી નાખીએ, તો એ ઊડી જ ગયો. એ પછી આપણને અડે નહીં અને પેલો ખરો મોહ તો પોતાને ચોંટ્યા વગર રહે જ નહીં. આ દર્શનમોહ ગયેલો એટલે ચારિત્રમોહ એકલો બાકી રહ્યો. એને 'ડિસ્ચાર્જ' મોહ કહેવામાં આવે છે.

જ્ઞાન ન હોય તેને તો હવે 'ડિસ્ચાર્જ મોહ'માં તો 'હું આમ છું ને તેમ છું' એવી બધી કલ્પના રહ્યા કરે. તેથી તેવો થઈ જાય પાછો અને સ્વરૂપ જ્ઞાન પછી, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એવું રહ્યા કરે એટલે શુદ્ધ થયા કરે અને 'ચંદુલાલ'ને તો જે થવાનું હોય તે થાય, જે એનો પ્રકૃતિ સ્વભાવ છે એ તો નીકળવાનો જ. 'તેને' ને 'તમારે' લેવાદેવા નથી. ફક્ત એનો નિકાલ કરી નાખવાનો છે.



## [૨]

## વાણીનું ટેપિંગ, 'કોડવર્ડ'થી

**પ્રશ્નકર્તા :** વાણીને સુધારવાનો રસ્તો શો છે ?

**દાદાશ્રી :** વાણીને સુધારવાનો રસ્તો જ અહીં છે. અહીં બધું પૂછી પૂછીને સમાધાન કરી લેવું જોઈએ.

'સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો અને વાણીના સંયોગો પર છે અને પરાધીન છે.' આટલું જ વાક્ય પોતાની સમજમાં રહેતું હોય, પોતાની જાગૃતિમાં રહેતું હોય તો સામો માણસ ગમે તે બોલે તોય આપણને જરાય અસર થાય નહીં અને આ વાક્ય કલ્પિત નથી. જે 'એક્ઝેક્ટ' છે, તે કહું છું.' હું તમને એમ નથી કહેતો કે મારા શબ્દને માન રાખીને ચાલો. 'એક્ઝેક્ટ' આમ જ છે. હકીકત તમને નહીં સમજ પડવાથી તમે માર ખાવ છો.

**પ્રશ્નકર્તા :** સામો અવળું બોલે ત્યારે આપના જ્ઞાનથી સમાધાન રહે છે, પણ મુખ્ય સવાલ એ રહે છે કે અમારાથી કડવું નીકળે છે. તો તે વખતે અમે આ વાક્યનો આધાર લઈએ તો અમને અવળું લાઈસન્સ મળી જાય છે ?

**દાદાશ્રી :** એ વાક્યનો આધાર લેવાય જ નહીં ને ? તે વખતે તો તમને પ્રતિક્રમણનો આધાર આપેલો છે. સામાને દુઃખ થાય એવું બોલાયું હોય તો પ્રતિક્રમણ કરી લેવું. અને સામો ગમે તે બોલે, ત્યારે વાણી પર છે ને પરાધીન છે, એનો સ્વીકાર કર્યો. એટલે તમારે સામાનું દુઃખ રહ્યું જ નહીં ને ?

હવે તમે પોતે અવળું બોલો પછી તેનું પ્રતિક્રમણ કરો, એટલે

તમારા બોલનું તમને દુઃખ ના રહ્યું. એટલે આ રીતે બધો ઉકેલ આવી જાય છે.

**પ્રશ્નકર્તા :** વાણી જડ છે, છતાં 'ઈફેક્ટિવ' કેમ છે ?

**દાદાશ્રી :** હા, વાણી જડ છે. છતાં વધારેમાં વધારે 'ઈફેક્ટિવ' વાણી જ છે. એને લીધે તો આ જગત ઊભું રહ્યું છે. વાણીનો સ્વભાવ જ 'ઈફેક્ટિવ' છે.

**પ્રશ્નકર્તા :** વાણી ઉપર કંટ્રોલ શી રીતે લાવવો ?

**દાદાશ્રી :** વાણી ઉપર કંટ્રોલ તો.... એક તો જ્ઞાની પાસેથી આજ્ઞા લઈને મૌન ધારણ કરે તો થાય. નહીં તો પોતે મૌન ધારણ કરવું, પણ એ તો પોતાને આધીન નથી. ઉદયથી એની મેળે મૌન નહીં આવે. કારણ કે ઉદય તો બધું વ્યવસ્થિતને આધીન છે. માટે જ્ઞાનીની આજ્ઞા લઈને મૌન લે તો હિતકારી છે. બીજું વાણીના કંટ્રોલ માટે પ્રતિક્રમણ કરે તો થાય. વાણી ટેપરેકર્ડ છે. તે છપાયેલાની બહાર વધારે કે ઓછું કશું બોલાવાનું નથી. એટલે કંટ્રોલ માટે આ બે જ રસ્તા છે.

**પ્રશ્નકર્તા :** પૂર્વભવમાં કે બીજા ભવમાં એ જ સંયોગોને એ જ માણસો ભેગા થવાના છે, ને એ જ વાણી નીકળવાની છે એવું છે ? ટેપ થયેલું છે, એનો અર્થ શો ?

**દાદાશ્રી :** આપણે અહીં સાહેબ ઝપાટાબંધ બોલે છે અને પેલો લખી લે છે. તે શી રીતે લખી લેતો હશે ? એ શું ભાષા હોય છે ?

**પ્રશ્નકર્તા :** 'શોર્ટહેન્ડ.'

**દાદાશ્રી :** અને એનાથી આગળ કશુંક નવું નીકળેલું છે ને ? પેલું 'કોડ લેન્ગવેજ' કહે છે કે શું ?

**પ્રશ્નકર્તા :** હા, 'કોડ લેન્ગવેજ.'

**દાદાશ્રી :** આ બધું 'કોડ લેન્ગવેજ' અને 'શોર્ટહેન્ડ'માં બધું અંદર 'ટાઈપ' થાય છે. આપણો ભાવ અંદર થયો કે, 'ભલભલાને બેસાડી

દઉં એવી વાણી બોલું એવો હું છું.' એટલે આટલા 'કોડવર્ડ'થી આખું પેલું પ્રકાશમાન થઈ જાય. એને હું 'ટેપરેકર્ડ' કહું છું. તમે 'કોડવર્ડ' જે મહીં કર્યા છે, તેનું આ ટેપ થઈ ગયેલું છે.

અને ગમે તેવી કઠોર ભાષા બોલનારોય સંત પુરુષ પાસે સુંદર વાણી બોલે છે. ત્યારે આપણે ના સમજીએ કે આ કઠોર વાણીવાળો છે કે મધુર વાણીવાળો છે.

**પ્રશ્નકર્તા :** વાણી નીકળે ત્યારે કઈ જાતની અને કેવા પ્રકારની જાગૃતિ રાખવી ?

**દાદાશ્રી :** પેલાને છાતીનાં પાટિયાં બેસી જાય એવો મોટો પથરો મારીએ, તો તે વખતે આપણી જાગૃતિ ઊડી જ જાય ! નાનો પથરો મારીએ તો જાગૃતિ ના ઊડે. એટલે પથરો નાનો થશે ત્યારે એ જાગૃતિ આવશે.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે પથરો કેવી રીતે નાનો કરવો ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી !

**પ્રશ્નકર્તા :** ટેપ થઈ ગયેલી વાણી ફેરવાય કઈ રીતે ?

**દાદાશ્રી :** તમે ફક્ત જ્ઞાની પાસેથી આજ્ઞા લઈને મૌનવ્રત ધારણ કરો તો એના ઉપાય છે. બાકી એ તો કુદરતને ફેરવવા જેવી વસ્તુ છે. માટે 'જ્ઞાની પુરુષ' પાસેથી આજ્ઞા લઈને કરે, તો 'જ્ઞાની પુરુષ' જોખમદાર બનતા નથી અને જોખમદારી એમ ને એમ અધવચ્ચે ઊડી જાય છે. એટલે આ એક જ ઉપાય છે.

**પ્રશ્નકર્તા :** વાણી બોલતી વખતના ભાવ અને જાગૃતિ પ્રમાણે ટેપિંગ થાય છે ?

**દાદાશ્રી :** ના, એ ટેપિંગ વાણી બોલતી ઘડીએ થતું નથી. આ તો મૂળ આગળ જ થઈ ગયું છે. એને પછી આજે શું થાય ? છપાયા પ્રમાણે જ વાગે.

**પ્રશ્નકર્તા :** પાછું અત્યારે બોલીએ તે વખતે જાગૃતિ રાખીએ તો ?

**દાદાશ્રી :** અત્યારે તમે કોઈને દબડાવો, પછી મનમાં એવું થાય કે આને દબડાવ્યો 'તે બરાબર છે.' એટલે ફરી પાછું તેવા હિસાબનો કોડવર્ડ થયો અને આને દબડાવ્યો 'તે ખોટું થયું' એવો ભાવ થયો તો કોડવર્ડ તમારે નવી જાતનો થયો. આ દબડાવ્યો એ બરોબર કર્યું એવું માન્યું કે એના જેવો જ ફરી કોડ ઊભો થયો અને એનાથી એ વધારે વજનદાર બને. એને 'આ બહુ ખરાબ થઈ ગયું, આવું બોલવું ના જોઈએ, આવું કેમ થાય છે ?' એવું થાય તો કોડ નાનો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હવે આ બરોબર કર્યું એવુંય ના થાય ને બરોબર ના કર્યું એવુંય ના થાય, તો પછી કોડ ઊભો થાય ?

**દાદાશ્રી :** એ તો મૌન નક્કી કરીએ તો મૌન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મોઢે ના બોલાય, પણ અંતરવાચા હોય ખરી ને ? મહીં અંદર ભાવ બગડ્યા કરે, તેનું શું ?

**દાદાશ્રી :** તમારે પોતાની જાતને અંદર કહી દેવાનું કે આવું ખોટું ના હોવું જોઈએ. આવું સુંદર હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પછી સુંદરનો કોડ આવી જાય ને ?

**દાદાશ્રી :** સુંદરનો કોડ તો આવે જ ને !

**પ્રશ્નકર્તા :** તે પાછો નવો કોડ થાય, તેના માટે નવો દેહ ધારણ કરવો પડે ? એના કરતાં કોડ જ ના થાય એવું અમારે જોઈએ.

**દાદાશ્રી :** આ તો એકાદ ભવ પૂરતું જ છે. આગળ તો તમારા કોડ આવા રહેવાના જ નથી. જેની આજે ખરાબ ભાષા નથી, તે લોકોએ કોડ બદલ્યો નથી અને જેની ખરાબ ભાષા છે, તેમણે કોડ બદલ્યા છે. એટલે પેલા કાચા પડી ગયા છે ને આ પાકા થયા છે. જે કહે કે, 'દાદા, મારી આ વાણી ક્યારે સુધરશે ?' ત્યારથી આપણે

ના સમજીએ કે આ કોડ બદલે છે?!

**પ્રશ્નકર્તા :** જેને મોક્ષે જવું હોય તેને તો કોઈ કોડ દાખલ જ નહીં કરવાનો ને ? એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** મોક્ષમાં જતાં સુધી કશી હરકત થાય તેમ નથી. મોક્ષે જતાં જેવા કોડ જોઈએ તે આવતા ભવમાં ઉત્પન્ન થશે. અત્યારે મને પૂછીને જેટલો માલ ભરે, તેનો આવતા ભવમાં પછી એવો જ કોડ ઉત્પન્ન થશે. હજી એક અવતાર છે ને ?

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોની વાણીના કોડ કેવા હોય છે ?

**દાદાશ્રી :** એમણે કોડ એવો નક્કી કરેલો હોય કે 'મારી વાણીથી કોઈ પણ જીવને કિંચિત્‌માત્ર પણ દુઃખ થાય નહીં. દુઃખ તો થાય જ નહીં, પણ કોઈ જીવનું કિંચિત્‌માત્ર પ્રમાણ પણ ના દુભાય, ઝાડનું ય પ્રમાણ ના દુભાય.' એવા કોડ ફક્ત તીર્થંકરોને જ થયેલા હોય.

**પ્રશ્નકર્તા :** વાણી બોલતી વખતે કેવા પ્રકારની જાગૃતિ રાખવી?

**દાદાશ્રી :** જાગૃતિ એવી રાખવાની કે 'આ બોલ બોલવામાં કોને કોને કેવી રીતે પ્રમાણ દુભાય છે' એ જોવાનું છે.

**પ્રશ્નકર્તા :** પાંચ જણને એક જ શબ્દ કહીએ છીએ, તો બધાને જુદા જુદા પ્રમાણમાં મન દુભાય છે. એનું શું કરવું ?

**દાદાશ્રી :** આપણે જાગૃતિ રાખવી ને પછી બોલવાનું. આપણને જેટલી સમજ પડે એટલું કરવાનું. એનો ઉપાય નથી. આ 'ચંદુભાઈ' ન્યાયનું બોલતા હોય છતાં સામાને દુઃખ થાય એવું ય ઘણીવાર બને. હવે એનો ઉપાય શો ? પણ તે અમુક જ માણસો જોડે થાય, બધે નથી થતું. એટલે ત્યાં આગળ બીજા દારૂખાનું ના ફોડે તો જ તમારું દારૂખાનું બંધ થશે, નહીં તો એક જણ ફોડશે એટલે તમારે ના ફોડવું હોય તોય ફૂટી જાય. એટલે બધા ય નક્કી કરે કે આપણે દારૂખાનું બંધ કરો તો એ બંધ થાય, નહીં તો નહીં થાય.

**પ્રશ્નકર્તા :** નવો કોડ હોય તે આવતા જન્મમાં 'ઈફેક્ટ' આપે કે આ જીવનમાં પણ 'ઈફેક્ટ' આપે ?

**દાદાશ્રી :** આ કુંભાર માટલાં બનાવે છે, તે માટલાંને નિભાડામાં સળગાવીને કલાક પછી કાઢી લે, તો શું થાય ?

આવતા ભવે બધું સારું થશે એવું તમે માન્યું, તેથી તો તમને મારી ઉપર શ્રદ્ધા આવી, નહીં તો અહીં બેસાય શી રીતે ? આ ભવમાં તો શું થાય કે જે તમારી કોડવાળી ભાષા છે, તે પૂરી થઈ જશે અને પછી તમારી એવી ભાષા જ નહીં નીકળે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી મૌન થઈ જવાનું ?

**દાદાશ્રી :** મૌન જ થઈ જવાનું. મૌન એટલે એવું મૌન નહીં કે અક્ષરેય બોલવાનો નહીં. મૌન એટલે વ્યવહાર પૂરતી જ વાણી રહેશે. કારણ કે એક ટાંકીનો ભરેલો માલ, તે ખાલી તો થઈ જ જવાનો.

## અહંકારનું રક્ષણ

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું હતું કે વાણી છે તે અહંકારથી નીકળે છે ?

**દાદાશ્રી :** એવું છે ને કે વાણી બોલે તેનો વાંધો નથી, એ તો કોડવર્ડ છે. તે ફાટે ને બોલ્યા કરે, તેનું આપણે રક્ષણ ના કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** રક્ષણ ના હોવું જોઈએ, એનો અર્થ આપણે સાચા છીએ એવી ભાવના ના હોવી જોઈએ એમ ?

**દાદાશ્રી :** અમે સાચા છીએ, એનું નામ જ રક્ષણ કહેવાય. અને રક્ષણ ના હોય તો કશું જ નથી. ગોળા બધા ફૂટી જાય અને કોઈનેય વાગે નહીં બહુ. અહંકારનું રક્ષણ કરે, તેનાથી બહુ વાગે છે.

હું નાના છોકરાને બહુ મારું તોય તેમને કશુંય ના થાય અને જો રીસમાં જરાક તમે ટપલી મારી હોય તો એ રડારોળ કરી મૂકે ! એટલે એને વાગ્યાનું દુઃખ નથી, અહંકાર ઘવાયો તેનું દુઃખ છે !

શાસ્ત્રકારોએ શું કહ્યું છે કે અહંકાર એક એવો ગુણ છે કે જે બધા માણસને આંધળોભૂત બનાવે. ભાઈઓમાં પણ દુશ્મની થઈ જાય. સગો ભાઈ ક્યારે પાયમાલ થઈ જાય એવું વિચારે ! અરે, સગો બાપ પણ એવો, છોકરાને આશીર્વાદ આપે કે ક્યારે એ પાયમાલ થઈ જાય ! અહંકાર શું નુકસાન ના કરે ? એટલે આપણે અહંકારને ઓળખી રાખવો જોઈએ કે 'આ આપણો કોણ છે તે ?'

**પ્રશ્નકર્તા :** પણ અમારું કામ કરવા માટે અમારે અહંકાર તો જોઈએ જ ને ?

**દાદાશ્રી :** એ કામ કરવાનો અહંકાર હોય જ. એની કોણ ના પાડે છે? પણ એ અહંકારને જાણવો જોઈએ કે અહંકારમાં આવા ગુણો છે. એટલે આપણને એની પર પ્રેમ રહે નહીં, આસક્તિ રહે નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે ગમે તેટલું કરીએ, પણ સામો ના સુધરે તો શું કરવું ?

**દાદાશ્રી :** પોતે સુધર્યા નથી ને લોકોને સુધારવા ગયા. તેનાથી લોક ઊલટા બગડ્યા. સુધારવા જાય કે બગડે. પોતે જ બગડેલો હોય તો શું થાય? આપણે સુધરવું સહેલામાં સહેલું છે ! આપણે સુધર્યા ના હોઈએ ને બીજાને સુધારવા જઈએ, એ 'મીનિંગલેસ' છે. ત્યાં સુધી આપણા શબ્દ પણ પાછા પડે. તમે કહો કે, 'આવું ના કરીશ.' ત્યારે સામો કહે કે, 'જાવ, અમે તો એવું જ કરવાના !' આ તો સામો ઊલટો વધારે અવળો ફર્યો !

આમાં અહંકારની જરૂર જ નથી. અહંકારથી સામાને દબડાવી કરીને કામ કરાવવા જઈએ, તો સામો વધારે બગડે. જ્યાં અહંકાર નથી, ત્યાં તેને બધા કાયમ 'સીન્સિયર' હોય, ત્યાં 'મોરાલિટી' હોય.

આપણો અહંકાર ના હોવો જોઈએ. અહંકાર બધાને ખૂંચે છે. નાના છોકરાને ય જરાક 'અક્કલ વગરનો', 'મૂરખ', 'ગધેડો' એમ જો કહ્યું તો તેય વાંકો ફાટે. ને 'બાબા, તું બહુ ડાહ્યો છે' કહીએ કે તરત એ માની જાય.

**પ્રશ્નકર્તા :** અને એને બહુ ડાહ્યો કહીએ તોય એ બગડશે ?

**દાદાશ્રી :** મૂરખ કહીએ તોય બગડી જાય ને બહુ ડાહ્યો કહીએ તોય બગડી જાય. કારણ કે ડાહ્યો કહીએ એટલે એના અહંકારને 'એન્કરેજમેન્ટ' મળી જાય અને મૂરખ કહો તો 'સાયકોલોજિકલ ઈફેક્ટ' અવળી પડે. ડાહ્યા માણસને ૨૫-૫૦ વખત મૂરખ કહો તો તેના મનમાં વહેમ પડી જશે કે, 'ખરેખર શું હું ગાંડો હોઈશ ?' એમ કરતો કરતો એ ગાંડો થઈ જાય. એટલે હું ગાંડાનેય 'તારા જેવો ડાહ્યો આ જગતમાં કોઈ નથી' એમ કરી કરીને 'એન્કરેજમેન્ટ' આપું છું. આ જગતમાં હંમેશાં 'પોઝિટિવ' લો. 'નેગેટિવ' તરફ ચાલશો નહીં. 'પોઝિટિવ'નો ઉપાય થશે. હું તમને ડાહ્યો કહું ને જો વધારે પડતો અહંકાર તમારો ખસ્યો, તો મને તમને થાપોટ મારતાંય આવડે, નહીં તો એ અવળે રસ્તે ચાલે અને એને 'એન્કરેજ' ના કરીએ તો એ આગળ વધેય નહીં.

'અહંકાર નુકસાનકર્તા છે' એવું જાણી લો, ત્યારથી જ બધું કામ સરળ થાય. અહંકારનું રક્ષણ કરવા જેવું નથી. અહંકાર પોતે જ રક્ષણ કરી લે એવો છે.

વ્યવહારનો અર્થ શો ? આપીને લો અગર તો લઈને આપો એનું નામ વ્યવહાર. 'હું' કોઈને આપતોય નથી ને 'હું' કોઈનું લેતો નથી. મને કોઈ આપતું ય નથી. 'હું' મારા સ્વરૂપમાં જ રહું છું.

વ્યવહાર એવો બદલો કે આપણે આપીને લેવાનું છે. એટલે પાછો આપવા આવે તે ઘડીએ જો પોસાતું હોય તો આપો.

આપણે વાવમાં જઈને કહીએ કે, 'તું બદમાશ છે.' તો વાવ પણ કહેશે, 'તું બદમાશ છે' અને આપણે કહીએ કે, 'તું ચૌદ લોકનો નાથ છે.' તો તે પણ આપણને કહે કે, 'તું ચૌદ લોકનો નાથ છે.' માટે આમાં આપણને જેવું ગમે છે તે બોલવું. એવું 'પ્રોજેક્ટ' કરો કે તમને ગમે. આ બધું તમારું જ પ્રોજેક્શન છે. આમાં ભગવાને કંઈ ડખલ કરી નથી.

દુનિયામાં કોઈને અક્કલ વગરનો કહેશો નહીં. અક્કલવાળો જ કહેજો, તું ડાહ્યો છે, એવું જ કહેશો તો તમારું કામ થશે. એક માણસ એની ભેંસને કહેતો હતો કે 'તું બહુ ડાહી છે બા, બહુ અક્કલવાળી છો, સમજણવાળી છો.' મેં એને પૂછ્યું, 'ભેંસને તું આમ કેમ કહે છે?' ત્યારે એણે કહ્યું કે, 'આવું ના કહું તો ભેંસ દૂધ દેવાનું જ બંધ કરી દે.' ભેંસ જો આવું સમજે છે તો માણસો શું ના સમજે ?

## બુદ્ધિની ડખલે રચાઈ ડખલામણ !

આ જગત 'રિલેટિવ' છે. વ્યવહારિક છે. આપણાથી સામાને અક્ષરેય ના બોલાય. અને જો 'પરમ વિનય'માં હોય તો ખોડેય ના કઢાય. આ જગતમાં કોઈની ખોડ કાઢવા જેવું નથી. 'ખોડ કાઢવાથી શો દોષ બેસશે', તેની ખોડ કાઢનારને ખબર નથી.

**પ્રશ્નકર્તા :** ખોડ નથી કાઢતા અમે, પણ સામો આગળ વધે એટલે બોલીએ છીએ.

**દાદાશ્રી :** તેના આગળ વધવાનો હિસાબ તમારે ના કાઢવો. આગળ વધારવાનું તો કુદરત એની મેળે કામ કર્યા કરે છે. તમારે સામાને આગળ વધારવાની ઈચ્છા ના કરવી. કુદરત કુદરતનું કામ કર્યે જ જાય છે. આપણે આપણી મેળે બધી ફરજ બજાવ્યા કરવાની.

બુદ્ધિ તમને હેરાન કરે કે આમ કરીએ તો આમ થાય ને તેમ કરીએ તો તેમ થાય. કશું જ થતું નથી. કોઈ કશું કરી શકે એમ છે જ નહીં. કુદરત કુદરતનું કામ કર્યે જ જાય છે. કોઈ કોઈની સલાહ માગવા નથી આવતું, છતાં આ તો વણમાગી સલાહ પીરસ્યે જ જાય છે.

આ બુદ્ધિનું માનવામાં આવે ને તો અહીંયાં સત્સંગમાં પહેલો કાયદો જોઈએ કે આમ બેસવું ને આમ ના બેસવું. જ્યાં સાચો ધર્મ છે ત્યાં 'નો લૉ લૉ' એ જ મુખ્ય વસ્તુ છે.

આપણે અહીં 'બુદ્ધિ' શબ્દની જરૂર જ નથી. જે ડખળામણ કરાવે

એ બુદ્ધિને ખસેડવાનો પ્રયત્ન કરો. ડખળામણમાં ના મૂકતી હોય તો તેનો વાંધો નથી. વાત તો સમજવી જ પડશે ને ? આમ ક્યાં સુધી ચાલશે ? બુદ્ધિ તમને 'ઈમોશનલ' કરશે. તમારું આમાં કશું જ વળવાનું નથી. બધું 'વ્યવસ્થિત'ને આધીન છે. 'વ્યવસ્થિત' ઉપર થોડો ઘણો વિશ્વાસ બેઠો હોય તો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. અહીં તો વણપ્રશ્ને ઉત્તર છે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે પ્રયત્નો તો છેક છેવટ સુધી કરવાના ?

**દાદાશ્રી :** પ્રયત્ન શેનો કરવાનો ? પ્રયત્ન આપણા સંસારવ્યવહારનો કરવાનો હોય. સત્સંગમાં અહીં સંસારવ્યવહાર નથી. આ તો 'રિયલ'નો શુદ્ધ વ્યવહાર છે. શુદ્ધ વ્યવહારમાં બુદ્ધિની બિલકુલ જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું 'સર્વન્ટ' તરીકે કામ લેવું કે નહીં ?

**દાદાશ્રી :** ના. જ્યાં સંપૂર્ણ શુદ્ધ વ્યવહાર છે, એવી આ 'રૂમ'માં પેઠા એટલે બુદ્ધિનું કામ નહીં. અહીં શુદ્ધ વ્યવહાર છે ને બહાર સંસાર વ્યવહાર છે. સંસારમાંય જ્યાં બુદ્ધિ હેરાન કરે, ત્યાં તેને છોડી દેવાની હોય. 'વ્યવસ્થિત' કહ્યા પછી વિકલ્પ કરવાપણું રહેતું નથી. 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં રહે તો તેમને 'શુદ્ધ વ્યવહાર શું છે ?' તે સમજાઈ જશે.



## [૩]

## આમંત્રેલી કર્મબંધી

અમારે અમારી મરજી મુજબનું કર્મ હોય ને તમને કર્મ નચાવે. અમને સ્વતંત્રતા હોય. એટલે અમે નિરાંતે બેસીએ, તમારેય કર્મો ધીમે ધીમે ખલાસ થશે, પછી આપણે બોલાવીએ તોય ના આવે. એ નવરાં નથી. આપણે સહી કરી તેથી આવ્યાં છે, નહીં તો એ આવે જ નહીં ને? કરાર ઉપર જેવી સહીઓ કરી હોય, ગૂંચવણીવાળું હોય તો તેવું આવે ને ચોખ્ખું હોય તો ચોખ્ખું આવે. અરે, સત્સંગમાંથી ઉઠાડીને લઈ જાય, છૂટકો જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** સંબંધ રાખ્યો એ રાગ થયો, એટલે બોલાવે ?

**દાદાશ્રી :** એ બધું રાગ ને દ્વેષ જ છે. પણ પહેલી આપણે સહીઓ કરી આપી હોય તો જ એને રાગ ઉત્પન્ન થાય, નહીં તો કોઈ નામ દેનાર નથી !

આ ભવમાં અમુક જ સહીઓ ગણાય. તમે જેટલી માનો છો એટલી સહીઓ નથી હોતી. સહીઓ તો ટાઈપ થઈને ફરી ટાઈપ થાય ત્યારે સહીઓ ગણાય એટલે એટલી બધી ના હોય.

### તપના તાપણે તરી શુદ્ધતા

વ્યવહારચારિત્રથી માંડીને ઠેઠ આત્મચારિત્ર સુધીનાં ચારિત્ર છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ. એમાં આત્મચારિત્ર છે, તે છેલ્લામાં છેલ્લું ચારિત્ર છે. વ્યવહારચારિત્રનો ફોટો પડે અને આ આત્મચારિત્રનો ફોટો ના પડે. જે છેલ્લાં જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ છે, એ ચારેયના ફોટા ના પડે.

**પ્રશ્નકર્તા :** છેલ્લું તપ કયું ?

**દાદાશ્રી :** અત્યારે તમને કોઈ માણસ ગાળ ભાંડતો હોય તો તે વખતે તમને મારો શબ્દ યાદ આવે ને તે પ્રમાણે નક્કી થાય કે મારે 'સમભાવે નિકાલ કરવો છે', એનું નામ તપ છે. તે ઘડીએ તપ જ થાય.

બાહ્ય તપ બધાં સ્થૂળ તપ કહેવાય, એનું ફળ ભૌતિક સુખ મળે. અને આંતરિક તપ એ સૂક્ષ્મ તપ છે, તેનું ફળ મોક્ષ છે.

કોઈ તમને ગાળ ભાંડે, તે વખતે મહીં મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું તપે, એ તપને તમે ઠંડું થતાં સુધી જોયા કરો, એનું નામ સૂક્ષ્મ તપ કહેવાય.

સાસુ વહુને વઢવઢ કરતી હોય, ને વહુ ડહાપણવાળી હોય તો તેને સૂક્ષ્મ તપ બહુ મળ્યા કરે. હિન્દુસ્તાનમાં આ તપ એની મેળે મફતમાં ઘેર બેઠાં મળ્યા કરે. ઘેર બેઠાં ગંગા છે, પણ આ લોકો લાભ ઉઠાવતા નથી ને ? ધણી આપણને કંઈ કહી દે, તે ઘડીએ આપણે તપ કરવું પડે.

**પ્રશ્નકર્તા :** 'અક્રમ વિજ્ઞાન'માં તપની જગ્યા ક્યાં આવી ?

**દાદાશ્રી :** તપ કરવું એટલે શું ? જે પાછલો હિસાબ ચૂકવવાનો આવે છે તે ચૂકવતી વખતે મીઠાશેય આવે અને કડવુંય આવે. મીઠાશ આવે ત્યાંય તપ કરવાનું છે ને કડવું આવે ત્યાંય તપ કરવાનું છે. ડિસ્ચાર્જ કર્મ એનું કડવું-મીઠું ફળ આપ્યા વગર તો રહે જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** આ ભાઈએ મને ગાળ ભાંડી, તો તેની મને તરત ખબર પડે કે આ મારા કર્મનો ઉદય છે. એ નિર્દોષ છે, તો એમાં તપ કોને કહેવું ?

**દાદાશ્રી :** આ જ્ઞાનથી તપ કરવાનું થયું. આમાં પોતાને તપ કરવું નથી પડતું. મહીં મન, બુદ્ધિ જે તપે છે તેને સમતાપૂર્વક 'જોયા' કરવું એનું નામ તપ. એમાં તન્મયાકાર નહીં થવાનું. જગત આખું મન-બુદ્ધિ તપે કે પોતે તપી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે તપ કરવું પડે ?

**દાદાશ્રી :** તપ કરવું નથી પડતું. તપ તો સ્વાભાવિક રીતે થાય જ.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી તપ થાય છે ત્યાં સુધી અપૂર્ણતા કહેવાય ને ?

**દાદાશ્રી :** અપૂર્ણતા તો ઠેઠ 'કેવળજ્ઞાન' થતાં સુધી અપૂર્ણ જ કહેવાય. મારુંય અપૂર્ણ કહેવાય ને તમારુંય અપૂર્ણ કહેવાય.

તપ કરવાથી પોતાની જ્ઞાનદશાની ડિગ્રીઓ વધે છે. તપ છેલ્લી શુદ્ધતા લાવે છે. સો ટચનું સોનું તો હું પણ ના કહેવાઉં અને તમે પણ ના કહેવાઓ. અને જ્ઞાનીનેય દેહનાં તપ હોય.

## પ્રતિક્રમણ - ક્રમિકનાં : અક્રમનાં

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે 'અક્રમમાર્ગ'માં પક્ષાપક્ષી ના હોય, તો ખંડન સિવાય મંડન કઈ રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** આ મંડન કરવાનો માર્ગ જ ના હોય ને ખંડનેય કરવાનો માર્ગ ન હોય. આ તો જેને મોક્ષે જવું હોય તેના માટે જ આ માર્ગ છે અને જેને મોક્ષે ના જવું હોય તેને માટે બીજો રસ્તો. બીજો ધર્મ જોઈતો હોય તો અમે તે પણ આપીએ છીએ.

ક્રમિક માર્ગથી આગળ જવું એ બહુ કઠોર ઉપાય છે, છતાં એ કાયમનો માર્ગ છે. જ્યારે મનમાં જુદું હોય, વાણીમાં જુદું હોય ને વર્તનમાં જુદું હોય ત્યાં સુધી કોઈ ધર્મ ચાલે નહીં. અત્યારે બધે એવું જ થઈ ગયું છે ને ?

એટલે અમે આ કાળના માણસોને ધર્મ જાણવો હોય તો, એને શું શિખવાડીએ છીએ ?

તારાથી ખોટું બોલાઈ જાય તેનો વાંધો નથી. મનમાં તું જૂઠું બોલ્યો તેનો વાંધો નથી, પણ હવે તું એનું 'આ' રીતે પ્રતિક્રમણ કર ને નક્કી કર કે ફરી આવું નહીં બોલું. અમે પ્રતિક્રમણ કરવાનું શિખવાડીએ.

**પ્રશ્નકર્તા :** અમે રાયશી અને દેવશી પ્રતિક્રમણ કરીએ છીએ, તે શું ખોટું છે ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ તો 'શૂટ એટ સાઈટ' હોવું જોઈએ, ઉધાર ના રખાય. આ ચોપડા ઉધાર ના રખાય. તે પ્રતિક્રમણેય ઉધાર ના રખાય.

**પ્રશ્નકર્તા :** જીવ તો સતત કર્મની વર્ગણા બાંધ્યા જ કરે છે, તો એણે શું સતત પ્રતિક્રમણ કર્યા કરવું ?

**દાદાશ્રી :** હાસ્તો, કરવું જ પડે ! આમાં ઘણા મહાત્માઓ રોજ પાંચસો-પાંચસો પ્રતિક્રમણ કરતા હોય છે !

**પ્રશ્નકર્તા :** એ તો ભાવ પ્રતિક્રમણ છે, ક્રિયા પ્રતિક્રમણ તો ના થાય ને ?

**દાદાશ્રી :** ના, ક્રિયામાં પ્રતિક્રમણ હોય જ નહીં. બહુ ત્યારે એમાં મન સારું રહે.

**પ્રશ્નકર્તા :** એમાં કર્મ નિર્જરા થાય ખરી કે નહીં ?

**દાદાશ્રી :** નિર્જરા તો દરેક જીવને થઈ રહી છે. પણ એ સારો ભાવ છે કે મારે પ્રતિક્રમણ કરવું છે. એટલે નિર્જરા સારી થાય. બાકી પ્રતિક્રમણ તો 'શૂટ' એટ સાઈટ' હોવું જોઈએ. તમે કરો છો એ દ્રવ્ય પ્રતિક્રમણ છે, ભાવ પ્રતિક્રમણ જોઈશે.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યની સાથે ભાવ હોય ને ?

**દાદાશ્રી :** ના, પણ દ્રવ્ય એકલું થાય છે, ભાવ નથી હોતો. કારણ કે દુષમકાળના જીવોથી ભાવ રાખવો બહુ મુશ્કેલ વસ્તુ છે. એ તો 'જ્ઞાની પુરુષ'ની કૃપા હોય અને એ માથે હાથ મૂકે, ત્યાર પછી ભાવ ઉત્પન્ન થાય. નહીં તો ભાવ ઉત્પન્ન થાય નહીં.

'જ્ઞાની પુરુષ' કોને કહેવાય ? કે જેને પરપરિણતિ જ ના હોય. નિરંતર સ્વભાવ-પરિણતિ હોય. રાત્રે-દિવસે ગમે ત્યારે સ્વભાવ પરિણતિ

હોય પરપરિણામ ના હોય, જેનાં વાણી, વર્તન, વિનય મનોહર હોય, આર્તધ્યાન તથા રૌદ્રધ્યાન સર્વાંશે ન હોય અને અહંકાર શૂન્ય થવાથી, ટેન્શન નહીં હોવાથી મુક્ત હાસ્ય નિરંતર રહે, અનંતગુણના ભંડાર હોય એનું નામ 'જ્ઞાની પુરુષ' કહેવાય.

## પ્રતિક્રમણ, જ્ઞાનીનાં

આપણે ગાદી ઉપર સૂઈ ગયા હોય, તો જ્યાં જ્યાં કાંકરા ખૂંચે ત્યાંથી તમે કાઢી નાખો કે ના કાઢો ? આ પ્રતિક્રમણ તો, જ્યાં જ્યાં ખૂંચતું હોય ત્યાં જ કરવાનાં છે. તમને જ્યાં ખૂંચે છે ત્યાંથી તમે કાઢી નાખો ને તે એમને ખૂંચે છે, ત્યાંથી એ કાઢી નાખે ! પ્રતિક્રમણ દરેક માણસનાં જુદાં જુદાં હોય !

અત્યારે કોઈ માણસ કોઈની ઉપર ઉપકાર કરતો હોય, છતાં એને ઘેર અનાચાર થાય એવા કેસ બને, તો ત્યાં આગળ પ્રતિક્રમણ કરવાં જ પડે. પ્રતિક્રમણ તો, જ્યાં ખૂંચે ત્યાં બધે જ કરવું પડે. પણ દરેકનાં પ્રતિક્રમણ જુદાં જુદાં હોય.

મારેય પ્રતિક્રમણ કરવાનાં હોય. મારાં જુદી જાતનાં ને તમારેય જુદી જાતનાં હોય. મારી ભૂલ તમને બુદ્ધિથી ના જડે એવી હોય. એટલે એ સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ હોય. તેનાં અમારે પ્રતિક્રમણ કરવાં પડે. અમારે તો ઉપયોગ ચૂક્યા બદલનું પ્રતિક્રમણ કરવું પડે. ઉપયોગ ચૂક્યા તે અમારે તો પોષાય જ નહીં ને ? અમારે આ બધાં જોડે વાતોય કરવી પડે, સવાલોના જવાબો ય આપવા પડે, છતાં અમારા ઉપયોગમાં જ રહેવાનું હોય.

જ્યાં સુધી અમારે સાહજિકતા હોય ત્યાં સુધી અમારે પ્રતિક્રમણ ના હોય. સાહજિકતામાં પ્રતિક્રમણ તમારેય કરવાં ના પડે. સાહજિકતામાં ફેર પડ્યો કે પ્રતિક્રમણ કરવું પડે. અમને તમે જ્યારે જુઓ, ત્યારે સાહજિકતામાં જ દેખો. જ્યારે જુઓ ત્યારે અમે તેના તે જ સ્વભાવમાં દેખાઈએ. અમારી સાહજિકતામાં ફેર ના પડે !



## [૪]

## પડઘા પાડે દુઃખ પરિણામ

આપણાથી બીજાને દુઃખ થાય છે ને એ જે દેખાય છે એ આપણો 'સેન્સિટિવનેસ'નો ગુણ છે. 'સેન્સિટિવનેસ' એ એક જાતનો આપણો 'ઈગોઈઝમ' છે. એ 'ઈગોઈઝમ' જેમ જેમ ઓગળતો જશે તેમ તેમ આપણાથી સામાને દુઃખ નહીં થાય. આપણું 'ઈગોઈઝમ' હોય ત્યાં સુધી સામાને દુઃખ થાય જ.

**પ્રશ્નકર્તા :** એ તો આપની અવસ્થાની વાત થઈ ! હવે અમારા માટે પ્રશ્નનો ઉકેલ આવવો જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, આવવો જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આનાથી તો પોતા પૂરતો જ ઉકેલ આવે ને ?

**દાદાશ્રી :** પોતા પૂરતો નહીં, દરેકનો ધીમે ધીમે ઉકેલ આવવો જ જોઈએ. પોતાનો ઉકેલ આવે તો જ સામાનો ઉકેલ આવે એવું છે. પણ પોતાનું 'ઈગોઈઝમ' છે ત્યાં સુધી સામાને નિયમથી અસર થયા કરવાની. એ 'ઈગોઈઝમ' ઓગળી જ જવો જોઈએ.

આ તો 'ઈફેક્ટસ્' છે ખાલી ! દુનિયામાં દુઃખ જેવી વસ્તુ જ નથી. આ તો 'રોંગ બિલીફ છે ખાલી. એને સાચું માને છે. હવે એમની દૃષ્ટિએ તો એ ખરેખર એમ જ છે ને ? એટલે કોઈ પણ પ્રકારની અસરો જ ના થાય, એ માટે આપણે શું થવું જોઈએ ? આપણે ચોખ્ખા થઈ જવું જોઈએ. આપણે ચોખ્ખા થયા તો બધું ચોખ્ખું થયા વગર રહેતું નથી.

સામાનો દોષ કોઈ જગ્યાએ છે જ નહીં, સામાનો શો દોષ ? એ તો એમ જ માનીને બેઠા છે કે આ સંસાર એ જ સુખ છે ને આ જ સાચી વાત છે. એને આપણે એમ મનાવવા જઈએ કે તમારી

માન્યતા ખોટી છે, તો તે આપણી જ ભૂલ છે ! આપણી જ કંઈક એવી કચાશ રહી જાય છે. મેં મારા અનુભવથી જોયેલું છે. જ્યાં સુધી મને એવું પરિણામ હતું, ત્યાં સુધી એવી 'ઈફેક્ટો' બધી વર્તતી હતી. પણ જ્યારે મારા મનમાંથી એ ગયું, શંકા ગઈ, તો બધું ગયું ! તે આ પગથિયાં જોઈને, અનુભવ કરીને હું ચઢેલો છું. તમે જે કહો છો, તે બધાં પગથિયાં મેં જોયેલાં છે અને તેમાંથી અનુભવ કરીને 'હું' ઉપર ચઢેલો છું. મેં જોયેલું છે, એટલે હું તમને માર્ગ બતાવી શકું. આ બધા લોકોને જે જ્ઞાન હું આપું છું, તે મારાં જોયેલાં પગથિયાં ઉપર જ લઉં છું. જે જે મારો અનુભવ નીકળેલો છે, તે જ રસ્તો તમને બતાવું છું. બીજો રસ્તો હોય નહીં ને ?

પહેલાં તો કંઈક દુઃખનો વિચાર આવ્યો, એટલે આપણે તેને ગમે તે જોખમ કરીને પણ બીજો સુખનો 'આઈડિયા' (કલ્પના) ગોઠવી દેતા હતા. ચિંતા થાય તો સિનેમા જોવા પેસી જાય, બીજું કરે. બીજાના ભોગે પણ તે ઘડીએ તો દુઃખને ઉડાડી મૂકે અને સ્વરૂપનું જ્ઞાન થયા પછી તે બીજાના ભોગે દુઃખને ઉડાડી મૂકતો નથી. એટલે એને દુઃખ બહુ સહન કરવું પડે, એવું મારા અનુભવમાં આવેલું છે ! મેં પણ પોતે આ અનુભવ કરેલો છે, કારણ કે બીજાનાં દુઃખે હું, સુખી થવા માટે તે ઘડીએ મારા મનને બીજા પર્યાય દેખાડું નહીં. અને જગત શું કરી રહ્યું છે ? કે પોતાનું દુઃખ કાઢવા માટે બીજા વિષયમાં પડે એટલે એ દુઃખ આમથી આમ ફેરવે જગત એ જ કરી રહ્યું છે ને ? જરાક દુઃખ પડે કે વટાવ વટાવ કરે છે ને ? મહીં કેટલો સામાન ભરેલો છે ? આપણે તો એને કહીએ છીએ કે આને ભોગવો જ. વટાવી નહીં ખાવાનું ! સિલક એમ ને એમ અનામત રાખવાની.

આ દુઃખ આવી પડે તેની પર લોક દવા ચોપડે છે. અલ્યા, ઊલટું જોખમ વધાર્યું તે ! એ દુઃખને તો તું અનુભવપૂર્વક જોઈશ તો એનું જોખમ ઘટશે. દુઃખ ધક્કા મારવાથી જતું નહીં રહે. એ તો ઊલટું વધાર્યું, તે સિલકમાં તો રહ્યું જ. જેણે એક દુઃખ ઓળંગ્યું, તે પછી અનંતા દુઃખ ઓળંગે. એ દુઃખ ઓળંગવાનો બહારવટિયો થઈ ગયો ! મેં તો કેટલાંય દુઃખ ઓળંગેલાં, એટલે હું બહારવટિયો જ થઈ ગયેલો ને !



## [૫]

## વ્યવહારમાં ગૂંચવાડો

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં ગાંઠો ફૂટે, તે એવી એવી ફૂટે છે કે એનું સમાધાન લેતાં આકરું પડી જાય ?

**દાદાશ્રી :** આપણાં આ 'પાંચ વાક્યો' છે, તે છેવટે સમાધાન લાવે એવાં છે. મોડાં-વહેલાં પણ એ સમાધાન લાવે. બાકી બીજી કોઈ રીતે સમાધાન ના થાય. તેથી જ આ જગત ગુહ્ય કોયડો છે. 'ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ.' તે કોઈ દહાડો સોલ્વ થાય જ નહીં. આખો દહાડો પોતે વ્યવહારમાં ગૂંચવાયેલો જ હોય, પછી શી રીતે આગળ એ પ્રગતિ માંડે ? કંઈક કોયડા ઊભા થયા જ કરે. સામો ભેગો થયો કે કોયડો ઊભો થયો.

**પ્રશ્નકર્તા :** એક કોયડો પૂરો કર્યો હોય, ત્યાં બીજો કોયડો મોં ફાડીને ઊભો જ હોય.

**દાદાશ્રી :** હા, આ તો કોયડાનું સંગ્રહસ્થાન છે. પણ જો તું તારી જાતને ઓળખી જાય તો થઈ ગયું તારું કલ્યાણ !!! નહીં તો આ કોયડા તો છે જ ડૂબવા માટે ! આ બધી પારકી પીડા છે, એવું સમજાય તોય અનુભવજ્ઞાન છે. અનુભવમાં આવે કે આ પીડા મારી ન હોય, પારકી છે; તોય કલ્યાણ થઈ જાય.

### 'ક'ની કરામતો

મહીં બધાં જાતજાતના 'ક' બેઠેલા છે. 'ક' એટલે કરાવનારા. લોભક, મોહક, ક્રોધક, ચેતક... મોહક મોહને કરાવનાર છે. મોહ આપણે ના કરવો હોય તોય કરાવે !

**પ્રશ્નકર્તા :** મગજમાં એવું થયા કરે કે આ હાથે કરીને શું કરવા આપણે ઊભું કરીએ છીએ ? આ બંધાય છે કે છૂટે છે, એવો વિચાર મારે શું કરવા કરવો ?

**દાદાશ્રી :** ના, એ વિચાર ના કરવો હોય તોય આવે જ. પેલો 'ક' તમને કરાવડાવે. તમને મહીં ગૂંચવ ગૂંચવ કરે અને કોઈને માટે તો વિચારવા જેવું જગત જ નથી. તેમાં એવું વિચારવામાં આવે છે, તેનું શું થાય ? માર ખાવો પડે ! પારકી પંચાત માટે જગત નથી. તમારી પોતાની 'સેફ સાઈડ' કરી લેવા માટેનું આ જગત છે.

**પ્રશ્નકર્તા :** હવે આ પંચાત મારા મગજમાં ગરી ગઈ છે તો તેને કાઢવી કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો આપણે એને ઓળખીએ કે આ તો દુશ્મન છે ને આ પિતરાઈ છે. એમ ઓળખ્યા પછી દુશ્મનને આપણે સંભારીએ નહીં.

## 'જ્ઞાની પુરુષ'ની કરુણા ને સમતા !

**પ્રશ્નકર્તા :** પણ એ ચોંટેલું જ એવું હોય કે માથામાંથી એ ખસે જ નહીં.

**દાદાશ્રી :** જુઓને ! તમને મારા માટે કેટલી બધી ભક્તિ છે, એ બધું હું બહુ સારી રીતે ઓળખું, પણ છતાંય તમને મહીં કો'ક દહાડો દેખાડે કે આ 'દાદા' આવા છે.

**પ્રશ્નકર્તા :** અરે, દાદાને ગાળો હઉ ભાંડું. દાદાને નહીં, અંબાલાલ પટેલને !

**દાદાશ્રી :** એ બધાની મને ઘેર બેઠાં ખબર પડે. પણ તમને 'ક' કેવા ફસાવે છે ને કેવો માર ખવડાવે છે ! તે અમે તમારી ઉપર કરુણા રાખીએ કે આ માર ખાતાં ખાતાં કો'ક દહાડો ડાહ્યા થશે. કો'ક દહાડો ખબર પડશે. આ માર શું કરવા ખવડાવતા હશે ? મારે શું લેવાદેવા ? દાદાને શી લેવાદેવા ? મેં આવાની ક્યાં મિત્રાચારી કરી કે અમને માર

ખવડાવે છે. એવો કો'ક દહાડો તમને અનુભવ થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, તે અનુભવ થયો. થાય નહીં, થયો ! અનુભવ કેવો કે અમને એમ થતું હતું કે આ ડોસો હેરાન કરે છે ને મેં તો આ પટેલિયાને હોળીનું નારિયેળ કર્યું, પણ તે બધું એ ડોસાએ જ સુધારી કાઢ્યું !!! મેં કહ્યું, જાન છૂટી ! બાકી મેં તો દાદા તમને એટલી બધી ગાળો ભાંડી હતી કે કંઈ બાકી જ રાખ્યું નહોતું. તોય અંદરખાને એવું થયા કરે કે 'આ દાદા છે, એ તો સાચા છે.'

**દાદાશ્રી :** તે અમેય ઘેર બેઠાં જાણીએ બધું. તે એક ફેરો તો મેં તમને કહ્યું પણ હતું કે તમે આડુંઅવળું બોલોને તોય તેનો મને વાંધો નથી. તમે તમારી મેળે અહીં આવ્યા કરજો. કો'ક દહાડો બધું ધોવાશે ! તમે આડુંઅવળું બોલો તેની અમને કિંમત ના હોય. અમે તો તમારું કેમ કરીને શ્રેય થાય, એ જ જોયા કરીએ. તમારું, તમારાં ઘરનાંનું, બધાંનું શ્રેય જોયા કરીએ. તમે તો તમારી પ્રકૃતિ પ્રમાણે બોલો છો. તમારી દૃષ્ટિ ખરેખર એવી નથી. તમારી દાનતેય એવી નથી, તમારા વિચારોય એવા નથી, એ બધું જ અમે જાણીએ.

એટલે હવે 'આ માર ખવડાવનાર છે અને આ મિત્ર છે' એવું તમે માલને ઓળખો. એ માર ખવડાવનારા આવે તો 'આવ બા, તમારું જ ઘર છે' કરીને પાછા કાઢી મૂકીએ.

જે મહીં દેખાડે છે તે બધું ખોટું છે, સોએ સો ટકા ખોટું દેખાડે છે, એવું તમને સમજાય છે ને ?

## શંકાનું સમાધાન હોય નહીં !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સમાધાન લેતાં આકરું પડે છે.

**દાદાશ્રી :** સમાધાન શી રીતે થાય ? શંકાનું સમાધાન દુનિયામાં ના હોય ! સાચી વાતનું સમાધાન હોય, શંકાનું સમાધાન ક્યારેય પણ થાય નહીં.

શંકા એટલે શું ? પોતાના આત્માને બગાડવાનું સાધન. શંકા એ

દુનિયામાં મોટામાં મોટી ખરાબ વસ્તુ છે અને શંકા સો ટકા ખોટી હોય છે અને જ્યાં શંકા નથી રાખતો ત્યાં શંકા હોય છે. જ્યાં વિશ્વાસ રાખે છે, ત્યાં જ શંકા હોય છે ને જ્યાં શંકા છે ત્યાં કશું છે જ નહીં. આમ બધી જ રીતે તમે માર ખાવ છે. અમે તો 'જ્ઞાન'થી જોયેલું છે કે તમે બધી જ રીતે માર ખા ખા કરો છો.

**પ્રશ્નકર્તા :** આ શંકાવાળી વાતનું ના સમજાયું; જ્યાં વિશ્વાસ રાખીએ છીએ, ત્યાં જ શંકા હોય છે.

**દાદાશ્રી :** એવું છે ને, તમે કયા જ્ઞાનના આધારે આ દૃષ્ટિ માપી શકો છો ? અરે ! ઉઘાડી આંખે જોયું હોય તોય ખોટું પડે છે ! આ તો બુદ્ધિજન્ય જ્ઞાનથી, વિચારણા કરીને જુઓ છો ! એ તમને માર ખવડાવી ખવડાવીને તેલ કાઢી નાખશે ! તેથી અમે કહીએ છીએ કે બુદ્ધિથી છેટા બેસો. બુદ્ધિ તો ઘડીક વારેય જંપીને બેસવા ના દે. આ તમારું તો બહુ સારું છે. તમારી ભાવના સારી એટલે પાછા માર્ગે વળી ગયા.

**પ્રશ્નકર્તા :** પછી તો મેં પ્રતિક્રમણનું જોર બહુ વધાર્યું. પરોઢીએ ઊઠીને પ્રતિક્રમણ કરતો'તો !

**દાદાશ્રી :** એ પ્રતિક્રમણ અહીં શીખ્યા, તે તેણે બહુ કામ કાઢી નાખ્યું. આ પ્રતિક્રમણના આધારે તો તમે જીવતા રહ્યા છો. તમારે તો આટલું જ ઘર છે. મારે તો કેટલાય માણસોનું ઘર છે. પણ કોઈની ઉપર શંકા જ નહીં.

## ઠાઠડીમાં સથવારે કોણ ?

**પ્રશ્નકર્તા :** 'હું કહું છું, એ સાચું છે', એવું માનવું નહીં એમ ?

**દાદાશ્રી :** સાચું હોય તોય આપણે શું ? મારું કહેવાનું કે ઠાઠડીમાં એકલાને જ જવાનું હોય છે ને ! પછી આ વગર કામની ભાંજગડો માથે લઈને ક્યાં ફરીએ ?

જન્મ પહેલાં ચાલતો ને મૂઆ પછી ચાલશે,
અટકે ના કોઈ દિ' વ્યવહાર રે, સાપેક્ષ સંસાર રે..... - નવનીત

અનંત અવતાર આની આ જ પીડામાં પડ્યો છે ! આ તો આ અવતારનાં બૈરાં-છોકરાં છે, પણ દરેક અવતારે જ્યાં ને ત્યાં બૈરાં-છોકરાં જ કર્યાં છે ! રાગ-દ્વેષ કર્યા છે ને કર્મો જ બાંધ્યાં ! આ સગાઈ-બગાઈ કશું ના મળે ! આ તો કર્મફળ આપ્યા કરે. ઘડીકમાં અજવાળું આપે ને ઘડીકમાં અંધારું આપે. ઘડીકમાં ફટકો આપે ને ઘડીકમાં ફૂલાં ચઢાવે ! આમાં સગાઈ તો હોતી હશે !

આ તો અનાદિથી ચાલ્યા જ કરે છે ! આપણે આને ચલાવનાર કોણ? આપણે આપણા કર્મથી કેમ છૂટાય, એ જ 'જોયા' કરવાનું છે. છોકરાંને ને આપણે કશી લેવાદેવા નથી. આ તો વગર કામની ઉપાધિ! બધાં કર્મોને આધીન છે. જો ખરી સગાઈઓ હોય ને તો ઘરમાં બધાં નક્કી કરે કે આપણે ઘરમાં વઢવાડ નથી કરવી. પણ આ તો કલાક-બે કલાક પછી બાઝી પડે ! કારણ એ કોઈના હાથમાં સત્તા જ નથી ને ! આ તો બધા કર્મના ઉદય. ફટાકડા ફૂટે તેમ ફટાફટ ફટાફટ ફૂટે છે ! કોઈ સગોય નથી ને વહાલોય નથી, તો પછી શંકા-કુશંકા કરવાની ક્યાં રહી? 'તમે' પોતે 'શુદ્ધાત્મા', આ 'તમારું' 'પાડોશી' શરીર જ તમને દુઃખ આપનારું છે ને ! અને છોકરાં તો 'તમારાં' 'પાડોશી'નાં છોકરાં. એમની જોડે આપણે શી ભાંજગડ ? અને પાડોશીનાં છોકરાં માને નહીં; ત્યારે આપણે એમને જરાક કહેવા જઈએ તો છોકરાં શું કહે છે કે, 'અમે શાનાં છોકરાં તમારાં ?' અમે તો 'શુદ્ધાત્મા છીએ'! કોઈને કોઈની પડેલી નથી !!!

**પ્રશ્નકર્તા :** સરવૈયું કાઢીએ તો બધા હિસાબ લેવા આવ્યા હોય. અને હિસાબ ચૂકવીએ પણ એમાં 'સમભાવે નિકાલ' થાય છે કે નહીં, એટલું જ અમારે જોઈએ.

**દાદાશ્રી :** 'સમભાવે નિકાલ' થાય તો કલ્યાણ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપે તો કૃપા કરી જ્યારે અમે અમારાં 'વક્રમ' કર્યાં. પણ એ ચોખ્ખાં થઈ ગયાં એ હકીકત છે.

**દાદાશ્રી :** તમે દાદાને આટલું વળગી રહ્યા, તે બહુ થઈ ગયું.

એક દહાડો સરવૈયું સમજાશે કે સાચું હતું આ.

**પ્રશ્નકર્તા :** અરે, એક દહાડો હોય ? આજથી જ લઈને, કાલ કોણે દીઠી છે ? માટે એવી શક્તિ આપો કે જે થોડાં કર્મ બાકી રહ્યાં હોય, તેને અમે પહોંચી વળીએ ને બુદ્ધિ અવળે રસ્તે ન જાય.

**દાદાશ્રી :** અહીં આવતા રહોને કલાક-કલાક જેટલું, તે એટલું ઓગળતું ઓગળતું પછી ખલાસ થઈ જાય.

## 'જ્ઞાન'થી શંકા શમાય !

**પ્રશ્નકર્તા :** ઘણાં માણસો એવા હોય છે કે જેને માટે અભિપ્રાય બંધાયેલો હોય કે 'આ માણસ સારો છે, આ લબાડ છે, આ લુચ્ચો છે, આ મારો બેટો કાતરવા જ આવ્યો છે.'

**દાદાશ્રી :** અભિપ્રાય બંધાય એ જ બંધન. અમારા ગજવામાંથી કાલે કોઈ રૂપિયા કાઢી ગયું હોય અને આજે એ પાછો અહીં આવે તો અમને શંકા ના રહે કે એ ચોર છે. કારણ કે કાલે એના કર્મનો ઉદય એવો હોય. આજે એનો ઉદય કેવો હોય, તે શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય.

**દાદાશ્રી :** એ પ્રાણ ને પ્રકૃતિ નહીં જોવાની. આપણે એની સાથે લેવાદેવા નથી, એ કર્મને આધીન છે બિચારો ! એ એનાં કર્મ ભોગવી રહ્યો છે, આપણે આપણાં કર્મને ભોગવી રહ્યા છીએ. આપણે ચેતતા રહેવું પડે.

**પ્રશ્નકર્તા :** એ વખતે એના પ્રત્યેનો સમભાવ રહે કે નાય રહે.

**દાદાશ્રી :** અમારા કહ્યા પ્રમાણે તમે કરો તો તમારું કામ થઈ જાય કે આ બધું કર્મના આધીન છે. અને આપણું જવાનું હોય તો જ જાય. માટે તમારે ગભરાવાનું કોઈ કારણ નથી.

અંધારી રાતે ગામડામાં દીવાના પ્રકાશમાં ઓરડીમાં સાપ પેસતો જોયો, પછી તમારાથી ઊંઘી શકાય કે ?

**પ્રશ્નકર્તા :** ના, ભય લાગે.

**દાદાશ્રી :** અને તમે એકલા જ જાણતા હો, તે બીજાંને શું થાય?

**પ્રશ્નકર્તા :** એ તો આરામથી સૂઈ રહે !

**દાદાશ્રી :** ત્યારે ભગવાને કહ્યું કે પેલો આરામથી સૂઈ રહ્યો છે, તો તું કેમ નથી સૂતો ? ત્યારે એ કહે, 'મેં સાપ પેસતાં જોયો છે, નીકળતો જોઉં ત્યારે સૂઈ જાઉં.' તે પેસતાનું જ્ઞાન થયું છે. નીકળ્યાનું જ્ઞાન થાય તો છૂટાય. પણ જ્યાં સુધી મનમાં પેલી શંકા રહે ત્યાં સુધી ના છૂટાય.

**પ્રશ્નકર્તા :** નીકળતાં જોયો નથી, ત્યાં સુધી શંકા શી રીતે જાય?

**દાદાશ્રી :** 'જ્ઞાની'ના 'જ્ઞાન'થી શંકા જાય ! કશું કોઈથી સાપથીય અડાય નહીં, એવું આ જગત છે. 'અમે' જ્ઞાનમાં જોઈને કહીએ છીએ કે આ જગત એક ક્ષણવાર અન્યાયને પામ્યું નથી. જગતની કોર્ટો, ન્યાયાધીશો, લવાદો બધું અન્યાયને પામે, પણ જગત અન્યાયને નથી પામ્યું. માટે શંકા ના કરશો.

**પ્રશ્નકર્તા :** એટલે ભય રાખવો નહીં ? સાપ જોયો તે ભલે જોયો, પણ એનો ભય રાખવો નહીં.

**દાદાશ્રી :** ભય ના રાખ્યો રહે નહીં, એ તો પેસી જાય. મહીં શંકા કર્યા જ કરે. કશું કોઈથી વળે એવું નથી. જ્ઞાનમાં રહેવાથી શંકા જાય.

## ઉપાયમાં ઉપયોગ શાને ?

આ જગતમાં કોઈ એવો જન્મ્યો જ નથી કે જે તમારું નામ દે ! અને નામ દેનારો હશે, તેને તમે લાખો લાખો ઉપાય કરશો તોય તમારું કશું વળવાનું નથી. માટે કઈ બાજુ જવું હવે ? લાખો ઉપાય કરવામાં પડી રહેવું? ના, કશું વળશે નહીં. માટે બધાં કામ પડતાં મૂકી આત્મા ભણી જાવ.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ વાત જ આવીને ઊભી રહી.

**દાદાશ્રી :** હા, જે બને તેને 'જોયા' કરો કે શું થાય છે ? એ 'પર' ને 'પરાધીન' વસ્તુ છે. અને જે બની રહ્યું છે એ જ ન્યાય થઈ રહ્યો છે ને એ જ 'વ્યવસ્થિત' છે. સારા માણસને ફાંસીએ ચઢાવે એ પણ ન્યાય જ છે અને નઠારો છૂટી ગયો એ પણ ન્યાય છે. આપણને એ જોતાં નથી આવડતું, તે સારો કોણ ને નઠારો કોણ ? આપણને કેસ તપાસતાં નથી આવડતું. આપણે આપણી ભાષામાં કેસ ગણીએ છીએ !

## નિજ સ્પંદને પામે પરિભ્રમણ !

**પ્રશ્નકર્તા :** તો પછી 'સાચું છે, ખોટું છે', એવો અર્થ કરવો જ નહીં એવું થયું ને ?

**દાદાશ્રી :** સાચું-ખોટું એ બધી સમજણ વગરની વાતો છે. પોતાની સમજણથી પોતે ન્યાયાધીશ થઈ બેઠો છે.

કિંચિત્‌માત્ર તમને કશું કોઈ કરી શકે એમ છે જ નહીં, જો તમે કોઈનામાં સળી ના કરો તો. એની હું તમને ગેરન્ટી લખી આપું છું. અહીં નર્યા સાપ પડ્યા હોય, તોય કોઈ તમને અડે નહીં એવું ગેરન્ટીવાળું જગત છે.

આ જ્ઞાનીઓ શી રીતે સહીસલામત ને આનંદમાં રહેતા હશે ? કારણ કે જ્ઞાનીઓ જગતને જાણીને બેઠા છે કે 'કશું જ થવાનું નથી, કોઈ નામ દેનાર નથી. હું જ છું બધામાં, હું જ છું, હું જ છું, બીજું કોઈ છે જ નહીં !'

બહુ સમજવા જેવું જગત છે. લોકો સમજે છે તેવું એ નથી. શાસ્ત્રોમાં લખ્યું છે એવું જગત નથી. શાસ્ત્રોમાં તો પારિભાષિક ભાષામાં છે, તે સામાન્ય માણસોને સમજાય તેવું નથી.

તમારી સળીઓ બંધ થઈ ગઈ તો દુનિયામાં તમને સળી કરનાર કોઈ નથી. તમારી સળીઓનાં જ પરિણામ છે આ બધાં ! તમારી જે ઘડીએ સળીઓ બંધ થઈ જશે, ત્યારે તમારું કોઈ પરિણામ તમારી પાસે નહીં આવે. તમે આખી દુનિયાના, આખા બ્રહ્માંડના સ્વામી છો. કોઈ

ઉપરી જ નથી તમારો. તમે પરમાત્મા જ છો. કોઈ તમને પૂછનાર નથી.

આ બધાં આપણાં જ પરિણામ છે. આપણે આજથી કોઈને સ્પંદન કરવાનું, કિંચિત્‌માત્ર કોઈને માટે વિચાર કરવાનું બંધ કરી દો. વિચાર આવે તો પ્રતિક્રમણ કરીને ધોઈ નાખવાનું, એટલે આખો દિવસ કોઈના સ્પંદન વગરનો ગયો ! એવી રીતે દિવસ જાય તો બહુ થઈ ગયું, એ જ પુરુષાર્થ છે.



## [૬]

## વિશ્વકોર્ટમાંથી નિર્દોષ છૂટકારો ક્યારે ?

આપણાથી કોઈને કિંચિત્‌માત્ર દુઃખ થાય, એટલે કોર્ટમાં પાછો કેસ ચાલુ રહ્યો ! જ્યાં સુધી કોર્ટમાં ઝઘડા છે ત્યાં સુધી છૂટે નહીં. આ કોર્ટના ઝઘડામાં આવેલા લોકો છે. હવે કોર્ટના ઝઘડા મટાડવા હોય તો આપણને કોઈએ ગાળો દીધી હોય તેને છોડી દેવાની અને આપણાથી કોઈને ગાળ દેવાય નહીં. કારણ કે જો આપણે દાવો માંડીએ તોય પાછો કેસ ચાલુ રહે ! આપણે ફોજદારી કરીએ એટલે પાછો વકીલ ખોળવા જવું પડે. હવે આપણે અહીંથી છૂટા થઈ જવું છે, અહીં ગમતું નથી. માટે આપણે રસ્તો કરવાનો, બધું છોડી દેવાનું !

કોઈને કિંચિત્‌માત્ર દુઃખ થાય તો કોઈ જીવ મોક્ષે જઈ શકે નહીં. પછી એ સાધુ મહારાજ હોય કે ગમે તે હોય. એકલા શિષ્યને જ દુઃખ થતું હોય તોય મહારાજને અહીં અટકી રહેવું પડે, ચાલે જ નહીં !

જો કે અજ્ઞાની તો બધાંને દુઃખ જ દેતો હોય છે. દુઃખ ના દેતો હોય તોય મહીં ભાવ દુઃખના જ વર્ત્યા કરે. 'અજ્ઞાનતા છે એ જ હિંસા છે અને જ્ઞાન એ અહિંસક ભાવ છે.'

કોઈને દુઃખ દેવાની ઇચ્છા તને થતી નથી ને હવે ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર દેવાઈ જાય.

**દાદાશ્રી :** દુઃખ દેવાઈ જાય તો શું કરો ?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ.

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કર્યું એટલે પછી કોર્ટમાં કેસ નહીં ચાલવાનો.

'ભઈ, તારી માફી માગીએ છીએ.' એમ કરીને નિકાલ કરી નાખ્યો.

અમારાથી કોઈને સહેજેય દુઃખ થાય એવું નીકળે જ નહીં. સામો તો ગમે તેવાં ગાંડાં કાઢે, એને તો કંઈ પડેલી જ નથી ને ? જેને છૂટવું હોય તેને જ પડેલી છે ને ?

એટલે જો દોષ ના થતા હોય તો પ્રતિક્રમણ કરવાની જરૂર જ નથી. પ્રતિક્રમણ તો તમારે દોષ થઈ જાય તો કરજો. સામો કહે કે 'સાહેબ, દોષ ના જ થાય, એટલી બધી મારી શક્તિ નથી. દોષ તો થઈ જાય છે.' તો તો આપણે કહીએ કે 'શક્તિ ના હોય તો પ્રતિક્રમણ કરજો.'

કોઈ ગમે તેટલું ગાંડું બોલે, તે ઘડીએ આપણે જવાબ આપીએ, પછી તે ગમે તેટલો સુંદર હોય પણ સહેજેય સ્પંદન ફેંકાઈ જાય તોય ના ચાલે. સામાને બધું જ બોલવાની છૂટ છે. એ સ્વતંત્ર છે; અત્યારે પેલાં છોકરાં ઢેખાળા નાખે તો, તેમાં એ સ્વતંત્ર નથી ? પોલીસવાળો જ્યાં સુધી આંતરે નહીં, ત્યાં સુધી સ્વતંત્ર જ છે. સામો જીવ તો ગમે તે ધારે તે કરે. વાંકો ફરે ને વેર રાખે તો તો લાખ અવતાર સુધી મોક્ષે ના જવા દે ! એટલા માટે તો અમે કહીએ છીએ કે ''ચેતતા રહેજો. વાંકો મળે તો જેમ તેમ કરીને, ભાઈસાહેબ કરીને પણ છૂટી જજો ! આ જગતથી છૂટવા જેવું છે.''

## દુઃખ દીધાનાં પ્રતિસ્પંદન

આ જગતમાં તમે કોઈને દુઃખ દેશો, તો તેનો પડઘો તમને પડ્યા વગર રહેશે નહીં. સ્ત્રી-પુરુષે છૂટાછેડા લીધા પછી પુરુષ ફરી પૈણ્યો તેમ છતાંય પેલી સ્ત્રીને દુઃખ રહ્યા કરે. તો તેના પડઘા એ પુરુષને પડ્યા વગર રહે જ નહીં અને એ હિસાબ પાછો ચૂકવવો પડશે.

**પ્રશ્નકર્તા :** જરા વિગતથી ફોડ પાડો ને !

**દાદાશ્રી :** આ શું કહેવા માગીએ છીએ કે જ્યાં સુધી તમારા નિમિત્તે કોઈને સહેજ પણ દુઃખ થાય છે, તો એની અસર તમારી ઉપર

જ પડવાની. અને એ હિસાબ તમારે પૂરો કરવો પડશે, માટે ચેતો.

તમે ઓફિસમાં આસિસ્ટન્ટને ટૈડકાવો તો તેની અસર તમારી ઉપર પડ્યા વગર રહે કે નહીં ? પડે જ. બોલો હવે જગત દુઃખમાંથી મુક્ત કઈ રીતે થાય ? જેનાથી કોઈનેય કિંચિત્‌માત્ર દુઃખ થતું ના હોય, તે પોતે સુખિયો હોય. એમાં બે મત જ નહીં. અમે જે આજ્ઞા આપીએ છીએ, તે તમે સર્વ દુઃખથી મુક્ત થાવ, એવી આજ્ઞા આપીએ છીએ. અને આજ્ઞા પાળતાં તમને કશી જ હરકત ના આવે. ખાવા-પીવાની, હરવા-ફરવાની બધી જ છૂટ. સિનેમા જોવા જવું હોય તો તેય છૂટ ! કોઈ કહે કે મારે ત્રણ ડોલથી નહાવું છે. તો આપણે કહીએ કે ચાર ડોલથી નહા. અમારી આજ્ઞા કશી હરકત વગરની છે.

માટે કોઈની અસર છોડે નહીં અને છોકરાંને સુધારવા જાઓ, પણ એનાથી એને દુઃખ થાય તો તેની અસર તમને પડશે. માટે એવું કહો કે જેથી એને અસર ના પડે અને એ સુધરે. તાંબાનાં ને કાચનાં વાસણમાં ફેર ના હોય ? તમે તાંબાનાં ને કાચનાં વાસણને એક સમજો છો ? તાંબાનાં વાસણને ગોબો પડે તો ઉપાડી લેવાય. પણ કાચનું તો ભાંગી જાય. છોકરાંની તો આખી જિંદગી ખલાસ થઈ જાય.

આ અજ્ઞાનતાથી જ માર પડે છે. આને સુધારવા માટે તમે કહો, તેને સુધારવા માટે કહો. પણ કહેવાથી એને જે દુઃખ થયું, તેની અસર તમારી ઉપર આવશે.

**પ્રશ્નકર્તા :** આ કાળમાં છોકરાંને તો કહેવું પડે ને ?

**દાદાશ્રી :** કહેવાનો વાંધો નથી, પણ એવું કહો કે એને દુઃખ ના પડે અને એનો પડઘો પાછો તમને ના પડે. આપણે નક્કી કરી નાખવાનું કે આપણે કોઈને કિંચિત્‌માત્ર દુઃખ દેવું નથી.

## યાદ-ફરિયાદનું નિવારણ

યાદ ક્યાંથી આવે છે ? યાદને કહીએ, અમારે કશી લેવાદેવા નથી, કશું જોઈતું નથી તોય તમે કેમ આવો છો ? ત્યારે એ કહેશે,

'આ તમારી ફરિયાદ છે, તેથી આવી છું.' ત્યારે આપણે કહીએ, 'લાવ તારો નિકાલ કરીએ !'

જે યાદ આવ્યું તેનું બેઠાં બેઠાં 'પ્રતિક્રમણ' કરવાનું, બીજું કંઈજ કરવાનું નથી. જે રસ્તે અમે છૂટ્યા છીએ, તે રસ્તા તમને બતાડી દીધા છે. અત્યંત સહેલા ને સરળ રસ્તા છે. નહીં તો આ સંસારથી છૂટાય નહીં. આ તો ભગવાન મહાવીર છૂટે, બાકી ના છૂટાય. ભગવાન તો મહા-વીર કહેવાયા ! તોય એમના કેટલાય ઊંચા તથા નીચા અવતાર થયા હતા.

જ્ઞાનીના કહ્યા પ્રમાણે ચાલશો, તો બધું રાગે પડી જશે.

યાદ કેમ આવે છે ? હજી કોઈ જગ્યાએ ચોંટ છે, તે પણ 'રિલેટિવ' ચોંટ કહેવાય; 'રિયલ' ના કહેવાય.

'આ જગતમાં કોઈ પણ વિનાશી ચીજ મને ખપતી નથી.' એવું તમે નક્કી કર્યું છે ને ? છતાં કેમયાદ આવે છે ? માટે પ્રતિક્રમણ કરો. પ્રતિક્રમણ કરતાં ફરી પાછું યાદ આવે ત્યારે આપણે જાણવું કે આ હજુ ફરિયાદ છે ! માટે ફરી આ પ્રતિક્રમણ જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, જ્યાં સુધી એનું બાકી હોય ત્યાં સુધી પ્રતિક્રમણ થયા જ કરે છે. એને બોલાવવું નથી પડતું.

**દાદાશ્રી :** હા, બોલાવવું ના પડે. આપણે નક્કી કર્યું હોય એટલે એની મેળે થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** ઉદયો આવ્યા જ કરે.

**દાદાશ્રી :** ઉદય તો આવે. પણ ઉદયો એટલે શું ? મહીં જે કર્મ હતું, તે ફળ આપવા માટે સન્મુખ થયું. પછી કડવું હોય કે મીઠું હોય, જે તમારો હિસાબ હોય તે ! કર્મનું ફળ સન્મુખ થતાં જ આપણને મોઢા ઉપરથી જ કંટાળો આવે, તો જાણવું કે મહીં દુઃખ આપવા આવ્યું છે અને મોઢા ઉપરથી આનંદ દેખાય તો જાણવું કે ઉદય સુખ આપવા આવ્યું છે. એટલે ઉદય તો આવે ત્યારે આપણે જાણવું કે ભાઈ આવ્યા

છે, એનો 'સમભાવે નિકાલ' કરી નાખવો.

**પ્રશ્નકર્તા :** પણ તે વખતે પ્રકૃતિ સહેજ જોર કરે ને પાછી ? પ્રકૃતિનો સ્વભાવ નીકળે તો ખરો ને ?

**દાદાશ્રી :** બધુંય નીકળે. તોય પણ 'આપણે' 'જોયા' કરવાનું. એ બધોય આપણો હિસાબ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો હિસાબ તો પૂરો કરવાનો છે ને ?

**દાદાશ્રી :** એમાં 'આપણે' કશું કરવાનું નથી. એની મેળે જ થયા કરે. 'આપણે' તો 'જોયા' કરવાનું કે કેટલો હિસાબ બાકી રહ્યો ! આપણે જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી આપણને બધી જ ખબર પડે.

પ્રતિક્રમણ કરતા હોય તો 'ચંદુભાઈ' કરે, તેમાં 'આપણે' શું લેવાદેવા ? 'આપણે' જોયા કરવાનું કે 'ચંદુભાઈ'એ પ્રતિક્રમણ કર્યું કે ના કર્યું ? કે પાછું ધક્કે ચઢાવ્યું ? ધક્કે ચઢાવ્યું હોય તો, તેય ખબર પડી જાય!

'ચંદુભાઈ' શું કરે છે, જે જે કરે છે તેને 'આપણે' 'જોયા' કરવું, એનું નામ પુરુષાર્થ. 'જોવા'નું ચૂક્યા તે પ્રમાદ.

**પ્રશ્નકર્તા :** 'જોયા' કરવાનું એ શુદ્ધાત્માનું કામ ?

**દાદાશ્રી :** સ્વરૂપનું જ્ઞાન આવ્યા પછી એ કામ થાય; તે સિવાય ના થાય.

યાદ કેમ આવ્યું ? કારણ વગર યાદ આવે નહીં, કંઈ પણ એની ફરિયાદ હોય તો જ આવે. અમને કેમ કશું યાદ નથી આવતું ? માટે જે જે સાંભરે, એનાં પ્રતિક્રમણ કરકર કરવાનાં.

**પ્રશ્નકર્તા :** જે જૂનો ભરેલો માલ છે, તે યાદ આવવો જોઈએ. એવું છે કે ?

**દાદાશ્રી :** આવે જ એ. જે માલ ખપવાનો છે કે બંધાવાનો છે,

તે યાદ આવે જ. સ્વરૂપનું જ્ઞાન હોય તો માલ ખપી જાય અને અજ્ઞાન હોય તો બંધાય, એ જ માલથી ! માલ તેનો તે જ પણ અજ્ઞાન દશામાં બીજરૂપે થાય ને જ્ઞાનદશામાં બીજ બાફીને ખાઈ ગયા, એના જેવું થાય. બફાયા પછી બીજને ક્યાં ઊગવાનું રહ્યું ?

## હાર્ટિલી પસ્તાવો

વિચારો મહીં પડેલી ગાંઠોમાંથી ફૂટે છે. 'એવિડન્સ' ભેગો થાય કે વિચાર ફૂટે. નહીં તો આમ બ્રહ્મચારી જેવો દેખાતો હોય પણ રસ્તામાં સંયોગ ભેગો થયો કે વિષયના વિચાર આવે !!!

**પ્રશ્નકર્તા :** એ વિચારો આવે છે તે વાતાવરણમાંથી ને ? સાંયોગિક પુરાવાના આધારે જ એના સંસ્કાર, એની સાથેના ભાઈબંધ એ બધું જ સાથે મળે છે ને ?

**દાદાશ્રી :** હા, 'એવિડન્સ' બહારનો મળવો જોઈએ. એના આધારે જ મનની ગાંઠો ફૂટે, નહીં તો ફૂટે નહીં.

**પ્રશ્નકર્તા :** એ વિચારોને ઝીલવા માટે દોરનાર કોણ ?

**દાદાશ્રી :** એ બધું કુદરતી જ છે. પણ તમારે જોડે જોડે સમજવું જોઈએ કે આ બુદ્ધિ ખોટી છે, ત્યારથી એ ગાંઠો છેદી નાખે. આ જગતમાં જ્ઞાન એકલો જ પ્રકાશ છે. આ મારું અહિતકારી છે, એવું એને સમજાય, એવું જ્ઞાન એને પ્રાપ્ત થાય, તો એ ગાંઠો છેદી નાખે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો બધાંય એવું માને છે કે 'ખોટું બોલવું એ પાપ છે, બીડી પીવી એ ખરાબ છે માંસાહાર કરવો, અસત્ય બોલવું, ખોટી રીતે વર્તવું એ બધું ખરાબ છે.' તેમ છતાં લોકો ખોટું કર્યે જ જાય છે. તે કેમ ?

**દાદાશ્રી :** 'આ બધું ખોટું છે, આ ના કરવું જોઈએ.' એવું બધા બોલે છે, તે ઉપલક બોલે છે. 'સુપરફ્લુઅસ' બોલે છે, 'હાર્ટિલી' નથી બોલતા. બાકી જો એવું 'હાર્ટિલી' બોલે તો એને અમુક ટાઈમે ગયે

જ છૂટકો ! તમારો ગમે તેવો ખરાબ દોષ હોય, પણ તેનો તમને ખૂબ 'હાર્ટિલી' પસ્તાવો થાય તો એ દોષ ફરી ના થાય. અને ફરી થાય તોય તેનો વાંધો નથી, પણ પસ્તાવો ખૂબ કર્યા કરો.

**પ્રશ્નકર્તા :** એટલે માણસ સુધરે એવી શક્યતા ખરી ?

**દાદાશ્રી :** હા, બહુ જ શક્યતા છે. પણ સુધારનાર હોવો જોઈએ. એમાં 'M.D.', 'F.R.C.S.' ડૉક્ટર ના ચાલે, ગોટાળિયું ના ચાલે, એના તો 'સુધારનાર' જોઈએ.

હવે કેટલાકને એમ થાય કે ખૂબ પસ્તાવો કર્યો. છતાંય ફરી એવો દોષ થાય, તો એને એમ થાય કે આ આમ કેમ થયું-એટલો બધો પસ્તાવો થયો તોય ? ખરેખર તો 'હાર્ટિલી' પસ્તાવો થાય, તેનાથી દોષ અવશ્ય જાય છે !

## દોષોનાં શુદ્ધિકરણ

પોતાની ભૂલો દેખાય, એનું નામ આત્મા. પોતે પોતાની જાત માટે નિષ્પક્ષપાતી થયો, એનું નામ આત્મા. તમે આત્મા છો, શુદ્ધ ઉપયોગમાં છો તો તમને કોઈ કર્મ અડે જ નહીં. કેટલાક મને કહે છે કે તમારું જ્ઞાન સાચું છે. પણ તમે મોટરમાં ફરો છો તે જીવહિંસા ના ગણાય ? ત્યારે મારે કહેવું પડે છે કે, 'અમે શુદ્ધ ઉપયોગી છીએ.' અને શાસ્ત્રો કહે છે કે,

''શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાનધ્યાન મનોહારી રે;
કલંક કો દૂર નિવારી, જીવ વરે શિવનારી રે.''

પોતાના દોષો દેખાય ત્યારથી જ તરવાનો ઉપાય હાથ આવી ગયો. ચંદુભાઈમાં જે જે દોષો હોય તે બધાંય 'આપણ'ને દેખાય. જો પોતાના દોષ દેખાતા ના હોય તો, આ 'જ્ઞાન' કામનું શું ? એટલે કૃપાળુદેવે કહ્યું હતું,

''હું તો દોષ અનંતનું ભાજન છું કરુણાળ,
દીઠા નહીં નિજદોષ તો તરીએ કોણ ઉપાય ?''

દોષ થાય તેનો વાંધો નથી. તેના પર ઉપયોગ રાખવાનો. ઉપયોગ રાખ્યો. એટલે દોષ દેખાયા જ કરે. બીજું કશું કરવાનું નથી.

ચંદુભાઈને 'તમારે' એટલું જ કહેવું પડે કે પ્રતિક્રમણ કર્યા કરો. તમારા ઘરનાં બધાં જ માણસો જોડે તમારે, 'મારાથી કંઈ પણ પહેલાં મનદુઃખ થયેલું હોય, આ ભવ સંખ્યાત કે અસંખ્યાત ભવોમાં જે જે રાગ-દ્વેષ, વિષય-કષાયથી દોષો કર્યા હોય તો તેની ક્ષમા માગું છું.' એમ રોજ એક-એક કલાક કાઢવો. ઘરનાં દરેક માણસને, આજુબાજુના સર્કલના દરેકને લઈને, ઉપયોગ મૂકીને પ્રતિક્રમણ કર્યા કરવું જોઈએ. એ કર્યા પછી આ બધા બોજા હલકા થઈ જશે. બાકી એમ ને એમ હલકા થવાય નહીં. અમે આખા જગત જોડે આ રીતે નિવારણ કરેલું, ત્યારે તો આ છૂટકો થયો.

જ્યાં સુધી સામાનો દોષ પોતાના મનમાં છે, ત્યાં સુધી જંપ ના વળવા દે. આ પ્રતિક્રમણ કરો, ત્યારે એ ભૂંસાઈ જાય. રાગ-દ્રેષવાળી દરેક ચીકણી 'ફાઈલ'ને ઉપયોગ મૂકીને પ્રતિક્રમણ કરીને ચોખ્ખું કરવું. રાગની ફાઈલ હોય તેનાં તો પ્રતિક્રમણ ખાસ કરવાં જોઈએ.

પ્રતિક્રમણ થઈ ગયાં એટલે ગમે તેટલું વેર હોય તોય આ ભવમાં જ છૂટી જવાય. પ્રતિક્રમણ એ એક જ ઉપાય છે. ભગવાન મહાવીરનો સિદ્ધાંત, આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાનનો છે ! જ્યાં આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાન નથી, ત્યાં મોક્ષમાર્ગ જ નથી.

અમારામાં સ્થૂળ દોષો કે સૂક્ષ્મ દોષો ના હોય. જ્ઞાનીમાં સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ દોષ હોય છે. જે અન્ય કોઈને કિંચિત્‌માત્ર પણ હરકતકર્તા ના હોય. અમારા સૂક્ષ્મમાં સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ દોષો પણ અમારી દૃષ્ટિમાંથી જાય નહીં. બીજા કોઈને ખબર ના પડે કે અમારો દોષ થયો છે.

તમારા દોષો પણ અમને દેખાય, પણ અમારી દૃષ્ટિ તમારા શુદ્ધાત્મા તરફ હોય, ઉદયકર્મ તરફ દૃષ્ટિ ના હોય. અમને બધાના દોષોની ખબર પડી જાય, પણ એની અમને અસર થાય નહીં. તેથી

જ કવિએ લખ્યું છે કે,

''મા કદી ખોડ કાઢે નહીં,
દાદાનેય દોષ કોઈના દેખાય નહીં.''

તમારી નિર્બળતા અમે જાણીએ અને નિર્બળતા હોય જ. એટલે અમારી સહજ ક્ષમા હોય. ક્ષમા આપવી પડે નહીં; મળી જાય, સહજપણે. સહજ ક્ષમા ગુણ તો છેલ્લી દશાનો ગુણ કહેવાય. અમારે સહજ ક્ષમા હોય. એટલું જ નહીં, પણ તમારા માટે અમને એકધારો પ્રેમ રહે. જે વધે-ઘટે, એ પ્રેમ નહોય, એ આસક્તિ છે. અમારો પ્રેમ વધે નહીં ને ઘટેય નહીં. એ જ શુદ્ધ પ્રેમ, પરમાત્મ પ્રેમ છે !

દોષ થાય કે તરત જ તમારે 'શુટ ઍટ સાઈટ' પ્રતિક્રમણ કરવાનું. 'તમારે' 'ચંદુભાઈ'ને કહેવું, 'ચાલો ચંદુભાઈ, પ્રતિક્રમણ કરો.' ચંદુભાઈ કહે કે, 'આ ઘૈડપણ આવ્યું, હવે થતું નથી.' ત્યારે તમારે એમને કહેવું કે, 'અમે તમને શક્તિ આપીશું.' પછી બોલાવવાનું કે બોલો 'હું અનંત શક્તિવાળો છું' એટલે પછી શક્તિ આવે.

જેને દોષ દેખાવા માંડ્યા, પાંચ દેખાયા ત્યાંથી જાણવું કે હવે ઉકેલ આવવાનો થયો.

જેટલા દોષ દેખાયા, એ દોષ ગયા ! ત્યારે કોઈ કહેશે, એવો ને એવો દોષ ફરી દેખાય છે. ખરી રીતે એનો એ દોષ ફરી આવતો નથી. આ તો એક-એક દોષ ડુંગળીના પડની જેમ અનેક પડવાળા હોય છે. એટલે એક પડ ઊખડે, ત્યારે આપણે પ્રતિક્રમણ કરી કાઢીએ ત્યારે બીજું પડ આવીને ઊભું રહે એનું એ જ પડ ફરી ના આવે. ત્રીસ પડ હતાં એનાં ઓગણત્રીસ રહ્યાં. ઓગણત્રીસમાંથી એક પડ જશે ત્યારે અઠ્ઠાવીસ રહેશે. એમ ઘટતાં જશે ને છેવટે એ દોષ ખલાસ થઈ જશે !



[૭]

## પ્રકૃતિ જોડે તન્મય દશામાં આત્મપ્રકાશની નિર્લેપતા

મૂળ વાતને જાણો કે આ શી હકીક્ત છે ? ને મૂળ વાત શી છે? આટલું જ જાણવા માટે આ મનુષ્યપણું છે. આમાં 'આપણું કયું ને આપણું કયું નથી' એ જાણી લો. પછી રડારોળ કરવી હોય તો કરો. આપણી દુનિયામાં આપણે જ ભૂલ ખાધી છે ! પારકી દુનિયામાં આવ્યા હોય તો વાત જુદી હતી !

**પ્રશ્નકર્તા :** દુનિયા આપણી ક્યાંથી છે ?

**દાદાશ્રી :** તો કોની છે ? આપણી એનો અર્થ એટલો કે આપણો કોઈ માલિક નથી ને આપણો કોઈ ઉપરી નથી. દુનિયા આપણી જ છે. આ દુનિયાને જોવાનો લાભ ઉઠાવો, જાણવાનો લાભ ઉઠાવો તો ખરું.

**પ્રશ્નકર્તા :** એ જોવા-જાણવામાં અમે પાછા અંદર ઘુસી જઈએ છીએ ને ગૂંચાઈ જઈએ છીએ.

**દાદાશ્રી :** જે ગૂંચાઈ જાય છે તે આપણું સ્વરૂપ ન હોય, છતાં 'આ મારું સ્વરૂપ છે, હું ગૂંચાઈ ગયો' એવું માને છે ત્યાં જ ભૂલ ખાય છે.

'જુએ-જાણે' તો કુદરત કેવી સુંદર દેખાય ! પણ પેલાને મહીં ચિંતા થતી હોય તેથી કુદરત જુએ જ નહીં ને ! બાગ-બગીચા રળિયામણા હોય પણ પેલાને ઝેર જેવા લાગે ! જગત રળિયામણું છે કાયમ માટે, આ ગાયો-ભેંસો કેવી રળિયામણી દેખાય છે ! પણ આ મનુષ્યોનો સંગ કરે છે એટલે ગાયો-ભેંસોનામાં હરકત આવે છે.

**પ્રશ્નકર્તા :** આ ગાયો-ભેંસોને ખબર પડતી હશે કે મનુષ્યો આવા આડા છે ?

**દાદાશ્રી :** ના, એ મનુષ્યોમાંથી જ થયેલી છે. મનુષ્યોની જોડે ને જોડે 'ટચમાં' રહે બિચારી. આ ગાયો-ભેંસો તો આપણા સંબંધીની જ છોડીઓ આવેલી હોય છે ! અને કૂતરું ઘરમાં બેસીને ભસે છે તેય સંબંધી જ આવ્યા હોય છે.

**પ્રશ્નકર્તા :** આ જીવ મરી જાય, પછી તરત જન્મ લઈ લે છે ?

**દાદાશ્રી :** તરત જ, એને વાર કેટલી ! આમાં જન્મ કોઈ આપનાર નથી કે કોઈ લેનાર નથી !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું સ્વયંસંચાલિત છે ?

**દાદાશ્રી :** હા, આ બધું સ્વયંસંચાલિત છે. સ્વભાવથી જ સંચાલિત છે. જેમ પાણીનો સ્વભાવ નીચે જવાનો છે તે નીચે જ જવાનું. તેને ગમે તેટલું કરે તોય સ્વભાવ બદલાય નહીં.

**પ્રશ્નકર્તા :** અમારી પ્રકૃતિ છે તે કેટલીક પ્રકૃતિ ઊંચે જતી હોય છે ને કેટલીક નીચે જતી હોય છે.

**દાદાશ્રી :** તે બધી પ્રકૃતિને જોવાની જ છે. આ મોટરની લાઈટ છે તે વાંદરાની ખાડીના કાદવને અડે, ખાડીના પાણીને અડે, ખાડીની ગંધને અડે, પણ લાઈટને કશું અડે નહીં ! એ લાઈટ કાદવને અડીને જાય પણ કાદવ એને ના અડે, ગંધ ના અડે. કશું જ ના અડે. આપણે ભય રાખવાનું કોઈ કારણ જ નથી કે લાઈટ કાદવવાળું થઈ જશે, ગંધવાળું થઈ જશે કે પાણીવાળું થઈ જશે. આ લાઈટ જો આવું છે, તો આત્માનું લાઈટ કેવું સરસ હોય ! આત્મા લાઈટ સ્વરૂપ જ છે !

**પ્રશ્નકર્તા :** અમે પ્રકૃતિ જોડે તન્મયાકાર થયા છીએ, તો અમારું જે મિશ્ર ચેતન છે, એમાં તો ગંદવાડો અડે છે ને ?

**દાદાશ્રી :** એમાં અડે તેને આપણે 'જોવાનું'!

**પ્રશ્નકર્તા :** પણ તેની આપણા પર અસર આવે, તેનું શું ?

**દાદાશ્રી :** એને પણ 'આપણે' જોવાનું ! લાઈટનો કામધંધો શો ? 'જોવાનું.' એમાં ટેકરી આવે, કાદવ આવે, પાણી આવે, ગંધ આવે તો ગંધ, ઝાંખરાં આવે તો ઝાંખરાંમાંય પેસીને નીકળી જાય. પણ એને ઝાંખરું લાગે કરે નહીં. આ લાઈટ જો આવું છે, તો પેલું લાઈટ કેવું સરસ હોય !!!

તમે અંધારામાં ડ્રાઈવિંગ કરો તો તમને ખબર ના પડે કે કેટલાં જીવડાં વટાઈ જાય છે અને લાઈટ કરો કે તરત ખબર પડે કે આટલાં બધાં જીવડાં અથડાય છે ! અલ્યા, આ તો લાઈટને લીધે દેખાયું. તો શું પહેલાં એ નહોતાં અથડાતાં ? અથડાતાં હતાં જ. તે 'ફોરેનર્સ'ને દેખાતાં નથી ને આપણને 'લાઈટ' છે એટલે દેખાય છે. આપણને દેખાય એટલે આપણે ઉપાધિમાં હોઈએ ને એ લોકોને ઉપાધિ ના હોય એવું આ જગત ચાલે છે !

**પ્રશ્નકર્તા :** પણ ઉપાધિમાં તો આવવું જ પડે ને બધાંને ?

**દાદાશ્રી :** ઉપાધિમાં આવ્યા, એટલે આપણે નિરૂઉપાધિનો રસ્તો ખોળી કાઢીએ. પણ જે ઉપાધિમાં આવ્યો જ નથી, તે નિરૂઉપાધિનો રસ્તો શી રીતે ખોળી કાઢે ? એને તો ઉપાધિમાં હજુ આવવાનું છે.

એક જ ફેરો વાતને સમજવાની છે. આ બહારનું લાઈટ કશાને અડતું નથી અને આ લાઈટથી જીવડાં અથડાતાં દેખાય છે, નહીં તો કશું દેખાતું ન હતું. એટલે સમજાય પછી કશી ચિંતાય નથી ને ઉપાધિય નથી ! પણ 'આપણે' 'જાણીએ' કે આ લાઈટ થયું, તેને લીધે આ જીવડાં વટાતાં દેખાય છે. આમાં આપણે કશાના કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં અમુક ભાગમાં નૈમિત્તિક કર્તાપણું આવે છે. તેમાં આપણે જ્યારે વધારે તન્મયાકાર થઈએ છીએ, ત્યારે વધારે 'રીએક્શન' આવે છે.

**દાદાશ્રી :** તેનેય 'આપણે' જોવાનું. નહીં જુઓ તો કંઈ ફેરફાર થવાનો નથી. આપણે કામ કર્યે જવાનું છે. સવારના પહોરમાં ચા પીઓ છો કે નથી પીતા ? તેમાં કંઈ કર્યે જવાનું એવું કહેવાની જરૂર પડે છે ?

છતાં એમ ના બોલાય કે 'કામ કરશો નહીં, એમ ને એમ ચાલ્યા કરશે.' એવું બોલવું તે ગુનો છે. આપણે તો 'કામ કર્યે જાવ' એમ કહેવું.

## 'વ્યવસ્થિત'ની સંપૂર્ણ સમજણે કેવળજ્ઞાન

ગાડીમાંથી આમ ઉતારી પાડે તો જાણવું કે 'વ્યવસ્થિત' છે. પાછો ફરી બોલાવે તોય 'વ્યવસ્થિત' અને ફરી ઉતારી પાડે તોય 'વ્યવસ્થિત'. આમ સાત વખત ઉતારી પાડે તોય 'વ્યવસ્થિત'! સાત વખત ચઢાવે તોય 'વ્યવસ્થિત'! આ જેને વર્તે છે તેને કેવળજ્ઞાન થશે!!! અમે એવું 'વ્યવસ્થિત' આપ્યું છે કે કેવળજ્ઞાન થાય, 'વ્યવસ્થિત' જો આખું પૂરેપૂરું સમજે તો ! 'વ્યવસ્થિત' તો ચોવીસેય તીર્થંકરો ના શાસ્ત્રોનો સાર છે.

**પ્રશ્નકર્તા :** આપને પહેલાં વ્યવસ્થિત સમજાયું હશે, પછી આ જ્ઞાન આપવા માંડ્યું ને ?

**દાદાશ્રી :** હા, પછી જ આપેલું ને ! 'વ્યવસ્થિત' મારા અનુભવમાં કેટલાય અવતારથી આવ્યું છે અને ત્યાર પછી મેં આ બહાર આપ્યું. નહીં તો અપાય જ નહીં ને ! આમાં તો જોખમદારી આવે. વીતરાગોનો એક અક્ષરેય બોલવો અને કો'ક ને ઉપદેશ આપવો મોટી જોખમદારી છે ! તમને કેટલા વખત મોટરમાંથી ઉતારી પાડે તો 'વ્યવસ્થિત' હાજર રહે ?

**પ્રશ્નકર્તા :** ચાર-પાંચ વખત પછી કમાન છટકે.

**દાદાશ્રી :** કમાન છટકે તો તે પુદ્ગલની છટકે છે. 'આપણે' તો 'જાણવું' કે આ પુદ્ગલની કમાન છટકી છે. આપણે તો શું કહેવું કે, 'આ પુદ્ગલની કમાન છટકી છે, તોય હું પાછો આવ્યો ને મોટરમાં બેઠો.' આ કમાન છટકી છે, એવું 'આપણે' 'જાણવું' જોઈએ. એવું આ 'વ્યવસ્થિત' સુંદર છે ! કમાન છટકે ને પાછો આડો થઈને જતો રહે ને પછી પાછો ના આવે, એ ખોટું કહેવાય. આ 'વ્યવસ્થિત' સમજાઈ ગયું, પછી કશો ડખો કરવા જેવું છે જ નહીં. પુદ્ગલનું જે થવું હોય તે થાય, પણ આપણે આડા ના થવું. પુદ્ગલ તો આપણને આડું કરવા ફરે.



## [૮]

## 'અસરો'ને ઝીલનાર !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણના કયા ભાગને પહેલી 'ઈફેક્ટ' થાય છે?

**દાદાશ્રી :** પહેલી બુદ્ધિને 'ઈફેક્ટ' થાય છે. બુદ્ધિ જો હાજર ના હોય તો અસર ના થાય.

**પ્રશ્નકર્તા :** ભારે વિકટ સંયોગોમાં અંતઃકરણથી આગળ કયા ભાગને 'ઈફેક્ટ' થાય છે ?

**દાદાશ્રી :** આગળ કોઈને અસર થતી નથી.

**પ્રશ્નકર્તા :** 'પ્રતિષ્ઠિત આત્મા'ને થાય છે ?

**દાદાશ્રી :** એ 'પ્રતિષ્ઠિત આત્મા' જ કહેવાય. અંતઃકરણમાં ક્રોધ-માન-માયા-લોભ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર તે બધાને 'પ્રતિષ્ઠિત આત્મા' જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી 'પ્રતિષ્ઠિત આત્મા' અને અંતઃકરણ, એ જુદું કેમ પાડ્યું ?

**દાદાશ્રી :** જુદું નથી કહ્યું. 'શુદ્ધાત્મા' સિવાય આખોય 'પ્રતિષ્ઠિત આત્મા.' પછી પૂછો એટલે અંતઃકરણ જુદું, ઈન્દ્રિયો જુદી, મન જુદું એમ જવાબ તો આપવો પડે ને !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને અસર થાય છે, તો મનને અસર નથી

પહોંચતી ?

**દાદાશ્રી :** બુદ્ધિમાંથી મનને પહોંચે. જો બુદ્ધિ વચ્ચે ના હોય તો કોઈ કશી અસર ના થાત.

અમને બુદ્ધિ નહીં એટલે અમને કશી અસર ના થાય. અમને 'મથુરા'(?) મહીં જાતજાતના હોય, તે જાતજાતનું કહી જાય. પણ વચ્ચે બુદ્ધિ સ્વીકારનાર હોય તો ભાંજગડ થાયને ! બુદ્ધિ સ્વીકારે પછી મન પકડી લે ને મન કૂદાકૂદ કરી મૂકે !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિએ ઝીલ્યું પછી વાગોળવાની ક્રિયા કોણ કરે છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ ઝીલે છે ને મનને પછી પહોંચે છે. હવે મન જ કૂદાકૂદ કરે છે, તે વાગોળવાનું કામ પણ મન જ કરે છે. મન વિરોધાભાસી છે. તે ઘડીમાં આમ લઈ જાય ને ઘડીકમાં પેલે ખૂણે લઈ જાય. હલાય હલાય કરીને તોફાન કરી મૂકે !

## બુદ્ધિ અને પ્રજ્ઞાનું ડિમાર્કેશન

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞાએ કામ કર્યું કે બુદ્ધિએ કામ કર્યું, એ કઈ રીતે ખબર પડે ? બુદ્ધિ અને પ્રજ્ઞાની વ્યાખ્યા શી ? કંઈક વાત થાય તો બુદ્ધિ દોડાવી, બુદ્ધિ ઊભી થઈ કહે છે, તો બુદ્ધિ શું ?

**દાદાશ્રી :** અજંપો કરે તે બુદ્ધિ. પ્રજ્ઞામાં અજંપો ના હોય. આપણને સહેજ પણ અજંપો થાય તો જાણવું કે બુદ્ધિનું ચલણ છે. તમારે બુદ્ધિ નથી વાપરવી તોય વપરાય જ છે. એ જ તમને જંપીને બેસવા નથી દેતી. એ તમને 'ઈમોશનલ' કરાવડાવે. એ બુદ્ધિને આપણે કહેવું કે 'હે બુદ્ધિબેન ! તમે તમારે પિયર જાવ. અમારે હવે તમારી જોડે કંઈ લેવાદેવા નથી.' સૂર્યનું અજવાળું થાય, પછી મીણબત્તીની જરૂર ખરી ? એટલે આત્માનો પ્રકાશ થયા પછી બુદ્ધિના પ્રકાશની જરૂર રહેતી નથી. અમને બુદ્ધિ ના હોય. અમે અબુધ હોઈએ.

**પ્રશ્નકર્તા :** તો પછી મૌન રહેવું, તે બુદ્ધિ ના દોડાવી કહેવાય ?

**દાદાશ્રી :** મૌન રાખ્યું રહે નહીં.

**પ્રશ્નકર્તા :** ના, પણ કોઈથી મૌન રહ્યું તો ?

**દાદાશ્રી :** શી રીતે રહે ? બુદ્ધિ 'ઈમોશનલ' જ રાખ્યા કરે. 'મોશન'માં રાખે જ નહીં. શાંતિથી ઘડીવાર તમને બેસવા જ ના દે. બુદ્ધિ રાત્રે બે વાગ્યેય ઉઠાડે ! જો કૂદાકૂદ ! જો કૂદાકૂદ ! જંપીને આરામેય ના કરવા દે !

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તો જ બુદ્ધિ ના વપરાય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહે પછી બુદ્ધિનો વાંધો નહીં. પછી તો બુદ્ધિ વપરાય જ કેવી રીતે ? પછી તો છેલ્લું 'સ્ટેશન' આવે ! પણ બુદ્ધિ જ્ઞાતા-દ્રષ્ટા રહેવા જ ના દે.

શાક લેવા માર્કેટ ગયા હો ને તમારે સત્સંગમાં જવાની ઉતાવળ હોય તોય એ બુદ્ધિ ચાર દુકાને ફેરવે ! ત્યારે એ છોડે ! બુદ્ધિ રખડાવ રખડાવ કરે !

**પ્રશ્નકર્તા :** જ્યાં જે મળ્યું, ઘૈડા ભીંડા લાવીને ઘેર આવે. એટલે બુદ્ધિ ના દોડી એમ ?

**દાદાશ્રી :** તમને શી ખાતરી કે ઘૈડા આવશે કે જવાન આવશે ? કેટલાક તો દુકાને જઈને ખાલી બોલે જ ભીંડા તોલી આપજો ને સરસ ભીંડા આવે !

અને ઘૈડા આવે તોય શું બગડી ગયું ? સંસારમાં તો એવું ચાલ્યા જ કરે. રોજ ઘૈડા ના આવે. કો'ક ફેરો જ આવે. પણ પછી એનું પુણ્ય હોય ને ? ભલા માણસને તો બધી પુણ્યૈ ભલી જ હોય. તે આગળ આગળ તૈયાર જ હોય. ખટપટિયાને જ બધી પુણ્યૈ ખટપટી હોય.

## અહંકારના ઉદયમાં 'એડજસ્ટમેન્ટ' !

**પ્રશ્નકર્તા :** આ અહંકાર, એ શી વસ્તુ છે ?

**દાદાશ્રી :** અહંકાર એ કશી વસ્તુ નથી. કોઈએ કહ્યું કે 'તમે

ચંદુભાઈ' ને તમેય માની લીધું કે 'હું ચંદુભાઈ', એ અહંકાર !

**પ્રશ્નકર્તા :** પણ એ ઘવાય ત્યારે સારા-નરસાનું કશું જ ભાન ના રહે.

**દાદાશ્રી :** હંમેશાં અહંકારને આંખો ના હોય; આંધળો જ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એ બીજા બધા કરતાં અહંકાર ચડિયાતો ને?

**દાદાશ્રી :** હા, એ સરદાર છે. એની સરદારી નીચે તો આ બધું ચાલે છે !

**પ્રશ્નકર્તા :** તો તે વખતે 'એડજસ્ટમેન્ટ' શું લેવું ?

**દાદાશ્રી :** 'એડજસ્ટમેન્ટ' શું લેવાનું ? 'આપણે જોયા જ કરવાનું કે કેવો આંધળો છે !' એ 'એડજસ્ટમેન્ટ' લેવાનું.

અહંકાર કોઈ વસ્તુ નથી. 'આપણે' જે માનીએ છીએ કે 'હું આ છું' એ બધોય અહંકાર અને 'હું શુદ્ધાત્મા છું' એટલો જ નિર્અહંકાર. 'હું પટેલ છું', 'હું પચાસ વર્ષનો છું', 'હું કલેક્ટર છું', 'હું વકીલ છું.' જે જે બોલ્યો તે બધો અહંકાર.

**પ્રશ્નકર્તા :** સારું કરવા માટે જે પ્રેરે, એ પણ અહંકાર કહેવાય?

**દાદાશ્રી :** હા, એ પણ અહંકાર કહેવાય. ખોટું કરવા પ્રેરે તેય અહંકાર કહેવાય. એ સારામાંથી ખોટું ક્યારે કરશે, તેય કહેવાય નહીં. કારણ કે આંધળો છે ને ?

તમે જેને દાન આપતા હો ને એ માણસ કશુંક એવો શબ્દ બોલી ગયો, તો તમે એને મારવા ફરી વળો ! કારણ કે એ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** લશ્કરી માણસ હોય, એ એમ કહે કે હું હિન્દુસ્તાન માટે લડું છું. તો એ અહંકાર ખરો ?

**દાદાશ્રી :** હા, એ બધા અહંકાર ખરા. પણ એ છેવટે સરવાળામાં કશો લાભ ના કરે. થોડું પુણ્ય બંધાય. સારું કરનારો 'ક્યારે ખોટું કરશે'

એ કહેવાય નહીં. આજે હિન્દુસ્તાન માટે લડતો હોય ને કાલે એના કેપ્ટન જોડેય ઝઘડો કરે ! એનું કશું ઠેકાણું નહીં. અહંકાર તદ્દન નફ્ફટ વસ્તુ છે. ક્યારે ઊંધો ફરે તે કહેવાય નહીં. એ ધ્યેય વગરની વસ્તુ છે. અને જેટલા અહંકારથી ધ્યેય રાખતા હતા, એ બધા હિન્દુસ્તાનમાં પૂજાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આગળ વધવા માટે અહંકારની જરૂર તો ખરી ને ?

**દાદાશ્રી :** એ અહંકાર તો એની મેળે હોય જ. અહંકાર આપણો રાખ્યો રહે નહીં. આવીને પેસી જ જાય !

**પ્રશ્નકર્તા :** માનસશાસ્ત્રમાં એવું લખ્યું છે કે 'પર્સનાલિટીના ડેવલપમેન્ટ' માટે થોડા-ઘણાં અહંકારની જરૂર ખરી, એ ખરું છે ?

**દાદાશ્રી :** એ તો કુદરતી હોય જ. 'ડેવલપમેન્ટ' માટે કુદરતનો નિયમ જ છે કે અહંકાર ઊભો થાય ને પોતે 'ડેવલપ' થયા કરે. એમ કરતું કરતું 'ડેવલપમેન્ટ' પૂરું થવાનું થાય, ત્યારે હિન્દુસ્તાનમાં આવે. ત્યાર પછી એ 'ડેવલપમેન્ટ'ની બહુ જરૂર રહી નહીં. મોક્ષનો માર્ગ મળી જાય, પછી આવા અહંકારના ગાંડાં કોણ કાઢે ? આ તો ગમે એટલો ડાહ્યો હશે, દાનેશ્વરી હશે, પણ ઘેર જાય એટલે ચિંતા, ઉપાધિઓ બહુ હોય જ ! આખો દહાડો અંતરદાહ ચાલુ જ હોય !

## 'આત્મપ્રાપ્તિ'નાં લક્ષણો

**પ્રશ્નકર્તા :** મેં મારા આત્માને ઓળખ્યો હોય, તો મારામાં કયાં લક્ષણોની શરૂઆત થશે ? મારામાં કેવું પરિવર્તન થશે કે જેથી હું સમજી શકું કે હું રસ્તા ઉપર છું ?

**દાદાશ્રી :** પહેલું તો 'ઈગોઈઝમ' બંધ થઈ જાય. બીજું ક્રોધ-માન-માયા-લોભ જતાં રહે, તો જાણવું કે તમે આત્મા થઈ ગયા ! એવાં લક્ષણ તમને થયાં છે ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો હજુ નથી થયાં.

**દાદાશ્રી :** એટલે એ લક્ષણો ઉત્પન્ન થાય તો પછી જાણવું કે તમે આત્મસ્વરૂપ થયા છો. અત્યારે તમે 'ચંદુભાઈ' સ્વરૂપ છો ! અત્યારે કોઈ બોલે કે, 'આ ડૉક્ટર ચંદુભાઈએ મારો કેસ બગાડ્યો.' એટલે તમને અહીં બેઠા બેઠા અસર થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** અસર તો થાય.

**દાદાશ્રી :** માટે તમે 'ચંદુભાઈ' છો ! અને આ 'અંબાલાલ'ને કોઈ ગાળ દે, તો 'હું' આ 'અંબાલાલ'ને કહું કે 'જુઓ, તમે કહ્યું હશે, તેથી આ તમને ગાળો દે છે !' અમને તદ્દન જુદાપણું જ અનુભવમાં આવે છે. તમારુંય જુદું પડી જાય એટલે પછી 'પઝલ' સોલ્વ થઈ ગયું. નહીં તો રોજ 'પઝલ' ઊભાં થયાં જ કરે !

**પ્રશ્નકર્તા :** આ 'પઝલો' છે, એ બધાં જીવન સાથે વણેલાં છે કે કર્મ ભોગવવા માટે એ છે ?

**દાદાશ્રી :** એ અણસમજ છે. આ મનુષ્યો બેભાન છે ! શેનાથી બેભાન છે ? 'પોતાના સ્વરૂપથી બેભાન છે !' 'પોતે કોણ છે ?' એનું જ ભાન નથી ! કેટલી બધી અજાયબી કહેવાય ? તમને શરમ ના લાગી આ વાત સાંભળતાં ? પોતે પોતાથી અજાણ છે. એ શરમ આવે એવું છે ને? અને ત્યાં બહાર પાછો નીકળે, ત્યારે કેટલો બધો રોફ મારે છે. અલ્યા, તને સ્વરૂપનું ભાન નથી, તે શું વગર કામનો કૂદાકૂદ કરે છે ? પોતે પોતાથી ગુપ્ત રહી શકે જ નહીં ને ? તમે તમારા પોતાથી ગુપ્ત થયા છો, તે આ કઈ જાતનું કહેવાય? એટલા માટે, ભાનમાં લાવવા માટે હું આ 'વિજ્ઞાન' આપવા માગું છું. 'આ' જ્ઞાન નથી, 'આ' વિજ્ઞાન છે. જ્ઞાન ક્રિયાકારી ના હોય. આ 'વિજ્ઞાન' ક્રિયાકારી હોય. આ જ્ઞાન લીધા પછી તમારે કશું કરવું ના પડે. જ્ઞાન જ કર્યા કરે. વિજ્ઞાન હંમેશાં ચેતન હોય અને શાસ્ત્રજ્ઞાન એ શબ્દજ્ઞાન છે. એ ક્રિયાકારી ના થઈ શકે. બહુ ત્યારે એ આપણને સદ્-અસદ્‌નો વિવેક કરાવડાવે. સદ્-અસદ્‌નો વિવેક એટલે આ 'સાચું' કે આ 'ખોટું' એવું ભાન કરાવનારું છે અને આ તો 'અક્રમ વિજ્ઞાન' છે.

## કારણ-કાર્યની શૃંખલા

**પ્રશ્નકર્તા :** દેહ ને આત્મા વચ્ચે સંબંધ તો ખરો ને ?

**દાદાશ્રી :** આ દેહ છે તે આત્માનું પરિણામ છે. જે જે 'કૉઝિઝ' કર્યાં તેની આ 'ઈફેક્ટ' છે. કોઈ તમને ફૂલ ચઢાવે તો તમે ખુશ થઈ જાવ અને તમને ગાળ દે એટલે તમે ચીડાઈ જાવ. તે ચીડાવામાં ને ખુશ થવામાં બાહ્ય દર્શનની કિંમત નથી, અંતરભાવથી કર્મ ચાર્જ થાય છે. તેનું પછી આવતે ભવ 'ડિસ્ચાર્જ' થાય છે, તે વખતે તે 'ઈફેક્ટિવ' છે. આ મન, વચન, કાયા ત્રણેય 'ઈફેક્ટિવ' છે. 'ઈફેક્ટ' ભોગવતી વખતે બીજાં નવાં કોઝિઝ ઉત્પન્ન થાય છે. જે આવતા ભવે પાછાં 'ઈફેક્ટિવ' થાય છે. આમ 'કૉઝિઝ' એન્ડ 'ઈફેક્ટ', 'ઈફેક્ટ' એન્ડ 'કૉઝિઝ' એમ ઘટમાળ નિરંતર ચાલ્યા જ કરે છે.

મનુષ્યજન્મ એકલામાં જ 'કૉઝિઝ' બંધ થઈ શકે એમ છે. બીજી બધી ગતિમાં તો ખાલી 'ઈફેક્ટ' જ છે. અહીં 'કૉઝિઝ' એન્ડ 'ઈફેક્ટ' બન્ને છે. અમે જ્ઞાન આપીએ છીએ, ત્યારે કૉઝિઝ બંધ કરી દઈએ છીએ. પછી નવી 'ઈફેક્ટ' થાય નહીં.

**પ્રશ્નકર્તા :** 'ઈફેક્ટિવ' રહેવું એ સારું છે કે 'ઈફેક્ટિવ' મટી જાય એ સારું છે ?

**દાદાશ્રી :** એમ મટાડીએ તો તો આ બધા લોકોને કશાની જરૂર જ ના રહે. જરાક દવા ચોપડીએ કે મટી જાય. ટાઢ ના વાય, તાપ ના લાગે, એટલે પંખા, કપડાં કશાની જરૂર ના રહે.

**પ્રશ્નકર્તા :** આ જન્મ-મરણનાં કારણની જે 'ઈફેક્ટ' છે, તે નીકળી જાય એ સારું કે રહે તો સારું ?

**દાદાશ્રી :** 'ઈફેક્ટ' કોઈ દહાડોય એમ નીકળી ના જાય. 'ઈફેક્ટ' એટલે પરિણામ. પરિણામને ખસેડી ના શકાય. પણ 'કૉઝિઝ'ને બંધ કરી શકાય.

**પ્રશ્નકર્તા :** એ કાર્ય-કારણ ભાવનું છે ?

**દાદાશ્રી :** હા, 'ઈફેક્ટ' એ કાર્ય છે અને કાર્યમાં ફેરફાર ના થાય. આ જે 'ઈફેક્ટ' છે એ 'ડિસ્ચાર્જ' છે અને મહીં 'ચાર્જ' થયા કરે છે. 'ચાર્જ' એ બંધ કરી શકાય. 'ડિસ્ચાર્જ' બંધ ના કરી શકાય.

## અકર્તાપદે અબંધદશા

**પ્રશ્નકર્તા :** 'કૉઝિઝ' બંધ કરવાની પ્રક્રિયા શી છે ?

**દાદાશ્રી :** 'હું આ કરું છું' એ ભાન તૂટ્યું, ત્યારથી 'કૉઝિઝ' બંધ થઈ ગયાં ! પછી નવાં 'કૉઝિઝ' ઉત્પન્ન થવાનાં નહીં ને જૂનો માલ છે, તે 'ડિસ્ચાર્જ' થયા કરવાનો. હવે જૂનો માલ કેવી રીતે 'ડિસ્ચાર્જ' થાય છે, તે આપને સમજાવું.

અહીંથી ચાલીસ માઈલ છેટેથી એક 'ઈરીગેશન' ટેન્કમાંથી મોટી પાઈપ દ્વારા અહીં અમદાવાદમાં તળાવ ભરવા પાણી આવતું હોય, તો એ તળાવ ભરાઈ ગયા પછી આપણે ત્યાં ફોન કરીએ કે હવે પાણી આપવાનું બંધ કરી દો. તો એ લોકો તરત બંધ કરી દે, છતાં અમુક ટાઈમ સુધી અહીં તો પાણી ચાલુ જ રહે. કારણ ચાલીસ માઈલની પાઈપમાં પાણી અંદર રહેલું, તે તો આવવા દેવું પડે ને ? એને શું કહેવાય ? અમે એને 'ડિસ્ચાર્જ' કહીએ છીએ. એવી રીતે અમારી પાસે જ્ઞાન લીધેલાનું 'ચાર્જ' બંધ થઈ જાય છે. 'હું કરું છું' એ ભાન તૂટી જાય છે, વ્યવસ્થિત કરે છે અને 'શુદ્ધાત્મા' જ્ઞાતા-દ્રષ્ટા રહે છે. પછી જે થાય તે 'જોયા' કરવાનું છે. એટલે કર્તાપદ આખું ઊડી જાય છે કે જેનાથી 'ચાર્જ' થતું હતું. પછી જે 'ડિસ્ચાર્જ' રહ્યું, તેનો નિકાલ કરવાનો રહે છે.

## પ્રારબ્ધ બન્યાં પુરાણાં, 'વ્યવસ્થિતે' જ્ઞાન શમાણાં !

**પ્રશ્નકર્તા :** આપ 'વ્યવસ્થિત' શક્તિને પ્રભુશક્તિ કહો છો કે પ્રારબ્ધ કહો છો ?

**દાદાશ્રી :** ના, આ 'વ્યવસ્થિત' શક્તિ અને પ્રારબ્ધ એને કંઈ લેવાદેવા નથી. કોઈ પણ માણસ પ્રારબ્ધને માને તો લોકો આવીને શું

કહે, 'તું પુરુષાર્થ કર, નકામો પ્રારબ્ધ ઉપર બેસી ના રહીશ.' એટલે પ્રારબ્ધ એ પાંગળા અવલંબનવાળી વસ્તુ છે અને 'વ્યવસ્થિત' તો 'એક્ઝેક્ટ' તેમ જ છે.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત' એટલે પૂર્વનિશ્ચિત ? એ પૂર્વનિર્ધારિત છે ?

**દાદાશ્રી :** હા, સંપૂર્ણ પૂર્વનિશ્ચિત છે ! પણ જ્યાં સુધી આપણને સંપૂર્ણ જ્ઞાન નથી, ત્યાં સુધી આપણે બોલવું ના જોઈએ કે 'વ્યવસ્થિત' જ છે. આ મન-વચન-કાયા 'વ્યવસ્થિત'ને તાબે જ છે. આ હાથ ઊંચો કરે, મહીં વિચાર કરે, મહીં પ્રેરણા થાય છે, એ બધું 'વ્યવસ્થિત'ને તાબે છે. આપણે 'શુદ્ધાત્મા' ને બીજું બધું એને તાબે ! એટલે એમાં હાથ ઘાલવો નહીં. 'શું થઈ રહ્યું છે' તેને જોયા કરવાનું !

**પ્રશ્નકર્તા :** તો પછી 'શુદ્ધાત્મા' એટલો 'વ્યવસ્થિત'ના બંધનમાં આવ્યો કે નહીં ?

**દાદાશ્રી :** ના, 'શુદ્ધાત્મા' બંધનમાં નથી. 'શુદ્ધાત્મા' થયા પછી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાની જ જરૂર છે.

હું 'ટોપ' ઉપર જઈને આ બધી વાત કરું છું ! જગતના લોકોએ જે વાત કરેલી છે, તેમાં કેટલાક લોકોએ ડુંગરની તળેટીમાં રહીને વાત કરેલી છે, કેટલાકે પાંચ ફૂટ ઉપર ચઢીને વાત કરી છે, તો કેટલાકે દસ ફૂટ ઉપરથી વાત કરી છે અને હું એટલે સુધી ચઢ્યો છું કે, મારું ડોકું ઉપરના 'ટોપ'ને જુએ અને નીચેનો બધો જ ભાગ દેખાય ! જ્યારે વીતરાગોએ તો 'ટોપ' ઉપર ઊભા રહીને વાત કરી છે ! 'ટોપ' ઉપર સંપૂર્ણ સત્ય છે ! આ હું જે કહું છું તેમાં કંઈક સહેજ ખામી આવે. કારણ કે 'ટોપ' ઉપરનું બધું ના જોઈ શકું ! 'ટોપ' ઉપરની તો વાત જ જુદીને !

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાન એમ કહે છે કે કર્મક્ષય બીજી કોઈ પણ વ્યક્તિ દ્વારા થઈ શકે નહીં, એટલે એમાં 'જ્ઞાની' પણ આવી

જાય?

**દાદાશ્રી :** ના, જ્ઞાની તો પોતે પોતાનાં કર્મ ખપાવે અને બીજાનાં હઉ ખપાવી દે ! એટલે એમણે એ જે વાત કરી છે એ 'જ્ઞાની' ના હોય તેને માટે વાત કરી છે !

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ને પ્રકૃતિ ઉપર પ્રભુત્વ હોય ?

**દાદાશ્રી :** ના, ના હોય ! પણ પ્રકૃતિની એમની ઉપર અસર ના હોય. પોતાની સ્વતંત્રતા પર પ્રકૃતિની અસર ના હોય, પણ પ્રકૃતિને આધીન તો 'મહાવીર ભગવાન'નેય રહેવું પડતું હતું !

**પ્રશ્નકર્તા :** આપનું જ્ઞાન લીધું હોય છતાં એમને સમાધિ વર્તતી ના હોય, એની 'ભરેલી પાટી' હોય, પણ એવું 'વ્યવસ્થિત'ના હાથમાં ખરું કે અમુક દિવસે પાટી બધી કોરી થશે ?

**દાદાશ્રી :** આમાં 'વ્યવસ્થિત' શક્તિ કંઈ નુકસાન કરતી નથી. પોતાની અજાગૃતિ નુકસાન કરે છે ! જો મારાં આપેલાં વાક્યોના અમલમાં રહે તો તેને નિરંતર સમાધિ રહે. પોતે 'જાગૃત' રહેવાની જરૂર છે ! આ 'જ્ઞાન' હું આપું છું ત્યારે તમને આત્માની જાગૃતિમાં લાવી દઉં છું ! આત્માની સંપૂર્ણ જાગૃતિને 'કેવળજ્ઞાન' કહ્યું છે ! જાગૃતિ ઉત્પન્ન થાય એટલે પોતાના બધા જ દોષો દેખાય ! પોતાના રોજના પાંચસો-પાંચસો દોષો 'પોતે' જોઈ શકે ! જે દોષ જુએ, તે દોષ અવશ્ય જાય!

આપણે અહીં આ 'વિજ્ઞાન' છે. પોતાના દોષ દેખાવા માંડ્યા, ત્યારથી એની ભગવાન થવાની શરૂઆત થઈ ! નહીં તો પોતાનો દોષ કોઈનેય દેખાય નહીં. પોતે જજ, પોતે વકીલ છે ને પોતે આરોપી હોય તો, પોતાનો દોષ કેવી રીતે જોઈ શકે ?



# [૯]

# કષાયોની શરૂઆત

**પ્રશ્નકર્તા :** 'ચાર્જ' કષાય અને 'ડિસ્ચાર્જ' કષાય વિશે મારે જાણવું છે.

**દાદાશ્રી :** અત્યારે તમને જે કષાય થઈ રહ્યા છે, તમે કો'કની જોડે અત્યારે ગુસ્સે થઈ ગયા હો, તો એ કષાય 'ડિસ્ચાર્જ' છે. પણ એની અંદર તમારો ભાવ છે, તો ફરી 'ચાર્જ'નું બી પડ્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ 'ડિસ્ચાર્જ' થાય તો, તેમાં ચાર્જ તો થાય ને ? ભાવકર્મ આવે ને ?

**દાદાશ્રી :** ના, એ 'ડિસ્ચાર્જ' થાય ત્યારે 'ચાર્જ' ના કરવું હોય તો, અમારી પાસે 'જ્ઞાન' લીધેલું હોય તેને 'ચાર્જ' થાય જ નહીં. પછી કર્મ ચોંટે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એનો કોઈ ટેસ્ટ ખરો કે આ 'ડિસ્ચાર્જ' છે ને આ 'ચાર્જ' છે ?

**દાદાશ્રી :** હા, બધો ટેસ્ટ છે. પોતાને બધી ખબર પડે. જો ચાર્જ થાય તો તેની સાથે અશાંતિ થાય, અંદર સમાધિ તૂટી જાય અને ચાર્જ ના થાય એમાં તો સમાધિ જાય નહીં !

**પ્રશ્નકર્તા :** સમાધિ હોય છતાં ક્રોધ થાય ?

**દાદાશ્રી :** ક્રોધ થાય છે એ ડિસ્ચાર્જ ક્રોધ છે, પણ અંદર ક્રોધ કરવાનો ભાવ હોય તો એમાં સમાધિ રહે નહીં.

**પ્રશ્નકર્તા :** લોભનું પણ એવી જ રીતે હોય ?

**દાદાશ્રી :** હા, ક્રોધ-માન-માયા-લોભ બધાનું જ એવું. એક 'ડિસ્ચાર્જ' ભાવ છે ને બીજો 'ચાર્જ' ભાવ છે. આપનું નામ શું ?

**પ્રશ્નકર્તા :** ચંદુલાલ.

**દાદાશ્રી :** આપ 'ચંદુલાલ છો' એની ખાતરી કરેલી છે ?

**પ્રશ્નકર્તા :** બધાએ કહ્યું છે મને.

**દાદાશ્રી :** એટલે નામધારી તો હું પણ કબૂલ કરું છું, પણ ખરેખર 'તમે' કોણ છો ? જ્યાં સુધી, 'હું ચંદુલાલ છું' એ આરોપિત ભાવ છે ત્યાં સુધી કર્મ ચાર્જ થયા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ એ કષાયભાવ છે કે જુદું છે ?

**દાદાશ્રી :** એ કષાયના જ ભાવ છે. એ જુદું તત્ત્વ નથી. ક્રોધ અને માન એ દ્વેષ છે, ને માયા ને લોભ એ રાગ છે. આ ક્રોધ-માન-માયા-લોભ, એ આત્માના ગુણધર્મ નથી. તેમ પુદ્‌ગલનાય ગુણધર્મ નથી.

**પ્રશ્નકર્તા :** તો ત્રીજું કયું તત્ત્વ છે ?

**દાદાશ્રી :** આત્મા અને પુદ્‌ગલની હાજરીથી ઉત્પન્ન થતા ગુણ છે. હાજરી ના હોય તો ના થાય.

**પ્રશ્નકર્તા :** કષાયમાં કષ્ + આય છે, એ શું છે ?

**દાદાશ્રી :** આત્માને પીડે એ બધા કષાય.

**પ્રશ્નકર્તા :** રાગથી પીડા થતી નથી, છતાંય રાગને કષાય કેમ કહ્યો ?

**દાદાશ્રી :** રાગથી પીડા ના થાય, પણ રાગ એ કષાયનું બીજ છે. એમાંથી મોટું ઝાડ ઉત્પન્ન થાય !

દ્વેષ એ કષાયની શરૂઆત છે અને રાગ એ બીજ નાખ્યું, ત્યાંથી પછી એનું પરિણામ આવશે. એનું પરિણામ શું આવશે ? કષાય. એટલે

પરિણામ આવશે તે દહાડે દ્વેષ ઉત્પન્ન થશે. અત્યારે તો રાગ છે એટલે મીઠું લાગે.

## અનુકૂળમાં કષાયો હોય ?

**પ્રશ્નકર્તા :** અનુકૂળ સંયોગોમાં કષાયભાવ કે કંઈ આવતો નથી ને પ્રતિકૂળ સંયોગોમાં કષાયભાવ બહુ આવી જાય છે, તો એને માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** એવું છે ને કે પ્રતિકૂળ એકલામાં જ કષાય થાય છે એવું નથી. અનુકૂળમાં બહુ કષાય થાય છે. પણ અનુકૂળના કષાયો ઠંડા હોય. એને રાગકષાય કહેવાય છે. એમાં લોભ અને કપટ બેઉ હોય. એમાં એવી ખરેખરી ઠંડક લાગે કે દહાડે દહાડે ગાંઠ વધતી જ જાય. અનુકૂળ સુખદાયી લાગે છે, પણ સુખદાયી છે એ જ બહુ વસમું છે.

**પ્રશ્નકર્તા :** અનુકૂળમાં તો ખબર પડતી જ નથી કે આ કષાયભાવ છે.

**દાદાશ્રી :** એમાં કષાયની ખબર ના પડે. પણ એ જ કષાય મારી નાખે. પ્રતિકૂળના કષાયો તો ભોળા હોય બિચારા ! એની જગતને તરત જ ખબર પડી જાય. જ્યારે અનુકૂળના કષાયો, લોભ અને કપટ તો એ ફાલીફૂલીને મોટા થાય છે ! પ્રતિકૂળના કષાયો, માન અને ક્રોધ છે. એ બંને દ્વેષમાં જાય. અનુકૂળના કષાયો અનંત અવતારથી ભટકાવી મારે છે. બેન તમને સમજમાં આવી ગયું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે બન્ને ખોટા છે - અનુકૂળ ને પ્રતિકૂળ. માટે આત્મા જાણવા જેવો છે. આત્મા જાણ્યા પછી અનુકૂળ-પ્રતિકૂળ બધું ઊડી જાય !

**પ્રશ્નકર્તા :** તો એના માટે શો પુરુષાર્થ કરવો ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કર્યે કશું નહીં થાય. અહીં આવજો. તમને આત્મા જણાવી દઈશું. પછી તમને આનંદ આનંદ થઈ જશે અને આ કષાયો બધા મટી જશે !

જ્યાં સુધી આત્મા અનુભવમાં ના આવે ત્યાં સુધી કશું વળે નહીં. લોકો કહે છે કે 'સાકર ગળી છે, સાકર ગળી છે.' તે આપણે પૂછીએ કે 'કેવી ગળી છે ?' ત્યારે એ કહે કે, 'હું જાણતો નથી ! એ તો મોઢામાં મૂકીએ ત્યારે ખબર પડે.' એમ આત્માનું છે. આ બધી આત્માની વાતો કરે, પણ બધી વાતોમાં જ છે. એમાં કશું ફળદાયી નહીં. કષાય જાય નહીં ને દહાડો આપણો વળે નહીં. અનંત અવતારથી આવું ભટક ભટક કરે છે. 'જ્ઞાની પુરુષ'નાં દર્શન કર્યાં નથી, સત્ સુણ્યું નથી, સત્ શ્રદ્ધયું નથી. સત્‌ને જાણવું તો જોઈએને એક ફેરો ?

કષાયો બહુ દુઃખદાયી છે ને ? અને પેલા સુખ આપે છે તે કષાયો, તે શું છે ?

**પ્રશ્નકર્તા :** એ તો આપે કીધું ત્યારે ખ્યાલ આવ્યો કે એ મહા દુઃખદાયી છે, નહીં તો અનુકૂળમાં કષાયો હોય એ સમજણમાં જ નહોતા આવતા.

**દાદાશ્રી :** 'જ્ઞાની પુરુષ'ના દેખાડ્યા સિવાય મનુષ્યને પોતાની ભૂલનો ખ્યાલ ના આવે, આવી અનંતી ભૂલો છે. આ એક જ ભૂલ નથી. અનંતી ભૂલો ફરી વળી છે.

**પ્રશ્નકર્તા :** ભૂલો તો ડગલે ને પગલે થાય છે.

**દાદાશ્રી :** આ અનુકૂળ એ કષાયો કહેવાય એવું તમે બરાબર સમજી ગયા છો ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ જે નિરંતર ગારવરસમાં રાખે, ખૂબ ઠંડક લાગે, ખૂબ મજા આવે. એ જ કષાયો છે તે ભટકાવનારા છે.

## કષાયોનો આધાર

**પ્રશ્નકર્તા :** આ કષાય શેના આધારે છે ?

**દાદાશ્રી :** અજ્ઞાનના આધારે છે.

અજ્ઞાનતા જ આ બધાનું 'બેઝમેન્ટ' છે. અજ્ઞાનતા ગઈ કે બધો ઉકેલ આવ્યો. અજ્ઞાનતા અમારા સમજાવવાથી જાય. અજ્ઞાન જાય એટલે કષાય પડવા માંડે, એટલે રાગ-દ્વેષ પડવા માંડ્યા. પછી પ્રકૃતિ પડવા માંડે. છે ને સહેલો રસ્તો ?

## 'અક્રમ'ની બલિહારી !

**પ્રશ્નકર્તા :** દાદા, કંઈ પણ કિંચિત્‌માત્ર કર્યા વગર આ પ્રાપ્ત થવું, એ સમજાતું નથી.

**દાદાશ્રી :** 'અક્રમ વિજ્ઞાન' હંમેશ જ્ઞાનીની કૃપાથી પ્રાપ્ત થાય. અને 'ક્રમિક'માં પણ કૃપા તો ખરી જ, પણ એમાં ગુરુ કહે એવું કર કર કરવું પડે. 'અક્રમ'માં કર્તાપદ ના હોય. અહીં તો જ્ઞાન જ, સીધું 'ડાયરેક્ટ' જ્ઞાન. એટલે બહુ સરળ થઈ પડે ! તેથી આને 'લિફટમાર્ગ' કહ્યો. 'લિફટમાર્ગ' એટલે મહેનત વગેરે કશું કરવાનું નહીં. આજ્ઞામાં રહેવાનું. એટલે નવું 'ચાર્જ' ના થાય. પછી તમારે વિસર્જન થયા જ કરે. જેવા ભાવે સર્જન થયેલું હતું, તેવા ભાવે વિસર્જન થયા કરે.

## અનુભવ-લક્ષ-પ્રતીતિ

પોતે અનાદિ કાળથી વિભ્રમમાં પડેલો છે. આત્મા છે સ્વભાવમાં, પણ વિભાવની વિભ્રમતા થઈ. તે સુષુપ્ત અવસ્થા કહેવાય. તે જાગ્યો ત્યારે તેનું લક્ષ બેસે આપણને. એ જ્ઞાને કરીને જાગે. 'જ્ઞાની પુરુષ' જ્ઞાને કરીને બોલાવે. એટલે આત્મા જાગે પછી લક્ષ ના જાય. લક્ષ બેઠું એટલે અનુભવ, લક્ષ ને પ્રતીતિ રહે. આ લક્ષની મહીં પ્રતીતિ હોય જ. હવે અનુભવ વધતા જવાના. પૂર્ણ અનુભવને કેવળજ્ઞાન કહ્યું.

## સામીપ્યભાવથી મુક્તિ

અજ્ઞાનતાથી કષાય ઊભા થાય છે. જ્ઞાનથી કષાય ના હોય. સ્વરૂપજ્ઞાન થયા પછી 'તમે' ઉગ્ર થઈ જાવ, તો એ પેલા પાછલા કષાયો છે કે જે હવે ડિસ્ચાર્જ થાય છે. ડિસ્ચાર્જ થાય છે, એને ભગવાને ચારિત્ર મોહનીય કહી.

'આપણો' 'પાડોશી' ચેતનભાવને પામેલો છે. ચાર્જ થયેલો છે, એટલે એના બધાય ભાવો, બુદ્ધિના બધાય ભાવો, અપમાન કરે ત્યારે મન ઉછાળે ચઢે, એ બધા પાડોશીના ભાવો છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધા જ્યારે ઉછાળે ચઢે તો 'આપણે' ચંદુલાલને ધીમે રહીને કહેવું, 'ઊછળશો નહીં બા, હવે શાંતિ રાખજો.' એટલે આપણે પાડોશી તરીકે પાડોશીધર્મ બજાવવો. કોઈક વખત બહુ ઉશ્કેરાટ થઈ જાય તો આપણે અરીસા સામે જોવું. તે આમ અરીસામાં ચંદુલાલ દેખાય ને ? પછી ચંદુલાલને આમ હાથ ફેરવવો, અહીં આગળ રહીને તમે ફેરવોને એટલે ત્યાં આગળ અરીસામાં ફરે; એવું દેખાય ને ? પછી આપણે ચંદુલાલને કહેવું કે, ''શાંતિ રાખો 'અમે' બેઠા છીએ. હવે તમારે શો ભો છે ?'' આવો અભ્યાસ કરો. અરીસામાં સામું બેસીને તમે છૂટા ને ચંદુલાલ છૂટા. બે જુદા જ છે. સામીપ્યભાવને લઈને એકતા થઈ છે. બીજું કશું છે નહીં. પહેલેથી જુદા જ છે. આખી 'રોંગ બિલીફ' જ બેસી ગયેલી જ છે. 'જ્ઞાની પુરુષ' 'રાઈટ બીલિફ' આપે એટલે ઉકેલ આવી ગયો દૃષ્ટિફેર જ છે. માત્ર દૃષ્ટિની ભૂલ છે.



## [૧૦]

## વિષયોમાં સુખબુદ્ધિ કોને ?

**દાદાશ્રી :** તમારે કેટલી 'ફાઈલ' છે ?

**પ્રશ્નકર્તા :** મારે તો એક જ 'ફાઈલ' છે, વેદનીયની.

**દાદાશ્રી :** હવે એ વેદનીયને એમ કહેશો કે, 'અહીં આવશો નહીં.' ત્યારે વેદનીય આઠ ફીટ ઊંચી હતી, તે એંસી ફીટ ઊંચી થઈને આવશે અને આપણે કહીએ કે તમે વહેલા આવો તો આઠ ફીટની હોય, તે બે ફીટની દેખાય અને વેદનીયનો કાળ પૂરો થઈ ગયો તો એ ઊભી ના રહે. તો જે ઊભી રહેવાની નથી, તે તો આપણા 'ગેસ્ટ' કહેવાય. 'ગેસ્ટ' જોડે તો આપણે સારું વર્તન રાખવું જોઈએ ને ? સંયમ રાખવો પડે. તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** લાગે તો છે દાદા, પણ સહન નથી થતું.

**દાદાશ્રી :** એ સહન નથી થતું, એ 'સાયકોલોજિકલ ઈફેક્ટ' છે. તે 'દાદા, દાદા' એમ નામ લઈએ ને 'મને સહનશક્તિ આપો' એમ કહીએ તો તેવી શક્તિઓ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** પાંચ ઈન્દ્રિયોના વિષયમાં સુખબુદ્ધિ છે, ત્યાં સુધી એવી રીતે નિકાલ થાય નહીં ને ?

**દાદાશ્રી :** એ સુખબુદ્ધિ આત્માને નથી. જે આત્મા મેં તમને આપ્યો છે, એમાં સુખબુદ્ધિ જરાય નથી. આ સુખ એણે કોઈ દહાડો ચાખ્યું પણ નથી. એ જે સુખબુદ્ધિ છે તે અહંકારને છે.

સુખબુદ્ધિ થાય તેનો કંઈ વાંધો નથી. સુખબુદ્ધિ એ વસ્તુ આત્માની

નથી, એ પુદ્ગલની વસ્તુ છે. જે કોઈ પણ વસ્તુ તમને આપે, તેમાં તમને સુખબુદ્ધિ ઉત્પન્ન થાય. ફરી એની એ વસ્તુ વધારે આપે તેમાં દુઃખબુદ્ધિયે ઉત્પન્ન થાય. એવું તમે જાણો કે ના જાણો ?

**પ્રશ્નકર્તા :** હા, કંટાળો આવે પછી.

**દાદાશ્રી :** માટે એ પુદ્ગલ છે પૂરણ-ગલનવાળી વસ્તુ છે. એટલે એ કાયમની વસ્તુ નથી. 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે. સુખબુદ્ધિ એટલે આ કેરી સારી હોય ને તેને ફરી માગીએ, તેથી કંઈ તેમાં સુખબુદ્ધિ ગણાતી નથી. એ તો દેહનું આકર્ષણ છે.

**પ્રશ્નકર્તા :** દેહનું ને જીભનું આકર્ષણ બહુ રહ્યા કરે.

**દાદાશ્રી :** એ આકર્ષણ રહ્યા કરે છે, તેમાં ફક્ત જાગૃતિ રાખવાની છે. અમે તમને જે વાક્ય આપ્યું છે ને કે 'મન, વચન, કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું.' એ જાગૃતિ રહેવી જોઈએ. અને ખરેખર 'એક્ઝેક્ટલી' એમ જ છે. એ બધું પૂરણ-ગલન છે. તમે આ જાગૃતિ રાખો તો તમને બંધ નથી.

**પ્રશ્નકર્તા :** એ ના રહે, તો એ આપણા ચારિત્રનો દોષ છે એમ ગણીએ ?

**દાદાશ્રી :** એ 'ક્રમિક માર્ગ'માં હોય.

**પ્રશ્નકર્તા :** પણ એ ચારિત્રમોહને લીધે ઢીલાશ રહે.

**દાદાશ્રી :** એ 'ક્રમિક માર્ગ'માં ઢીલાશ કહેવાય. એના માટે તમારે ઉપાય કરવો પડે. આમાં (અક્રમમાં) તમારે ઢીલાશ ના કહેવાય. આમાં તમારે જાગૃતિ જ રાખવાની. અમે જે આત્મા આપેલો છે એ જાગૃતિ જ છે.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ ના હોય એટલે રાગ થાય ને ?

**દાદાશ્રી :** ના એવું નથી. હવે તમને રાગ થાય જ નહીં. આ થાય છે તે આકર્ષણ છે.

**પ્રશ્નકર્તા :** આ થાય છે તે આકર્ષણ છે, એ નબળાઈ ના ગણાય ?

**દાદાશ્રી :** ના, નબળાઈ ના ગણાય. એને ને આત્માને કશી લેવાદેવા નથી. ફક્ત તમને પોતાનું સુખ આવવા ના દે. એટલે એક-બે અવતાર વધારે કરાવડાવે, તેનો ઉપાય પણ છે. અહીં આપણે આ બધા છે તે 'સામાયિક' કરે છે. તે સામાયિકમાં એ વિષયને મૂકીને પોતે ધ્યાન કરે તો એ વિષય ઓગળતો જાય, ખલાસ થઈ જાય. જે જે તમારે ઓગાળી નાખવું હોય, તે અહીં ઓગાળી શકાય.

**પ્રશ્નકર્તા :** એવું કંઈક હોય તો તે કામનું ને !

**દાદાશ્રી :** છે. અહીં બધું જ છે. અહીં તમને બધું જ દેખાડશે. તમને કોઈ જગ્યાએ જીભનો સ્વાદ નડતો હોય, તે જ વિષય 'સામાયિક'માં મૂકવાનો. અને આ દેખાડે એ પ્રમાણે તેને જોયા કરવાનું. ખાલી જોવાથી જ બધી ગાંઠો ઓગળી જાય.

વિચાર આવ્યા સિવાય કોઈ દહાડો આકર્ષણ થાય નહીં. આકર્ષણ થવાનું થાય ત્યારે મહીં વિચાર આવે. વિચાર મનમાંથી આવે છે અને મન ગાંઠોનું બનેલું છે. જેના વિચારો વધારે આવે તે, ગાંઠ મોટી હોય.

## સંસાર ચલાવવા આત્મા અકર્તા

મહીં ભાવ જે થાય છે તે ભાવક કરાવડાવે છે, મહીં ભાવક, ક્રોધક, લોભક, માનક છે. આ બધા બેઠા છે, તે ભાવ કરાવે છે. તેમાં જો ભાવ્ય ભળે, ભાવ્ય એટલે આત્મા (પ્રતિષ્ઠિત) જો ભળે તો ચિતરામણ નવું થાય.

આ સંસાર જે છે તે આત્માની હાજરીથી ચાલે છે. આત્મા જરાય ભળે નહીં તોય એ ચાલે એવો છે. તેથી અમે આ 'વ્યવસ્થિત'ની શોધખોળ કરી છે. 'ક્રમિક'માં તો એમ જાણે છે કે આત્માએ ચલાવ્યા વગર ચાલે જ નહીં. જ્યારે અમે તમને 'વિજ્ઞાન' આપ્યું છે કે 'વ્યવસ્થિત' બધું ચલાવી લેશે.

**પ્રશ્નકર્તા :** મને દ્વેષ થયો, તો તેમાં આત્મા ભળ્યો કે નહીં ? એ દ્વેષ કોણે કર્યો ? મેં કર્યો ?

**દાદાશ્રી :** આત્મા ભળે ત્યારે શું થાય ? રાગ ને દ્વેષ બેઉ થાય. હવે રાગ-દ્વેષ થયા, તે ખબર કેમ પડે ? કહે કે દ્વેષ થાય ત્યારે મહીં ચિંતા થાય, જીવ બળે. આ જ્ઞાન પછી આત્મા ભળે નહીં. એટલે નિરાંતની સ્થિતિ રહે, નિરાકુળતા રહે. નિરાકુળતા એટલે સિદ્ધ ભગવાનનો ૧/૮ ગુણ ઉત્પન્ન થયો કહેવાય. જગત તો આકુળતા ને વ્યાકુળતામાં જ હોય, તરફડાટ તો રહ્યા જ કરે, તેથી 'જ્ઞાની'ને શોધે.

લોકો શું જાણે છે કે, આત્મા ભાવ કરે છે. ખરી રીતે આત્મા ભાવ કરતો નથી. ભાવકો ભાવ કરે છે. એને જો સાચા માન્યા એટલે ભળ્યો. ભાવ થયા એને સાચા માનવા, એનું નામ જ ભળ્યો. એનાથી બીજ નંખાય.

**પ્રશ્નકર્તા :** ભાવક એટલે જૂનાં કર્મો ?

**દાદાશ્રી :** ભાવક એટલે મનની ગાંઠો. કોઈને માનની ગાંઠ, કોઈને લોભની ગાંઠ, તો કોઈને ક્રોધની ગાંઠ, તો કોઈને વિષયની ગાંઠ. આ ગાંઠો જ હેરાન કરે છે; આત્મા પ્રાપ્ત થયા પછી ભાવોમાં ભાવ્ય ભળે નહીં, તેથી નિરાકુળતા રહે.

## નિરાકુળ આનંદ

આખા જગતમાં જે આનંદ છે, તે આકુળતા-વ્યાકુળતાવાળો આનંદ છે અને 'જ્ઞાની' થયા પછી નિરાકુળ આનંદ ઊભો થાય છે.

'જ્ઞાની પુરુષ' પાસે નિરાકુળ આનંદ ઉત્પન્ન થાય. પુદ્‌ગલની કંઈ લેવાદેવા નથી, તો પછી આ સુખ ઉત્પન્ન ક્યાંથી થયું ? ત્યારે કહે કે એ સ્વાભાવિક સુખ, સહજ સુખ ઉત્પન્ન થયું, તે જ આત્માનું સુખ છે અને એટલું જેને ફિટ થઈ ગયું ને એ સહજસુખના સ્વપદમાં રહ્યો, તે પછી ધીમે ધીમે પરિપૂર્ણ થાય !

આનંદ બે પ્રકારના : એક આપણને 'બિઝનેસ'માં ખૂબ રૂપિયા

મળી જાય, સારો સોદો થઈ ગયો, તે ઘડીએ આનંદ થાય. પણ તે આકુળતા-વ્યાકુળતાવાળો આનંદ, મૂર્ચ્છિત આનંદ કહેવાય. છોકરો પૈણાવે, છોડી પૈણાવે તે ઘડીએ આનંદ થાય, તે પણ આકુળતા-વ્યાકુળતાવાળો આનંદ, મૂર્ચ્છિત આનંદ કહેવાય અને નિરાકુળ આનંદ થાય તો જાણવું કે આત્મા પ્રાપ્ત થયો.

**પ્રશ્નકર્તા :** નિરાકુળ આનંદ કયો કહેવાય ?

**દાદાશ્રી :** અહીં સત્સંગમાં જે બધો આનંદ થાય છે, તે નિરાકુળ આનંદ છે. અહીં આકુળતા-વ્યાકુળતા ના હોય.

આકુળ-વ્યાકુળવાળા આનંદમાં શું થાય કે મહીં ઝંઝટ ચાલ્યા કરતી હોય. અહીં ઝંઝટ બંધ હોય અને જગત વિસ્મૃતિ રહ્યા કરે. હમણાં કોઈ વસ્તુને લઈને આનંદ આવે તો આપણે સમજીએ કે આ પૌદ્‌ગલિક આનંદ છે. આ તો સહજ સુખ ! એટલે નિરાકુળ આનંદ. આકુળતા-વ્યાકુળતા નહીં. જાણે ઠરી ગયેલા હોઈએ એવું આપણને લાગે. ઉન્માદ કશો ના હોય.

જેનો પરિચય કરીએ, તે રૂપ આપણે થઈએ.

**પ્રશ્નકર્તા :** આપે જે આપ્યું છે તેનાથી, આ કાળમાં આપ જે સ્થિતિમાં પહોંચ્યા છો, તે સ્થિતિ સુધી અમે પહોંચી શકીએ ખરા ?

**દાદાશ્રી :** આપણું બીજું કામ જ શું છે ? આપને નિરાકુળતા પ્રાપ્ત થઈ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** નિરાકુળતા એ સિદ્ધ ભગવાનનો ૧/૮ ગુણ છે. ૧/૮ સિદ્ધ થયા. પછી ચૌદ આની બાકી રહે. તે પછી થઈ જશે. સિદ્ધ થયા છો ને ? સિક્કો વાગી ગયો ને ? પછી શો ભો ? અત્યારે કોઈ ઉપરથી આવે ને કહે કે, 'ચાલો સાહેબ મોક્ષમાં.' તો હું શું કહું, 'કેમ ઉતાવળ છે આટલી બધી?' ત્યારે એ કહે કે, 'તમારી ઉપર અમને લાગણી થાય છે !' ત્યારે હું કહું કે, 'લાગણી મારી ઉપર ના રાખીશ,

બા ! હું લાગણી રાખવા જેવો પુરુષ નથી. મારો મોક્ષ મારી પાસે છે.' નિરાકુળતા ઉત્પન્ન થાય, પછી શું રહે બાકી ? નહીં તો ચિંતા-વરીઝ ભટકાય ભટકાય કરે. 'ઈગોઈઝમ' ભટકાય ભટકાય કરે છે.

## અહંકારના પડઘા - વ્યવહારમાં !

અહંકાર આંધળો બનાવનારો છે. જેટલો અહંકાર વધારે એટલો આંધળો વધારે.

**પ્રશ્નકર્તા :** કાર્ય કરવા માટે તો અહંકારની જરૂર પડવાની જ ને ?

**દાદાશ્રી :** નહીં, એ નિર્જીવ અહંકાર જુદો છે. એને અહંકાર કહેવાય જ નહીં ને ? એને લોકોય અહંકારી ના કહે.

**પ્રશ્નકર્તા :** તો કયો અહંકાર નુકસાનકારક ?

**દાદાશ્રી :** આ તમે બધા જાણો છો કે 'હું જ્ઞાની છું.' પણ બહાર વ્યવહારમાં લોકો ઓછા જાણે છે કે 'હું જ્ઞાની છું.' છતાં મારામાં લોકો એક પણ એવું નહીં દેખે કે જેથી કરીને લોક મને અહંકારી કહે. જ્યારે તમને તેમ કહેશે. આ અહંકારે જ દાટ વાળ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ આ અહંકારથી બધો વ્યવહાર ચાલતો હોય છે ને ?

**દાદાશ્રી :** અહંકારથી વ્યવહાર નથી ચાલતો. અહંકાર પ્રમાણની બહાર ના જવો જોઈએ, નહીં તો તે નુકસાન કરે.

**પ્રશ્નકર્તા :** લોકોને અમારા જૂના અહંકારના પડઘા પડી ગયેલા. તેથી અમને અહંકારી જ દેખે.

**દાદાશ્રી :** તમારા જૂના અહંકારના પડઘા જ્યાં સુધી ના ભૂંસાય, ત્યાં સુધી તમારે રાહ જોવી પડશે.

એક સારા આબરૂદાર ઘરનો છોકરો હતો. પણ તેને ચોરીની

કુટેવ પડી ગયેલી. તેણે ચોરી બંધ કરી દીધી. પછી મારી પાસે આવીને એ કહે, 'દાદા, હજુ લોકો મને ચોર કહે છે.' ત્યારે મેં એને કહ્યું, "તું દસ વર્ષથી ચોરી કરતો હતો, તોય લોકોએ તને ઓળખ્યો નહીં, ત્યાં સુધી તને લોકો શાહુકાર કહેતા હતા. હવે તું ચોર નથી. શાહુકાર થઈશ તોય દસ વર્ષ સુધી ચોરનો પાછલો પડઘો પડ્યા કરશે. માટે તું દસ વર્ષ સુધી સહન કરજે. પણ હવે તું ફરી ચોરીઓ કરતો ના થઈ જઈશ. કારણ મનમાં એવું લાગે કે, "આમેય મને લોક ચોર કહે છે જ, માટે ચોરી જ કરો ને! એવું ના કરીશ."

પોલમ્પોલ ચાલ્યું જાય એવું નથી. અમારેય જ્ઞાન થતાં પહેલાંના પડઘા અમારા સગાંસંબંધીઓને રહ્યા કરે !

**પ્રશ્નકર્તા :** તો એ પડઘા જલદી જાય કેમ ?

**દાદાશ્રી :** ધીમે ધીમે જવા જ માંડ્યા છે. અહીંથી ગાડી ઊપડી એને લોકો શું કહે છે ? ગાડી મુંબઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** એક 'પેસેન્જર' ને એક 'રાજધાની એક્સપ્રેસ' જાય છે. અમારે તો 'રાજધાની એક્સપ્રેસ' જોઈએ.

**દાદાશ્રી :** આ તો ઉતાવળિઓ સ્વભાવ છે. તમે કાચી ખીચડી રાખો તો બધાને કાચું ખાવું પડે. એટલે આવું જમણ હોય ત્યાં આપણે 'ધીરજલાલ'ને(!) બોલાવવો (ધીરજ રાખવી) !

## પરિણામ પરસત્તામાં

**પ્રશ્નકર્તા :** ખોટું કરવાવાળાને બધો ખ્યાલ આવી જાય, તોય ખોટું કેમ કરે છે ?

**દાદાશ્રી :** ખોટું થાય છે, એ તો પરપરિણામ છે. આપણે આ 'બોલ' અહીંથી નાખીએ પછી આપણે એને કહીએ કે હવે તું અહીંથી આઘો ના જઈશ, નાખ્યો ત્યાં જ પડી રહેજે. એવું બને ખરું ? ના બને. નાખ્યા પછી 'બોલ' પરપરિણામમાં જાય. એટલે જેવી રીતે કર્યા હશે,

એટલે કે ત્રણ ફૂટ ઊંચેથી નાખ્યો હોય તો પરિણામ બે ફૂટનાં આવે. દસ ફૂટનાં પરિણામ સાત ફૂટ આવે. પણ એ પરિણામ એની મેળે બંધ જ થઈ જવાનાં છે, આપણે જો ફરીથી એમાં હાથ ના ઘાલીએ તો !

**પ્રશ્નકર્તા :** તે વખતે એમ કહી શકાય કે પરાપૂર્વથી ખોટું કરતો આવ્યો છે, માટે ખોટામાં ખેંચાયા કરે છે ?

**દાદાશ્રી :** એવું કશું નથી. આ બધું 'વ્યવસ્થિત'ને તાબે છે. એટલે એમાં એનો દોષ નથી. ફક્ત એણે એટલું સમજી લેવું જોઈએ કે 'હું કોણ છું.' એ સમજ્યો ત્યારથી છૂટકારાનો દમ મળે. આ સમજતો નથી, એટલે આ બધું બંધન થયા કરે છે.

આ આપણું 'સાયન્સ' છે, ટૂંકું 'સાયન્સ' છે. જો 'જ્ઞાની પુરુષ' મળે ને 'જ્ઞાન' મળે તો વાત ટૂંકી છે અને 'જ્ઞાની પુરુષ' ના મળે તો કશું કામ થાય નહીં. 'જ્ઞાની પુરુષ' ના મળે તો ઊર્ધ્વગતિ કરાવડાવે. પુણ્ય બંધાવડાવે, પણ છૂટકારો ના થાય.



## [૧૧]

## માનવ સ્વભાવમાં વિકારો હેય, આત્મ સ્વભાવમાં વિકારો જ્ઞેય!

**પ્રશ્નકર્તા :** સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મનમાં વિકારો રહે છે, તેનું કારણ શું ?

**દાદાશ્રી :** મનના વિકારો તો જ્ઞેય છે, એટલે એ જોવાની વસ્તુ છે. પહેલાં આપણે માનવસ્વભાવમાં હતા. તેમાં આ સારું ને આ ખોટું, આ સારા વિચાર ને આ ખોટા વિચાર એમ હતું. હવે આત્મસ્વભાવમાં આવ્યા એટલે બધા એક જ વિચાર ! વિચાર માત્ર જ્ઞેય છે ને 'આપણે' જ્ઞાતા છીએ. જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ છે. પછી ક્યાં રહી ડખલ, તે કહો ?

**પ્રશ્નકર્તા :** એ રીતે આત્મદૃષ્ટિથી જોવા માટે કંઈ પુરુષાર્થ કરવો પડે છે કે એની મેળે જ જોવાય છે ?

**દાદાશ્રી :** એની મેળે જ દેખાય ! અમે જે જ્ઞાન આપ્યું છે તેનાથી 'રિલેટિવ' અને 'રિયલ' ને જુઓ, 'રિલેટિવ' બધી વિનાશી ચીજો છે ને 'રિયલ' બધી અવિનાશી છે. આ બધાં જ્ઞેય જે દેખાય છે તે બધાં વિનાશી જ્ઞેયો છે. સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો, એ વિનાશી સંયોગો છે. આ બધું અહીં સત્સંગમાં આવીને પૂછી લેવું જોઈએ ને ફોડ પાડી લેવા જોઈએ. તો દરેક બાબતનું લક્ષ રહે ને લક્ષ રહે એટલે પછી કશું કરવાનું રહેતું નથી. સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી કશું કરવાનું ના હોય. જ્ઞાન જ્ઞાનમાં જ રહે. આત્મા જ્ઞાયક સ્વભાવમાં જ રહે. જ્ઞાયક એટલે જાણ્યા જ કરવાના સ્વભાવમાં રહે. બીજો સ્વભાવ જ આત્માને ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** જાણવું એટલે મનને જાણવાનું કે શરીરનાં સંવેદનોને જાણવાનું ?

**દાદાશ્રી :** બધુંય જાણવાનું. મનના વિચારો આવે તેય જાણવાના, બુદ્ધિ શું શું કરે છે તેય જાણવાનું ને અહંકાર શું કરે છે તેય જાણવાનું. જેટલા જેટલા સંયોગો છે તે બધાય જાણવાના. સંયોગોની ખબર પડે કે ના પડે ? મનમાં વિચાર આવે ને જાય, તે સંયોગ કહેવાય. ગમે તે વસ્તુ આવે ને જાય તે સંયોગ કહેવાય. અને જે આવતો નથી ને જતો નથી, જે જોનારો છે એ કાયમ રહે છે તે 'જ્ઞાયક' છે. એ જ્ઞાયક આ બધા આવતા-જતા સંયોગોને જોયા કરે કે આ ફલાણાભાઈ આવ્યા ને આ ગયા. એવું આ જોયા જ કરે, એ આત્માનો સ્વભાવ ને સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. એટલે આપણે તેમને કહીએ કે અહીં બેસી રહો તોય એ જાય જ !

તમને માનવસ્વભાવ હતો ત્યાં સુધી મનમાં વિચાર આવતા હતા તેને, 'મને વિચાર આવે છે' એમ કરીને તન્મયાકાર રહેતા હતા. હવે તમને તન્મયાકારપણું ના રહે. એ છૂટો રહે; કારણ કે માનવ સ્વભાવ એ પૌદ્ગલિક સ્વભાવ છે અને હવે આ આત્મસ્વભાવ છે. આત્મસ્વભાવ એ અવિનાશી સ્વભાવ છે ને પેલો વિનાશી સ્વભાવ છે. એ તો આવે ને જાય, તેને જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, સંયોગો જ ના હોય તો ?

**દાદાશ્રી :** સંયોગો ના હોય તો તો આત્મા ના હોય.

**પ્રશ્નકર્તા :** શું ત્યાં આત્મા ના હોય ?

**દાદાશ્રી :** ના, સંયોગો ના હોય તો, આત્મા જુએ શું ? સંયોગોની હસ્તી નહીં તો આત્માનીય હસ્તી નહીં.

**પ્રશ્નકર્તા :** તો એનો અર્થ એવો થયો કે જડ અને ચેતન બન્ને સાથે જ રહે છે. એ વગર તો થાય જ નહીં ને ?

**દાદાશ્રી :** જગત આખું એવું ને એવું જ રહ્યા કરવાનું. જ્ઞેય વગર આ જગત કોઈ દહાડોય ખાલી થવાનું નથી ! જ્ઞાતાય રહેવાના ને જ્ઞેયોય રહેવાના.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં જાય, ત્યાં સંયોગો નહીં ને ?

**દાદાશ્રી :** ના, પણ ત્યાં રહીને અહીંના બધા જ સંયોગો તેમને દેખાય. એમને જોવાનું શું ? આ જ જોવાનું. આ મેં હાથ ઊંચો કર્યો તે એમને ત્યાં ઊંચો કરેલો હાથ દેખાય.

**પ્રશ્નકર્તા :** એમનો જ્ઞાતા-દ્રષ્ટા ગુણ તો કાયમ જ રહે ને ?

**દાદાશ્રી :** હા, એ જ કાયમ રહે. આત્માનું સ્વરૂપ છે અને જ્ઞાતા-દ્રષ્ટા હોય ત્યાં જ આનંદ રહે, નહીં તો આનંદ ના હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા ના હોય તો શું આનંદ ના હોય ?

**દાદાશ્રી :** ના હોય. જ્ઞાતા-દ્રષ્ટાનું ફળ આનંદ છે. એક બાજુ જ્ઞાતા-દ્રષ્ટા થવું ને બીજી બાજુ આનંદ ઉત્પન્ન થવો એવું છે. જેમ સિનેમામાં ગયેલો માણસ સિનેમાનો પડદો ઊંચકાય નહીં, તો ગૂંચાયા કરે, સિસોટીઓ વગાડે. એવું એ શાથી કરે છે ? કારણ કે એને દુઃખ થાય છે કે જે જોવા આવ્યો છે તે એને જોવા મળતું નથી. જ્ઞેયને જુએ નહીં ત્યાં સુધી એને સુખ ઉત્પન્ન ના થાય. તેવી રીતે આત્મા જ્ઞેયને જુએ ને જાણે કે મહીં પરમાનંદ ઉત્પન્ન થાય. હવે રાત્રે એકલો ઓરડીમાં સૂઈ ગયો હોય તો ત્યાં શું જોવાનું ? ત્યાં ક્યા ફોટા જો જો કરવા ? તો ત્યાં અંદરનું બધું દેખાય. છેવટે ઊંઘેય દેખાય, સ્વપ્નુંય દેખાય.

**પ્રશ્નકર્તા :** પણ સિદ્ધક્ષેત્રમાં સ્વપ્નું ના દેખાય ને ?

**દાદાશ્રી :** ના, ત્યાં સ્વપ્નું ના હોય. સ્વપ્નું તો આ દેહ છે તેથી છે અને અત્યારે આય ઉઘાડી આંખનું સ્વપ્નું છે. જ્ઞાનીઓને ઊંઘ ના હોય. એમને તો જોવાનું ચાલુ જ હોય. એમને બીજા પ્રદેશમાં જોવાનું મળે, બાકી સિદ્ધક્ષેત્રમાં તો દેહ ના હોય. આ દેહનોય ભાર છે. તેનાથી દુઃખ છે. જ્ઞાનીઓને દેહનું મોટું વજન લાગ્યા કરે.

**પ્રશ્નકર્તા :** આ દેહ છે, એ કર્મનું પરિણામ જ છે ને ?

**દાદાશ્રી :** હા, તે કર્મનું જ પરિણામ ને.

**પ્રશ્નકર્તા :** કર્મની સંપૂર્ણ નિર્જરા થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** કર્મની સંપૂર્ણ નિર્જરા થાય એટલે એ જાય. શુદ્ધ ચિત્ત થાય એટલે કર્મની નિર્જરા થઈ ગઈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અવ્યવહાર રાશિમાં જ્ઞાતાપણું ને સંયોગ ખરા ?

**દાદાશ્રી :** એમાં તો કોથળામાં ઘાલેલા જેવું હોય ! ત્યાં તો પાર વગરનું દુઃખ હોય.

**પ્રશ્નકર્તા :** એમાં અસ્તિત્વનું ભાન હોય ખરું ?

**દાદાશ્રી :** અસ્તિત્વનું ભાન છે, તેથી દુઃખ અનુભવે છે.

**પ્રશ્નકર્તા :** નર્કગતિમાં શું હોય છે ?

**દાદાશ્રી :** નર્કગતિમાંય પાંચ ઇન્દ્રિયોનાં દુઃખો હોય છે. સાતમી નર્કનાં દુઃખો સાંભળે તો માણસ મરી જાય ! ત્યાં તો ભયંકર દુઃખો હોય !! અવ્યવહાર રાશિના જીવોને આટલાં ભયંકર દુઃખો ના હોય. એમને ગૂંગળામણ થાય.

## બુદ્ધિ, શણગારે જ્ઞાની

આપણા લોકો બુદ્ધિને 'જ્ઞાન' કહે છે, પણ બુદ્ધિ એ 'ઇનડાયરેક્ટ' પ્રકાશ છે, જ્યારે 'જ્ઞાન' એ આત્માનો 'ડાયરેક્ટ' પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ પૂરી ક્યાં થાય અને પ્રજ્ઞા શરૂ ક્યાં થાય છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ પૂરી થતાં પહેલાં પ્રજ્ઞાની શરૂઆત થઈ જાય છે. 'જ્ઞાની પુરુષ' મળે ને એ આત્મા પ્રાપ્ત કરાવડાવે એટલે પ્રજ્ઞાની શરૂઆત થઈ જાય. એ પ્રજ્ઞા જ મોક્ષે લઈ જાય. પ્રજ્ઞા મહીં નિરંતર ચેતવ ચેતવ કર્યા કરે અને બુદ્ધિ મહીં ડખોડખલ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિનું કંઈ 'પોઝિટિવ ફંકશન' હશે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિનું 'પોઝિટિવ ફંકશન' એ કે 'જ્ઞાની પુરુષ'ની પાસે જો કદી બુદ્ધિ સમ્યક્ કરાવી હોય તો તે ચાલે. પોતાની સમજણે ચાલે તે વિપરીત બુદ્ધિ. એ વ્યભિચારિણી બુદ્ધિ કહેવાય. કૃષ્ણ ભગવાને અવ્યભિ-

ચારિણી બુદ્ધિ તેને કહી કે જે 'જ્ઞાની પુરુષ' પાસે બુદ્ધિને 'ગિલેટિંગ' કરાવી લીધેલી હોય તે. અમારી પાસે બેસો એટલો વખત તમારી બુદ્ધિ સમ્યક્ થવા માંડે.

**પ્રશ્નકર્તા :** પણ પછી અમે જતા રહીએ, ત્યારે પછી શું થાય?

**દાદાશ્રી :** અમારી પાસે બેસો ને જેટલી બુદ્ધિ 'ગિલેટ' થઈ ગઈ, એ પછી સમ્યક્ થઈ જાય. એ બુદ્ધિ પછી તમને પજવે નહીં, ને તમારી જેટલી વિપરીત બુદ્ધિ હોય તે તમને પજવે.

**પ્રશ્નકર્તા :** અમારી બધી જ બુદ્ધિ સમ્યક્ બુદ્ધિ રહે, વિપરીત બુદ્ધિ ના રહે. તે માટે અમારે શો પુરુષાર્થ કરવો ?

**દાદાશ્રી :** અહીં આવીને તમારે સમ્યક્ કરી જવાની. તમારાથી એ નહીં થાય.

**પ્રશ્નકર્તા :** અહીં આવીને ખાલી બેસવાથી જ બુદ્ધિ સમ્યક્ થઈ જાય?

**દાદાશ્રી :** અહીં પ્રશ્નો પૂછીને, વાતચીત કરીને, સમાધાન મેળવીને બુદ્ધિ સમ્યક્ થતી જાય. પછી તમારે બુદ્ધિ જ નહીં રહે. બુદ્ધિનો અભાવ થવા માટે ઘણો બધો ટાઈમ લાગશે, પણ પહેલાં બુદ્ધિ સમ્યક્ તો થતી જાય.

**પ્રશ્નકર્તા :** અમારી પાસે સમ્યક્ બુદ્ધિ છે, વિપરીત બુદ્ધિ છે ને પ્રજ્ઞા પણ છે, તો આ ત્રણેનું કાર્ય સાથે જ ચાલે છે ?

**દાદાશ્રી :** હા, બધું સાથે જ ચાલે છે. પ્રજ્ઞા મોક્ષે લઈ જવાને માટે મહીં કોચ કોચ કરે, ચેતવ ચેતવ કરે ! અને મોક્ષે નહીં લઈ જવા દેવા માટે અજ્ઞા છે. અજ્ઞા મોક્ષે ક્યારેય જવા ના દે. અજ્ઞા એ બુદ્ધિનું પ્રદર્શન છે. બુદ્ધિ તો સંસારમાં નફો-તોટો જ દેખાડે, દ્વંદ્વ જ દેખાડે.

**પ્રશ્નકર્તા :** દ્વંદ્વની અંદરની ફસામણ અને ઘર્ષણ, એ તો જિન્દગીનો સતત ભાગ છે. જ્યાં ને ત્યાં દ્વંદ્વ આવીને ઊભું જ રહે.

**દાદાશ્રી :** આ દ્વંદ્વમાં જ જગત ફસાયેલું છે ને ! અને 'જ્ઞાની' દ્વંદ્વાતીત હોય. એ નફાને નફો જાણે અને ખોટને ખોટ જાણે. પણ ખોટ

ખોટરૂપે અસર ના કરે ને નફો નફારૂપે અસર ના કરે. નફો-ખોટ શેમાંથી નીકળે ? 'મારા'માંથી ગયાં કે બહારથી ગયાં ? એ બધું પોતે જાણે.

## બુદ્ધિની સમાપ્તિ

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ હજી ડખોડખલ કરે છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** બુદ્ધિ આ બાજુ ડખોડખલ કરે એટલે આપણે ત્યાંથી દૃષ્ટિ ફેરવી લેવી. આપણને રસ્તામાં કોઈ ના ગમતો માણસ ભેગો થાય તો આપણે આમ મોઢું ફેરવી લઈએ છીએ કે નહીં ? એવું જે આપણામાં ડખોડખલ કરે છે, તેનાથી અવળું જોવું ! ડખોડખલ કોણ કરે છે ? બુદ્ધિ ! બુદ્ધિનો સ્વભાવ શો છે કે સંસારની બહાર નીકળવા ના દે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ સમાપ્ત ક્યારે થાય ?

**દાદાશ્રી :** તમે એના ઉપર બહુ વખત જોશો નહીં, દૃષ્ટિ ફેરવેલી રાખશો એટલે પછી એ સમજી જાય. એ પોતે પછી બંધ થઈ જાય. એને તમે બહુ માન આપો, એનું 'એક્સેપ્ટ' કરો, એની સલાહ માનો, ત્યાં સુધી એ ડખોડખલ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર પર આપણો પ્રભાવ પડવો જોઈએ ને ?

**દાદાશ્રી :** મશીનરી પર કોઈ દહાડો પ્રભાવ પડતો જ નથી. એટલે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર ઉપર પ્રભાવ પડે જ નહીં. એ તો અંતઃકરણ ખાલી થઈ જાય એટલે એની મેળે બધું ઠેકાણે આવી જાય. 'આમને' સાથ ન આપીએ અને એને 'જોયા' જ કરીએ તો આપણે છૂટા જ છીએ. જેટલો વખત 'આપણે' એને જોયા કરીએ, એટલો વખત ચિત્તની શુદ્ધિ થયા કરે. ચિત્ત એકલું જ જો રાગે પડી ગયું તો બધું રાગે આવી જાય. અશુદ્ધ ચિત્તને લઈને ભટક ભટક કરે છે એટલે ચિત્તની શુદ્ધિ થતાં સુધી જ આ યોગ બરોબર જમાવવાનો છે.

**પ્રશ્નકર્તા :** મહીં કપટ ઊભું થાય, કપટના વિચારો આવે, તેનું શું કરવું ?

**દાદાશ્રી :** એ બધું પુદ્‌ગલ છે. વિચાર કરનારોય પુદ્‌ગલ છે. આત્મામાં આવી તેવી વસ્તુ નથી, એમાં તો કોઈ જાતનો કચરો નથી. 'પઝલ' થાય છે તેય પુદ્‌ગલ છે ને 'પઝલ' કરનારોય પુદ્‌ગલ છે ! 'પઝલ' જાણ્યું કોણે ? આત્માએ ! સરળતા અને કપટને જે જાણે છે તે આત્મા છે !

## ડીસિઝનમાં વેવરિંગ

**પ્રશ્નકર્તા :** કોઈ વાતનું 'ડીસિઝન' ના આવે ત્યાં સુધી વેવરિંગ (દ્વિધા) રહ્યા કરે.

**દાદાશ્રી :** 'ડીસિઝન' ના આવે તો તેથી કંઈ પ્લેટફોર્મ પર બેસી ના રહેવું. 'હમણાં જઉં કે પછી જઉં' એમ થતું હોય જે ગાડી આવી એમાં બેસી જવું.

'ડીસિઝન' ના આવવામાં બુદ્ધિનો અભાવ હોય છે. બુદ્ધિશાળી માણસો દરેક વસ્તુનું 'ડીસિઝન' તરત લાવી શકે, 'ઓન ધી મોમેન્ટ'. પાંચ મિનિટેય વાર ના લાગે. તેથી અમે તેને 'કોમનસેન્સ' કહ્યું છે. 'કોમનસેન્સ' એટલે 'એવરીવ્હેર એપ્લીકેબલ'. આ ચાવી કેવી છે કે દરેક તાળાં ઊઘડે એનાથી !

અહીં બેસી રહેવું કે જવું, એમાં 'ડીસિઝન' ના આવતું હોય તો જવા માંડવું. હા, અહીં બેસી રહેવાનું હશે તો 'વ્યવસ્થિત' તને પાછો તેડી લાવશે. તારે આવી રીતે ડીસિઝન લેવાનું.

**પ્રશ્નકર્તા :** અહીંથી કોઈ પણ સંજોગોમાં જવું જ નથી, એવું મહીંથી નક્કી થયા કરે અને પેલું પણ બતાડે કે જવું તો પડે ને ?

**દાદાશ્રી :** કોનું વધારે જોર છે, એ જોઈ લેવું.

**પ્રશ્નકર્તા :** અહીં બેસી રહેવાનું જ જોર કરે !

**દાદાશ્રી :** તો પછી અહીંનું જોર કરતા હોય તો અહીં બેસી રહેવું. 'આ બેઠા સાહેબ, થોડાં ભજિયાં લઈ આવું', કહીએ.

## ઉતાવળે ધીમા ચાલો !

**પ્રશ્નકર્તા :** વ્યવહાર પહેલો કે નિશ્ચય પહેલો ?

**દાદાશ્રી :** વ્યવહાર પહેલો પણ એનો અર્થ પાછો એવો નહીં કે વ્યવહારનો રાગ કરવો.

**પ્રશ્નકર્તા :** ત્યારે વ્યવહારના નિરાગી થઈ જવાનું ?

**દાદાશ્રી :** રાગ કરે તો સિંગલ ગુનો છે ને નિરાગી થાય તો ડબલ ગુનો છે, નિરાગીયે ના રહેવાય.

**પ્રશ્નકર્તા :** નિરાગી એટલે કઈ રીતે ?

**દાદાશ્રી :** વ્યવહારથી નિઃસ્પૃહ થઈ જાય તે. વ્યવહારથી નિઃસ્પૃહ એટલે પોતાની 'મધર' કહેશે કે 'કેમ તું મારી વાત માનતો નથી ?' ત્યારે પુત્ર કહે, 'હું આત્મા થઈ ગયો છું !(?)' આવું ના ચાલે. વ્યવહારમાં વિનય, વિવેક બધું જ હોવું જોઈએ. આપણા વ્યવહારમાં કોઈની બૂમાબૂમ ના પડવી જોઈએ.

કોઈપણ વસ્તુમાં ઉતાવળ કરવી એ સિંગલ ગુનો છે અને ઉતાવળ ના કરવી એ ડબલ ગુનો છે.

તમારે કયા ખાડામાં પડવું છે ?

**પ્રશ્નકર્તા :** એકુંય નહીં.

**દાદાશ્રી :** માટે વાતને સમજી જાવ. ઉતાવળ નહીં કરું તો ગાડી કંઈ તારી રાહ જોવાની છે ? અને ઉતાવળ કરીશ તો કારને અથાડી મારીશ ! એટલે ઉતાવળ કરે તેને સિંગલ ગુનો કહ્યો ને ઉતાવળ ના કરે તેને ડબલ ગુનો કહ્યો.

## મનનું લંગર

**પ્રશ્નકર્તા :** મન કઈ રીતે સ્થિર રહે ?

**દાદાશ્રી :** મન સ્થિર કરવામાં શું ફાયદો હશે એવો તમે હિસાબ કાઢ્યો છે ?

**પ્રશ્નકર્તા :** એનાથી શાંતિ મળે.

**દાદાશ્રી :** મનને અસ્થિર કોણે કર્યું ?

**પ્રશ્નકર્તા :** આપણે.

**દાદાશ્રી :** આપણે અસ્થિર શાથી કર્યું ? જાણી જોઈને તેમ કર્યું ? 'પોતાનું હિત શેમાં ને અહિત શેમાં' એ નહીં જાણવાથી, મનનો ગમે તેવો ઉપયોગ કર્યો. જો હિતાહિતની ખબર હોત તો તો તેનો પોતાના હિતમાં જ ઉપયોગ કરત. હવે મન 'આઉટ ઓફ કંટ્રોલ' થઈ ગયું છે. હવે નવેસરથી જ્ઞાન થાય, પોતાના હિતાહિતની સમજણ આવે, એવું જ્ઞાન પ્રાપ્ત કરે ત્યાર પછી જ મન ઠેકાણે પડે. એટલે આપણે અહીં જ્ઞાન આપીએ છીએ ત્યારે મન ઠેકાણે પડે.

મન હંમેશાં જ્ઞાનથી બંધાય, બીજા કશાથી મન બંધાય એવું નથી. એકાગ્રતા કરવાથી મન જરા ઠેકાણે રહે, પણ તે કલાક-અરધો કલાક રહે, પછી પાછું તૂટી જાય.

**પ્રશ્નકર્તા :** મન શું છે ?

**દાદાશ્રી :** મન એ આપણો 'સ્ટૉક' છે. આ દુકાનદારો બાર મહિને બધો સ્ટૉક કાઢે કે ના કાઢે ? કાઢે. એવું આ આખી લાઈફનો સ્ટૉક, તે મન છે. ગઈ લાઈફનો સ્ટૉક તે તમને આ ભવમાં ઉદયમાં આપે ને આગળ તમને 'ઈન્સ્ટ્રક્શન' આપે. અત્યારે મહીં નવું મન બંધાઈ રહ્યું છે. આ જૂનું મન છે તે અત્યારે 'ડિસ્ચાર્જ' થયા કરે છે ને નવું મન બંધાઈ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** મન કઈ રીતે 'ડિસ્ચાર્જ' થાય છે અને એ કઈ રીતે બંધાય છે, એની ખબર કઈ રીતે પડે ?

**દાદાશ્રી :** મનમાં વિચાર આવે છે, તેમાં તમે તન્મયાકાર થઈ જાવ છો, એ આત્માની શક્તિ નથી. આ તો મહીં નિર્બળતા છે, તેને લઈને

આ તન્મયાકાર થઈ જાય છે. અજ્ઞાનતાને લઈને તન્મયાકાર થાય છે. આ મૂળ આત્મા એવો નથી. એ તો અનંત શક્તિવાળો, અનંત જ્ઞાનવાળો છે. પણ આ જે તમારો માનેલો આત્મા છે, તેને લઈને આ બધી ડખળામણ છે. એટલે વિચાર જોડે તન્મયાકાર થયા ત્યાંથી નવું ચાર્જ થાય.

જેને સ્વરૂપનું જ્ઞાન હોય તે તો વિચાર આવે, તેમાં તન્મયાકાર નહીં થવાના. એટલે એનો ટાઈમ થાય કે મન ડિસ્ચાર્જ થઈ જાય. પછી નવું ચાર્જ ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ આમાં તો 'ઑટોમેટિક' તન્મયાકાર થઈ જવાય છે.

**દાદાશ્રી :** હા, 'ઑટોમેટિક' જ થવાય, એનું નામ જ ભ્રાંતિ ને ! આમાં પોતાનો કોઈ પુરુષાર્થ છે જ નહીં. પોતે પુરુષ થયો નથી, ત્યાં સુધી પુરુષાર્થ છે જ નહીં. આ તો તમને પ્રકૃતિ પરાણે નચાવે છે.

**પ્રશ્નકર્તા :** શરીર અને મન વચ્ચે શો સંબંધ છે ?

**દાદાશ્રી :** શરીરનું બધું જ નિયંત્રણ, આ પાંચ ઈન્દ્રિયોનું, બધાંનું નિયંત્રણ મનના હાથમાં છે. મન આંખને કહે કે તારે આ જોવા જેવું છે એટલે આંખ તરત જોઈ લે અને મન ના કહે તો આંખ જોતી હોય તોય બંધ થઈ જાય. એટલે શરીરનું બધું જ નિયંત્રણ મનનું છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મન અંદરથી કહે કે નથી જોવું. છતાંય જોવાય છે, તે શું છે ?

**દાદાશ્રી :** જોવાઈ જાય એ તો એનો મૂળ સ્વભાવ છે, પણ નથી જોવું એવું નક્કી કરે એટલે ફરી ન જ જુએ. જોવું એ તો આંખનો સ્વભાવ છે. ઈન્દ્રિયોના સ્વભાવ પ્રમાણે ઈન્દ્રિયો તો લપકારા માર્યા જ કરે. પણ મન ના કહે એટલે એ ફરી ના જ જુએ. હવે 'મનની ઉપર કોનું નિયંત્રણ છે' એ જોવાનું છે. તમારા મનની ઉપર કોનું નિયંત્રણ છે ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું.

**દાદાશ્રી :** બુદ્ધિ શું કરે છે ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ સારાસારનો ભેદ બતાવે છે.

**દાદાશ્રી :** બુદ્ધિનું ધાર્યા પ્રમાણે થાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી થતું.

**દાદાશ્રી :** બુદ્ધિની ઉપર કોનું નિયંત્રણ છે ?

**પ્રશ્નકર્તા :** એની ખબર નથી.

**દાદાશ્રી :** અહંકારનું, બીજા કોનું ?

મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, આ ચાર અંતઃકરણના ભાગ છે. એ ચાર જણનું આ શરીર ઉપર નિયંત્રણ છે અને આ ચાર જણનું નિયંત્રણ છે, માટે આ ભ્રાંતિ ઊભી રહી છે. 'પોતાના' હાથમાં નિયંત્રણ આવે તો પછી આ કડાકૂટો રહે નહીં, પછી પુરુષાર્થ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ હાથમાં આવે એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** એ બધું 'જ્ઞાની પુરુષ' કરી આપે. જે પોતે બંધનમુક્ત થયેલા હોય, તે આપણને મુક્ત કરી શકે. પોતે બંધાયેલો હોય, તે બીજાને શી રીતે મુક્ત કરી શકે ? વળી કળિયુગનાં મનુષ્યોને એટલી શક્તિ નથી કે જાતે કરી શકે. આ કળિયુગનાં મનુષ્યો કેવાં છે ? આ તો લપસતાં લપસતાં આવેલાં છે; લપસ્યાં તે હવે તેમનાથી જાતે ચઢાય એવું છે જ નહીં, એટલે 'જ્ઞાની પુરુષ'ની હેલ્પ લેવી પડે.

## ઈન્ટરેસ્ટ ત્યાં જ એકાગ્રતા

**પ્રશ્નકર્તા :** દાદા, મને ભગવાનમાં એકાગ્રતા રહેતી નથી.

**દાદાશ્રી :** તમે શાક લેવા કે સાડી લેવા જાવ, તેમાં એકાગ્રતા રહે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, એમાં રહે. મોહ હોય એટલે રહે.

**દાદાશ્રી :** અને ભગવાન ઉપર ને મોક્ષ ઉપર તમને 'ઈન્ટરેસ્ટ' જ નથી. તેથી તેમાં એકાગ્રતા રહેતી નથી.

અરે, એક બેન બહુ રૂપાળી બમ જેવી હતી અને એનો ધણી એકદમ શામળો હતો. તે બઈને મેં એક દા'ડો ખાનગીમાં પૂછ્યું, 'આ તારો ધણી શામળો છે, તે તારો ભાવ તેના પર સંપૂર્ણ રહે છે ?' ત્યારે તેણે કહ્યું કે, 'મારા ધણી મને બહુ પ્રિય છે.' હવે આવો શામળો ધણી એને પ્રિય છે પણ ભગવાન તમને પ્રિય થઈ પડતો નથી ! આય એક અજાયબી છે ને !

પછી આ પૂછે કે, મને મન એકાગ્ર કેમ થતું નથી ? શાક લેવા જાય ત્યાં એકાગ્રતા કેવી રીતે થઈ જાય છે ? આ તો અનુભવની વાતો છે. આ કંઈ ગપ્પું નથી. આ તો ભગવાનમાં 'ઈન્ટરેસ્ટ' જ નથી. તેથી એકાગ્રતા થતી નથી. આ તો ભગવાન પ્રત્યે આસક્તિ થઈ જાય તો ભગવાનમાં એકાગ્રતા રહે.

જ્યાં સુધી પૈસામાં 'ઈન્ટરેસ્ટ' હોય ત્યાં સુધી પૈસા પૈસા કરે અને ભગવાનમાં 'ઈન્ટરેસ્ટ' પેઠો એટલે પૈસાનો 'ઈન્ટરેસ્ટ' છૂટી જાય. એટલે 'ઈન્ટરેસ્ટ' તમારો ફરવો જોઈએ.

હવે ભગવાનમાં 'ઈન્ટરેસ્ટ' નથી, એમાં તમારો દોષ નથી. જે વસ્તુ જોઈ ના હોય, તેનાં પર 'ઈન્ટરેસ્ટ' કેવી રીતે બેસે ? આ સાડીને તો આપણે દેખીએ, તેનાં રંગ-રૂપ દેખીએ એટલે તેના પર 'ઈન્ટરેસ્ટ' બેસે જ. પણ ભગવાન તો દેખાય નહીં ને ? ત્યારે એવું કહ્યું કે, ભગવાનના પ્રતિનિધિ એવા જે 'જ્ઞાની પુરુષ' છે, ત્યાં તમારો 'ઈન્ટરેસ્ટ' બેસાડો. ત્યાં તે બેસી જશે અને એમની ઉપર 'ઈન્ટરેસ્ટ' બેઠો, એટલે તે ભગવાનને પહોંચ્યો જાણો.

જ્યાં કષાયો છે ત્યાં 'ઈન્ટરેસ્ટ' બેસે તો તે 'ઈન્ટરેસ્ટ' કષાયિક બેસે છે. એ કષાયિક પ્રતીતિ છે તે પ્રતીતિ તૂટી જાય પાછી, એટલે રાગથી બેસે ને દ્વેષથી છૂટે અને આ ભગવાનના પ્રતિનિધિ ઉપર 'ઈન્ટરેસ્ટ' રાગથી બેસે નહીં. એમની પાસે રાગ કરવા જેવું કશું હોય જ નહીં ને ?



[૧૨]

## પ્રાકૃત ગુણો વિનાશ થઈ જશે !

આપણા પર જેની છાયા પડે, તેનો રોગ અવશ્ય પેસી જાય. આ હાફુસની કેરી ઉપરથી ગમે તેટલી રૂપાળી હોય, તેને આપણે શું કરવાનું ? ગમે તેટલા ગુણ હોય તોય શું કરવાનું ? કોઈ કહે કે સાહેબ, આનામાં આટલા બધા ગુણો છે, ગુણધામ છે ને ?

ત્યારે વીતરાગોએ શું કહ્યું ?

આ ફર્સ્ટ કલાસ ગુણધામ તો છે. પણ તે કોના આધીન છે ? એના પોતાને આધીન એ ગુણો નથી. પિત્ત, વાયુ ને કફને આધીન છે. આ ત્રણેય ગુણો જો વધી જાય તો તેને સન્નેપાત્ત થશે ને તને ગાળો દેશે ! અક્ષરેય કોઈને ગાળ કે અપશબ્દ ના કહે એવો માણસ સન્નેપાત થાય ત્યારે શું કરે ? એટલે ભગવાને કહ્યું કે, એક જ ગુંઠાણામાં આ બધા જ પૌદ્ગલિક ગુણો ફ્રેકચર થઈ જાય એવા એ વિનાશી છે. તું કમાણી કરી કરીને કેટલા દહાડા કરીશ ? અને ત્રિદોષ થતાં જ બધા સામટા ખલાસ થઈ જશે !

દુઃખ માણસથી સહન ના થાય એટલે મગજમાં ક્રેક પડે. એને સન્નેપાત ના કહેવાય, પણ ક્રેક કહેવાય. આપણને એમ થાય કે આવું કેવું બોલે છે ? ત્યારે આપણે કહીએ કે આ એન્જિનને ક્રેક પડેલી છે, તેને દાદા પાસે વેલ્ડિંગ કરાવી લેજે. નવા એન્જિનનેય ક્રેક પડી જાય ! દુઃખ સહન ના થાય ને સાચો પુરુષ હોય તો ક્રેક થાય, નહીં તો નફ્ફટ થાય. નફ્ફટ કરતાં ક્રેક સારા, ક્રેકને તો અમે વેલ્ડિંગ કરી આપીએ એટલે એન્જિન ચાલુ થઈ જાય છે. બધાં નવાં જ એન્જિનો, લેંકેશાયરમાંથી આણેલાં, પણ હેડ ક્રેક થયેલાં તે ચાલે શી રીતે ? આ માણસોનેય

હેડમાં ક્રેક પડી જાય. તે તૃતીયમ્ જ બોલે. આપણે પૂછીએ શું ને એ બોલે શું?

એટલે આ ગુણોની કશી કિંમત જ નથી. બાસમતીનો સુંદર ભાત હોય પણ તેનું બીજા દહાડે શું થાય ? ગંધાઈ ઊઠે ! તે આ પૌદ્ગલિક ગુણો ગંધાઈ ઊઠશે. શેઠ બહુ દયાળુ દેખાય પણ કો'ક દહાડો નોકર પર ચીડાય, ત્યારે નિર્દયતા નીકળે. તે આપણાથી જોવાય નહીં. માટે આ સમજવા જેવી વાત છે !

## જ્ઞાનીની વિરાધના એટલે જ...

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીની વિરાધના પૂર્વભવમાં કરી હોય તો એનું પરિણામ શું આવે ? આ બધાં લક્ષણો મારામાં છે તો એને ક્ષમા આપી શકાય કે એ ભોગવવું જ પડે ?

**દાદાશ્રી :** જ્ઞાની તો એમની પોતે બધી દવા કરી જ દે. જ્ઞાની તો કરુણાળુ હોય. એટલે એ પોતાના હાથની સત્તાની હોય એટલી દવા તો પાઈ જ દે બધાને. પણ એમના સત્તાની બહારની વસ્તુ તો ભોગવ્યે જ છૂટકો છે. કારણ કે વિસર્જન કુદરતના હાથમાં છે.

**પ્રશ્નકર્તા :** વિરાધનાનો પસ્તાવો થયા કરે છે.

**દાદાશ્રી :** એનો પસ્તાવો થાય, દુઃખ વેદે, ભોગવવું પડે, અસમાધિ થયા કરે, એનો પાર જ ના આવે. એ છોડે જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** એનો પાર જ નહીં આવે એમ, દાદા ?

**દાદાશ્રી :** પાર નહીં આવે એનો અર્થ એ કે એ કંઈ બે-ચાર દહાડામાં ખાલી થઈ જાય એવી વસ્તુ ના હોય. કોઈ માણસની આ રૂમ જેવડી ટાંકી હોય ને કોઈની આખા 'બિલ્ડિંગ' જેવડી ટાંકી હોય. એમાં શું ફેર નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ખાલી તો થશે જ ને ?

**દાદાશ્રી :** ખાલી થશે. ખાલી થશે એમ માનીને આપણે ચાલ્યા

કરવાનું, પણ ફરી એવી ભૂલ થવી ના જોઈએ. નહીં તો એ પાઈપ બંધ થઈ જશે. ફરી જો ભૂલ થવાની હોય તો ત્રણ ઉપવાસ કરવા. પણ વિરાધના ના થવા દેવી !

## જ્ઞાનીના રાજીપાની ચાવી

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાન, આપની સાચી ઓળખાણ કરવા અમારે શું કરવું જોઈએ ? અને આપનો રાજીપો મેળવવા માટે અમારે કઈ રીતે પાત્રતા કેળવવી જોઈએ ?

**દાદાશ્રી :** રાજીપો મેળવવા માટે તો 'પરમ વિનય'ની જ જરૂર છે. બીજી કશી જરૂર નથી. 'પરમ વિનય'થી જ રાજીપો થાય છે. પગ દબાવવાથી રાજીપો થાય છે એવું કશું છે જ નહીં. મને ગાડીઓમાં ફેરવો તોય રાજીપો ના મળે. 'પરમ વિનય'થી જ મળે.

**પ્રશ્નકર્તા :** 'પરમ વિનય' સમજાવો.

**દાદાશ્રી :** જેમાં 'સિન્સિયારિટી' ને 'મોરાલિટી' વિશેષ હોય અને અમારી જોડે એકતા હોય, જુદાઈ ના લાગે. 'હું ને દાદા એક જ છીએ' એવું લાગ્યા કરે, ત્યાં બધી શક્તિઓ ઉત્પન્ન થઈ જાય. 'પરમ વિનય'નો અર્થ તો બહુ મોટો થાય. આપણે અહીં સત્સંગમાં આટલા બધા માણસો આવે, પણ અહીં 'પરમ વિનય'ને લઈને કાયદા વગર બધું ચાલે. 'પરમ વિનય' છે, માટે કાયદાની જરૂર પડી નથી.

અમારી આજ્ઞામાં જેમ વિશેષ રહે, તેને પરિણામ સારું રહે. એને અમારો રાજીપો પ્રાપ્ત થઈ જાય. તમે એવું પરિણામ બતાડો કે મને તમને મારી જોડે બેસાડવાનું મન થાય.



# [૧૩]

# ઘર્ષણથી ઘડતર

આપણે બ્રહ્માંડના માલિક છીએ. એટલે કોઈ જીવને ડખલ ના કરવી. બને તો હેલ્પ કરો ને ના બને તો કંઈ હરકત નથી. પણ કોઈને ડખલ ના જ થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો કે પર આત્માને પરમાત્મા ગણવો ?

**દાદાશ્રી :** ના. ગણવાનું નહીં, એ છે જ પરમાત્મા. ગણવાનું તો ગપ્પું કહેવાય. ગપ્પું તો યાદ રહે કે ના પણ રહે, આ તો ખરેખર પરમાત્મા જ છે. પણ આ પરમાત્મા વિભૂતિ સ્વરૂપે આવેલા છે. બીજું કશું છે જ નહીં. પછી ભલેને કોઈ ભીખ માંગતો હોય, પણ તેય વિભૂતિ છે અને રાજા હોય તેય વિભૂતિ છે. આપણે અહીં રાજા હોય તેને વિભૂતિ સ્વરૂપ કહે છે; ભીખ માંગતાને નથી કહેતા. મૂળ સ્વરૂપ છે, તેમાંથી વિશેષતા ઉત્પન્ન થઈ છે, વિશેષ રૂપ થયેલો છે. એટલે વિભૂતિ કહેવાય અને વિભૂતિ તે ભગવાન જ ગણાય ને ! એટલે કોઈનામાંય ડખલ તો ના જ કરવી જોઈએ. સામો ડખલ કરે તો એને આપણે સહન કરી લેવી જોઈએ, કારણ કે ભગવાન ડખલ કરે તો આપણે એને સહન કરવી જ જોઈએ.

આપણે ખરેખર આ 'વ્યવહાર સ્વરૂપ' નથી. 'આ' બધું ખાલી 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે. બાળકો જેમ રમકડાં રમે તેમ આખું જગત રમકડાં રમી રહ્યું છે ! પોતાના હિતનું કશું કરતો જ નથી. નિરંતર પરવશતાના દુઃખમાં જ રહ્યા કરે છે અને ટકરાયા કરે છે. સંઘર્ષણ ને ઘર્ષણ એનાથી આત્માની અનંત શક્તિઓ બધી ફ્રેક્ચર થઈ જાય.

નોકર પ્યાલા-રકાબી ફોડે તો અંદર સંઘર્ષણ થઈ જાય. એનું શું કારણ ? ભાન નથી, જાગૃતિ નથી કે મારું કયું ને પારકું કયું ? પારકાનું, હું ચલાવું છું કે બીજો કોઈ ચલાવે છે ?

આ જે તમને એમ લાગે છે કે 'હું ચલાવું છું', તે એમાંનું તમે કશું ચલાવતા નથી. એ તો તમે ખાલી માની બેઠા છો. તમારે જે ચલાવવાનું છે તે તમને ખબર નથી. પુરુષ થાય ત્યારે પુરુષાર્થ થાય. પુરુષ જ થયા નથી, ત્યાં સુધી પુરુષાર્થ કેમ કરીને થાય ?

વ્યવહાર શુદ્ધ થવા માટે શું જોઈએ ? 'કોમનસેન્સ કમ્પ્લીટ' જોઈએ. સ્થિરતા-ગંભીરતા જોઈએ. વ્યવહારમાં 'કોમનસેન્સ'ની જરૂર. 'કોમનસેન્સ' એટલે 'એવરીવ્હેઅર એપ્લિકેબલ'. સ્વરૂપજ્ઞાન સાથે 'કોમનસેન્સ' હોય તો બહુ દીપે.

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ' કેવી રીતે પ્રગટ થાય ?

**દાદાશ્રી :** કોઈ પોતાને અથડાય, પણ પોતે કોઈને અથડાય નહીં, એવી રીતે રહે, તો 'કોમનસેન્સ' ઉત્પન્ન થાય. પણ પોતે કોઈને અથડાવો ના જોઈએ, નહીં તો 'કોમનસેન્સ' જતી રહે ! ઘર્ષણ પોતાના તરફનું ના હોવું જોઈએ.

સામાના ઘર્ષણથી 'કોમનસેન્સ' ઉત્પન્ન થાય. આ આત્માની શક્તિ એવી છે કે ઘર્ષણ વખતે કેમ વર્તવું, એનો બધો ઉપાય બતાવી દે અને એક વખત બતાવે પછી એ જ્ઞાન જાય નહીં. આમ કરતાં કરતાં 'કોમનસેન્સ' ભેગી થાય.

આપણું વિજ્ઞાન મેળવ્યા પછી માણસ એવો રહી શકે. અગર તો સામાન્ય જનતામાં કો'ક માણસ એવી રીતે રહી શકે, એવા પુણ્યશાળી લોકો હોય છે ! પણ એ તો અમુક જગ્યાએ રહી શકે, દરેક બાબતમાં ના રહી શકે !

બધી આત્મશક્તિ જો કદી ખલાસ થતી હોય તો તે ઘર્ષણથી. સંઘર્ષથી સહેજ પણ ટકરાયા તો ખલાસ ! સામો ટકરાય તો આપણે સંયમપૂર્વક રહેવું જોઈએ ! ટકરામણ તો થવી જ ના જોઈએ. પછી

આ દેહ જવાનો હોય તો જાય, પણ ટકરામણમાં ના આવવું જોઈએ.

દેહ તો કોઈના કહેવાથી જતો રહેતો નથી. દેહ, એ તો વ્યવસ્થિતના તાબે છે !

આ જગતમાં વેરથી ઘર્ષણ થાય છે. સંસારનું મૂળ બીજ વેર છે. જેનાં વેર અને ઘર્ષણ, બે બંધ થયાં તેનો મોક્ષ થઈ ગયો ! પ્રેમ નડતો નથી, વેર જાય તો પ્રેમ ઉત્પન્ન થાય.

મારે ખાસ ઘર્ષણ નહીં થવાનું. મને 'કોમનસેન્સ' જબરજસ્ત એટલે તમે શું કહેવા માગો છો એ તરત જ સમજાઈ જાય. લોકોને એમ લાગે કે આ દાદાનું અહિત કરી રહ્યા છે, પણ મને તરત સમજાઈ જાય કે આ અહિત અહિત નથી. સાંસારિક અહિત નથી ને ધાર્મિક અહિતેય નથી અને આત્મા સંબંધમાં અહિત છે જ નહીં. લોકોને એમ લાગે કે આત્માનું અહિત કરી રહ્યા છે, પણ અમને એમાં હિત સમજાય. એટલો આ 'કોમનસેન્સ'નો પ્રભાવ. તેથી અમે 'કોમનસેન્સ'નો અર્થ લખ્યો છે કે 'એવરીવ્હેઅર એપ્લિકેબલ.'

હાલની જનરેશનમાં 'કોમનસેન્સ' જેવી વસ્તુ જ નથી. જનરેશન ટુ જનરેશન 'કોમનસેન્સ' ઓછી થતી ગઈ છે.

આખું જગત ઘર્ષણ અને સંઘર્ષણમાં પડેલું છે. આ દિવાળીને દહાડે બધા નક્કી કરે કે આજે ઘર્ષણ નથી કરવું. માટે તે દહાડે સારું સારું ખાવાનું મળે, સારાં સારાં કપડાં પહેરવાનાં મળે, બધું જ સારું સારું મળે. જ્યાં જાવ ત્યાં 'આવો, આવો' કરે એવો પ્રેમ મળે. સંઘર્ષ ના હોય તો પ્રેમ રહે. ખરું-ખોટું જોવાની જરૂર જ નથી. વ્યવહારિક બુદ્ધિ વ્યવહારમાં તો કામ લાગે જ, પણ એ તો એની મેળે એડજસ્ટ થયેલી જ છે. પણ બીજી વિશેષ બુદ્ધિ છે, એ જ હંમેશાં સંઘર્ષ કરાવે છે !

**પ્રશ્નકર્તા :** બધા ઘર્ષણનું કારણ એ જ છે ને કે એક 'લેયર'માંથી બીજા 'લેયર'નું અંતર બહુ વધારે છે ?

**દાદાશ્રી :** ઘર્ષણ એ પ્રગતિ છે ! જેટલી માથાકૂટ થાય, ઘર્ષણ થાય, એટલો ઊંચે ચઢવાનો રસ્તો મળે. ઘર્ષણ ના થાય તો ત્યાંના ત્યાં

જ રહેશો. લોક ઘર્ષણ ખોળે છે.

**પ્રશ્નકર્તા :** ઘર્ષણ પ્રગતિને માટે છે, એમ કરીને ખોળે તો પ્રગતિ થાય ?

**દાદાશ્રી :** પણ એ સમજીને નથી ખોળતા ! ભગવાન કંઈ ઊંચે લઈ જઈ રહ્યા નથી, ઘર્ષણ ઊંચે લઈ જાય છે. ઘર્ષણ અમુક હદ સુધી ઊંચે લાવી શકે, પછી જ્ઞાની મળે તો જ કામ થાય. ઘર્ષણ તો કુદરતી રીતે થાય છે. નદીમાં પથ્થરો આમથી તેમ ઘસાઈ ઘસાઈને ગોળ થાય છે તેમ.

**પ્રશ્નકર્તા :** ઘર્ષણ અને સંઘર્ષણનો તફાવત શો ?

**દાદાશ્રી :** જીવ ના હોય તે બધાં અથડાય તે ઘર્ષણ કહેવાય ને જીવવાળાં અથડાય ત્યારે સંઘર્ષણ થાય.

**પ્રશ્નકર્તા :** સંઘર્ષણથી આત્મશક્તિ રૂંધાય છે ને ?

**દાદાશ્રી :** હા, ખરી વાત છે. સંઘર્ષ થાય તેનો વાંધો નથી, 'સંઘર્ષ આપણે કરવો છે' એવો ભાવ કાઢી નાખવાનું હું કહું છું. 'આપણે' સંઘર્ષ કરવાનો ભાવ ના હોય, પછી ભલેને 'ચંદુલાલ' સંઘર્ષ કરે. આપણે ભાવ રૂંધે એવું ના હોવું જોઈએ !

દેહની અથડામણ તો થઈ હોય ને વાગ્યું હોય તો દવા કરાવે કે મટી જાય. પણ ઘર્ષણ અને સંઘર્ષણથી જે મનમાં ડાઘ પડ્યા હોય, બુદ્ધિના ડાઘ પડ્યા હોય તેને કોણ કાઢે ? હજારો અવતારેય ના જાય.

**પ્રશ્નકર્તા :** વધારે પડતું ઘર્ષણ આવે તો જડતા આવી જાય ને ?

**દાદાશ્રી :** જડતા તો આવી જાય પણ શક્તિયે ખલાસ થઈ જાય. અનંત શક્તિ એને લીધે દેખાતી નથી. શક્તિ અનંત છે, પણ ઘર્ષણથી બધી ખલાસ થઈ ગઈ છે ! ભગવાન મહાવીરને એકુય ઘર્ષણ થયું નહોતું. જન્મ્યા ત્યારથી તે ઠેઠ સુધી ! અને આપણે તો પચાસ હજાર, લાખ થવાં જોઈએ, તેને બદલે કરોડો થયાં, તેનું શું ? અરે દહાડામાંય વીસ-પચ્ચીસ વખત તો હોય જ. અમથો અમથોય આંખ ઊંચી થઈ જાય કે ઘર્ષણ, બીજા ઉપર કંઈ અવળો ભાવ થયો એ બધું ઘર્ષણ !!!

આ ભીંત જોડે ઘર્ષણ થાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** માથું ફૂટી જાય.

**દાદાશ્રી :** એ તો જડ છે ! પેલાં તો ચેતનવાળાં જોડે ઘર્ષણ તે શું થાય ? ઘર્ષણ એકલું ના હોય તો માણસ મોક્ષે જાય. કોઈ શીખી ગયો કે મારે ઘર્ષણમાં આવવું જ નથી. તો પછી એને વચ્ચે ગુરુની કે કોઈનીય જરૂર નથી. એક-બે અવતારે સીધો મોક્ષે જાય. 'ઘર્ષણમાં આવવું જ નથી' એવું જો એની શ્રદ્ધામાં બેસી ગયું ને નક્કી જ કર્યું. તો ત્યારથી જ સમકિત થઈ ગયું ! એટલે જો કદી કોઈને સમકિત કરવું હોય તો અમે ગેરન્ટી આપીએ છીએ કે જાવ, ઘર્ષણ નહીં કરવાનું નક્કી કરો ત્યારથી સમકિત થઈ જશે !

**પ્રશ્નકર્તા :** ઘર્ષણ અને સંઘર્ષણથી મન અને બુદ્ધિ ઉપર ઘા પડે?

**દાદાશ્રી :** અરે ! મન ઉપર, બુદ્ધિ ઉપર તો શું, આખા અંતઃકરણ ઉપર ઘા પડ્યા કરે અને તેની અસર શરીર પર પણ પડે! એટલે ઘર્ષણથી તો કેટલી બધી મુશ્કેલી છે !

**પ્રશ્નકર્તા :** ઘર્ષણ ના થાય એ સાચો અહિંસક ભાવ પેદા થયો ગણાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું નથી ! પણ આ દાદા પાસે જાણ્યું કે આ ભીંત જોડે ઘર્ષણ કરવાથી આટલો ફાયદો, તો ભગવાન જોડે ઘર્ષણ કરવામાં કેટલો ફાયદો ? એટલું જાણવાથી જ પરિવર્તન થયા કરે!

અહિંસા તો પૂરેપૂરી સમજાય એવી નથી અને પૂરી રીતે સમજવી બહુ ભારે છે. એના કરતાં આવું પકડ્યું હોય ને કે 'ઘર્ષણમાં ક્યારેય ન આવવું.' એટલે પછી શું થાય કે શક્તિઓ અનામત રહ્યા કરે ને દહાડે દહાડે શક્તિઓ વધ્યા જ કરે. પછી ઘર્ષણથી જતી ખોટ ના જાય!

વખતે ઘર્ષણ થઈ જાય તો ઘર્ષણની પાછળ આપણે પ્રતિક્રમણ કરીએ તો એ ભૂંસાઈ જાય. એટલે આ સમજવું જોઈએ કે અહીં આગળ ઘર્ષણ થઈ જાય છે, તો ત્યાં પ્રતિક્રમણ કરવું જોઈએ. નહીં તો બહુ જોખમદારી છે. આ જ્ઞાનથી મોક્ષે તો જશો, પણ ઘર્ષણથી મોક્ષે જતાં

વાંધા બહુ આવે ને મોડું થાય !

આ ભીંતને માટે અવળા વિચાર આવે તો વાંધો નથી, કારણ એકપક્ષી ખોટ છે. જ્યારે જીવતા માટે એક અવળો વિચાર આવ્યો કે જોખમ છે. બન્ને પક્ષી ખોટ જાય. પણ આપણે એની પાછળ પ્રતિક્રમણ કરીએ તો બધા દોષો જાય. એટલે જ્યાં જ્યાં ઘર્ષણ થાય છે, ત્યાં આગળ પ્રતિક્રમણ કરો એટલે ઘર્ષણ ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઘર્ષણ કોણ કરાવે છે, જડ કે ચેતન ?

**દાદાશ્રી :** પાછલાં ઘર્ષણ જ ઘર્ષણ કરાવે છે ! જડ કે ચેતનનો આમાં સવાલ જ નથી. આત્મા આમાં હાથ ઘાલતો જ નથી. આ બધું ઘર્ષણ પુદ્‌ગલ જ કરાવે છે. પણ જે પાછલાં ઘર્ષણ છે તે ફરી ઘર્ષણ કરાવડાવે છે. જેને પાછલાં ઘર્ષણ પૂરાં થઈ ગયાં છે, તેને ફરી ઘર્ષણ ન થાય. નહીં તો ઘર્ષણને એના ઉપરથી ઘર્ષણ, એના ઉપરથી ઘર્ષણ એમ વધ્યા જ કરે.

પુદ્‌ગલ એટલે શું કે એ તદ્દન જડ નથી. એ મિશ્ર ચેતન છે. આ વિભાવિક પુદ્‌ગલ કહેવાય છે. વિભાવિક એટલે વિશેષ ભાવે પરિણામ પામેલું પુદ્‌ગલ, એ બધું કરાવડાવે છે ! જે શુદ્ધ પુદ્‌ગલ છે એ પુદ્‌ગલ આવું તેવું ના કરાવડાવે. આ પુદ્‌ગલ તો મિશ્ર ચેતન થયેલું છે. આત્માનો વિશેષભાવ અને આનો વિશેષભાવ બે ભેગા થઈને ત્રીજું રૂપ થયું-પ્રકૃતિ સ્વરૂપ થયું. એ બધું ઘર્ષણ કરાવે છે !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો, ઘર્ષણથી શક્તિઓ બધી ખલાસ થઈ જાય. તો જાગૃતિથી શક્તિ પાછી ખેંચાશે ખરી ?

**દાદાશ્રી :** શક્તિઓ ખેંચવાની જરૂર નથી. શક્તિઓ તો છે જ. હવે ઉત્પન્ન થાય છે. પૂર્વે જે ઘર્ષણ થયેલાં હતાં ને તે ખોટ ગયેલી, તે જ પાછી આવે છે. પણ હવે જો નવું ઘર્ષણ ઊભું કરીએ તો પાછી શક્તિ જતી રહે, આવેલી શક્તિ પણ જતી રહે ને પોતે ઘર્ષણ ન જ થવા દે તો શક્તિ ઉત્પન્ન થયા કરે !



[૧૪]

## પ્રતિકૂળતાની પ્રીતિ

**પ્રશ્નકર્તા :** દરેકને અનુકૂળ સંયોગો જ જોઈએ, એવું કેમ ?

**દાદાશ્રી :** અનુકૂળ એટલે સુખ, જેમાં શાતા થાય એ અનુકૂળ. અશાતા થાય એ પ્રતિકૂળ. આત્માનો સ્વભાવ આનંદવાળો છે, એટલે એને પ્રતિકુળતા જોઈએ જ નહીંને ! એટલે નાનામાં નાનો જીવ હોય, તેય અનુકૂળ ના આવે તો ખસી જાય !

એટલે છેલ્લી વાત એ સમજી લેવાની છે કે પ્રતિકૂળ અને અનુકૂળ એક કરી નાખો. વસ્તુમાં કશો માલ નથી. આ રૂપિયાના સિક્કામાં આગળ રાણી હોય ને પાછળ લખેલું હોય એના જેવું છે. એવી રીતે આમાં કશું જ નથી. અનુકૂળ ને પ્રતિકૂળ બધી કલ્પનાઓ જ છે.

તમે શુદ્ધાત્મા થયા, એટલે પછી અનુકૂળેય ના હોય ને પ્રતિકૂળેય ના હોય. આ તો જ્યાં સુધી આરોપિત ભાવ છે ત્યાં સુધી સંસાર છે ને ત્યાં સુધી જ અનુકૂળ ને પ્રતિકૂળનો ડખો છે. હવે તો જગતને જે પ્રતિકૂળ લાગે તે આપણને અનુકૂળ લાગે. આ પ્રતિકૂળ આવે ત્યારે જ આપણને ખબર પડે કે પારો ચઢ્યો છે કે ઊતર્યો છે.

આપણે ઘેર આવ્યા ને આવતાંની સાથે જ કંઈક ઉપાધિ ઊભી થઈ ગઈ, તો આપણે જાણીએ કે આપણને હજુ ઊંચાં-નીચાં પરિણામ વર્તે છે. નહીં તો મહીં ઠંડક થઈ ગઈ છે, એવુંય ખબર પડે. તે પારાશીશી જોઈએ ને ? તે પારાશીશી વેચાતી બજારમાં મળે નહીં; આપણે ઘેર એકાદ હોય તો સારું. અત્યારે આ કળિયુગ છે, દુષમકાળ

છે, એટલે 'પારાશીશીઓ' ઘરમાં બે-ચાર હોય જ, એક ના હોય ! નહીં તો આપણું માપ કોણ કાઢી આપે ? કો'કને ભાડે રાખીએ તોય ના કરે ! ભાડૂતી આપણું અપમાન કરે, પણ એનું મોઢું ચઢેલું ના હોય એટલે આપણે જાણીએ કે આ બનાવટી છે ! ને પેલું તો 'એક્ઝેક્ટ' ! મોઢું-બોઢું ચઢેલું, આંખો લાલ થઈ ગયેલી તે પૈસા ખર્ચીને કરે તોય એવું ના થાય, ને આ તો મફતમાં આપણને મળે છે !

આ સંસાર આંખ્યે દેખ્યો રૂપાળો લાગે એવો છે. એ છૂટે શી રીતે ? માર ખાય ને વાગે તોય પાછું ભૂલી જવાય. આ લોકો કહે છે ને કે વૈરાગ્ય રહેતો નથી, તે શી રીતે રહે ?

ખરી રીતે સંયોગ અને શુદ્ધાત્મા સિવાય બીજું કશું છે જ નહીં. સંયોગો પાછા બે પ્રકારના-પ્રતિકૂળ અને અનુકૂળ. એમાં અનુકૂળનો વાંધો ના આવે; પ્રતિકૂળ એકલા જ હેરાન કરે. એટલા જ સંયોગોને આપણે સાચવી લેવાનું. અને સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. એટલે એનો ટાઈમ થાય એટલે હેંડતો થાય. આપણે એને બેસ બેસ કહીએ તોય ના ઊભો રહે !

નઠારા સંયોગ વધારે રહે નહીં. લોકો દુઃખી કેમ છે ? કારણ કે નઠારા સંયોગોને સંભારી સંભારીને દુઃખી થાય છે. એ ગયો, હવે શું કામ કાંણ માંડી છે ? દાઝે તે વખતે રડતો હોય, તો વાત જુદી છે. પણ હવે તો તને મટવાની તૈયારી થઈ, તોય બૂમો પાડે કે જુઓ, 'હું દાઝયો, હું દાઝયો !' કર્યા કરે.

તમારેય હવે સંયોગો એકલા રહ્યા છે. મીઠા સંયોગો તમને વાપરતાં નથી આવડતા. મીઠા સંયોગો તમે વેદો છો, એટલે કડવા પણ વેદવા પડે છે. પણ મીઠાને 'જાણો', તો કડવામાં પણ 'જાણવાપણું' રહેશે ! પણ તમને હજુ પહેલાંની આદતો જતી નથી, તેથી વેદવા જાવ છો. આત્મા વેદતો જ નથી, આત્મા જાણ્યા જ કરે છે. જે વેદે છે તે ભ્રાંત આત્મા છે, પ્રતિષ્ઠિત આત્મા છે. તેનેય આપણે જાણવું કે 'ઓહોહો ! આ પ્રતિષ્ઠિત આત્મા જલેબીમાં તન્મયાકાર થઈ ગયો છે.'

મહાવીર ભગવાને એમના શિષ્યોને શિખવાડ્યું કે તમે બહાર જાવ છો ને લોકો એકાદ લાકડી મારે તો આપણે એમ સમજવું કે લાકડી એકલી જ મારી ને ? હાથ તો નથી ભાંગ્યો ને ? એટલી તો બચત થઈ! એટલે આ જ લાભ માનજો. કોઈ એક હાથ ભાંગે તો, બીજો તો નથી ભાંગ્યો ને ? બે હાથ કાપી નાખ્યા, ત્યારે કહે પગ તો છે ને ? બે હાથ ને બે પગ કાપી નાખે તો કહેવું કે હું જીવતો તો છું ને ? આંખે તો દેખાય છે ને ? લાભાલાભ ભગવાને દેખાડ્યું. તું રડીશ નહીં; હસ, આનંદ પામ. વાત ખોટી નથી ને ?

ભગવાને સમ્યક્ દૃષ્ટિથી જોયું, જેથી નુકસાનમાં પણ નફો દેખાય.

## છૂટકારાની ચાવી શી ?

આ જગતનો કાયદો શો છે ? કે શક્તિવાળો અશક્તિવાળાને મારે. કુદરત તો શક્તિવાળો કોને બનાવે છે કે પાપ ઓછાં કર્યાં હોય, તેને શક્તિવાળો બનાવે છે અને પાપ વધારે કર્યાં હોય, તેને અશક્તિવાળો બનાવે છે.

જો તમારે છૂટકારો મેળવવો હોય તો એક ફેરો માર ખાઈ લો. મેં આખી જિંદગી એવું જ કર્યું છે. ત્યાર પછી મેં તારણ કાઢ્યું કે મને કોઈ જાતનો માર રહ્યો નહીં, ભય પણ રહ્યો નહીં. મેં આખું 'વર્લ્ડ' શું છે, એનું તારણ કાઢ્યું છે. મને પોતાને તો તારણ મળી ગયું છે, પણ હવે લોકોને પણ તારણ કાઢી આપું છું.

એટલે જ્યારે ત્યારે તો આ લાઈન ઉપર આવવું જ પડશે ને? કાયદો કોઈને છોડતો નથી. જરાક ગુનો કર્યો કે ચાર પગ થઈને ભોગવવું પડશે. ચાર પગમાં પછી સુખ લાગે કંઈ ?

ગુના માત્ર બંધ કરો. અહિંસાથી તમને કોઈ પણ જાતનો માર પડવાનો ભય રહેશે નહીં. કોઈ મારશે, કોઈ કૈડી ખાશે એટલોય ભય રાખશો નહીં. આ રૂમ આખો સાપથી ભરેલો હોય તોય પણ પેલો અહિંસક પુરુષ મહીં પેસે તો સાપ ઉપરાછાપરી ચઢી જાય, પણ એમને

અડે નહીં !

માટે ચેતીને ચાલજો. આ જગત બહુ જ જુદી જાતનું, તદ્દન ન્યાય સ્વરૂપ છે ! જગતનું તારણ કાઢીને અનુભવના સ્ટેજ ઉપર લઈએ, ત્યારે જ કામ થાય ને ? 'આનું શું પરિણામ આવશે ?' એની 'રિસર્ચ' કરવી પડશે ને ?

**પ્રશ્નકર્તા :** માર ખાધા પછી 'રિસર્ચ' ઉપર જાય છે ને ?

**દાદાશ્રી :** હા, ખરી 'રિસર્ચ' તો માર ખાધા પછી જ થાય. માર આપ્યા પછી 'રિસર્ચ' ના થાય.

## જગત નિર્દોષ - નિશ્ચયથી, વ્યવહારથી !

**દાદાશ્રી :** લોકોને, પોતાના દોષ દેખાતા નહીં હોય ને ?

**પ્રશ્નકર્તા :** ના દેખાય.

**દાદાશ્રી :** કેમ ? એનું શું કારણ હશે ? આટલા બધા બુદ્ધિશાળી લોકો છે ને ?

**પ્રશ્નકર્તા :** બીજાના બધા દોષ દેખાય.

**દાદાશ્રી :** એય સાચા દોષ નથી દેખાતા. પોતાની બુદ્ધિથી માપી માપીને સામાના દોષ કાઢે. આ જગતમાં અમને તો કોઈનોય દોષ દેખાતો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, આખું જગત નિર્દોષ છે. એ 'રિયલ' ભાવે બરોબર છે, પણ 'રિલેટિવ' ભાવે તો એ વસ્તુમાં દોષ રહ્યા કરે જ ને?

**દાદાશ્રી :** હા, પણ આપણે હવે 'રિલેટિવ'માં રહેવા માગતા જ નથી ને ? આપણે તો 'રિયલ' ભાવમાં જ રહેવું છે. 'રિલેટિવ' ભાવ એટલે સંસારભાવ. તમને 'રિલેટિવ'માં ગમે છે કે 'રિયલ'માં ?

**પ્રશ્નકર્તા :** 'રિયલ'માં જ ગમે છે, દાદા ! પણ રહેવું પડે બન્નેમાં ને ? અમે નિશ્ચયથી સમજીએ કે બધા નિર્દોષ જ છે, પણ

જ્યારે વ્યવહારમાં ઘણી વખત પેલું જોવું પડે ને ?

**દાદાશ્રી :** ના, વ્યવહાર એમ નથી કહેતો કે સામાના દોષ જોવા પડે. વ્યવહારમાં તો 'અમે' રહીએ જ છીએ ને ? છતાં અમને જગત નિર્દોષ જ દેખાયા કરે છે.

જગતમાં દોષિત કોઈ છે જ નહીં. દોષિત દેખાય છે એ આપણી જ ભૂલ છે. છતાં આટલી બધી કોર્ટો, વકીલો, સરકાર, બધાં દોષિત જ કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** આપણે કેવી રીતે ગણવાનું ? વ્યવહારથી તો દોષિત છે જ ને ?

**દાદાશ્રી :** વ્યવહારથી કોઈ દોષિત નથી.

શુદ્ધ વ્યવહારથી કોઈ દોષિત છે જ નહીં. નિશ્ચયથી બધા શુદ્ધાત્મા થયા, એટલે એમને દોષ હોય જ નહીં ને ?

અને દોષિત હોત તો મહાવીરને કો'ક દોષિત દેખાત, પણ ભગવાનને કોઈ દોષિત ના દેખાયું. આવડા આવડા માંકણ કરડતા હતા, પણ તે દોષિત ના દેખાયા.

## દોષદર્શન, ઉપયોગથી !

**પ્રશ્નકર્તા :** યાદ કરીને પાછલા દોષ જોઈ શકાય ?

**દાદાશ્રી :** પાછલા દોષ ઉપયોગથી જ ખરેખર દેખાય. યાદ કરવાથી ના દેખાય. યાદ કરવામાં તો માથું ખંજવાળવું પડે. આવરણ આવે એટલે યાદ કરવું પડે ને ? આ ચંદુભાઈ જોડે ભાંજગડ થઈ હોય તો, આ ચંદુભાઈનું પ્રતિક્રમણ કરે તો ચંદુભાઈ હાજર થઈ જાય જ. એ ઉપયોગ જ મૂકવાનો. આપણા માર્ગમાં યાદ કરવાનું તો કશું છે જ નહીં. યાદ કરવાનું, એ તો 'મેમરી'ને આધીન છે.

**પ્રશ્નકર્તા :** 'મેમરી' એટલે બુદ્ધિને આધીન કહેવાય ?

**દાદાશ્રી :** 'મેમરી' એટલે આવરણ મોટું હોય, તો એક કલાક

સુધી યાદ ના આવે, એ મોટું વાદળ આવેલું હોય ને કોઈ ફેરો પાંચ મિનિટમાંય દેખાઈ જાય, બે મિનિટમાંય દેખાઈ જાય. આવો યાદગીરીનો અનુભવ તમને નથી આવતો ?

**પ્રશ્નકર્તા :** આવે છે.

**દાદાશ્રી :** ઘણી વખત તો કલાકો સુધી ઠેકાણું ના પડે. હવે નિયમ એવો છે કે એકાગ્રતાથી આવરણ તૂટે. જે આવરણ અડધા કલાકનું હોય, તે એકાગ્રતાથી પાંચ મિનિટમાં પતી જાય.



## [૧૫]

## ઉપયોગસહિત ત્યાં જ 'જાગૃતિ', ઉપયોગરહિત એ 'મીકેનિકલ' !

**પ્રશ્નકર્તા :** 'મીકેનિકલ' અને 'જાગૃતિપૂર્વક', એ બે વચ્ચેનો ફરક સમજાવો.

**દાદાશ્રી :** આખું જગત બધું ઊંઘમાં ચાલે છે. એ બધું 'મીકેનિકલ' કહેવાય. એને ભાવનિદ્રા કહી. આ ભાવનિદ્રાવાળા તે બધા 'મીકેનિકલ' છે તેમ કહેવાય. હવે દરેક માણસ એના ધંધામાં, નફા-ખોટમાં જાગૃત ખરા કે નહીં ? એટલે ધંધો કરે તેમાં જાગૃતિપૂર્વક હોય અને બસમાં બેસતી વખતે માણસ જાગૃત ખરો કે નહીં ? ત્યાં 'મીકેનિકલ' ના હોય, જાગૃતિપૂર્વક હોય. હવે જગત આને જાગૃતિપૂર્વક કહે છે. ખરેખર તો આય 'મીકેનિકલ' જ છે.

આ ફોરેનમાં ઘણું ખરું માણસ બધું 'મીકેનિકલ' જ કહેવાય. આ જાનવરો-તિર્યંચો, એ બધાં 'મીકેનિકલ' કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** આ દેવલોકો પણ 'મીકેનિકલ' કહેવાય ને ?

**દાદાશ્રી :** દેવલોકો 'મીકેનિકલ' ના કહેવાય. એમને જાગૃતિ ખરી. કેટલાક દેવલોકો તો એવા છે કે જેમને પોતે 'મીકેનિકલ'માં રહે છે એવું પોતાને ખબર પડે. એટલે એમને એનો કંટાળો આવે કે આવી અવસ્થા ના હોવી જોઈએ. બધા દેવલોકો આવા હોતા નથી. એમાં કેટલાક તો એવા હોય છે કે બસ મસ્તાન થઈને ફર્યા કરે. એ 'મીકેનિકલ' કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ પદો બોલતા હોય તે વખતે શબ્દો બોલે પોતે

પણ ભાવ બીજે હોય તે શું કહેવાય ?

**દાદાશ્રી :** એ બધું 'મીકેનિકલ' કહેવાય. 'મીકેનિકલ' એટલે ઉપયોગરહિત અને ઉપયોગપૂર્વક કાર્ય થાય એ જાગૃતિ કહેવાય.

ઉપયોગ બે પ્રકારના : એક શુભ ઉપયોગ હોય ને બીજો શુદ્ધ ઉપયોગ. જગતમાં શુદ્ધ ઉપયોગ ના હોય. પણ શુભાશુભ ઉપયોગ હોય અને કોઈનો અશુદ્ધ ઉપયોગેય હોય. આ અશુભ ઉપયોગ અને અશુદ્ધ ઉપયોગને ઉપયોગ ગણાતો નથી. શુભ ઉપયોગને અને શુદ્ધ ઉપયોગને જ ઉપયોગ ગણાય. પેલા તો ખાલી ઓળખવા માટે જ કહેવાય કે આ કઈ જાતનો ઉપયોગ છે. અશુભ ઉપયોગ અને અશુદ્ધ ઉપયોગ એ બધા 'મીકેનિકલ' છે અને શુભ ઉપયોગમાં અંશ જાગૃતિ હોય. આ ભવ ને પરભવનું હિત શામાં એવી જાગૃતિ હોય.

પોતાના ઘરની બાબતમાં, ધંધાની બાબતમાં, બીજી કોઈ બાબતમાં જાગૃતિ હોય, પણ એ જાગૃતિ એટલામાં જ વર્તે. અને બીજે બધે ઊંઘે. પણ ખરી રીતે આ જાગૃતિનેય 'મીકેનિકલ' જ કહેવાય.

'મીકેનિકલ' ક્યારે છૂટે ? પોતાનું હિત અને અહિત, બે નિરંતર જાગૃતિમાં હોય ત્યારે 'મીકેનિકલ' છૂટે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, હિત ને અહિત, બન્ને ભૌતિકમાં આવે ને ?

**દાદાશ્રી :** એવું નથી, શુભમાર્ગમાં પણ જાગૃતિ કહેવાય. પણ તે ક્યારે ? આ ભવમાં અને પરભવમાં લાભકારી થાય એવું શુભ હોય, ત્યારે એને જાગૃતિ કહેવાય. નહીં તો એ દાન આપતો હોય, સેવા કરતો હોય, પણ આગળની જાગૃતિ એને કશી જ ના હોય. જાગૃતિપૂર્વક બધી ક્રિયા કરે તો આવતા ભવનું હિત થાય. નહીં તો ઊંઘમાં બધુંય જાય. આ દાન કર્યું, તે બધું ઊંઘમાં ગયું ! જાગતાં ચાર આનાય જાય તો બહુ થઈ ગયું ! આ દાન આપે ને મહીં અહીંની કીર્તિની ઇચ્છા હોય તો તે બધું ઊંઘમાં ગયું. પરભવના હિતને માટે જે દાન અહીં આપવામાં આવે છે એ જાગતો કહેવાય. હિતાહિતનું ભાન એટલે 'પોતાનું હિત

શેમાં છે ને પોતાનું અહિત શેમાં છે' એ પ્રમાણે જાગૃતિ રહે તે ! આવતા ભવનું કંઈ ઠેકાણું ના હોય ને અહીં દાન આપતો હોય તેને જાગૃત કઈ રીતે કહેવાય?

આ તો એક-એક શબ્દ જો સમજે, અર્થ જ સમજે, 'ફૂલ ડેફિનેશન' સમજે, તો કામ કાઢી નાખે એવા વીતરાગોના શબ્દો છે !

## શુદ્ધ ઉપયોગનો અભ્યાસ

સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ પછી તમારે કરવાનું શું ?

તમારે હવે ઉપયોગ રાખવાનો. અત્યાર સુધી આત્માનો 'ડાયરેક્ટ' શુદ્ધ ઉપયોગ હતો જ નહીં. પ્રકૃતિ જેમ નચાવતી હતી, તેમ તમે નાચતા હતા. અને પાછા કહો કે હું નાચ્યો ! મેં આ દાન કર્યું, મેં આમ કર્યું, તેમ કર્યું, આટલી સેવા કરી! હવે તમને આત્મા પ્રાપ્ત થયો, એટલે તમારે ઉપયોગમાં રહેવાનું. હવે તમે પુરુષ થયા ને તમારી પ્રકૃતિ જુદી પડી ગઈ. પ્રકૃતિ એનો ભાગ ભજવ્યા વગર રહેવાની નહીં, એ છોડવાની નથી. અને તમારે પુરુષે પુરુષાર્થમાં રહેવાનું એટલે કે પુરુષે પુરુષાર્થ કરવાનો. 'જ્ઞાની પુરુષે' આજ્ઞા આપી હોય તેમાં રહેવાનું. ઉપયોગમાં રહેવાનું.

ઉપયોગ એટલે શું ? આમ બહાર નીકળ્યા ને આમ ગધેડાં જતાં હોય, કૂતરાં જતાં હોય, બિલાડાં જતાં હોય ને આપણે જોઈએ નહીં ને એમ ને એમ ચાલ્યા કરીએ, તો આપણો ઉપયોગ નકામો ગયો કહેવાય. તેમાં તો ઉપયોગ દઈને તેમાં આત્મા જોતાં જોતાં જઈએ તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય. આવો શુદ્ધ ઉપયોગ એક કલાક જો રાખે તેને ઈન્દ્રનો અવતાર આવે એટલી બધી કીંમતી વસ્તુ છે એ !

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ઉપયોગ વ્યવહારમાં, ધંધામાં રહી શકે ખરો ?

**દાદાશ્રી :** વ્યવહારને ને શુદ્ધ ઉપયોગને લેવાદેવા જ નથી. ધંધો કરતો હોય કે ગમે તે કરતો હોય, પણ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, પોતે પુરુષ થયા પછી શુદ્ધ ઉપયોગ થાય. સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ પહેલાં

કોઈને શુદ્ધ ઉપયોગ થાય નહીં. હવે તમે શુદ્ધ ઉપયોગ કરી શકો.

**પ્રશ્નકર્તા :** એટલે ગધેડાને આપણે પરમાત્મા તરીકે જોઈએ, પરમાત્મા માનીએ તો.....

**દાદાશ્રી :** ના, ના. પરમાત્મા માનવાના નહીં, પરમાત્મા તો મહીં બેઠા છે તે પરમાત્મા અને બહાર બેઠો છે એ ગધેડો છે. એ ગધેડા ઉપર આપણે ગૂણી મૂકીને અને મહીંલા પરમાત્મા જોઈને ચાલવાનું.

વહુમાં પરમાત્મા જોઈને વ્યવહાર રાખવાનો. નહીં તો બાયડી પૈણેલા હોય તે, શું ત્યારે બાવા થઈ જાય ? આ જુવાન છોકરાઓ શું બાવા થઈ જાય ? ના, ના, બાવા થવાનું નથી. મહીં ભગવાન જુઓ. ભગવાન શું કહે છે ? મારાં દર્શન કરો. મને બીજી કંઈ પીડા નથી. મને કંઈ વાંધો નથી. વ્યવહાર વ્યવહારમાં વર્તે છે, તેમાં તમે મને જુઓ, શુદ્ધ ઉપયોગ રાખો.

**પ્રશ્નકર્તા :** પેકિંગને પીડા થાય તેનું શું ?

**દાદાશ્રી :** એ પીડા કોઈનેય થતી નથી. ગધેડા ઉપર ગૂણી મૂકો તોય એને પીડા નથી થતી અને ના મૂકો તોય પીડા નથી થતી. ગધેડાને તો અમે બહુ સારી રીતે ઓળખીએ. અમે કંટ્રાક્ટરનો ધંધો કરીએ એટલે અમારે ત્યાં બસેં બસેં ગધેડા કામ કરવા આવે. આમ આમ કાન પાડી દે, એટલે અમે સમજીએ કે આટલું બધું વજન ઊંચક્યું છે તોય પણ એ એની મસ્તીમાં જ છે ! એની મસ્તી એ જાણે. તમને શી ખબર પડે તે !!

## ઉપયોગ જાગૃતિ

**પ્રશ્નકર્તા :** આ રેશમનો કીડો છે, તે મહેનત કરીને કોશેટો બનાવે છે અને પછી પોતે જ એમાં ફસાય છે ! પછી બહાર નીકળવા માટે એને કોશેટાની માયા છેદવી પડે છે. હવે એનાં કેટલાં લેયર્સ છે ? આ બધાં...

**દાદાશ્રી :** લેયર્સ-બેયર્સ કશું જ નથી, ખાલી ભડકાટ જ છે !

આ મેં તમને જ્ઞાન આપ્યું ને એટલે હવે તમે શુદ્ધાત્મા થયા. એટલે આ મન-વચન-કાયા અને 'ચંદુભાઈ'ના નામની જે જે માયા હોય, એ બધી 'વ્યવસ્થિત'ને તાબે છે. મહીં પ્રેરણા 'વ્યવસ્થિત' આપશે. એટલે તમારે તો 'હું શુદ્ધાત્મા છું' એમાં તમે રહો. અને આ 'ચંદુભાઈ'નું શું થયા કરે છે, 'ચંદુભાઈ' શું કરે છે એ તમે જોયા કરો. બસ આટલું થઈ ગયું એટલે 'તમે' પૂર્ણ થયા. બેઉ પોતપોતાનું કામ કર્યા કરે, 'ચંદુભાઈ' 'ચંદુભાઈ'નું કામ કરે. એમાં હવે ડખલ ના કરો, એટલે તમે કોશેટાની બહાર નીકળી ગયા. એક જ દહાડો 'તમે' ડખલ ના કરો, તો તમને સમજાશે કે 'ઓહોહો ! હું કોશેટાની બહાર નીકળી ગયો.'

એક જ દહાડો રવિવારે તમે આનો અખતરો તો કરી જુઓ. તમે જે પાંચ (ઈન્દ્રીઓના) ઘોડાઓની નાડ (લગામ) ઝાલી છે, તેને છોડી અને મને ઝાલવા દોને ! પછી તમે નિરાંતે રથમાં બેસો અને કહેવું કે, 'દાદા, આપને જેવું હાંકવું હોય તેવું હાંકો, અમે તો આ નિરાંતે બેઠા !' પછી જુઓ, તમારો રથ ખાડામાં નહીં પડે. આ તો તમને હાંકતાં આવડે નહીં ને તમે જે હાંકવા જાવ છો. તેથી 'સ્લોપ' આવે ત્યારે લગામ ઢીલી મૂકો છો અને ઊંચે ચઢવાનું આવે ત્યારે ખેંચ ખેંચ કરો છો ! તે આ બધું વિરોધાભાસી છે. બાકી મેં જે આત્મા આપ્યો છે ને, તે કોશેટાની બહાર તમે નીકળી જ ગયેલા છો !

પણ હવે ઉપયોગ તમારે ગોઠવવો પડે. એટલે આત્મા તમને આપ્યો છે પણ આત્માનો ઉપયોગ એવી વસ્તુ છે કે સ્લીપ થવાનો ઉપયોગ તો સહેજે રહે છે એને ! એટલે આ ઉપયોગ ગોઠવવાનો. એની પોતે જાગૃતિ રાખવી પડે, પુરુષાર્થ કરવો પડે. કારણ પોતે પુરુષ થયો છે !

હવે સ્લીપ થવાનો ઉપયોગ કોને કહેવાય ? એક મિલમાલિક શેઠ હતા. તે મારી જોડે જમવા બેઠા. તેમનાં વાઈફ સામાં આવીને બેઠાં. મેં કહ્યું, 'કેમ આમ તમે સામા આવીને બેઠાં છો ?' ત્યારે શેઠાણી કહે, 'આ પાંસરી રીતે રોજ જમતા નથી. તે આજ તમે આવ્યા છો, તો કંઈક પાંસરી રીતે જમે. એટલા હારું હું બેઠી છું !'

ત્યારે શેઠ કહે, 'ઊઠ, ઊઠ, તું તો અક્કલ વગરની છે.' હું સમજી ગયો બધું કે 'શેઠ કેવા હશે ?' મેં શેઠને કહ્યું, 'શેઠાણી તમારા હિતને માટે કહે છે. તમે પાંસરી રીતે જમો તો તમારું શરીર સારું રહે. ઊલટા એને અક્કલ વગરની કહીને ડફળાવો છો શું કરવા ?' ત્યારે શેઠે કહ્યું કે એની વાત તો ખરી છે. હું જ્યારે જમવા બેસું છું ત્યારે મારું ચિત્ત મિલમાં હોય છે, ત્યાં સેક્રેટરી જોડે વાતો કર્યા કરે ને અહીં આગળ આ ધોકડું ખાયા કરે ! આને સ્લીપ થયેલો ઉપયોગ કહેવાય. પછી મેં શેઠને કહ્યું, 'શેઠ, આ તમારો ઉપયોગ સ્લીપ થયો. તેનાથી શું થશે જાણો છો ? ચિત્ત 'એબ્સન્ટ' હોય તે વખતે તમે ખાવાનું ખાવ, તો 'હાર્ટફેઈલ'નાં સાધન ઊભાં થાય ! જમતી વખતે ચિત્ત 'એબ્સન્ટ' તો ક્યારેય પણ રખાય નહીં ! ત્યારે શેઠ કહે, ''મારું ચિત્ત તો 'એબ્સન્ટ' જ રહે છે, મને કંઈ રસ્તો બતાવો.'' તે પછી મેં તેમને રસ્તો બતાવ્યો કે 'કેમ કરીને ચિત્ત હાજર રહે.' હવે એ શેઠને પૈસા ગણવા આપ્યા હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ખાવાનુંય ભૂલી જાય.

**દાદાશ્રી :** તે વખતે તેમનો ઉપયોગ પૈસા ગણવામાં જ હોય. એક વાણિયાના છોકરાને નોકરીમાં છસોનો પગાર હતો. તેને મેં પૂછયું કે 'એક-એકની નોટો પગારમાં તને આપે તો તું શું કરું ?' ત્યારે એ કહે કે 'હું ગણીને લઉં !' 'અલ્યા, છસો નોટો તું ક્યારે ગણી રહે? આનો પાર ક્યારે આવે ?' ત્યારે હોરો પેણે કોઈ શિકારી હોય તે ઝાપટ મારીને ચાલતો થઈ જાય અને આ રૂપિયા ગણવામાં તું ઉપયોગ રાખે તો, તારો કેટલો ટાઈમ બગડે ? બહુ ત્યારે પાંચ રૂપિયા ઓછા નીકળશે. બીજું તો શું થશે ? અને આ લોકો ઓછી નોટો આપે જ નહીં ને ! બધા ગણી ગણીને લે છે એવું એ જાણે. આપણા જેવા તો કો'ક જ પુણ્યશાળી હોય કે જે ગણ્યા વગર લે. એટલે આપણું તો એમ ને એમ નીકળી જાય. આમાં ટાઈમ કોણ વેસ્ટ કરે ? ત્યારે એ કહે કે, 'પાંચ-પાંચ પૈસા હોય તોય હું ગણીને લઉં !' ધનભાગ છે આનાં !!! આમ ઉપયોગ વેડફાઈ જાય છે, સ્લીપ થાય છે.

શુદ્ધાત્મામાં ઉપયોગ હશે તો તે બધી જગ્યાએ હેલ્પ કરશે. ખવાય, પીવાય, ધંધો થાય ત્યાં બધે 'હેલ્પ' થશે. કારણ કે આત્મા (પ્રતિષ્ઠિત) આમાં બીજું કશું કરતો નથી, ખાલી ડખલ જ કર્યા કરે છે.

ડખલનો અર્થ શો થાય ? કોઈ પૂછે કે દહીં શી રીતે બનાવવું? તે મને શીખવાડો, મારે બનાવવું છે. તો હું એને રીત બતાડું કે દૂધ ગરમ કરીને, ઠંડું કરજે. પછી એમાં એક ચમચી દહીં નાખીને હલાવજે. પછી ઢાંકીને નિરાંતે સૂઈ જજે, પછી કશું કરતો નહીં. હવે પેલો બે વાગે રાત્રે 'યુરીન' જવા માટે ઊઠ્યો હોય, તે પાછો મહીં રસોડામાં જઈને દહીંમાં આંગળી નાખીને હલાવી જુએ કે દહીં થાય છે કે નહીં? તે ડખલ કરી કહેવાય ને તેથી સવારે દહીંનો ડખો થઈ ગયો હોય! એવી રીતે આ સંસારનો ડખો કરીને લોકો જીવે છે ! એટલે આત્માનો ઉપયોગ ખસવા ના દેવો, એનું નામ ઉપયોગ જાગૃતિ.

ઉપયોગ કોને કહેવાય ? આ દોઢ માઈલ સુધી બે બાજુ દરિયો હોય ને વચ્ચે એક જ જણ ચાલે. એટલા સાંકડા પૂલ પરથી તમને ચાલવાનું કહ્યું હોય, તો તે વખતે જે જાગૃતિ રાખો છો તેને ઉપયોગ કહેવાય. હવે તે ઘડીએ બેંકનો વિચાર આવે કે આટલી રકમ રહી છે ને આટલી ભરવાની છે, તો તેને તરત જ ખસેડી મૂકે ને જાગૃતિને પૂલ પર ચાલવામાં જ 'કોન્સેન્ટ્રેટ' કરે !

શાસ્ત્રકારોએ કહ્યું છે કે ખાતી વખતે, પીતી વખતે ઉપયોગ રાખો, દરેક કામ કરતી વખતે ઉપયોગમાં રહો. ઉપયોગ એટલે ખાતી વખતે બીજું ના હોય. ચિત્તને હાજર રાખવું, એનું નામ ઉપયોગ. આ દરિયો બેઉ બાજુ હોય ત્યાં આગળ ચિત્તને હાજર રાખે કે ના રાખે? નાનાં છોકરાંય રમવાનું બાજુએ મૂકીને જાગૃત થઈ જાય ! એય બહુ પાકાં હોય !

કોઈ દેહધારીને ઉપયોગ ના હોય એવું ના બને. પૈસા ગણતી વખતે તમે કોઈ જોઈ આવજો. તે ઘડીએ વહુ આવી હોય, છોકરી

આવી હોય તોય એને એ જુએ પણ દેખાય નહીં. પેલી બઈ કહે કે, 'તમે પૈસા ગણી રહ્યા હતા ત્યારે અમે આવ્યાં હતાં તોય તમને અમે ના દેખાયાં ?' ત્યારે એ કહે કે, 'ના, મારું લક્ષ ન હતું !!' આંખો દેખે છતાં દેખાય નહીં, એનું નામ ઉપયોગ.

અત્યારેય અમારો શુદ્ધાત્મામાં ઉપયોગ છે. તમારી જોડે વાતો કરતો હોઉં કે ગમે તે કરતો હોઉં, પણ અમારો ઉપયોગમાં ઉપયોગ રહે !! આ મન-વચન-કાયા એનું કાર્ય કરે, ત્યાં આગળેય ઉપયોગમાં ઉપયોગ રાખી શકાય.

તમારે પોતાને તો જેટલું રહે એટલું સાચું. ના રહે તો કંઈ ઓછું સૂરસાગરમાં પડાય છે ? આપણો આ સૂરસાગર તળાવ ખોળવાનો ધંધો નથી.

આત્મા અને આ પ્રકૃતિ બન્નેય જુદાં છે, સ્વભાવથી જુદાં છે. બધી રીતે જુદાં છે. સંસારમાં આત્મા બિલકુલેય વપરાતો નથી. આત્માનો પ્રકાશ એકલો જ વપરાયા કરે છે. એ પ્રકાશ ના હોય તો આ પ્રકૃતિ બિલકુલ ચાલેય નહીં. એ પ્રકાશ છે તો આ બધું પ્રકૃતિ ચાલે છે, બાકી આત્મા આમાં કશું જ કરતો નથી.



## [૧૬]

## વાત છતી સમજી જાવ ને !

**પ્રશ્નકર્તા :** ચારિત્ર કોને કહેવાય ?

**દાદાશ્રી :** 'જ્ઞાતા-દ્રષ્ટા' રહ્યો એટલો જ ભાગ ચારિત્ર કહેવાય. 'ચંદુલાલ'ને તમે જોયા જ કરો, ચંદુલાલનું મન શું કરે છે, મનમાં શું શું વિચાર આવે છે, એની વાણી શું બોલી રહી છે ! એ બધાંને 'તમે' જોયા જ કરો. આ બહાર બધા કોણ કોણ ભેગા થાય છે ! એ સ્થૂળ સંયોગો, પછી મનમાં સૂક્ષ્મ સંયોગો ને વાણીના સંયોગો, એ બધાને તમે જોયા કરો, એ તમારો આત્માનો સ્વભાવ છે અને એ જ ચારિત્ર કહેવાય ! એમાં જોવું, જાણવું ને પરમાનંદમાં રહેવું હોય અને જગતનો ભ્રાંતિનો સ્વભાવ શો છે કે જોવું, જાણવું ને દુઃખાનંદમાં રહેવું ! દુઃખ ને આનંદ, દુઃખ ને આનંદ એ બંનેનું મિક્ષ્ચર !!

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ કેવી રીતે જાય ?

**દાદાશ્રી :** 'દેહાધ્યાસ' છે ત્યાં સુધી રાગ-દ્વેષ છે, 'દેહાધ્યાસ' મટ્યો કે રાગ-દ્વેષ ગયા !

'દેહાધ્યાસ' એટલે આ દેહ તે હું છું, આ વાણી હું બોલું છું, આ મન મારું છે, એ દેહાધ્યાસ. તમારે આ બધું ગયું, એટલે દેહાધ્યાસ ગયો અને 'હું શુદ્ધાત્મા છું' એ ભાન રહ્યું એટલે પછી વીતરાગ કહેવાય. છતાં રાગ-દ્વેષ જે દેખાય છે, તે તો થયા જ કરવાના; તેને ભગવાને ચારિત્રમોહ કહ્યો. મૂળ મોહ, દ્દષ્ટિમોહ ઊડી ગયો. જે ઊંધો જ ચાલી રહ્યો હતો, તે હવે છતો ચાલવા માંડ્યો. દ્દષ્ટિ છતી થઈ ગઈ. પણ પહેલાંનાં જે પરિણામ છે, તે મોહ, પરિણામી મોહ તો હજુ આવે.

એને વર્તન મોહ કહેવાય. લોક તમને દેખાડેય ખરાં કે આ તમારો મોહ ભરેલો છે ને તેને આપણે 'હા' પાડવી પડે.

અહીં આજે ભગવાન જાતે આવ્યા હોય ને કોઈ પૂછે કે ભગવાન આ 'મહાત્માઓ' બટાકાનું શાક કેમ વારે ઘડીએ માગ માગ કરે છે ? શું આમનો આ મોહ ગયો નથી ?

ત્યારે ભગવાન એને શું કહે ખબર છે ? ભગવાન કહે, ''આ મોહ છે, પણ એ ચારિત્રમોહ છે, 'ડિસ્ચાર્જ' મોહ છે. એમની આવી ઈચ્છા નથી, પણ આવી પડ્યું એટલે આ બધો મોહ ઉત્પન્ન થાય છે અને આ ખાવાનું પતી ગયા પછી પાછું તેમને કશું જ ના રહે !'' ખાવામાં જરા વિશેષતા થઈ, એ 'ચારિત્રમોહ'. અને ખાલી ભૂખને માટે જ ખાધું, એમાં ચારિત્રમોહ ના કહેવાય. ભૂખને માટે ખાતાં પહેલાં કહે કે 'શાક લાવો, ચટણી લાવો.' તો આપણે ના સમજીએ કે આનો મોહ છે ? અને જમતાં જમતાં દાળ જરા રહેવા દીધી હોય તો તે પણ ચારિત્રમોહ છે. આપણે એમને પૂછીએ કે આ દાળ કેમ ના ખાધી ? ત્યારે એ કહે કે, 'ના, બરાબર ઠીક ના લાગી.' એ પણ એક પ્રકારનો મોહ જ છે ને ? ખાવાનું રહેવા દીધું તેય મોહ ને વધારે ખાઈ ગયો તેય મોહ.

અને જેને રાગ-દ્વેષ નથી, કશો મોહ નથી, એને તો જે સામે આવ્યું તે લઈ લીધું. બીજી કશી ભાંજગડ જ ના રહે, તેને તો કશો મોહ ના કહેવાય. પણ આ મોહની કિંમત નથી. આ મોહ તો લાખો મણનો હોય, પણ તે નિકાલી મોહ હોવાથી તેની કંઈ કિંમત જ નથી. દર્શનમોહ ગયા પછી, જે મોહ રહે છે તે ચારિત્રમોહ. એની કંઈ કિંમત જ નથી, તે 'ડિસ્ચાર્જ મોહ' છે અને દર્શનમોહ હજુ જેનો ગયો નથી એવા મોટા ત્યાગી હોય, પણ જો એ કોઈ દિવસ જરાક શાક વધારે માગે તોય એ મોહની બહુ કિંમત ! અલ્યા, ભઈ, અમે રોજ વધારે શાક માગીએ છીએ તોય અમને કશું મળતું નથી ને આમને એક દહાડામાં જ આટલું બધું મળે ?

ત્યારે કહે, ‘હા, એક દહાડામાં બહુ ભયંકર દોષ બંધાય.’ કારણ કે એ તો સાચો મોહ છે, એટલે એક દા’ડામાં જ આખા ત્યાગનું ફળ જતું રહે અને સ્વરૂપજ્ઞાની ‘મહાત્માઓનો’ ગમે તેટલો મોહ હોય તોય તેનું કશું જ જાય નહીં ! આ વાતને જ સમજવાની છે. આ ચારિત્રમોહ બહુ બહુ ઝીણી વસ્તુ છે.

શરીરને પોષણ માટે જ ખોરાક લેવો. એમાં લોકો એમ ના કહે કે ભઈએ મોહ કર્યો છે, પણ એમાં જાતજાતની ચટણી, અથાણાં બધું લે, કેરીનો રસ લે, તેને જગત તમારામાં મોહ છે એમ કહે. અરે ! મને હઉ કહેને ? હું કેરી, અથાણાં, ચટણી ખઉં ત્યારે મનેય કહે. પણ એ વર્તન મોહ છે, એનો આપણે નિકાલ કરીએ છીએ. નિકાલ કર્યો એટલે ફરી નહીં ઉત્પન્ન થાય. જે પહેલાંનો ‘ડિસ્ચાર્જ’ સ્વરૂપે હતો તે જાય છે.

**પ્રશ્નકર્તા :** લોકો એને નહીં કબૂલ કરે.

**દાદાશ્રી :** લોકો એને સમજેય નહીં, એ તો આને મોહ જ તરીકે જુએ. મહાવીર ભગવાન એ મોહ જ જોતા હતા. મોહ તો કપડાં પહેરવાં એનું નામેય મોહ ને નાગું ફરવું એનું નામેય મોહ છે. બંનેય મોહ છે. પણ ‘ડિસ્ચાર્જ’મોહ છે. પહેલાં ‘હું ચંદુલાલ છું’ માનીને ઊંધો જ ચાલ્યા કરતો હતો, તો હવે છતો થયો. દૃષ્ટિ એની બધી સુધરી ગઈ. એટલે હવે નવા મોહનો અંદર જથ્થો ઊભો થાય નહીં. પણ જૂનો મોહ છે. એનાં પરિણામ આવે છે, એ તો ભોગવ્યે જ છૂટકો ને !

**પ્રશ્નકર્તા :** એટલે દૃષ્ટિમોહથી ચારિત્રમોહ ઊભો થયો એમ ?

**દાદાશ્રી :** દૃષ્ટિમોહ ને ચારિત્રમોહ, એ બે મોહ ભેગા થાય ત્યારે એને ‘અજ્ઞાનમોહ’ કહેવામાં આવે છે. જગત આખુંય એ મોહથી જ સપડાયું છે ને ? આમાંથી એક સૂઈ જાય તો બીજાનો તો ઉકેલ આવી જશે, એમ કહે છે. આ દૃષ્ટિમોહ જાય તો બસ થઈ ગયું. પછી ચારિત્રમોહની ચાર આનાય કિંમત નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ ચારિત્રમોહને ક્રમિક માર્ગમાં ગમે તેવી પ્રતિજ્ઞા લઈને અહંકાર કરીને એ કાઢી નાખે છે ને ?

**દાદાશ્રી :** દૃષ્ટિમોહ જવો જોઈએ તો જ બાકીનો રહ્યો, એને ચારિત્રમોહ ગણાય. એટલે ચારિત્રમોહ ક્યારે કહેવાય ? દર્શનમોહ તૂટે એટલે મોહનું વિભાજન થઈ જાય છે. એમાં એક ભાગ ઊડી ગયો ને જે બીજો ભાગ રહ્યો તે ચારિત્રમોહ, 'ડિસ્ચાર્જ'મોહ. જો સ્વરૂપનું ભાન થાય તો 'ચાર્જ'મોહ ઊડી ગયો. એ 'ચાર્જ'મોહ જ નુકસાનકર્તા છે. 'ચાર્જ' મોહ એટલે જ દર્શનમોહ.

**પ્રશ્નકર્તા :** પણ લોકો તો ડિસ્ચાર્જમોહને કાઢવા માટે માથાકૂટ કરે છે ને ?

**દાદાશ્રી :** ના. ડિસ્ચાર્જમોહને તો એ લોકો સમજતા જ નથી. જગત તો એને જ 'મોહ' કહે છે. 'ડિસ્ચાર્જ'મોહને કાઢવા માટે બીજો મોહ ઊભો કર્યો છે, એનું નામ 'ક્રમિક માર્ગ'. આપણે માટે જુદું કહેવા માગીએ છીએ કે આ બધી પીડામાં શું કરવા ઊતરો છો? છતું સમજી જાવને ? જો છતું સમજશો તો ઉકેલ આવશે. ત્યારે એ કહે કે છતું સમજાવનાર હોય તો છતું સમજે ને ? છતું સમજાવનાર જ નથી હોતા, ત્યાં શું થાય ? નહીં તો જ્ઞાન તો હતું જ ને, પણ જ્ઞાનીઓ નથી હોતા ત્યાં શું થાય ?

આ તમે બધા લાડવા-પૂરી જમો, તો હું કોઈને વઢવા આવું છું? હું જાણું કે એ એના મોહનો નિકાલ કરે છે.

**પ્રશ્નકર્તા :** આમેય તમે ક્યારે કોઈને વઢો છો ?

**દાદાશ્રી :** આ વઢવા જેવું જ નથી. બધાં નિકાલ કરે છે, ત્યાં શું વઢવાનું ? દર્શનમોહ હોય ને તે ઊંધો પડ્યો હોય ત્યારે તો વઢવું પડે.

**પ્રશ્નકર્તા :** કોઈનો ડિસ્ચાર્જમોહ જોઈને તેવી પ્રેરણા મેળવી કે એના કરતાં હું વધારે સારું કરું, એ મોહમાં ઊતરી પડે તે કયો મોહ?

**દાદાશ્રી :** તેય બધો ડિસ્ચાર્જમોહ જ કહેવાય છે બધો. આપણને એમ દેખાય કે આણે કંઈક નવું ઉમેર્યું છે, પણ એ ઉમેરતો નથી. એ બધું ઉમેરે છે તેય ડિસ્ચાર્જમોહ છે. આ અમારી 'સાયન્ટિફિક' શોધખોળ છે. જો સમજે તો ઉકેલ લાવી નાખે તેવું છે. એક અવતારમાં કરોડો અવતારનાં પરિણામો નાશ થાય તેવું છે !

**પ્રશ્નકર્તા :** પણ આ ડિસ્ચાર્જમોહનો અંત ક્યારે આવશે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી ડિસ્ચાર્જમોહ રહેવાનો. અને મારી આજ્ઞા પાળી છે, તેનો બીજો મોહ ઊભો કર્યો છે તે એક અવતાર માટે તમને કામ લાગશે.



## [૧૭]

## કર્મફળ - લોકભાષામાં, જ્ઞાનીની ભાષામાં !

**પ્રશ્નકર્તા :** બધું અહીંનું અહીં ભોગવવાનું છે, એમ કહે છે. તે શું છે ?

**દાદાશ્રી :** હા, ભોગવવાનું અહીંનું અહીં જ છે, પણ તે આ જગતની ભાષામાં. અલૌકિક ભાષામાં એનો અર્થ શો થાય ?

ગયા અવતારે કર્મ અહંકારનું, માનનું બંધાયેલું હોય, તે આ અવતારમાં એનાં બધાં બિલ્ડિંગ બંધાતાં હોય, તો પછી એ એમાં માની થાય. શાથી માની થાય છે ? કર્મના હિસાબે એ માની થાય છે. હવે માની થયો, તેને જગતના લોક શું કહે છે કે, 'આ કર્મ બાંધે છે, આ આવું માન લઈને ફર્યા કરે છે.' જગતના લોકો આને કર્મ કહે છે. જ્યારે ભગવાનની ભાષામાં આ કર્મનું ફળ આવ્યું. ફળ એટલે માન ના કરવું હોય તોય કરવું જ પડે, થઈ જ જાય.

અને જગતના લોકો જેને કહે કે આ ક્રોધ કરે છે, માન કરે છે, અહંકાર કરે છે, હવે એનું ફળ અહીંનું અહીં જ ભોગવવું પડે છે. માનનું ફળ અહીંનું અહીં શું આવે કે અપકીર્તિ ફેલાય, અપયશ ફેલાય. તે અહીં જ ભોગવવું પડે. આ માન કરીએ તે વખતે જો મનમાં એમ હોય કે આ ખોટું થઈ રહ્યું છે, આવું ના હોવું જોઈએ, આપણે નિર્માની થવાની જરૂર છે, એવા ભાવ હોય તો તે નવું કર્મ બાંધે છે. તેના હિસાબે આવતે ભવે પાછો નિર્માની થાય.

કર્મની થિયરી આવી છે ! ખોટું થતી વખતે મહીં ભાવ ફરી જાય તો નવું કર્મ તેવું બંધાય. ને ખોટું કરે ને ઉપરથી રાજી થાય કે 'આવું કરવા

જેવું જ છે.' તે પાછું નવું કર્મ મજબૂત થઈ જાય, નિકાચિત થઈ જાય. એ પછી ભોગવ્યે જ છૂટકો.

આખું સાયન્સ જ સમજવા જેવું છે. વીતરાગોનું વિજ્ઞાન બહુ ગુહ્ય છે.

## પરિણામમાં સમતા

આપણા 'અક્રમ'નો સિદ્ધાંત એવો છે કે પૈસા પડતા હોય તો પહેલા પડતા બંધ કરવાના અને પછી પહેલાંના પડી ગયેલા, વેણી લેવાના! જગત છે તે વેણ વેણ કર્યા કરે. અલ્યા, પડી રહ્યા છે તેને તો પહેલાં બંધ કર, નહીં તો નિકાલ જ નહીં થાય !

આત્મા સિવાય બીજું બધું શું છે ? વ્યવહાર છે. એ વ્યવહાર પરાશ્રિત છે. તમારા હાથમાં આટલુંય નથી. લોકો પરાશ્રિતને સ્વાશ્રિત માને છે. એકે માન્યું, બીજાએ માન્યું એટલે પોતે પણ માની લીધું. પછી આ સંબંધી કશો વિચાર જ આવતો નથી. એક વખત રોગ પેઠો, પછી નીકળે કઈ રીતે ? પછી તો આ સંસારરોગ વધતો 'ક્રોનિક' થઈ ગયો. રોગ 'ક્રોનિક' થયો ન હતો, ત્યારે નીકળ્યો નહીં. તે હવે 'ક્રોનિક' થયા પછી શી રીતે નીકળે ? આ વિજ્ઞાન મળે તો છૂટે.

તમારે વ્યવહાર જેટલો હોય તે બધો પૂરો કરી રહ્યા, એટલે પછી તમારે વ્યવહારની બહુ મુશ્કેલી ના આવે. મહીં જેવી ભાવના થાય એ બધું આગળથી તૈયાર હોય ! 'વિહાર લેક' ફરવા ગયેલાં, ત્યાં મને નવો જ વિચાર આવ્યો કે આ સો જણ - પચાસ સ્ત્રીઓ ને પચાસ પુરુષો બધાં મળી માતાજીનો ગરબો ફરે તો કેવું સરસ ! તે આ વિચાર સાથે જ ફરીને આમ જોવા જાઉં, ત્યાં તો બધાં આમ ઊભાં થઈ ગયેલાં અને ગરબો ફરવા માંડ્યા ! હવે આને માટે મેં કોઈને કહેલું નહીં, તોય બન્યું ! એટલે આવું થાય છે ! તમારું વિચારેલું નકામું નહીં જાય, બોલવું નકામું નહીં જાય. અત્યારે તો લોકોનું કેવું જાય છે ? કશું ઊગતું જ નથી. વાણીય ઊગતી નથી, વિચારેય ઊગતા નથી ને વર્તનેય ઊગતું નથી. ત્રણ વખત ઉઘરાણી માટે ધક્કા ખાય તોય પેલો મળે નહીં ! પણ વખતે મળે ત્યારે પેલો દાંતિયાં કરતો હોય !!!

આમાં તો કેવું કે ઘેર બેઠાં પૈસા પાછા આપવા આવે એવો માર્ગ છે ! પાંચ-સાત વખત ઉઘરાણીના ધક્કા ખાધા હોય એ ના મળ્યો હોય ને છેલ્લે મળે ત્યારે એ કહે છે કે મહિના પછી આવજો. તે ઘડીએ તમારા પરિણામ બદલાય નહીં, તો ઘેર બેઠાં નાણું આવે !

તમારાં પરિણામ બદલાઈ જાય છે ને ? 'આ અક્કલ વગરનો છે, નાલાયક છે, ધક્કો માથે પડ્યો.' આમતેમ એટલે તમારાં પરિણામ બદલાયેલાં હોય. ફરી વાર તમે જાવ ત્યારે પેલો તમને ગાળો દે. અમારાં પરિણામ બદલાય નહીં, પછી શી ચિંતા ? પરિણામ બદલાઈ જાય એટલે સામો બગડતો ના હોય તોય બગડે.

## વાઘ હિંસક કે બિલીફ હિંસક ?

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ જ થાય કે આપણે બગાડીએ છીએ ?

**દાદાશ્રી :** આપણું બધું આપણે જ બગાડીએ છીએ. આપણને જેટલી અડચણો આવે છે, તે બધી આપણે જ બગાડેલી છે. કોઈ વાંકો હોય એને સુધારવાનો રસ્તો શો ? ત્યારે કહે કે સામો ગમે તેટલું દુઃખ દેતો હોય તોય એને માટે અવળો વિચાર સરખો ના આવે, એ એને સુધારવાનો રસ્તો ! આમાં આપણુંય સુધરે ને એનુંય સુધરે ! જગતના લોકોને અવળો વિચાર આવ્યા વગર રહે નહીં. ને આપણે તો 'સમભાવે નિકાલ' કરવાનું કહ્યું, 'સમભાવે નિકાલ' એટલે એને માટે કંઈ પણ વિચાર કરવાનો નહીં.

જો વાઘ જોડે પ્રતિક્રમણ કરીએ તો વાઘેય આપણા કહ્યા પ્રમાણે કામ કરે. વાઘમાં ને મનુષ્યોમાં ફેર કશો છે નહીં. ફેર તમારાં સ્પંદનનો છે. એની અસર થાય છે. વાઘ 'હિંસક છે' એવું તમારા મનમાં ધ્યાન હોય, ત્યાં સુધી એ પોતે હિંસક જ રહે અને વાઘ 'શુદ્ધાત્મા છે' એવું ધ્યાન રહે તો, એ શુદ્ધાત્મા જ છે. બધું જ થઈ શકે તેમ છે.

આ બોલને ફેંક્યા પછી એની મેળે સ્વભાવથી જ પરિણામ બંધ થઈ જવાનાં. એ સહજ સ્વભાવ છે. ત્યાં જગત આખાની મહેનત નકામી ગઈ ! જગત પરિણામને બંધ કરવા જાય છે ને કોઝિઝ ચાલુ જ રહે છે ! એટલે પછી વડમાંથી જ બીજ ને બીજમાંથી વડ થયા જ કરે. પાંદડાં કાપ્યે કંઈ દડાહો

વળે નહીં. એ તો મૂળ સહિત કાઢી નાખીએ તો કામ થાય. આપણે તો એના ધોરી મૂળમાં જરાક દવા નાખી દઈએ એટલે આખું ઝાડ સુકાઈ જાય.

આ સંસાર વૃક્ષ કહેવાય છે. આ બાજુ કડવાં ફળ આવે, આ બાજુ મીઠાં ફળ આવે. તે પાછાં પોતાને જ ખાવાં પડે.

એક ફેર આંબા પર વાંદરાં આયાં હોય ને કેરીઓ તોડી નાખે, તો પેલાના પરિણામ ક્યાં સુધી બગડે ? પરિણામ એટલાં બધાં બગાડે કે આગળ-પાછળનો વિચાર કર્યા વગર બોલી નાખે કે, 'આ આંબો કાપી નાખ્યો હોય તો જ ઠેકાણે પડે !' હવે આ તો ભગવાનની સાક્ષીએ વાત નીકળેલી એ કંઈ નકામી જાય ? પરિણામ ના બગડે તો કશુંય નથી. બધું શાંત થઈ જાય. બંધ થઈ જાય !

## ભાવ અને ઇચ્છાની ઉત્પત્તિ

**પ્રશ્નકર્તા :** ભાવ અને ઈચ્છામાં શો ફરક ?

**દાદાશ્રી :** આ જગતમાં લોકો દેખાય એને ભાવ કહે છે. ભાવ તો કોઈને દેખાય જ નહીં. પોતાનેય ખબર ના પડે કે શો ભાવ કર્યો ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન મળ્યા પછી અમને ઘણા ભાવ થાય છે, તો તેનાથી કર્મ 'ચાર્જ' ના થાય ?

**દાદાશ્રી :** ભાવ તમને થાય જ શી રીતે ? 'તમે' ફરી પાછા 'ચંદુભાઈ' થઈ જાવ તો ભાવ થાય. તમે 'ચંદુભાઈ' થઈ જાવ ત્યારે અહંકાર હોય, ત્યાર પછી ભાવ થાય. 'હું કર્તા છું' એવું ભાન હોય તો જ ભાવ થાય.

**પ્રશ્નકર્તા :** અને આ જે ઈચ્છાઓ થાય છે તે કર્તાપણું નહીં ?

**દાદાશ્રી :** ના, હવે તમારી ઈચ્છા એ બધી આથમતી કહેવાય. ઈચ્છા તો મને હઉ થાય ! બાર વાગી ગયા હોય, તો હું પણ આમ રસોડામાં જાઉં તે તમે ના સમજી જાવ કે દાદાને કશી ઈચ્છા છે ! એ પણ આથમતી ઈચ્છા કહેવાય ! ઘડીવાર પછી એ બધી આથમી જવાની.

એ ઊગતી ઈચ્છા ના કહેવાય ! એ બધી નિકાલી બાબત કહેવાય.

**પ્રશ્નકર્તા :** કામ કરીએ અને વચ્ચે ઈચ્છા આવે તો તે દરેક વખતે કયો 'ટેસ્ટ' 'એપ્લાય' કરવાનો કે જેથી ખબર પડે કે આ 'ડિસ્ચાર્જ' ઈચ્છાઓ છે ને આ 'ચાર્જ' ઈચ્છાઓ છે ?

**દાદાશ્રી :** તમે 'ચંદુલાલ' થઈ જાવ તો જ 'ચાર્જ' થાય. આમાં ગૂંચાવાની કાંઈ જ જરૂર નથી. આ તો વિજ્ઞાન છે ! આપણું 'અક્રમ વિજ્ઞાન' કહે છે, સૈદ્ધાંતિક બોલજો કે ફરી ચૂંથાચૂંથ ના કરવું પડે. ફરી ચૂંથાચૂંથ કરવું પડે, એનો અર્થ શો ?

લોકોએ માની લીધું કે આત્માને ઈચ્છા થાય છે. પછી પાછો એમ કહે છે, મારી ઈચ્છા બંધ થઈ ગઈ. ઈચ્છા જો આત્માનો ગુણ હોય તો પછી કોઈનેય બંધ થાય જ નહીં ને ! આ તો વિશેષ પરિણામ છે ! છતાં આત્મા વીતરાગ રહ્યો છે ! લોકોને એની ખબર જ નથી. એ તો એમ જ કહે છે કે મારો આત્મા જ આવો બગડી ગયો છે, મારો આત્મા પાપી છે, રાગી-દ્વેષી છે. હવે કેટલાક લોકો આત્માને ચોખ્ખો જ કહે છે. એ પાછા બીજી રીતે માર ખાય છે, આત્મા ચોખ્ખો જ છે, એટલે કશું કરવાનું જ નથી. ત્યારે મંદિર શું કરવા જાય છે ? પુસ્તકો શું કરવા વાંચે છે ? હવે આ બંનેવ રખડી મર્યા છે. આત્મા તેવો નથી. આ બહુ જ ઝીણી વાત છે. તેથી તો બધાં શાસ્ત્રોએ કહ્યું કે, આત્મજ્ઞાન જાણો ! આત્મા પોતે જ પરમાત્મા છે !!

## રેકર્ડની ગાળોથી તમને રીસ ચઢે ?

**પ્રશ્નકર્તા :** આ મન-વચન-કાયા પર છે અને પરાધીન છે, એટલે 'વ્યવસ્થિત'ને આધીન થયું ને ?

**દાદાશ્રી :** હા, 'વ્યવસ્થિત'ને આધીન છે. આત્માને આધીન નથી, એવું આપણે કહેવા માગીએ છીએ. 'પર' એટલે તારું નથી અને 'પરાધીન' એટલે તારા હાથમાં ખેલ નથી. તારું ધારેલું આમાં નહીં થાય.

કોઈએ ગાળ દીધી, તો એ પરાધીન છે. આપણે 'રેકર્ડ' છે એવું કહીએ છીએ, એનું શું કારણ કે સામાને ગાળ દેવાની શક્તિ જ નથી, એ

તો 'વ્યવસ્થિત'ને તાબે છે ! એટલે આ ખરેખર 'રેકર્ડ' જ છે. અને એવું જાણો પછી આપણને શાને માટે રીસ ચઢે ? 'રેકર્ડ' બોલતી હોય કે 'ચંદુલાલ ખરાબ છે, ચંદુલાલ ખરાબ છે.' તો તેમાં આપણને રીસ ચઢે ? આ તો મનમાં એમ લાગે છે કે, આ 'પેલો' બોલ્યો એટલે રીસ ચઢે છે ! ખરેખર 'પેલો' બોલતો જ નથી. એ રેકર્ડ બોલે છે અને એ તો જે તમારું હોય તે જ તમને પાછું આપે છે.

કેવી સરસ કુદરતની ગોઠવણી છે ! આ બહુ જ સમજવા જેવું છે. અક્રમ વિજ્ઞાને તો બધા બહુ ફોડ પાડી દીધા છે. 'વ્યવસ્થિત'ની તો આ નવી જ વાત છે !

## અકર્મદશાનું વિજ્ઞાન

**પ્રશ્નકર્તા :** કોઈ પણ ખોટું કામ કરીએ, એટલે કર્મ તો બંધાય જ એવું હું માનું છું.

**દાદાશ્રી :** તો સારા કર્મનું બંધન નથી ?

**પ્રશ્નકર્તા :** સારું ને ખોટું બેઉથી કર્મ બંધાયને ?

**દાદાશ્રી :** અરે ! અત્યારે હઉં તમે કર્મ બાંધી રહ્યા છો ! અત્યારે તમે બહુ ઊંચું પુણ્યનું કર્મ બાંધી રહ્યા છો ! પણ કર્મ ક્યારેય બંધાય નહીં એવો દિવસ નથી આવતો ને ? એનું શું કારણ હશે ?

**પ્રશ્નકર્તા :** કંઈ પ્રવૃત્તિ તો કરતા જ હઈશું ને સારી અગર ખરાબ ?

**દાદાશ્રી :** હા, પણ કર્મ બંધાય નહીં એવો રસ્તો નહીં હોય ? ભગવાન મહાવીર શી રીતે કર્મ બાંધ્યા વગર છૂટ્યા હશે ? આ દેહ હોય તો કર્મ તો થયા જ કરવાનાં ! ખાવું પડે, સંડાસ જવું પડે, બધું ના કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** હા, પણ જે કર્મ બાંધ્યાં હોય, એનાં ફળ પાછાં ભોગવવાં પડેને ?

**દાદાશ્રી :** કર્મ બાંધે તો તો પાછો આવતો ભવ થયા વગર રહે નહીં ! એટલે કર્મ બાંધે તો આવતા ભવમાં જવું પડે ! પણ ભગવાન

મહાવીરને આવતા ભવમાં જવું નહોતું પડ્યું ! તો કંઈક રસ્તો તો હશેને? કર્મ કરીએ છતાં કર્મ ના બંધાય એવો ?

**પ્રશ્નકર્તા :** હશે.

**દાદાશ્રી :** તમને એવી ઇચ્છા થાય છે કે કર્મ ના બંધાય ? કર્મ કરવા છતાં કર્મ બંધાય નહીં એવું વિજ્ઞાન હોય છે. એ વિજ્ઞાન જાણો એટલે છૂટો થાય !

## કર્મ નડતાં નથી....

**પ્રશ્નકર્તા :** આપણાં કર્મનાં ફળને લીધે આ જન્મ મળે છે ને ?

**દાદાશ્રી :** હા, આ આખી જિંદગી કર્મનાં ફળ ભોગવવાનાં છે ! અને એમાંથી નવાં કર્મ ઊભાં થાય છે, જો રાગ-દ્વેષ કરે તો ! જો રાગ-દ્વેષ ના કરે તો કશુંય નથી. કર્મનો વાંધો નથી, કર્મ તો આ શરીર છે એટલે થવાનાં જ. પણ રાગ-દ્વેષ કરે છે, તેનો વાંધો છે. વીતરાગો શું કહે છે કે વીતરાગ થાવ ! આ જગતમાં કંઈ પણ કામ કરો છો, તેમાં કામની કિંમત નથી. પણ એની પાછળ રાગ-દ્વેષ થાય તો જ આવતા ભવનો હિસાબ બંધાય છે. રાગ-દ્વેષ થતા ના હોય તો જવાબદાર નથી ! આખો દેહ, જન્મથી તે મરણ સુધી ફરજિયાત છે. એમાંથી રાગ-દ્વેષ જે થાય છે, એટલો જ હિસાબ બંધાય છે. એટલે વીતરાગો શું કહે છે કે વીતરાગ થઈને ચાલ્યા જાવ !

અમને તો કોઈ ગાળ ભાંડે તો અમે જાણીએ કે એ અંબાલાલ પટેલને ગાળો ભાંડે છે, પુદ્ગલને ગાળો ભાંડે છે. આત્માને તો એ જાણી શકે નહીં, ઓળખી શકે નહીં ને ! એટલે 'અમે' સ્વીકારીએ નહીં. 'અમને' અડે જ નહીં, અમે વીતરાગ રહીએ ! અમને એની પર રાગ-દ્વેષ ના થાય. એટલે પછી એક અવતારી કે બે અવતારી થઈને બધું ખલાસ થઈ જાય !

વીતરાગો એટલું જ કહેવા માંગે છે કે કર્મ નડતાં નથી. તારી અજ્ઞાનતા નડે છે ! દેહ છે ત્યાં સુધી કર્મ તો થયા જ કરવાનાં, પણ અજ્ઞાનતા જાય એટલે કર્મ બંધાતાં બંધ થઈ જાય !



## [૧૮]

## 'સહજ' પ્રકૃતિ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓની સહજ પ્રકૃતિ કોને કહેવાય ?

**દાદાશ્રી :** વિચાર આવે અને અસર ના કરે, તો પ્રકૃતિ સહજ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ સહજ કેવી રીતે થાય અને ક્યારે થાય ?

**દાદાશ્રી :** ચારિત્રમોહમાં ડખલ ના કરીએ, તો પ્રકૃતિ સહજ થતી જાય. 'દરઅસલ' આત્મા તો સહજ છે જ, પણ પ્રકૃતિ સહજ થાય એટલે મોક્ષ થાય.

આ પુરુષો કરતાં સ્ત્રીઓ સહજ છે, અહીંની સ્ત્રીઓ કરતાં ફોરેનવાળાં વધારે સહજ છે અને તેમનાં કરતાંય આ જાનવરો, પશુ-પંખીઓ બધાંય સહજ છે !

**પ્રશ્નકર્તા :** આ બધાંની સહજતા જ્ઞાનથી છે કે અજ્ઞાનતાથી છે ?

**દાદાશ્રી :** એમની સહજતા અજ્ઞાનતાથી છે. આ ગાયો-ભેંસોની સહજતા કેવી છે, ગાય કૂદંકૂદા કરે, શિંગડાં મારવા આવે, છતાંય એ સહજ છે. સહજ એટલે જે પ્રકૃતિ સ્વભાવ છે તેમાં તન્મયાકાર રહેવું, ડખલ નહીં કરવી તે ! પણ આ અજ્ઞાનતાથી સહજ છે !

આ ગાયના વાછરડાને જો કદી પકડવા જઈએ તો એની આંખમાં ખૂબ દુઃખ જેવી બળતરા દેખાય, છતાં એ સહજ છે ! આ સહજ પ્રકૃતિમાં જેમ 'મશીન' મહીં ફર્યા કરે, એમ એ પોતે મશીનની માફક ફર્યા જ કરે. પોતાના હિતાહિતનું ભાન કશુંય ના હોય. મશીન મહીં હિત દેખાડે તો

હિત કરે, અહિત દેખાડતું હોય તો અહિત કરે. કો'કનું ખેતર દેખીને કો'કના ખેતરમાં પેસી જાય.

**પ્રશ્નકર્તા :** એમાં એ કંઈ ભાવ નથી કરતાં ને ?

**દાદાશ્રી :** એમને તો કંઈ 'નિકાલ' કરવાનો હોતો જ નથી ને ! એ તો એમનો સ્વભાવ જ એવો છે, સહજ સ્વભાવ ! એમનો બાબો ચાર-છ મહિનાનો થાય પછી જતો રહે, તો એમને કશો વાંધો નહીં. એમની કાળજી ચાર-છ મહિના સુધી જ રાખે. અને આપણા લોકો તો......

**પ્રશ્નકર્તા :** મરતાં સુધી રાખે.

**દાદાશ્રી :** ના, સાત પેઢી સુધી રાખે ! ગાય છે તે બાબાની કાળજી છ મહિના સુધી રાખે. આ ફોરેનના લોકો અઢાર વર્ષનો થાય ત્યાં સુધી રાખે અને આપણા હિન્દુસ્તાનના લોક તો સાત પેઢી સુધી રાખે.

એટલે સહજ વસ્તુ એવી છે કે એમાં બિલકુલ જાગૃતિ હોતી નથી. મહીંથી જે ઉદયમાં આવ્યું, તે ઉદય પ્રમાણે ભટકવું, એનું નામ સહજ કહેવાય. આ ભમરડો ફરે છે તે ઊંચો થાય, નીચો થાય, કેટલીક વાર આમ પડવાનો થાય, એક ઈંચ કૂદેય ખરો, ત્યારે આપણને એમ થાય કે 'અલ્યા, પડ્યો પડ્યો.' ત્યાં તો મૂઓ પાછો બેસી જાય, એ સહજ કહેવાય !

## 'અસહજ'ની ઓળખાણ

સહજ પ્રકૃતિ એટલે જેવું વીંટ્યું હોય એવું જ બસ ફર્યા કરે, બીજી કશી ભાંજગડ નહીં.

જ્ઞાનદશાની સહજતામાં તો, આત્મા જો આનો જ્ઞાતા-દ્રષ્ટા રહે તો જ એ સહજ થાય. ને એમાં સળી કરી કે પાછું બગડ્યું. 'આવું હોય તો સારું, આવું ના હોય તો સારું.' એમ ડખલ કરવા જાય કે અસહજ થાય.

શેઠની દુકાને નાદારી નીકળવાની હોય, તોય શેઠાણી છે તે કોઈ ભિક્ષુક આવે, તેને સાડલો આપે, બીજું આપે. અને આ શેઠ એક દમડી પણ ના આપે. શેઠ બિચારાને મહીં થયા કરે કે હવે શું થશે ? શું થશે ?

જ્યારે શેઠાણી તો નિરાંતે સાડી-બાડી આપે, એ સહજ પ્રકૃતિ કહેવાય. મહીં જેવો વિચાર આવ્યો એવું કરી નાંખે. શેઠને તો મહીં વિચાર આવે, લાવ બે હજાર રૂપિયા ધર્માદા આપીએ. તો તરત પાછો મનમાં કહેશે, હવે નાદારી નીકળવાની છે, શું આપીએ ? મેલોને છાલ હવે ! તે ઉડાડી મેલે !

સહજ તો મનમાં જેવા વિચાર આવે તેવું જ કરે અને તેવું ના કરે તોય (પ્રતિષ્ઠિત) આત્માની ડખલ ના હોય, તો તે સહજ છે !

આ 'જ્ઞાન' આપેલું હોય, તેને ગાડીમાં ચઢતા ક્યાં જગ્યા છે ને ક્યાં નથી, એવો વિચાર આવે. ત્યાં સહજ રહેવાય નહીં, મહીં પોતે ડખલ કરે, છતાં પણ આ 'જ્ઞાન'માં જ રહો, 'આજ્ઞા'માં જ રહો, તો પ્રકૃતિ સહજ થાય. પછી ગમે તેવું હશે તોય, લોકોને સો ગાળો ભાંડતો હશે તોય એ પ્રકૃતિ સહજ છે, કારણ અમારી આજ્ઞામાં રહ્યો એટલે પોતાની ડખલ મટીને ત્યારથી જ પ્રકૃતિ સહજ થવા માંડે. 'આપણી' આ સામાયિક કરો છો, ત્યારે પણ પ્રકૃતિ બિલકુલ સહજ કહેવાય !

ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી સહજ દશા હોય નહીં. ત્યાં 'આ ત્યાગ કરું, આ ત્યાગ કરું, આ કરાય, આ ના કરાય.' એનો કડાકૂટો ઠેઠ સુધી રહેવાનો !

## સહજ → અસહજ → સહજ

હિન્દુસ્તાનના લોકો અસહજ છે, તેથી ચિંતા વધારે છે. ક્રોધ-માન- માયા-લોભ વધી ગયાં, એટલે ચિંતા વધી ગઈ. નહીં તો કોઈ મોક્ષે જાય એવા નથી. ને કહેશે, 'અમારે મોક્ષે કંઈ આવવું નથી, અહીં બહુ સારું છે.' આ ફોરેનના લોકોને કહીએ કે 'હેંડો મોક્ષમાં.' ત્યારે એ કહેશે, 'ના, ના, અમારે મોક્ષની કંઈ જરૂર નથી !'

**પ્રશ્નકર્તા :** એટલે એમ થયું ને કે સહજતામાંથી અસહજતામાં જાય. એ પછી અસહજતા 'ટોપ' પર જાય. ત્યાર પછી મોક્ષ તરફ જાય?

**દાદાશ્રી :** અસહજતામાં 'ટોપ' પર જાય. ત્યાર પછી બળતરા પૂરી જુએ-અનુભવે, ત્યારે મોક્ષે જવાનું નક્કી કરે. બુદ્ધિ, આંતરિક બુદ્ધિ ખૂબ

વધવી જોઈએ. ફોરેનના લોકોને બાહ્ય બુદ્ધિ હોય, તે એકલું ભૌતિકનું જ દેખાડે. નિયમ કેવો છે, જેમ આંતરિક બુદ્ધિ વધે તેમ બીજા પલ્લામાં બળતરા ઊભી થાય !

**પ્રશ્નકર્તા :** 'ટોપ' પરની અસહજતામાં ગયા પછી સહજતામાં આવવા માટે શું કરે ?

**દાદાશ્રી :** પછી રસ્તો ખોળી કાઢે કે આમાં સુખ નથી. આ સ્ત્રીઓમાં સુખ નથી, છોકરાંમાં સુખ નથી. પૈસામાંય સુખ નથી. એવી એમની ભાવના ફરે ! આ ફોરેનના લોકો તો સ્ત્રીમાં સુખ નથી, છોકરામાં સુખ નથી, એવું તો કોઈ બોલે જ નહીં ને ! એ તો પેલી બળતરા ઊભી થાય. ત્યારે કહે કે હવે અહીંથી ભાગો કે જ્યાં કંઈક મુક્ત થવાની જગ્યા છે. આપણા તીર્થંકરો મુક્ત થયેલા છે ત્યાં હેંડો, આપણને આ ના પોસાય.

**પ્રશ્નકર્તા :** એટલે તે વખતે એમનો ભાવ બદલાવો જોઈએ એમ ?

**દાદાશ્રી :** ભાવ બદલાય નહીં, તો ઉકેલ જ ના આવે ! આ દેરાસરમાં જાય, મહારાજ પાસે જાય, એ ભાવ બદલાયા સિવાય તો કોઈ જાય જ નહીં ને ?

આજે પબ્લિકમાં અસહજતા ઓછી થયેલી છે ત્યારે મોહ વધેલો છે. એટલે એને કશાની પડેલી જ હોતી નથી._

ચંચળતા એ જ અસહજતા છે. આ ફોરેનના લોક બાગમાં બેઠા હોય તો અરધા અરધા કલાક સુધી હાલ્યા-ચાલ્યા વગર બેસી રહે ! અને આપણા લોક ધર્મની જગ્યાએય પણ હાલાહાલ કરી મૂકે !!! કારણ આંતરિક ચંચળતા છે.

ફોરેનના લોકોની ચંચળતા પાઉં ને માખણમાં હોય અને આપણા લોકોની ચંચળતા સાત પેઢીની ચિંતામાં હોય !

(પ્રતિષ્ઠિત) આત્મા સહજ થાય, પછી દેહ સહજ થાય. પછી અમારા જેવું મુક્ત હાસ્ય ઉત્પન્ન થાય.

## અપ્રયત્ન દશા

પ્રયાસમાત્રથી બધું ઊંધું થાય. અપ્રયાસ હોવું જોઈએ, સહજ હોવું જોઈએ. પ્રયાસ થયો એટલે સહજ રહ્યું નહીં. સહજતા ચાલી જાય.

સહજભાવમાં બુદ્ધિ ના વપરાય. સવારે પથારીમાંથી ઊઠ્યા એટલે દાતણ કરો, ચા પીઓ, નાસ્તો કરો, એ બધું સહજભાવે થયા જ કરે છે. એમાં મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર વાપરવાં ના પડે. જેમાં આ બધાં વપરાય તેને અસહજ કહેવાય.

તમારે કોઈ વસ્તુ જોઈતી હોય ને સામો માણસ ભેગો થાય ને કહે કે, 'લ્યો આ વસ્તુ.' તો તે સહજભાવે મળ્યું કહેવાય.

## સહજ એટલે અપ્રયત્ન દશા

**પ્રશ્નકર્તા :** મોક્ષ પણ સહજ રીતે આવતો હોય તો માણસે તેના માટે પ્રયત્ન કરવાની શી જરૂર ?

**દાદાશ્રી :** પ્રયત્ન કોઈ કરતો જ નથી. આ તો ખાલી અહંકાર કરે છે કે મેં પ્રયત્ન કર્યો !

**પ્રશ્નકર્તા :** આ હું અહીં આવ્યો, તે પ્રયત્ન કરીને આવ્યો ને ?

**દાદાશ્રી :** એ તો તમે એવું માનો છે કે હું આ પ્રયત્ન કરી રહ્યો છું, તમે સહજ રીતે જ અહીં આવ્યા છો. હું તે જાણું છું ને તમે તે જાણતા નથી. તમારું 'ઈગોઈઝમ' તમને દેખાડે છે કે 'હું હતો તો થયું.' ખરી રીતે બધી ક્રિયાઓ સ્વાભાવિક રીતે થઈ રહી હોય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી કરવા જેવું કશું રહેતું નથી એમ ?

**દાદાશ્રી :** કરવા જેવુંય કશું રહેતું નથી ને ના કરવા જેવુંય કશું રહેતું નથી. જગત જાણવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** જાણવું કઈ રીતે ?

**દાદાશ્રી :** 'આ શું બને છે' એ 'જોયા' કરવાનું ને 'જાણ્યા' કરવાનું.

## પ્રકૃતિનું પૃથક્કરણ

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનું 'એનાલિસીસ' કઈ રીતે કરવું તે સમજાવો.

**દાદાશ્રી :** સવારના ઊઠીએ ત્યારથી મહીં ચાની બૂમ પાડે છે કે શાની બૂમ પાડે છે, એવી ખબર ના પડે ? એ પ્રકૃતિ છે. પછી બીજું શું માગે છે ? ત્યારે કહે કે, 'જરાક નાસ્તો, ચેવડો કંઈક લાવજો.' એ પણ ખબર પડે ને ? આવું આખો દહાડો પ્રકૃતિને જુએ તો પ્રકૃતિનું 'એનાલિસીસ' થઈ જાય. એનાથી દૂર રહીને બધું જોવું જોઈએ ! આ બધું આપણી મરજીથી કોઈ નથી કરતું, પ્રકૃતિ કરાવે છે !

**પ્રશ્નકર્તા :** આ તો સ્થૂળ થયું. પણ અંદર જે ચાલતું હોય તે કઈ રીતે જોવું ?

**દાદાશ્રી :** એ ઈચ્છા કોને થઈ, એ આપણે જોઈ લેવું ? આ ઈચ્છા મારી છે કે પ્રકૃતિની છે, એ આપણે જોઈ લેવું. કારણ મહીં બે જ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** છૂટા રહીને 'જોવું' એ જાતની પ્રેકટિસ કરવી પડે ?

**દાદાશ્રી :** એક જ દહાડો કરે તો આ બધું આવડી જ જાય પછી. આ બધું એક જ દહાડો કરવાની જરૂર. બીજા બધા દિવસો તેનું તે જ પુનરાવર્તન છે.

એટલે અમે એક રવિવારને દહાડે લગામ છોડી દેવાનો પ્રયોગ કરવાનો કહીએ છીએ. એનાથી આપણા મનમાં એમ થાય કે 'આપણે આ લગામ ઝાલી છે, તો જ આ ચાલે છે.' એ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** લગામ ઝાલી એમ કહ્યું, એટલે એ અહંકાર થયો ને?

**દાદાશ્રી :** હા, પણ એ પેલો ડિસ્ચાર્જ અહંકાર છે. અહંકારને આપણે જાણી લેવો જોઈએ અને એ પણ જાણવું જોઈએ કે આ શેના આધારે ચાલે છે ? છતાં હજુ પાછો એનો ભાવ અવળો રહે છે કે મારે લીધે ચાલે છે ! એટલે આવો પ્રયોગ કરીએ ને, તો એ બધું બહાર નીકળી જાય !

આ તો છોકરો આપણને કહે, 'હું તારો બાપ છું.' તો તે ઘડીએ આપણને એમ હોય કે, 'એ જ બોલે છે.' તો આપણને રીસ ચઢે અને ક્યારે છોકરો 'શું બોલશે ?' તે કહેવાય નહીં. એટલે વાણી રેકર્ડ છે, તે બોલનારની એની શક્તિ નથી, આપણીય શક્તિ નથી. આ તો પારકી વસ્તુ ફેંકાઈ જાય છે, એવી જાગૃતિ રહેવી જોઈએ.

એવી રીતે આગળ વધતાં વધતાં તો કોઈ 'ચંદુભાઈ'ની હું વાત કરું, તો તે ઘડીએ મને એ 'શુદ્ધાત્મા' છે એવો મહીં ખ્યાલ જ રહેવો જોઈએ. કોઈ પુસ્તક વાંચતા હોઈએ ત્યારે તેમાં 'મંગળાદેવીએ આમ કર્યું ને મંગળાદેવીએ તેમ કર્યું.' તો તે વખતે મંગળાદેવીનો આત્મા દેખાવો જોઈએ.

આ પ્રકારે જેટલું થાય એટલું કરવું. એવું નહીં કે આજે ને આજે જ પૂરું કરી લેવું. આમાં 'ક્લાસ' લાવવાનો નથી. પણ 'પોસિબલ' કરવું જ. ધીમે ધીમે બધા જોડે શુદ્ધ પ્રેમસ્વરૂપ થવાનું છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ પ્રેમસ્વરૂપ એટલે કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** કોઈ માણસ હમણાં ગાળ ભાંડીને ગયો અને પછી તમારી પાસે આવ્યો તોય તમારો પ્રેમ જાય નહીં, એનું નામ શુદ્ધ પ્રેમ. ફૂલ ચઢાવે તોય વધે નહીં. વધે-ઘટે એ બધી આસક્તિ. જ્યારે વધે નહીં, ઘટે નહીં, એનું નામ શુદ્ધ પ્રેમ.

## પ્રકૃતિ પર કંટ્રોલ કોણ કરે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ઉપર કંટ્રોલ આવતો નથી. બાકી શુદ્ધાત્માભાવ બરોબર રહે છે.

**દાદાશ્રી :** કંટ્રોલ કરવાનું તો પોલીસવાળાને સોંપી દેવું ! પ્રકૃતિ ઉપર કંટ્રોલ લાવવાનો નથી. કંટ્રોલ લાવવાનું શુભાશુભ માર્ગમાં હોય છે, તમારી પ્રકૃતિ ઉપર કંટ્રોલ કોણ લાવે હવે ? તમે માલિક નથી. તમે હવે 'ચંદુલાલ' નથી અને જે કરે છે તે બધું 'વ્યવસ્થિત' કરે છે. હવે તમે એમાં કેમનું કંટ્રોલ લાવશો ?

**પ્રશ્નકર્તા :** દોષો દેખાય છે તે જશે ને ?

**દાદાશ્રી :** જે દેખાવા માંડ્યા, એ તો ચાલ્યા જ ગયા જાણો ને ! જગતને પોતાના દોષ દેખાય જ નહીં. પારકાંના દોષ દેખાય. તમને પોતાના દોષ દેખાયા ને ?

**પ્રશ્નકર્તા :** પોતાના દોષ દેખાય છે, પણ તે ટાળી શકાતા નથી.

**દાદાશ્રી :** ના એવું કશું ના કરતા. એવું આપણે નથી કરવાનું. આ વિજ્ઞાન છે. આ તો તમારે 'ચંદુલાલ' શું કરે છે, એ તમારે જોયા કરવાનું. બસ, આટલું જ તમારે કરવાનું. બીજું તમારે કશું કામ જ નહીં. ચંદુલાલના ઉપરી તમે. ચંદુલાલ તો 'વ્યવસ્થિત'ના તાબે છે. 'વ્યવસ્થિત' પ્રેરણા આપે ને ચંદુલાલ ભમરડાની પેઠે ફર્યા કરે ! અને ચંદુલાલની બહુ મોટી ભૂલ હોય ત્યારે તમારે કહેવાનું કે 'ચંદુલાલ ! આવું કર્યે નહીં પોસાય.' આટલું આપણે કહેવું !

## પ્રકૃતિની પજવણી

**પ્રશ્નકર્તા :** મોક્ષ અનુભવાય છે, પણ પ્રકૃતિ એનો સ્વભાવ છોડતી નથી. તેનો કંટાળો આવે છે.

**દાદાશ્રી :** પ્રકૃતિ એનો સ્વભાવ છોડે જ નહીં ને ? ઘર આગળ સરકાર ચોગરદમ ગટર ખોલે તો ? ગટર એનો ગુણ આપે કે ના આપે ?

**પ્રશ્નકર્તા :** આપે.

**દાદાશ્રી :** તે ઘડીએ તમારે કઈ દૃષ્ટિએ રહેવું પડે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા.

**દાદાશ્રી :** આપણને, એશઆરામ કરવા જઈએ તો ગંધ આવે, એટલે જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવું. પ્રકૃતિમાં ગટરો-બટરો આવે, ત્યારે તેમાં જાગૃત રહેવું.

**પ્રશ્નકર્તા :** 'આપણે' 'પાડોશી'ને 'જોયા' કરીએ અને તેને વાળીએ

નહીં, તો એ કેમ ચાલે ? એ દંભ ના કહેવાય ?

**દાદાશ્રી :** આપણને વાળવાનો શો અધિકાર ? ડખલ કરવાની નહીં. એ કોણ ચલાવે છે, એ જાણો છો ? આપણે ચલાવતા નથી, આપણે વાળતાય નથી. એ 'વ્યવસ્થિત'ને તાબે છે. તો પછી ડખો કરીને શું કામ છે ? જે આપણો 'ધર્મ' નથી, તેમાં ડખો કરવા જઈએ તો પરધર્મ ઉત્પન્ન થાય !

**પ્રશ્નકર્તા :** અમને આ ભવે જ જ્ઞાનથી જ અવળું વર્તન 'સ્ટોપ' થઈ જશે કે નહીં ?

**દાદાશ્રી :** થઈયે જાય ! 'જ્ઞાની પુરુષ'ના કહ્યા પ્રમાણે કરે તો પાંચ-દસ વર્ષમાં થઈ જાય. અરે, વરસ દહાડામાંય થઈ જાય ! 'જ્ઞાની પુરુષ' તો ત્રણ લોકનો નાથ કહેવાય. ત્યાં આગળ શું ના થાય ? કશું બાકી રહે ખરું ?

આ દાદા પાસે બેસીને બધું સમજી લેવું પડે. સત્સંગ માટે ટાઈમ કાઢવો પડે.

'અમે કેવળજ્ઞાન પ્યાસી,

દાદાને કાજે આ ભવ દેશું અમે જ ગાળી......'-નવનીત

આમને તૃષા શેની લાગી છે ?

કેવળજ્ઞાનની જ તૃષા છે. અમારે હવે બીજી કોઈ તૃષા રહી નથી. ત્યારે આપણે એને કહીએ, 'મહીં રહી છે તૃષા, તેની તપાસ તો ઊંડી કર ?' ત્યારે કહે, 'એ તો પ્રકૃતિમાં રહી છે, મારી નથી રહી. પ્રકૃતિમાં તો કોઈને ચાર આની રહી હોય, કોઈને આઠ આની રહી હોય, તો કોઈને બાર આની રહી હોય.' તો 'બાર આનીવાળાને ભગવાન દંડ કરતા હશે ?' ત્યારે કહે, 'ના, બા તારી જેટલી ખોટ તેટલી તું પૂરી કર.'

હવે પ્રકૃતિ છે ત્યાં સુધી એની બધી ખોટો પૂરી થઈ જ જવાની. જો ડખો નહીં કરો, ડખલ નહીં કરો તો પ્રકૃતિ ખોટ પૂરી કરી દેવાની છે. પ્રકૃતિ પોતાની ખોટ પોતે પૂરી કરે છે. હવે આમાં 'હું કરું છું' કહે કે ડખો થાય !

'જ્ઞાન' ના લીધું હોય તો પ્રકૃતિનું આખો દહાડો અવળું જ ચાલ્યા કરે. અને હવે તો સવળું જ ચાલ્યા કરે. તું સામાને ચોપડી દઉં, પણ મહીં કહેશે કે 'ના, આવું ના કરાય. ચોપડી દેવાનો વિચાર આવ્યો, તેનું પ્રતિક્રમણ કરો.' અને જ્ઞાન પહેલાં તો ચોપડી દઉં ને ઉપરથી કહું કે વધારે આપવા જેવું છે.

એટલે અત્યારે જે મહીં ચાલ્યા કરે છે તે સમક્તિબળ છે ! જબરજસ્ત સમક્તિબળ છે. તે રાત-દા'ડો નિરંતર કામ કર્યા જ કરે !!!

**પ્રશ્નકર્તા :** એ બધું પ્રજ્ઞા કામ કરે છે ?

**દાદાશ્રી :** હા, એ પ્રજ્ઞા કામ કરી રહી છે. પ્રજ્ઞા મોક્ષે લઈ જવાને ઘસડી ઘસડીને પણ મોક્ષમાં લઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પ્રકૃતિનો ફોર્સ ઘણીવાર બહુ આવે છે ?

**દાદાશ્રી :** એ તો જેટલી ભારે પ્રકૃતિ હોય એટલો ફોર્સ વધારે હોય.

**પ્રશ્નકર્તા :** પણ તે વખતે 'જ્ઞાન' પણ એટલું જ જોરદાર ચાલે છે.

**દાદાશ્રી :** હા, 'જ્ઞાને'ય જોરદાર ચાલે. આ 'અક્રમ વિજ્ઞાન' છે, એટલે મારંમાર, લડી કરીને પણ ઠેકાણે લાવી દે !

## કરારોથી છૂટો

**દાદાશ્રી :** 'હું કર્તા છું' એવું તમને લાગે છે હવે ?

**પ્રશ્નકર્તા :** સ્વપ્નમાંય નહીં.

**દાદાશ્રી :** શું વાત કરો છો ? કર્તાપણું ગયું એટલે મમતા ગઈ, આપણી પોતાની મમતા ગઈ, પણ પહેલાના કરાર કરેલા તે સામાની મમતા હજુ છે ! સામા લોકો જોડે જે કરાર કરેલા, તે કરાર તો પૂરા કરવા પડશે ને ? 'એ' જો છોડી દો તો વાંધો નહીં, પણ હિસાબ ચૂકવ્યા સિવાય કોણ છોડી દે ?

આવો 'રિયલ માર્ગ' કો'ક ફેરો હોય છે. ત્યાં સંપૂર્ણ પદ પ્રાપ્ત

થાય! ત્યાં સ્વતંત્રતા, સચ્ચી આઝાદી મળે ! ભગવાન પણ ઉપરી ના રહે, એવી આઝાદી પ્રાપ્ત થાય ! ! ભલે આ 'ઓરત' ઉપરી રહી હશે, તેનો વાંધો નથી, પણ ભગવાન તો ઉપરી ના જ રહેવા જોઈએ ! 'ઓરત' તો જ્યાં સુધી જીવશે ત્યાં સુધી ઉપરી રહે, પણ ભગવાન તો કાયમને માટે ઉપરી થઈને બેસે ને ?

**પ્રશ્નકર્તા :** મોક્ષ ના થાય તો ફરી પાછું આવવું પડે ને ?

**દાદાશ્રી :** એ આવે તોય એક-બે અવતાર પૂરતું ! પણ મુખ્ય તો શું છે ? કે આપણા તરફના કરાર પૂરા થઈ જવા જોઈએ. એના તરફના કરાર ભલે રહ્યા હોય, એના તરફના કરાર એ પૂરા કરશે ! પણ આપણા તરફના બૈરાં-છોકરાં બધાંના હિસાબ તો ચૂકવવા પડશે ને ?

આપણો આ બધો કરારી માલ છે, એમાં તમારો શુદ્ધ ઉપયોગ જતો રહેતો નથી. એ માલ તો જેમ જેમ સમભાવે નિકાલ થતો જાય, તેમ તેમ તમારો સંયમ વધતો જાય. સંયમને જ પુરુષાર્થ કહ્યો છે. જેમ જેમ સંયમ વધતો જાય. તેમ તેમ તેનો નિકાલ પણ જલદી થતો જાય. 'ઓટોમેટિક' બધું થતું થતું 'કેવળજ્ઞાન' પર આવી જાય.

'તમારે' કશું કરવાનું નહીં. તમારે તો નક્કી કરવાનું કે 'મારે દાદાની આજ્ઞા પાળવી છે.' અને ના પળાય તોય તેની ચિંતા નહીં કરવાની. તમારે દૃઢ નિશ્ચય કરવાનો કે મારાં સાસુ વઢે છે, તો તેમની જોડે, દેખાય તે પહેલાં જ મનમાં નક્કી કરવું કે 'મારે દાદાની આજ્ઞા પાળવી છે અને આમની જોડે 'સમભાવે નિકાલ' કરવો જ છે.' પછી સમભાવે નિકાલ ના થાય, તો તમે જોખમદાર નથી તમે. તમે આજ્ઞા પાળવાના અધિકારી, તમે તમારા નિશ્ચયના અધિકારી છો, એના પરિણામના અધિકારી તમે નથી ? તમારે નિશ્ચય હોવો જોઈએ કે મારે આજ્ઞા પાળવી જ છે. પછી ના પળાય તો તેનો ખેદ તમારે કરવાનો નહીં. પણ હું તમને દેખાડું તે પ્રમાણે પ્રતિક્રમણ કરવાનું. અતિક્રમણ કર્યું માટે પ્રતિક્રમણ કરો. આટલો સરળ, સીધો ને સુગમ માર્ગ છે તેને સમજી લેવાનો છે !



## [૧૯]

## દુઃખ દઈને મોક્ષે ના જવાય

**પ્રશ્નકર્તા :** મનુષ્ય તરીકે આપણો ધર્મ શો છે ?

**દાદાશ્રી :** કેમ કરીને આ જગતમાં આપણાં મન-વચન-કાયા લોકોને કામ લાગે એ આપણો ધર્મ છે. લોકોનો ધક્કો ખાઈએ, વાણીથી કોઈને સારી સમજણ આપીએ. બુદ્ધિથી સમજણ પાડીએ, કોઈને દુઃખ ના થાય એવું આપણે વલણ રાખીએ, એ આપણો ધર્મ છે. કોઈ જીવને દુઃખ ના થાય, તેમાં બધા જીવની બાધા ના લેવાય તો મનુષ્ય એકલાની એવી બાધા લેવી જોઈએ. અને મનુષ્યની બાધા લીધી હોય તો બધા જીવની બાધા લેવી જોઈએ કે આ મન-વચન-કાયાથી કોઈ જીવને દુઃખ ના હો. આટલો જ ધર્મ સમજવાનો છે !

આ તો પૈણીને જાય એટલે સાસુ એને દુઃખ દે ને એ સાસુને દુઃખ દે. પછી નર્કગતિ બાંધે. સાસુયે સમજી જાય કે છોકરો ખોઈ નાખવો હોય તો પૈણાવવાનો !

તમારા ઓરિયા બધા પૂરા થયા કે ?

**પ્રશ્નકર્તા :** આપનું જ્ઞાન લીધા પછી એમ થાય છે કે ગંગાનું જેમ પવિત્ર ઝરણું વહી જાય છે, તેમ આપણે પણ વહી જવું.

**દાદાશ્રી :** હા, વહી જવું. કોઈને અસર ના થાય, કોઈનેય દુઃખ ના થાય એ રીતે. કોઈનેય દુઃખ દઈને આપણે મોક્ષે જઈએ, એ બને નહીં. કોઈને દુઃખ થયું એટલે આપણે વહેતા હોઈએ ત્યાંથી પેલો દોરડું નાખીને પકડશે કે ઊભા રહો અને બધાંને સુખ આપીએ તો બધાં જવા દે. પાનચારો કરાવીએ તોય જવા દે, બીડી આપીએ તોય, છેવટે લવિંગનો દાણોય આપે

તોય જવા દે. લોક આશા રાખે કંઈક મળશે. લોક આશા ના રાખે તો આપ મહેરબાન શાના ? મોક્ષે જનારા મહેરબાન કહેવાય. તે મહેરબાની દાખવતાં દાખવતાં આપણે જવાનું.

**પ્રશ્નકર્તા :** લોકોને આશા હોય, પણ આપણે આશા રાખવાની શી જરૂર ?

**દાદાશ્રી :** આપણે આશા રાખવાની નહીં. આ તો એમને પાન-સોપારી કે કંઈક આપીને ચાલવા માંડવાનું. નહીં તો આ લોકો તો ઊંધું બોલીને અટકાવશે. એટલે આપણે અટાવી-પટાવીને કામ કાઢી લેવાનું. લોક મોક્ષે એમ ને એમ ના જવા દે. લોકો તો કહેશે, 'અહીં શું દુઃખ છે તે ત્યાં હેંડ્યા ? અહીં અમારી જોડે મજા કરો ને ?'

**પ્રશ્નકર્તા :** પણ આપણે લોકોનું સાંભળીએ તો ને ?

**દાદાશ્રી :** સાંભળીએ નહીં તોય એ ઊંધું કરશે. એમને ચારેય દિશા ખુલ્લી હોય ને તમારે એક દિશા ખુલ્લી હોય. એટલે એમને શું? એ ઊંધું કરી શકે ને તમારાથી ઊંધું ના કરાય.

બધાંને રાજી રાખવાનાં. રાજી કરીને ચાલતા થવાનું. આમ આપણી સામે તાકીને જોતો હોય ત્યાં તેને 'કેમ છો સાહેબ ?' કહ્યું, તો એ ચાલવા દે અને તાકીને જોઈ રહ્યો હોય ને આપણે કશું ના બોલીએ, ત્યારે એ મનમાં કહેશે કે આ તો બહુ 'ટેસી'વાળા છે ! તે પાછું તોફાન માંડે !

**પ્રશ્નકર્તા :** આપણે સામાને રાજી કરવા જઈએ તો આપણામાં રાગ ના પેસી જાય ?

**દાદાશ્રી :** એવી રીતે રાજી નહીં કરવાનું. આ પોલીસવાળાને કેવી રીતે રાજી રાખો છો ? પોલીસવાળા પર રાગ બેસે છે તમને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** રાજી તેય બધાંને કંઈ રાખવાની જરૂર નથી. આપણા રસ્તામાં કોઈ આડો આવે ત્યારે એને સમજાવી પટાવીને કામ કાઢી લેવાનું

છે. આમને તો આડા આવતાં વાર ના લાગે. એમનો કોઈનો આપણને ધક્કો વાગી જાય, તો સામા ફરિયાદ કરવા જવાનું નહીં, પણ અટાવી-પટાવીને કામ કાઢી લેવા જેવું છે.

## ફરજ બજાવો, પણ ચેતીને !

**પ્રશ્નકર્તા :** સર્વિસના હિસાબે કોઈની સાથે કષાયો થઈ જાય કે કરવા જ પડે તો, તેથી આત્માને કંઈ લાગે ખરું ?

**દાદાશ્રી :** ના, પણ પછી પસ્તાવો થાય ને ?

**પ્રશ્નકર્તા :** ફરજ બજાવવામાં કષાયો કરવા પડે તો શું કરવું ?

**દાદાશ્રી :** તમારી વાત બરાબર છે. એવો સંપૂર્ણ સંયમ ના હોય કે ફરજ બજાવતાંય પણ સંયમ રહે, છતાંય કોઈને બહુ દુઃખ થાય તો મનમાં એમ થવું જોઈએ કે બળ્યું, આપણા હાથે આવું ના થાય તો સારું.

**પ્રશ્નકર્તા :** પણ ફરજ તો બજાવવી જ જોઈએ ને ? આ પોલીસવાળા શું કરે ?

**દાદાશ્રી :** ફરજ બજાવવી જ પડે, એમાં ચાલે નહીં. એ તો પોલીસવાળાએ બે-ત્રણ ચોર ફરતા હોય તો પકડવા જ પડે, એમાં ચાલે નહીં. એ વ્યવહાર છે. પણ હવે એમાં બે ભાવ રહે છે, એક તો ફરજ બજાવતાં ક્રૂરતા ના રહેવી જોઈએ. ક્રૂરભાવ જે પહેલાં રહેતો હતો, તે હવે રહેવો ના જોઈએ. આપણો આત્મા (પ્રતિષ્ઠિત આત્મા) ના બગડે તેમ રાખવું. બાકી ફરજ તો બજાવવી જ પડે. ગુરખો હોય તેનેય બજાવવી પડે, અને બીજું મનમાં એમ પશ્ચાતાપ રહેવો જોઈએ કે આવું આપણે ભાગ ના આવે તો સારું !



# [૨૦]

## અનાદિનો અધ્યાસ

**પ્રશ્નકર્તા :** અમે જ્યારે જ્યારે અમારા વ્યવહારમાં ને વર્તનમાં આવીએ છીએ ત્યારે, 'હું શુદ્ધાત્મા છું' કે 'ચંદુલાલ છું' એની કંઈ જ સમજ પડતી નથી.

**દાદાશ્રી :** એ સમજી લેવાની જરૂર છે. 'તમે' ચંદુલાલેય છો ને 'તમે' 'શુદ્ધાત્મા'ય છો ! 'બાય રિલેટિવ વ્યુપોઈન્ટ'થી તમે 'ચંદુલાલ' ને 'બાય રિયલ વ્યુ પોઈન્ટ'થી તમે 'શુદ્ધાત્મા' છો ! 'રિલેટિવ' બધું વિનાશી છે. વિનાશી ભાગમાં તમે ચંદુલાલ છો ! વિનાશી વ્યવહાર બધો ચંદુલાલનો છે અને અવિનાશી તમારો છે ! હવે 'જ્ઞાન' પછી અવિનાશીમાં તમારી જાગૃતિ હોય.

સમજવામાં જરા ખામી આવે તો આવી કો'કવાર કો'કને ભૂલ થાય. બધાને થાય નહીં.

તમે ચંદુલાલ એકલા નથી. કોઈ જગ્યાએ તમે સર્વિસ કરતા હો તો તમે એના નોકર છો. તે આપણે નોકર તરીકેની બધી ફરજો પૂરી કરવાની. કોઈ કંઈ કાયમનો નોકર નથી.

**પ્રશ્નકર્તા :** અતિક્રમણ એટલાં બધાં હોય છે કે એક પ્રસંગ પૂરો ના કર્યો હોય, ત્યાં બીજો તૈયાર હોય. ત્યાં આગળ પ્રતિક્રમણનો ઉપયોગ કરવા જતાં બીજો ફોર્સ એટલો બધો આવે છે કે એને 'પેન્ડિંગ'માં રાખવું પડે છે.

**દાદાશ્રી :** એ તો ઢગલેબંધ આવે. ઢગલેબંધનો સમભાવે નિકાલ કરશો. ત્યાર પછી ધીમે ધીમે એ જોર ઓછું થશે. આ બધું પુદ્ગલ છે,

એટલે પુદ્‌ગલ શું કે પૂરણ જે કરેલું છે તે અત્યારે ગલન થાય છે, તેનો સમભાવે નિકાલ કરો.

એટલે આપણે અમુક અપેક્ષાએ ચંદુલાલ છીએ, અમુક અપેક્ષાએ શેઠ પણ છીએ, અમુક અપેક્ષાએ આના સસરા પણ છીએ, પણ તે આપણે આપણી 'લિમિટ' જાણીએ કે ના જાણીએ કે કેટલી અપેક્ષાએ હું સસરો છું ? પેલો ચોંટી પડે કે તમે કાયમના આના સસરા છો. ત્યારે આપણે કહીએ 'ના ભઈ, કાયમનો સસરો તો હોતો હશે ?'

આપણે તો 'શુદ્ધાત્મા' છીએ ને 'ચંદુલાલ' તો વળગણ છે. પણ અનાદિકાળનો પેલો અધ્યાસ છે, તેથી એ બાજુ ને એ બાજુ જ ખેંચી જાય છે. ડૉક્ટરે કહ્યું હોય કે જમણા હાથને વાપરશો નહીં, તોય જમણો હાથ થાળીમાં ઘાલી દે ! પણ 'આ' જાગૃતિ એવી છે કે તરત જ ખબર પડી જાય કે આ ભૂલ થઈ. આત્મા એ જ જાગૃતિ છે. આત્મા એ જ જ્ઞાન છે. પણ પહેલાંની અજાગૃતિ આવે, એટલે અજાગૃતિનો થોડો વખત માર ખાય.

**પ્રશ્નકર્તા :** આ દીકરો મારો, આ દીકરી મારી એમ થાય, એને પાછું 'હું શુદ્ધાત્મા છું' ને 'આ તો ન હોય મારું, ન હોય મારું' એમેય થાય.

**દાદાશ્રી :** મહીં ગુણાકાર થાય, તેના પાછા ભાગાકાર કરી નાખીએ. મહીં બધા જાત જાતના 'કારકો' છે. એક-બે જ નથી. આ તો બધી માયા છે. એટલે એ તો આપણને જાતજાતનું દેખાડે. આ બધાને આપણે ઓળખવા પડશે. આ આપણો હિતેચ્છુ છે, આ દુશ્મન છે, એમ બધાને ઓળખવા પડશે.

**પ્રશ્નકર્તા :** અમારે તો મહીં અવળી-હવળી બધી જ જમાતો ભેગી છે, આ તો રોજનું જ છે.

**દાદાશ્રી :** કોઈ પણ ભાવ આપણને મહીં ઉત્પન્ન થાય અને તેનો આમળો ચઢે તો ત્યાંથી છોડી દેવું બધું. આમળો ચઢે કે તરત બધું ઊંધે રસ્તે છે, એવી ખબર પડી જાય. જ્યાં હતા ત્યાંથી 'હું શુદ્ધાત્મા છું' કરીને ભાગી જવું. નિરાકુળતામાંથી જરાક વ્યાકુળતા ઉત્પન્ન થઈ કે 'આ આપણું સ્થાન ન હોય' કરીને ભાગી જવું.

**પ્રશ્નકર્તા :** અહીં જ મારી ભૂલ થાય છે. આકુળતા-વ્યાકુળતા થાય ત્યારે હું ભાગી જતો નથી, પણ સામો બેસી રહું છું.

**દાદાશ્રી :** અત્યારે બેસવા જેવું નથી. આગળ ઉપર બેસજો. હજી શક્તિ બરાબર આવ્યા વગર બેસીએ તો માર ખાઈએ. 'આપણો' તો નિરાકુળતાનો પ્રદેશ ! જ્યાં કંઈ પણ આકુળતા-વ્યાકુળતા છે, ત્યાં કર્મ બંધાશે. નિરાકુળતાથી કર્મ બંધાય નહીં. વ્યાકુળ થઈને આ સંસારનો કંઈ પણ ફાયદો થવાનો નથી ને જે થશે એ તો 'વ્યવસ્થિત' છે, માટે નિરાકુળતામાં રહેવું. જ્યાં સુધી શુદ્ધ ઉપયોગ રહે, ત્યાં સુધી નિરાકુળતા રહે.

અમારે નાનપણમાં આવી બુદ્ધિ હતી. સામાને માટે 'સ્પીડી' અભિપ્રાય બાંધી દે. ગમે તેના માટે સ્પીડી અભિપ્રાય બાંધી દે. એટલે હું સમજી જાઉં કે તમારું આ બધું શું ચાલતું હશે ?

ખરી રીતે તો, કોઈનાય માટે અભિપ્રાય રાખવા જેવું જગત જ નથી. કો'કને માટે અભિપ્રાય રાખવો એ જ આપણું બંધન છે ને કોઈના અભિપ્રાય રહ્યા નહીં એ આપણો મોક્ષ છે. કો'કને ને આપણને શું લેવાદેવા ? એ એનાં કર્મ ભોગવી રહ્યા છે, આપણે આપણાં કર્મ ભોગવી રહ્યા છીએ. સૌ સૌનાં કર્મ ભોગવી રહ્યાં છે. એમાં કોઈને લેવાદેવા જ નથી, કોઈનો અભિપ્રાય બાંધવાની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** હવે અમારે અભિપ્રાય ક્યાં બંધાય છે, વ્યવહારમાં બંધાય છે. આ તો એવું બને કે મને ખબરે પણ ના હોય ને કહેશે, આ ચંદુલાલને કહ્યું છે, તમને ૫૦૦૦ રૂપિયા આપી ગયા ને ? ત્યારે મને ખબરેય ના હોય કે આ મારા નામે ખોટું બોલીને આવ્યો છે. એટલે પછી અભિપ્રાય પડે કે આ જૂઠો છે; ખોટો છે.

**દાદાશ્રી :** ભગવાને તો એટલે સુધી કહ્યું છે કે ગઈ કાલે આપણા ગજવામાંથી સો રૂપિયા એક માણસ લઈ ગયો ને આપણને અણસારાથી કે આજુબાજુના વાતાવરણથી એ ખબર પડી. પછી બીજે દહાડે એ આવે તો એના પર દેખતાંની સાથે શંકા કરવી એ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** અને આ અભિપ્રાય રહે છે કે આ જૂઠો છે, તો એ ગુનો છે ?

**દાદાશ્રી :** શંકા કરવી ત્યાંથી જ ગુનો ઉત્પન્ન થાય છે. ભગવાને શું કહ્યું છે કે ગઈકાલે એનાં કર્મના ઉદયથી ચોર હતો ને આજે ના પણ હોય, આ તો બધું ઉદય પ્રમાણે છે.

**પ્રશ્નકર્તા :** પણ તો અમારે વર્તવું કેવી રીતે ? અમે જો અભિપ્રાય નથી રાખતા, તો એ પેંધી પડ્યો કે આ તો ઠીક છે, આ કંઈ બોલવાના નથી. માટે આપણે રોજ રોજ આક્ષેપો નાખતા જાવ.

**દાદાશ્રી :** નહીં, આપણે તો એને અભિપ્રાય આપ્યા સિવાય ચેતીને ચાલવું. આપણે ગજવામાં પૈસા રાખતા હોય ને આપણે જાણ્યું કે આ માણસ અહીંથી ઉઠાવી ગયો છે, તો કોઈની ઉપર અભિપ્રાય ના બંધાય. એટલા માટે આપણે પૈસા બીજી જગ્યાએ મૂકી દેવા.

**પ્રશ્નકર્તા :** એમ નથી, આ તો એક માણસ પોતાનો કોઈ બીજો લેણદાર હોય, એને એમ કહેશે, 'મેં ચંદુભાઈને કહ્યું છે, એમણે તમને પૈસા મોકલી આપ્યા છે.' ત્યારે થાય કે હું તને મળ્યો નથી, તું મને મળ્યો નથી ને આટલું જૂઠું બોલે છે ? મારે આવું બને, ત્યાં હવે કેવી રીતે વર્તવું ?

**દાદાશ્રી :** હા, એવું બધું ખોટુંય બોલે, પણ એ બોલ્યો શાથી ? કેમ બીજાનું નામ ના દીધું ને ચંદુભાઈનું જ દે છે ? માટે આપણે કંઈક ગુનેગાર છીએ. આપણા કર્મનો ઉદય એ જ આપણો ગુનો છે.

**પ્રશ્નકર્તા :** પણ અહીંયાં મારે વર્તવું કેમ ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષથી આ સંસાર ઊભો થાય છે. આનું મૂળ જ રાગ-દ્વેષ છે. રાગ-દ્વેષ કેમ થાય છે ? ત્યારે કહે કે કોઈનામાં ડખલ કરી કે રાગ-દ્વેષ ઊભો થયો. એ ઘરમાંથી ચોરી ગયો હોય છતાંય તમે એને ચોર માનો, તો તમારો રાગ-દ્વેષ ઊભો થયો. કારણ કે 'આ ચોર છે' એવું તમે માનો છો અને એ તો લૌકિક જ્ઞાન છે. અલૌકિક જ્ઞાન તેવું નથી. અલૌકિકમાં તો એક જ શબ્દ કહે છે કે તે તારા જ કર્મનો ઉદય છે. એનો

કર્મનો ઉદય અને તારા કર્મનો ઉદય, એ બે ભેગા થાય એટલે એ લઈ ગયો. તેમાં તું ફરી પાછો શા માટે અભિપ્રાય બાંધે છે કે આ ચોર છે?

અમે તો તમને કહીએ ને કે, ચેતીને ચાલો, હડકાયેલું કૂતરું મહીં પેસી જાય છે એમ લાગે કે તરત 'આપણું' બારણું વાસી દો. પણ તેની પર તમે એમ કહો કે આ હડકાયેલું જ છે, તો એ અભિપ્રાય બાંધ્યો કહેવાય.

**પ્રશ્નકર્તા :** અરે દાદા, કૂતરું પેસી જશે, માટે બારણું વાસવાને બદલે હું સામો જોર કરું અને બારણું બંધ કરતાંય બારણાનો ફજેતો કરું ને કૂતરાનોય ફજેતો કરું !

**દાદાશ્રી :** આ બધું લૌકિક જ્ઞાન છે. ભગવાનનું અલૌકિક જ્ઞાન તો શું કહે છે કે કોઈની ઉપર આરોપેય ના આપશો, કોઈની ઉપર અભિપ્રાય ના બાંધશો. કોઈના માટે કશો ભાવ જ ના કરશો. 'જગત નિર્દોષ જ છે!' એવું જાણશો તો છૂટશો. જગતના તમામ જીવો નિર્દોષ જ છે ને હું એકલો જ દોષિત છું, મારા જ દોષે કરીને બંધાયેલો છું, એવી દૃષ્ટિ થશે ત્યારે છૂટાશે.

ભગવાને જગત નિર્દોષ જોયું, મને પણ કોઈ દોષિત દેખાતું નથી. ફૂલહાર ચઢાવે તોય કોઈ દોષિત નથી ને ગાળો ભાંડે તોય કોઈ દોષિત નથી અને જગત નિર્દોષ જ છે. આ તો માયાવી દૃષ્ટિને લઈને બધા દોષિત દેખાય છે. આમાં ખાલી દૃષ્ટિનો જ દોષ છે.

દાનેશ્વરી માણસ દાન આપે છે તેને એ કહે, 'આ દાન આપે છે એ કેવા સરસ લોકો છે ?' ત્યારે ભગવાન કહે છે કે તું શું કરવા રાજી થાય છે ? એ એનાં કર્મના ઉદય ભોગવી રહ્યો છે. દાન લેનારાય એનાં કર્મના ઉદય ભોગવી રહ્યા છે. તું વચ્ચે વગર કામનો શું કરવા ભાંજગડ કરે છે ? ચોરી કરનારા ચોરી કરે છે, એય એનાં કર્મના ઉદય ભોગવી રહ્યા છે. જગત આખુંય પોતપોતાનાં કર્મને જ વેદે છે !

અમે તમને જ્યારથી જોયા, જ્યારથી ઓળખ્યા, ત્યારથી અમારો તો કોઈ દિવસ અભિપ્રાય ના બદલાય. પછી તમે આમ ફરો કે તેમ ફરો, એ

બધું તમારા કર્મના ઉદયને આધીન છે.

જ્યાં સુધી પોતાના દોષો દેખાતા નથી અને પારકાના જ દોષો દેખાયા કરે છે, એવી દૃષ્ટિ જ્યાં સુધી છે, ત્યાં સુધી સંસાર ઊભો રહેવાનો. અને જ્યારે પારકાના એકુય દોષ નહીં દેખાય અને પોતાના બધા જ દોષો દેખાશે, ત્યારે જાણવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. બસ આટલો જ દૃષ્ટિફેર છે !

પારકા દોષ દેખાય છે એ જ આપણી જ દૃષ્ટિમાં ભૂલ છે. કારણ કે આ બધા જીવો કોઈ પોતાની સત્તાથી નથી, પરસત્તાથી છે. પોતાનાં કર્મના આધારે છે. નિરંતર કર્મોને ભોગવ્યા જ કરે છે ! એમાં કોઈ કોઈનો દોષ હોતો જ નથી. જેને આ સમજણ પડી તે મોક્ષે જશે. નહીં તો વકીલાત જેવી સમજણ પડી, તો અહીંનો અહીં જ રહેશે. અહીંનો ન્યાય તોલશે તો અહીંનો અહીં જ રહેશે.



## [૨૧]

## ચીકણી 'ફાઈલો'માં સમભાવ

**પ્રશ્નકર્તા :** સંસારમાં મોટામાં મોટું કાર્ય, આ ફાઈલોનો 'સમભાવે નિકાલ' કરવાનું, તે છે ને ?

**દાદાશ્રી :** હા, આ 'ફાઈલો'ની જ ભાંજગડ છે. આ 'ફાઈલો'થી જ તમે અટક્યા છો. આ ફાઈલોએ જ તમને આંતર્યા છે. બીજું કોઈ આંતરનાર નથી. બીજે બધે વીતરાગ જ છો તમે.

**પ્રશ્નકર્તા :** ભાવ ઘણો હોય છતાં સમભાવે નિકાલ ના થાય, તો શું કરવું ?

**દાદાશ્રી :** હા, તેવું બને પણ તેની જોખમદારી આપણી નથી. આપણે નક્કી એવું રાખવું જોઈએ કે 'સમભાવે નિકાલ' ના થાય તોય આપણે આપણો 'સમભાવે નિકાલ' કરવાનો ભાવ ફેરવવો નથી જ. મનમાં એવું ના થવું જોઈએ કે બળ્યું હવે નિકાલ નથી કરવો. મારે 'સમભાવે નિકાલ' કરવો જ છે, એવો ભાવ આપણે છોડવો નહીં. 'સમભાવે નિકાલ' ના થાય, એ 'વ્યવસ્થિત'ના તાબાની વાત છે.

**પ્રશ્નકર્તા :** આજે નિકાલ ના થાય તો, કાલે-પરમ દિવસે થાય જ ને ?

**દાદાશ્રી :** એંસી ટકા તો નિકાલ એની મેળે જ થઈ જાય. આ તો દસ-પંદર ટકા જ ના થાય. તેય પાછી બહુ ચીકણી હોય તેનું જ. તેમાંય આપણે ગુનેગાર નથી, 'વ્યવસ્થિત' ગુનેગાર છે. આપણે તો નક્કી જ કર્યું કે 'સમભાવે નિકાલ' કરવો જ છે. આપણા બધા જ પ્રયત્નો 'સમભાવે નિકાલ' કરવાના હોવા જોઈએ.

અત્યારે તો દરેકને ચીકણી ફાઈલ હોય. ચીકણી ફાઈલ ના લાવ્યા હોય તો, જ્ઞાની પાસે કંઈ વર્ષોનાં વર્ષો બેસી રહેવાની જરૂર જ ના પડે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કંઈક કરો કે ફટ દઈને ફાઈલો ઊડી જાય.

**દાદાશ્રી :** એવું છે કે આત્માની જે શક્તિ છે તે જ્યાં સુધી પ્રગટ ના થાય ત્યાં સુધી પૂર્ણકામ ના થાય. હવે હું કરી આપું તો તમારી શક્તિ પ્રગટ થયા વગરની રહે. પ્રગટ તો આપણે જ કરવી જોઈએ ને ? આવરણ તો તોડવું પડે ને ? અને આપણે નક્કી કર્યું કે આ ફાઈલોનો નિકાલ કરવો જ છે, ત્યારથી એ આવરણ તૂટશે. એમાં તમારે કશી મહેનત નથી. ખાલી તમારે તો એવો ભાવ જ કરવાનો છે. સામી ફાઈલ વાંકી થાય તોય આપણે તો ફાઈલનો 'સમભાવે નિકાલ' કરવો.

આપણે તો આત્માને નિરાલંબ કરવાનો છે. નિરાલંબ ના થાય તો અવલંબન રહી જાય અને અવલંબન રહે ત્યાં સુધી 'એબ્સોલ્યુટ' ના થાય! નિરાલંબ આત્મા એ 'એબ્સોલ્યુટ' આત્મા છે. તો ત્યાં સુધી આપણે જવાનું છે. ભલે આ ભવમાં ના જવાય, તેનો વાંધો નથી. આવતે ભવે તો તેવું થઈ જ જવાનું છે, એટલે આ ભવમાં તો આપણે આજ્ઞા પાળીને 'સમભાવે નિકાલ' જ કરવાનો છે. એ મોટી આજ્ઞા છે અને ચીકણી ફાઈલ, તે કેટલી હોય ? તે કંઈ ઓછી બસેં-પાંચસે હોય છે ? બે-ચાર જ હોય અને ખરી મજા જ ચીકણી ફાઈલ હોય ત્યાં આવે ને!

**પ્રશ્નકર્તા :** ઘણી વખત ચીકણી ફાઈલનો નિકાલ કરતાં કરતાં ભારે પડી જાય, તાવ આવી જાય !

**દાદાશ્રી :** એ બધી નિર્બળતા નીકળી જાય છે. જેટલી નિર્બળતા નીકળી એટલું બળવાનપણું આપણામાં ઉત્પન્ન થાય. પહેલાં હતું, તેના કરતાં વધારે બળવાનપણું આપણને લાગે.

અમે એક ગામમાં 'કંટ્રાક્ટ' કરવા ગયા હતા. પુલ બાંધવાનો હતો, ૧૯૩૯ની સાલમાં. ત્યારે મારી ઊંમર ૩૦-૩૧ વર્ષની હતી. તે ગામનો વાણિયો આખો દા'ડો ધંધો કરે પણ રાત્રે જુગાર રમી આવે ને પૈસા બગાડે. રાત્રે વાણિયો મોડો આવે એટલે તેની વહુ છે તે એને સારો કરીને મારે.

તે ગામના લોકો અમને કહેવા આવ્યા કે, 'હેંડો શેઠ, ત્યાં જોયા જેવું છે.' મેં કહ્યું, 'અલ્યા, શું જોયા જેવું છે ?' ત્યારે એ લોકો કહે, 'તમે ચાલો તો ખરા.' તે અમે ત્યાં ગયા. ત્યાં તો બારણું અંદરથી વાસેલું જોયું. અંદર એની બાયડી લાકડી આમ મારતી હશે ત્યારે વાણિયો શું કહે, 'લે લેતી જા, લે લેતી જા, લે લેતી જા !!!' આ તો ખરું ! આ નવું શાસ્ત્ર ભણ્યા આપણે !! ત્યારે ગામડાવાળા મને કહે કે બઈ રોજ આને આમ મારે છે ને શેઠિયો શું બોલે છે કે લે લેતી જા !! આ શેઠેય છે ને અક્કલવાળો ! આ તો દુનિયા છે. દુનિયામાં જાત જાતના રંગ હોય ! વાણિયાએ આબરૂ રાખી ને ? આપણે તો એવી આબરૂ રાખવાની નથી, આપણે તો આબરૂ રહેલી જ છે. આપણે તો ફક્ત 'સમભાવે નિકાલ' કરવાનો છે.

એક વકીલ તો એના અસીલને કહે કે, 'તમે અહીંથી જાવ છો કે નહીં ? નહીં તો તમને કૂતરું કૈડાવીશ !' આનું નામ વકીલ, L L. B. !! હવે અસીલેય એવા બધા.

ઠામ-ઠેકાણાં વગરની આ દુનિયા છે. અમે આને પોલમ્પોલ કહીએ છીએ. ગુનેગાર છટકી જાય ને બિનગુનેગાર પકડાઈ જાય ! આને પોલમ્પોલ ના કહેવાય, તો શું કહેવાય ? આ જગતના વ્યવહારથી જગત પોલમ્પોલ છે અને કુદરતના નિયમથી જગત બિલકુલ કાયદેસર છે. લોકોને આનો હિસાબ ગણતાં નથી આવડતો. આ દેખાય છે તે હિસાબ આવ્યો ? ના, ના. આ કુદરત કહે છે, પહેલાંનો હિસાબ હતો તે આ આવ્યો અને હવે આનો હિસાબ તો પછી આવશે. માટે આપણે ભૂલ ભોગવી લેવાની. જે અત્યારે દુઃખ ભોગવતો હોય એ એની પોતાની જ ભૂલ છે, બીજા કોઈની ભૂલ નથી.

**પ્રશ્નકર્તા :** આ 'ચીકણી ફાઈલો' છે તેય આપણી જ ભૂલને ?

**દાદાશ્રી :** હા, એને આપણે જ ચીકણી કરી છે, માટે આપણે એની ચીકાશ કાઢવાની છે અને ભોળા માણસની બધી ફાઈલો ભોળી હોય.

**પ્રશ્નકર્તા :** ચીકણી ફાઈલોવાળા લુચ્ચા હોય ?

**દાદાશ્રી :** ના, એમને લુચ્ચા ના કહેવાય. અહંકારે કરીને ચીકણું

કર કર કર્યા કરે. અને ભોળા માણસ 'સારું ત્યારે' કહીને છોડી દે. એને અહમ્‌ની કશી જ પડેલી ના હોય.

## વાણીમાં મધુરતા, 'કૉઝિઝ'નું પરિણામ

દોષ જ બધા વાણીના છે. વાણી સુધરે નહીં, મીઠી ના થાય તો આગળ ફળે નહીં. દેહના દોષ તો ઠીક છે, એને ભગવાને 'લેટ ગો' કર્યા. પણ વાણી તો બીજાને વાગે ને ?

વાણીમાં મધુરતા આવી કે ગાડું ચાલ્યું. એ મધુર થતી થતી છેલ્લા અવતારમાં એટલી મધુર થાય કે એની જોડે કોઈ 'ફ્રુટ'ને સરખાવી ના શકાય, એટલી મીઠાશવાળી હોય ! અને કેટલાક તો બોલે તો એવું લાગે કે પાડાઓ બોંગડે છે ! આય વાણી છે ને તીર્થંકર સાહેબોનીય વાણી છે!!!

**પ્રશ્નકર્તા :** ભાવ એવા કર્યા હોય કે આવી સ્યાદ્વાદ વાણી પ્રાપ્ત હો, આવી મધુરી વાણી પ્રાપ્ત હો તો તે ભાવ જ એવી વાણીની રેકર્ડ કાઢે ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. વાણી તો આપણે ભાવથી એવી માંગણી દરરોજ કરવાની કે મારી વાણીથી કોઈને પણ દુઃખ ના હો અને સુખ હો. પણ એકલી માંગણી જ કરવાથી કશું ના વળે. એવી વાણી ઉત્પન્ન થાય, એનાં 'કૉઝિઝ' કરવાનાં. તેથી તેવું ફળ આવે. વાણી એ ફળ છે. સુખ દેવાવાળી વાણી નીકળે, એટલે એ મીઠી થતી જાય અને દુઃખ દેવાવાળી વાણી કડવી થતી જાય. પછી પાડા બોંગડે ને એ બોંગડે, બેઉ સરખું લાગે !

## મશ્કરીથી વચનબળ તૂટે !

**પ્રશ્નકર્તા :** વચનબળ કેવી રીતે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** એક પણ શબ્દ મશ્કરી માટે વાપર્યો ના હોય, એક પણ શબ્દ ખોટા સ્વાર્થ કે પડાવી લેવા માટે ના વાપર્યો હોય, શબ્દનો દુરુપયોગ ના કર્યો હોય, પોતાનું માન વધે એટલા માટે વાણી ના બોલ્યા હોય, ત્યારે વચનબળ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** પોતાના માનને માટે અને સ્વાર્થને માટે બરોબર છે, પણ મશ્કરી કરી તેમાં શો વાંધો છે ?

**દાદાશ્રી :** મશ્કરી કરી તે તો બહુ ખોટું. એના કરતાં માન કરો તે સારું ! મશ્કરી તો ભગવાનની થઈ કહેવાય ! તમને એમ લાગે છે કે આ ગધેડા જેવો માણસ છે, પણ એ તો ભગવાન છે ! 'આફ્ટર ઓલ' એ શું છે, એ તપાસ કરી લો. 'આફ્ટર ઓલ' તો ભગવાન જ છે ને ?

મને મશ્કરીની બહુ ટેવ હતી. મશ્કરી એટલે કેવી કે બહુ નુકસાન-કારક નહીં, પણ સામાને મનમાં અસર તો થાય ને ? આપણી બુદ્ધિ વધારે વધેલી હોય, તેનો દુરુપયોગ શેમાં થાય ? ઓછી બુદ્ધિવાળાની મશ્કરી કરે એમાં ! આ જોખમ જ્યારથી મને સમજાયું, ત્યારથી મશ્કરી કરવાની બંધ થઈ ગઈ. મશ્કરી એ કંઈ થતી હશે ? મશ્કરી એ તો ભયંકર જોખમ છે, ગુનો છે ! મશ્કરી તો કોઈનીય ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ વધારે બુદ્ધિવાળાની મશ્કરી કરીએ, તો શો વાંધો ?

**દાદાશ્રી :** ના, પણ ઓછી બુદ્ધિવાળો મશ્કરી સ્વાભાવિક રીતે કરે જ નહીં ને ?

કોઈ ભગવાન આમ આમ ચાલતા હોય એને આપણાં લોકો હસે. અલ્યા, શું મશ્કરી કરે છે ? મહીં ભગવાન સમજી ગયા બધું ! ભગવાનની આવી દશા થઈ, તેની પર તું મશ્કરી કરું છું એમ ? તારી દશાય એવી થશે ! આવો નિયમ જ છે ! માટે આ દશાઓ સાચવો.

**પ્રશ્નકર્તા :** મારાથી તો મોટાની મશ્કરી થઈ જાય છે.

**દાદાશ્રી :** એવું છે કે તમે તો અત્યારે આ વાત જાણી કે મશ્કરી કરવી એ ગુનો છે, હું તો નાની ઉંમરમાં જાણતો હતો, તોય આઠ-દસ વર્ષ સુધી મશ્કરી થયા કરી. તમને તો બહુ ઝપાટાબંધ જતી રહેશે.

છતાંય એવી મશ્કરી કરવામાં વાંધો નથી કે જેનાથી કોઈને દુઃખ ના થાય અને બધાને આનંદ થાય. એને નિર્દોષ ગમ્મત કહી છે. એ તો અમે અત્યારેય કરીએ છીએ, કારણ મૂળ જાય નહીં ને ? પણ એમાં નિર્દોષતા જ હોય !

## જ્ઞાનીની Flexibility

**પ્રશ્નકર્તા :** રમકડાં જેવાં નાનાં નાગોડિયાં છોકરાં જોડે તમને ફાવે છે કેમનું ?

**દાદાશ્રી :** અમે 'કાઉન્ટર પુલી'ઓના સેટ રાખીએ છીએ. એટલા બધા સેટ રાખીએ છીએ કે કોઈ માણસ અહીં આવ્યો કે તેવી જ અમારે 'કાઉન્ટર પુલી' ગોઠવી દેવાની. એટલે આવું બાળક આવે ને મને 'જે, જે' કરે, તો મારે એની જોડે વાતચીત કરવી પડે. અમારાથી બાળક ક્યારેય પણ ભય ના પામે.

**પ્રશ્નકર્તા :** આપની સમકક્ષાનું આવે તો શું કરો ?

**દાદાશ્રી :** આની સમકક્ષા હોતી જ નથી. આ અજોડ પદ ગણાય છે. શાસ્ત્રકારોએ જ આને અજોડ કહ્યું છે.

અમને ટ્રેનમાં કોઈ મળે ને અમે 'જ્ઞાની' છીએ એમ એ જાણતો ના હોય, તોય અમે પુલી ગોઠવી દઈએ, અમે પેસેન્જર છીએ એવી.

અમારી સમકક્ષાનો આવે તો તો હું એનો શિષ્ય થઈ જાઉં. અમે તો પહેલેથી નક્કી કરેલું છે કે દરેકના શિષ્ય થઈ જવું. એટલે એને અડચણ ના પડે. જે શિષ્ય થાય તે જ પોતાનો ગુરુ થશે, માટે ચેતીને ચાલજો. માટે ગુરુપણું કરી બેસશો નહીં. અને પેલાના શિષ્ય થઈએ તો અમને શું ફાયદો થાય ? અમે પેલાના જ ગુરુ થઈ બેઠા હોઈએ ! અડચણ આવે તો પૂછવા આવવું પડે !

**પ્રશ્નકર્તા :** એ બેઠું નહીં, દાદા.

**દાદાશ્રી :** અમે શિષ્ય થયા એટલે સંબંધ બંધાયો. એટલે ફરી એ અમારી પાસે શિષ્ય થઈને આવશે. અમે શિષ્ય ન થયા હોત તો એ અમારી પાસે આવત નહીં અને લાભ ઉઠાવે નહીં.

## સંસાર - પારસ્પરિક સંબંધો

વ્યવહારના સંબંધો ચ્યુત સ્વભાવના છે અને તમે અચ્યુત છો.

સંસારના સંબંધો ક્યારે ફસકી જાય, તે શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એવા જ છે. એવું તો અનુભવમાં આવી ગયું.

**દાદાશ્રી :** તારે હઉ અનુભવમાં આવી ગયું ? તારાં મમ્મી હઉં ચ્યુત સ્વભાવનાં છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** સહુ કોઈ સાથે ચ્યુત થનારો સંબંધ છે પણ એ તો મનમાં આપણે સમજવાનું, વ્યવહારમાં તો એવું બોલવાનું, 'મમ્મી, મને તારા વગર ગમતું નથી !'

મમ્મીય બોલે, 'બાબા, મને તારા વગર ગમતું નથી !' અને મહીં જાણે કે, આ ચ્યુત સ્વભાવના છે. આ બધું 'ડ્રામેટિક' છે. તમે મહીં 'હું શુદ્ધાત્મા છું' એમ જાણો ને આ 'ચંદુભાઈ'ના નામનું નાટક ભજવવાનું. આ ડ્રામામાં રાગ-દ્વેષ ના હોય. ડ્રામામાં મારામાર કરે, વઢંવઢા કરે, પણ મહીં રાગ-દ્વેષ ના હોય. આ ડ્રામા જે ચાલી રહ્યો છે, એ તો તું 'રિહર્સલ' કરીને જ આવેલો છે. તેથી તો અમે 'વ્યવસ્થિત' છે એમ કહીએ છીએ, નહીં તો ક્યારનોય આ બધું ફેરવી ના નાખે ?

આ દુનિયામાં ડ્રામા કરવાને બદલે લોકો કલેક્ટરની જગ્યા મળી હોય તો તે ઘેર પાંસરો બેઠો હોય, પણ ઑફિસની ખુરશીમાં તો આડો થઈ જાય. ઘેર આપણે જઈએ તો, 'આવો, બેસો કરે' ને ખુરશીમાં હોય તો ઊંચું જુએ પણ નહીં ! 'શું આ ખુરશી તને કૈડે છે ?' એ તને ગાંડપણ વળગાડે છે ? 'હું છું, હું છું' કરે. 'અલ્યા, શેમાં છે તું ?' ઘેર તો તને વહુ ટૈડકાવે છે !

કંઈક તો સમજવું જોઈએ ને ? બધા જોડે પારસ્પારિક સંબંધ છે. જગત એટલે શું ? પરસ્પર સદ્ભાવના ! કલેક્ટર હોય કે પછી નોકર હોય, પણ પરસ્પર સદ્ભાવના હોવી જોઈએ અને 'હેલ્પિંગ નેચર' હોવો જોઈએ, 'ઓબ્લાઈજિંગ' નેચર હોવો જોઈએ !



## [૨૨]

## તમને દુઃખ છે જ ક્યાં ?

આ સંસારમાં તમને દુઃખ છે જ ક્યાં ? દુઃખ તો દવાખાનામાં છે, જ્યાં પગ ઊંચો બાંધેલો છે ! ભયંકર દાઝેલા છે, તેમને દુઃખ છે. તમને દુઃખ જ શું પડ્યું છે ? અમથા બૂમાબૂમ કરો છો, વગર કામનાં !! આમને તો છ-છ મહિનાની જેલમાં ઘાલી દેવા જોઈએ ! તમે સારી વસ્તુને ખરાબ કહો છો, તો ખરાબને શું કહેશો ? દવાખાનામાં જ્યાં દુઃખ છે તેને દુઃખ કહો ને દુઃખ નથી તેને દુઃખ કેમ કહેવાય ? અમે અમારી જિંદગીમાં ક્યારેય પણ દુઃખ છે એવું બોલ્યા નથી. આવું તો બોલાતું હશે? આપણે શું મૂરખ માણસ છીએ ? બે આની, ચાર આની, આઠ આની, બાર આની, બધું જ સરખું ?

દુઃખ તો દવાખાનાવાળાને છે. આ બંગલાઓમાં, પલંગમાં સૂતા છે, તેમને નથી. પગ ઊંચા બાંધેલા હોય, દાઝેલા હોય તેમને તમે જોઈ આવો તો પોતાને દુઃખ નથી એવો ભાસ થાય. કુદરતને માટે પોતાને આનંદ થાય કે ઓહોહો ! કુદરતે કેવી સરસ 'પ્લેસ' મને આપી છે ? આ તો લોકોને ભાન જ નથી ને ? આ તો સારાને વગોવ્યો ને નબળાનેય વગોવ્યો ! વગોવણું કરવું એ જ ધંધો છે. આને માણસાઈ કેમ કહેવાય? કોને તકલીફ કહેવી, એની લિમિટ હોવી જોઈએ કે નહીં ? 'આજે મને ભૂખ ના લાગી, આજે મને આ તકલીફ. આ તે કેવી 'મેડનેસ?'

કેટલાક લોકો, મારા પગે ફ્રેક્ચર થયેલું ત્યારે પગે વજન લટકાવેલું જોઈને કહે, 'તમને ભગવાને આવું શા માટે દુઃખ આપ્યું હશે ? હવે ભગવાન છે જ નહીં !'

અલ્યા, ભઈ, મને ક્યાં દુઃખ આપ્યું છે ? એ તો તમને એવું લાગે

છે. દુઃખ આને કહેવાય નહીં, દુઃખ તો અહીં કાણું પાડીને ખાવાનું હોય, અહીં કાણું પાડીને પેશાબ કરવાનો હોય, એને દુઃખ કહેવાય. આ નાના બાબાઓ હોય, તેમને બહુ દુઃખ હોય બિચારાઓને. એને દુઃખ થાય ત્યારે રડે ખરો પણ બોલે નહીં કે મને આ દુઃખે છે ! અને આ અક્કરમીઓ ખાતી વખતે નવ રોટલી ખાઈ જાય ને કહેશે કે હું દુઃખી છું ! શું કહેવાય આ લોકોને ? દુઃખની વ્યાખ્યા હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? અને સુખની વ્યાખ્યાય હોવી જોઈએ કે સુખ કોને કહેવાય?

સંસારમાં સુખ અપાર છે પણ લોકોથી ભોગવાતું નથી ! કેવાં સુખો છે ! દૂધપાકેય જોડે મળે ને માલપૂડાય મળે, પાછા ચોખ્ખા ઘીના ! ઘારી મળે, દાળ, ભાત, શાક મળે તોય પણ આ દુઃખી ! આ મનુષ્ય સિવાય બીજાં જાનવરોને પૂછી આવો જોઈએ, 'દુઃખ છે ?' એવું મનુષ્યમાંય હલકી કોમમાં પૂછી આવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** પણ તમે તો કહો છો કે ઘારી ખાવાની ને પાછું એમાં તન્મય નહીં થવાનું.

**દાદાશ્રી :** એ તમારી લાઈનની વાત છે. તમને જેવું રાજ કરતાં આવડે એવું રાજ કરો ! કેવાં સુખો સામે આવીને ઊભાં રહ્યાં છે, ત્યારે દુઃખ ગા ગા કર્યા કરે છે !

આ જગતમાં કોઈ કાળે કાંણ કરવા જેવું જ નથી. ફક્ત વીસ-એકવીસ વર્ષની જુવાન છોકરી હોય ને એને કંઈ છૈયું-છોકરું ના હોય ને તે વિધવા થઈ હોય તો તેની કાંણ કરવા જેવી ખરી. કાંણ એટલે ક્લેશ કરવા જેવી તો કોઈ વસ્તુ જ નથી જગતમાં ! તોય આખો દહાડો ક્લેશ, ક્લેશ ને ક્લેશ ! અલ્યા, શું ભણ્યા ? તમે કેવું ભણ્યા છો ? આનું નામ ભણતર જ ના કહેવાય ને ? 'થીયરી' ઑફ 'રિલેટિવિટી' સમજવી જોઈએ ને ?

સાસુઓને પૂછે ત્યારે કહેશે, 'મારી વહુ ખરાબ છે.' તેમ બધી વહુઓને પૂછે, ત્યારે કહેશે કે 'મારી સાસુ ખરાબ છે !' અલ્યા, એવું કેમ કરીને બની શકે ? બધી વહુઓ, બધી સાસુઓ ખરાબ છે ?

આ જાનવરોય અમુક હદનાં દુઃખોને 'રિસ્પોન્સ' આપતાં નથી અને

મનુષ્યો રિસ્પોન્સ આપી દે છે, એટલી બધી 'ફૂલિશનેસ' છે !

આ લોકોનું દષ્ટિબિંદુ ૧૦૦ ટકા રોંગ છે.

**પ્રશ્નકર્તા :** બધાય ૧૦૦ ટકા રોંગ હોય, તે કઈ રીતે કહેવાય ?

**દાદાશ્રી :** ઉઘાડી આંખે અંધા છે. ઉઘાડી આંખે અંધા એટલે પોતાના હિતાહિતનું ભાન નથી. હું શું બોલું તો હિત ને શું કરું તો હિત, હું શું જાણું તો હિત, એની ખબર જ નથી. જેમાં ને તેમાં નકલો કરવામાં શૂરા થઈ ગયા છે ! બધું બદલાઈ ગયું છે. આપણા હિન્દુસ્તાનના લોક તો કોઈની નકલ કરે જ નહીં. અસલમાં તો આપણા ઉપરથી જગતે નકલો કરેલી. આ મોડર્ન જમાનો આવ્યો છે, તેનો મને વાંધો નથી. હું જાણું છું કે આ યુગ છે, તે આ યુગ આવી રીતે ચાલ્યા જ કરવાનો છે. હું યુગથી છૂટો રહું નહીં. પણ આ હિત કર્યું કે અહિત કર્યું તે હું જાણું. આ લોકોએ સંપૂર્ણ અહિત કર્યું છે.

મને ગમે તેટલો તાવ આવે પણ ઘરનાંએ ક્યારેય કોઈએ જાણ્યું નથી. એમાં શું જણાવવાનું ? આ લોક તાવવાળા નથી ? આમને શું જણાવવાનું ? આ તો પાછા ભૂલી જશે બિચારાં ! 'હું તો અનંત શક્તિવાળો છું.' મારે વળી આ લોકોને શું જણાવવાનું ?

આ લોકો તો 'તાવ છે, તાવ છે' કરીને પાછા પેલું થર્મોમીટર લાવીને મૂકે ! ૧૦૦°, ૧૦૧°, ૧૦૨° એમ ગણ્યા કરે ! અલ્યા, આ તો તાવ જાણવાનું સાધન છે. સાધ્ય વસ્તુ નથી !

મને દુઃખ છે એમ કહો છો ? દુઃખ તો હતું 'રિલેટિવ'માં, એ 'રિયલ'માં હતું નહીં. એ આરોપિત હતું. જ્યાં તમે નથી ત્યાં દુઃખ માનવામાં આવેલું છે 'રોંગ બિલીફ'થી ! ૨૫ ટકા હતું, તેને તમે બોલ્યા કે 'મને આ દુઃખ થયું છે' એવું બોલ્યા કે એ ૧૦૦ ટકા થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** હું શરીરની જોડે ભેગો થઈ ગયો. એટલે મને ૨૫ ટકા ને બદલે ૧૦૦ ટકા દુઃખ લાગી જાય છે.

**દાદાશ્રી :** જગત આખું 'હું જ ચંદુલાલ છું' એવું જ જાણે છે. આ

તો આવો જુદો વ્યવહાર, હવે તમે શીખ્યા !

**પ્રશ્નકર્તા :** પણ હવે 'ચંદુલાલને દુ:ખ છે' કહીએ તો દુ:ખ ૨૫ ટકાનું ૨૫ ટકા જ રહે ને ?

**દાદાશ્રી :** હા, પછી વધે નહીં. નહીં તો ૧૦૦ ટકા થઈ જાય. આ તો લોકોને ભાન જ નથી. તે દુ:ખોને ઊલટાં વધારી નાખે છે. પોતાનાં દુ:ખોનું વર્ણન કરીને દુ:ખોને ઊલટાં વધારી નાખે છે !

લોકો ચિંતા કર્યા કરે છે ને ? આ ચિંતા કરવાનીય હદ હોય. બધાં કંઈ 'જ્ઞાની' હોતાં નથી કે જેમને ચિંતા ના જ થાય. એટલે એનો કંઈ નિયમ હોય કે ના હોય ? ક્યાં સુધી ચિંતા કરવી ? ચિંતા એટલે ચિંતવન કર્યા કરવું કે હવે શું કરીશું ?

આ તો ભગવાન વગોવાય, કુદરત વગોવાય ! પછી ન્યાય જેવું રહ્યું જ ક્યાં ?

અઢી વર્ષનો બાબો, નાનો બાબો મરી ગયો હોય તોય રડે ને બાવીસ વર્ષનો પૈણાવેલો મરી ગયો હોય તોય રડે, ને પાંસઠ વર્ષનો ઘૈડો મરી જાય તોય રડે ! ત્યારે તને આમાં સમજણ શી પડી ? ક્યાં રડવાનું ને ક્યાં નહીં રડવાનું, એ સમજતો જ નથી !

**પ્રશ્નકર્તા :** આ રીતે બુદ્ધિનો ઉપયોગ તો કોઈ દહાડો થયો જ નથી.

**દાદાશ્રી :** એ નહીં થાય ત્યાં સુધી જગતમાં સુખ કેમ પડે ? મનુષ્યોને, જનાવરોને સુખ જ છે. મનુષ્યોને કંઈ દુ:ખ હોતું હશે ? ફક્ત આમને ભોગવતાં નથી આવડતું એટલું જ છે.

આ વાત બધા માનસશાસ્ત્રીઓને આપવાની છે. આનાથીય આગળની વાત છે. આ 'પરપોટો' ફૂટે નહીં, ત્યાં સુધી કામ નીકળશે. ફૂટી ગયો તો ખલાસ થઈ ગયું !!!

## સહી વિના મરણાંય નથી

જાત્રામાં જવાના હતા, ચાર વાગે ગાડીમાં બેસવાના હતા, તે બધા

ચાર-ચાર મહિના અગાઉથી જાણતા હતા ને ? અને મરતી વખતે કેમ નથી કહેતા કે મારે જવું છે ? એ તો ઠેઠ સુધી એમ કહે નહીં. મનમાં આશા જ રાખે કે હજી કંઈક દવા એવી આવશે ને તાલ બેસી જશે ! અને રાત્રે પાછું મહીં બહુ દુઃખ પડે ત્યારે પાછો એ જ કહે કે આનાં કરતાં છૂટાય તો સારું ! આ મરવાનું છે, તેય સહી કર્યા વગર નથી આવતું !!! આ ઈન્કમટેક્સવાળા દરેક બાબતમાં સહી પહેલી કરાવડાવે છે. તેમ આ મરવામાંય સહી પહેલી થાય પછી જ મરાય !

**પ્રશ્નકર્તા :** સહી ના કરે તો મોત નહીં આવે ને ?

**દાદાશ્રી :** સહી ના કરે તો મોત ના આવે. આ બધાં સહી કરી આપતાં હશે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** એક્સિડંટથી જે મરી જાય, તે તો ક્યાંથી સહી કરે ?

**દાદાશ્રી :** એય સહી કરેલી હોય. સહી કર્યા વગર તો કોઈ દહાડો મરાય જ નહીં. એ વગર તો મરવાનો અધિકાર જ નહીં. મરણ તો તમારી માલિકીનું છે, એમાં બીજા કોઈની ડખલ હોય નહીં. અને એક વાર તમારી સહી થઈ ગઈ પછી તમારું ના ચાલે.

**પ્રશ્નકર્તા :** આ ભવમાં સહી કરેલી કે ગયા ભવમાં ?

**દાદાશ્રી :** આ ભવમાં જ સહી કરી આપેલી હોય. ગયા ભવમાં તો એનું યોજનારૂપે હોય, પણ રૂપકમાં આ ભવમાં જ આવે.

હું અને મારા મામાના દીકરા રાવજીભાઈ એક દા'ડો બહાર સૂતા હતા. અંદરથી મારા બા બોલ્યાં, 'હે ભગવાન ! હવે છૂટાય તો સારું !' મેં રાવજીભાઈને કહ્યું, 'જુઓ, આ બાએ સહી કરી આપી !' કારણ કે મહીં દુઃખ થાય તે સહન ના થાય ત્યારે માણસ ભાવ કરી નાખે કે બળ્યું, છૂટાય તો સારું. તે સહી કરી આપે.

**પ્રશ્નકર્તા :** બેભાનમાં સહી કરી આપી.

**દાદાશ્રી :** બેભાનમાં નહીં, ભાનમાં સહી કરી આપે. પછી બીજે

દહાડે સવારમાં પૂછીએ કે 'તમારે અહીંથી જવાનો વિચાર થયો છે કે શું? ત્યારે કહે, 'ના બા, મારું શરીર સારું છે.'

**પ્રશ્નકર્તા :** જન્મીને તરત મરી જાય છે તે શું ?

**દાદાશ્રી :** એ બધાના ભાવ તો અંદર થઈ જ જાય, મહીં એનો હિસાબ થઈ જ જાય. હિસાબ થયા વગર કશું આ મરણ ના આવે. ઓચિંતુ કશું આવતું નથી. બધાં 'ઇન્સિડન્ટ' છે, 'એક્સિડન્ટ' હોતાં નથી.

'હાર્ટ એટેક' આવે ત્યારે બહુ દુઃખાવો થાય છે, તે ઘડીએ આ છૂટાય તો સારું એવો એક સહેજ ભાવ થઈ જાય છે અને પછી મહીં જરા શાંત પડે એટલે બોલે, 'ડૉક્ટર મને મટાડજો, હો ! ડૉક્ટર મને મટાડજો !' અરે, પણ સહી કરી આપીને ત્યાં આગળ તો ? મરણ પહેલાં કેમ વિચારતો નથી.

'મારે કાલે અમદાવાદ જવું છે' એવું નક્કી કરે છે અથવા તો 'મારે જાત્રાએ જવું છે' એવું ચાર મહિના પહેલાંથી જ નક્કી કરે છે, પણ આ મરણમાં તો કોઈ નક્કી જ નથી કરતું ને એનો વિચાર આવે તોય માંડવાળ કરી નાખે કે 'ના, ના, એવું કશું નથી. એ તો ખાલી વિચાર આવે છે, મારું શરીર તો બહુ સરસ છે. હજી પચાસ વર્ષ જીવે એવું છે.'

બાકી જે નિષ્પક્ષપાતી હોય તેને તો બધી ખબર પડી જાય. બિસ્તરા-પોટલાં બાંધતાં હોય તો ના ખબર પડે કે આ જવાની તૈયારી કરે છે ! મહીં બિસ્તરા-પોટલાં બંધાતાં હોય તે આપણને દેખાય હઉ તોય મહીં જોઈએ નહીં, તો આપણી જ ભૂલ છે ને ? અને પહેલાં તો કેટલાક માણસો એવા સરળકર્મી હતા કે તે કહેતાય ખરા કે 'પાંચ દહાડા પછી અગિયારસને દહાડે મારો છૂટકારો છે' અને તે પ્રમાણે બનતુંય ખરું ! ત્યારે બીજાને માટે કંઈ જુદા કાયદા છે ? કાયદો એનો એ જ છે. આ તો આનો મોહ છે. મરતી વખતે ઘરનાં માણસો કહેશે કે હવે કાકા તમે મંત્ર બોલો તોય એ ના બોલે. ઉપરથી કાકા શું કહે, 'આ અક્કલ વગરનો છે ને ?' લ્યો, આ અક્કલનો કોથળો ! બજારમાં વેચવા જઈએ તો ચાર આનાય ના આપે કોઈ ! કાકાનો જીવ છોડી પૈણાવામાં રહ્યો હોય, તે મનમાં વિચાર કર્યા કરે કે આ રહી ગઈ છે.

નિષ્પક્ષપાતી થયા હોય, તેને મરણની કેમ ખબર ના પડે ? મરણનો એને ભય લાગે છે ! બહારગામ જવાનો, જાત્રામાં જવાનો એને ભય નથી લાગતો ! કારણ કે એના મનમાં હોય છે કે હું પાછો આવીશ, 'અલ્યા, પાછો આવ્યો કે નાય આવ્યો ! આ તો શા ઠેકાણાં ?'

અમે તો સ્ટીમરના કાનમાં ફૂંક મારીએ કે 'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી.' સ્ટીમર તો નફા માટે પાણીમાં મૂકી, તે પાણી છે તે એક દહાડો ડૂબેય ખરી ! એવું આ દેહને કહીએ, 'તારે છૂટવું હોય ત્યારે છૂટી જજે ! મારી ઈચ્છા નથી !' કારણ કે કાયદો એવો સરસ છે કે કોઈનેય છોડવાનો નથી અહીંયાં કંઈ કોઈને દયા આવે એવું નથી. માટે અમથા વગર કામના દયા શું કરવા માંગો છો કે 'હે ભગવાન, બચાવજો !' ભગવાન તો શી રીતે બચાવે ? ભગવાન પોતે જ બચ્યા નહોતા ને ! અહીં જન્મ લીધો હતો, તે બધા ભગવાન બચ્યા નહોતા ને ? એય કૃષ્ણ ભગવાન પગ ચઢાવીને આમ સૂતા હતા. તે પેલા પારધીએ જોયું ને એને એમ લાગ્યું કે આ હરણું-બરણું છે ને તીર માર્યું ! મરણ કોઈનેય છોડે નહીં, કારણ કે આપણું આ સ્વરૂપ નથી. આપણા સ્વરૂપમાં કોઈ નામ ના લે. જો 'તમે' શુદ્ધાત્મા છો તો કોઈ નામ લેનાર નથી, તો 'તમે' પરમાત્મા જ છો ! પણ અહીં કોઈના સસરા થવું હોય તો મુશ્કેલી !

**પ્રશ્નકર્તા :** દેહ જ્યારે છૂટવો હોય ત્યારે છૂટે, અમારી ઈચ્છા નથી, એ કહેવામાં શું આશય છે ?

**દાદાશ્રી :** એ તો દેહ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન ના થાય એટલા માટે કહીએ છીએ કે અમારી ઈચ્છા નથી !

**પ્રશ્નકર્તા :** આ બે વાક્યો કહેનાર કોણ ?

**દાદાશ્રી :** એ તો જે મરણથી જુદો હોય તેનું જ હોય ને !

**પ્રશ્નકર્તા :** એ પ્રતિષ્ઠિત આત્મા કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રતિષ્ઠિત આત્મા તો મરણવાળો છે, આ બધું પ્રજ્ઞાનું કામ છે ! પ્રતિષ્ઠિત આત્મા મરવાનો છે, એ તો બોલે જ નહીં ને આવું ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જેને ઉત્પન્ન ના થઈ હોય, બધાને પ્રજ્ઞા તો ઉત્પન્ન થયેલી ના હોય. છતાંય આવું બોલે, તો કોણ બોલે ?

**દાદાશ્રી :** એ મરનારથી જુદો હોય છે. મરનાર પોતે એમ ના કહે કે હું મરી જાઉં ત્યાં આગળ બુદ્ધિનો અમુક ભાગ એવા ભાવવાળો હોય છે ! સ્થિતપ્રજ્ઞાની દશાનો કહીએ છીએ ને એ ભાગ પણ તે કો'કને જ આવો વિચાર આવે, બધાને તો આવે નહીં ને !

## તમારું બગાડનાર કોણ?

તમારે ઉતાવળ હોય ને 'જલદી જલદી ખાવાનું મૂકો' એમ કહો. તે દાળ કાઢવા જતાં આખી તપેલી ઢળી ગઈ, ત્યાં આગળ શી દશા થાય? તે ઘડીએ જરા જાગૃત રહેવાનું છે. કારણ કે જે આપણા માટે બનાવનાર છે, તેણે આપણને ખવડાવવા માટે બનાવી છે. તેમાં બનાવનારની ભૂલ નથી. છતાં આપણે શું કહીએ ? કે તેં ઢોળી નાખી. અલ્યા, એ ના ઢોળી નાખે. એણે તો તારા હારુ બનાવી છે. ઢોળનાર બીજી શક્તિ છે, પણ એની મારફત થયું.

માટે તમારું કોઈ બગાડે એવું નથી. આ દુનિયામાં કોઈને બગાડવાની શક્તિ જ નથી. આ દુનિયામાં કોઈ એવો જન્મ્યો જ નથી કે કોઈ આપણું બગાડી શકે.

આ તો બધી કુદરતી શક્તિઓ કામ કરી રહી છે. ત્યારે આ લોકો મને કહે છે કે આ ચોર લોકો શું કરવા આવ્યા હશે ? આ બધા ગજવાં કાપનારાઓની શી જરૂર ? ભગવાને શું કામ જન્મ આપ્યો હશે ? અલ્યા, એ ના હોય તો તમારાં ગજવાં કોણ ખાલી કરી આપે ? ભગવાન જાતે આવે ? તમારું ચોરીનું ધન કોણ પકડી જાય ? તમારું ધન ખોટું હોય તો કોણ લઈ જાય ? એ તો એમની જરૂર છે. એ નિમિત્ત છે બિચારાં! આ બધાંની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** કોઈની પરસેવાની કમાણી જતી રહે છે.

**દાદાશ્રી :** એ પરસેવાની જતી રહે છે, એની પાછળેય રહસ્ય છે.

એ આ ભવની પરસેવાની લાગે છે. પણ પહેલાંનો બધો હિસાબ છે. ચોપડા બધા બાકી છે તેથી, નહીં તો કોઈ દહાડો આપણું કોઈ કશું લે નહીં. કોઈની એવી શક્તિ જ નથી અને લઈ લે તો જાણવું કે આપણો જ કંઈ આગળ-પાછળનો હિસાબ છે. એટલું બધું નિયમવાળું આ જગત છે. સાપ પણ અડે નહીં. આ આખું ચોગાન સાપથી ભરાયું હોય પણ કોઈ તેને અડી શકે નહીં, એટલું બધું નિયમવાળું જગત છે ! બહુ સુંદર જગત છે. સંપૂર્ણ ન્યાયસ્વરૂપ છે, છતાં લોકોને ના સમજાય ને પોતાની ભાષામાં બોલે, તે શું થાય ?

## પ્રીકૉશન એ જ 'ચંચળતા'

**પ્રશ્નકર્તા :** જો વરસાદ પડે તો આમ કરીએ એવું થાય, તો શું એ વિકલ્પ કહેવાય ? સહજ ભાવે બધો વિચાર તો કરવો પડે ને ? વિચારીને કર્યા પછી જે બને તે સાચું. પણ આ વિચારવું એ શું ડખો કર્યો કહેવાયકે વિકલ્પ કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** જેણે 'જ્ઞાન' લીધું ના હોય તેને એ બધું વિકલ્પ જ કહેવાય. જેણે 'જ્ઞાન' લીધું હોય ને તે સમજી ગયો હોય, તેને વિકલ્પ ના રહે પછી. શુદ્ધાત્મા તરીકે 'આપણને' જરાય વિચાર કરવાનો હોતો જ નથી. એની મેળે જે આવે, તે વિચાર જાણવાનો હોય છે !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે કંઈ 'પ્રીકૉશન' લેવાની જ નહીં ?

**દાદાશ્રી :** 'પ્રીકૉશન' તો હોતાં હશે ? એની મેળે થાય, એનું નામ 'પ્રિકૉશન.' આમાં 'પ્રીકૉશન' લેનાર હવે કોણ રહ્યો ?

ધોળે દહાડે, તમે ઠોકરો ખાવ છો ! તેમાં 'પ્રીકૉશન' લેનાર તમે કોણ ? શું માણસ 'પ્રીકૉશન' લઈ શકે ? એનામાં સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ જ નથી ત્યાં !

જગત આખું 'પ્રીકૉશન' લે છે, છતાં શું 'એક્સિડન્ટ નથી થતાં ?' જ્યાં 'પ્રીકૉશન' નથી હોતાં, ત્યાં કશા 'એક્સિડન્ટ' નથી થતાં! 'પ્રીકૉશન'

લેવું એ એક જાતનું ચાંચલ્ય છે ! વધારે પડતી ચંચળતા છે. એની જરૂર જ નથી. જગત એની મેળે સહજ ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ કાળજી કર્તાભાવથી નથી, પણ 'ઓટોમેટિક' તો થાય ને ?

**દાદાશ્રી :** એ તો એની મેળે થઈ જ જાય.

**પ્રશ્નકર્તા :** કર્તા નથી, પણ વિચાર સહજ રીતે આવે તો પછી વિવેકબુદ્ધિથી કરવું એમ ?

**દાદાશ્રી :** ના, એની મેળે બધું જ થઈ જાય. 'તમારે' 'જોયા' કરવાનું કે શું થાય છે ? એની મેળે બધું જ થઈ જાય છે ! હવે તમે વચ્ચે કોણ રહ્યા છો, તે મને કહો ? તમે 'શુદ્ધાત્મા' છો કે 'ચંદુલાલ' છો ?

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે વચ્ચે તમે કોણ ? તો વચ્ચે મન તો ખરું ને ?

**દાદાશ્રી :** મનની અમે ક્યાં ના પાડી છે ? મનમાં તો એની મેળે કુદરતી રીતે જ વિચાર આવ્યા કરે ! અને કોઈ વખત વિચાર ના પણ આવે !

એવું છે, મન તો છેલ્લા અવતારમાંય ક્ષણે ક્ષણે ચાલ્યા કરતું હોય, ત્યારે ફક્ત ગાંઠોવાળું મન ના હોય. જેવા ઉદય આવે તેવું હોય !

જ્ઞાન પછી તમે 'શુદ્ધાત્મા' છો ને વ્યવહારથી 'ચંદુલાલ' છો ! હવે 'હું ચંદુલાલ છું, હું આનો મામો થાઉં, આનો કાકો થાઉં', એને વ્યવહારમાં વિકલ્પ કહેવાય, પણ ખરેખર આ વિકલ્પ નથી. એ તો 'ડિસ્ચાર્જ' સ્વરૂપ છે. જો પોતે માની બેસે છે કે 'હું જ ચંદુલાલ છું.' તો એને વિકલ્પ કહેવાય ! 'જ્ઞાન' પછી 'હું શુદ્ધાત્મા છું' એ નિર્વિકલ્પ થઈ જાય.



## [૨૩]

## બુદ્ધિશાળી તો કેવો હોય ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિશાળી કોને કહેવાય ?

**દાદાશ્રી :** જે પોતાના ઘરમાં, ધંધામાં, ગમે ત્યાં ઓછામાં ઓછી અથડામણ ઊભી થાય એ રીતે વ્યવહાર કરે તે બુદ્ધિશાળી કહેવાય.

બાકી સામાને રાજી રાખવા પંડિતાઈ કરે, એ એક જાતનું 'ઓવરવાઈઝ'પણું છે. બુદ્ધિથી સામાને હેલ્પ થવી જોઈએ.

સવારમાં ચા ને મીઠાઈ આવી. તે આપણે મીઠાઈ ખાઈને પછી ચા પીએ ને પછી બૂમાબૂમ કરીએ કે ચા કેમ મોળી છે ? તો તેને બુદ્ધિશાળી કેમ કહેવાય ? અને વખતેય ચા એમ ને એમ મોળી આવી હોય તોય કેમ બૂમાબૂમ કરાય ? ચાર આનાની ચા માટે બૂમાબૂમ કરી ને ઘરમાં બિચારાં કેટલાંય ફફડી જાય !

બુદ્ધિશાળી તો તેનું નામ કહેવાય કે કોઈ માણસ આપણાથી ફફડે નહીં એવી રીતે બુદ્ધિ વાપરતો હોય. અને જ્યાં બીજા કોઈ ફફડે છે ત્યાં કુબુદ્ધિ છે. એનાથી ભયંકર પાપો બંધાય. એટલે બુદ્ધિના ભાગ તો સમજવા જોઈએ ને ?

આપણે ઘેર કોઈને હેલ્પ થતી ના હોય, મતભેદ ઘટતા ના હોય, તો એ બુદ્ધિને શું પૂળો મૂકવાની ?

અને ધંધામાંય ખોટ જાય. એ સ્વાભાવિક છે પણ ધંધાની મરામતમાં ભૂલ ના થવી જોઈએ. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આપણે તો અહીં ચોખવટ કરવા બેઠા છીએ. બરાબર છે એવું કહેવડાવવા માટે નહીં.

**પ્રશ્નકર્તા :** કોઈ જગ્યાએ કપટ થતું હોય, ઘરમાં કે બહાર તો ફફડાવવા પડે ને ?

**દાદાશ્રી :** આપણા ફફડાવવાથી જો સામાનું કપટ મટી જતું હોય તો ફફડાવવા જોઈએ, પણ કપટ કાયમ રહેતું હોય તો ફફડાવવાનો કોઈ અર્થ નથી. તમને ફફડાવતાં આવડતું નથી, એમ કરીને તમને જેલમાં ઘાલી દેવા જોઈએ કે, 'કેમ આમને ફફડાવ્યા ?'

**પ્રશ્નકર્તા :** ફફડાવવાનું નહીં, તો બીજું શું કરવાનું ?

**દાદાશ્રી :** એ કયે રસ્તે સુધરે એ જોવાનું.

**પ્રશ્નકર્તા :** આપણી જોડે કોઈ કપટ કરે તો સ્વાભાવિક રીતે એના ઉપર ગુસ્સો તો થઈ જાય ને ?

**દાદાશ્રી :** પાંચ વાર ગુસ્સે થવાથી એનું કપટ જો જતું રહેતું હોય તો બરાબર છે ને ના જાય તો તમને જેલમાં ઘાલી દેવા જોઈએ. આ દવાથી એને મટતું નથી ! ઊલટું આવી દવા પાઈને એને મારી નાખો છો ?

**પ્રશ્નકર્તા :** એ માણસ એ જ રીતે ચાલે. પછી એનો ઉપાય શો કરવાનો ?

**દાદાશ્રી :** આ તમારો ઉપાય એ નુકસાનકારક છે. આ ન હોય ઉપાય. આ તો એક જાતનો 'ઈગોઈઝમ' છે. હું આને આમ સુધારું, તેમ સુધારું એ 'ઈગોઈઝમ' છે. આપણે શું કહેવા માગીએ છીએ કે પહેલો તું સુધર. તમે એકલા જ બગડેલા છો. એ તો સુધરેલા જ છે ! આ તમે બધાને ફફડાવીને હેરાન કરી નાખો છો તે તમને શોભે નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી શું કરવું ?

**દાદાશ્રી :** પોતાનો ફેરફાર કરવાનો છે. પોતે એવો બને કે ક્યારેય કોઈ કપટ એની પાસે કરે જ નહીં. મારી પાસે કોઈ કપટ કરતું જ નથી.

આપણા મનમાં કપટ હોય તો જ સામો માણસ કપટ કરે અને આપણા મનમાં કપટ ના હોય તો કોઈ કપટ કરે જ નહીં ! આપણો જ ફોટો છે આ બધો !

**પ્રશ્નકર્તા :** આપણી લેણદેણ હશે, તેથી સામો કપટ કરે છે ?

**દાદાશ્રી :** હિસાબને તો આપણે 'લેટ ગો' કરીએ છીએ. હિસાબ નિવારી શકાય એમ નથી. હિસાબ તો મને મળ્યો, તેય નિવારી ના શકાય.

કશો તમારાથી ફેરફાર થાય એમ નથી. આ બૂમો પાડવાનો અર્થ જ શો છે તે ? પેલાનું કપટ તો તેવું ને તેવું જ રહે છે. ઊલટો એ વધારતો જાય. તમે બૂમાબૂમ કરો એટલે પેલો મનમાં કહેશે કે આમનામાં કશી બરકત નથી અને ખોટી બૂમાબૂમ કરે છે ! એટલે પેલો પોતાની ભૂલ વધારતો જ જાય અને તમને પી જાય !

**પ્રશ્નકર્તા :** એનો રસ્તો શો ?

**દાદાશ્રી :** એના ઉપર આપણો એવો પ્રભાવ પડે કે એ કપટ જ ના કરે. આપણે આ બીજા બધા રસ્તા કરવાની જરૂર નથી. ગુસ્સો કરો છો, એના કરતાં મૌન રહો ને. ગુસ્સો એ હથિયાર નથી.

**પ્રશ્નકર્તા :** કપટથી કોઈ માણસ માલ ચોર્યા કરતો હોય તે આપણે જોયા કરવું ?

**દાદાશ્રી :** એના માટે ગુસ્સો એ હથિયાર નથી. બીજાં કોઈ હથિયાર વાપરો ને એને બેસાડીને એમને સમજાવીએ, વિચારણા કરવા કહીએ, તો બધું ઠેકાણે આવી જાય.

**પ્રશ્નકર્તા :** ડૉક્ટરે કહ્યું કે 'તમને બ્લડ પ્રેસર છે.' તો એણે અમુક ના ખાવું જોઈએ. છતાં એ ના માને અને ખાય, તો મારે ડૉક્ટરની પાસે દોડવું જ પડે ને ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે ડૉક્ટરને જ 'બ્લડ પ્રેસર' થયેલું હોય છે ને !

'આ શા આધારે ખાય છે' તે તમે જાણતા નથી. આપણે તો એક ફેરો કહી જોવાનું કે ડૉક્ટરે તમને મરચાં ખાવાની ના પાડી છે. પછી જો આપણો પ્રભાવ પડ્યો તો સાચો ને ના પડ્યો તોય સાચો. તમારોય પ્રભાવ પડતો નથી ને ડૉક્ટરનોય પ્રભાવ પડતો નથી.

**પ્રશ્નકર્તા :** અમે મરચું ખાતા રહીએ ને બીજાને મરચું બંધ કરાવીએ તો તેનો પ્રભાવ પડતો નથી ને ?

**દાદાશ્રી :** એવું હું કરાવતો જ નથી. મને જેટલો ત્યાગ વર્તે છે એટલો જ ત્યાગ તમને હું કરાવડાવું છું અને તેય તમારી ઈચ્છા હોય તો, નહીં તો હું કહું કે પૈણ બા. લે પૈણ !

આપણે કચકચ કરીએ કે અથાણું ના ખાશો, મરચું ના ખાશો. એટલે પેલા મનમાં ચિડાયા કરે કે આ સામો ક્યાં આવ્યો ?

તમારા મનમાં કદી એમ થાય કે હું ના હોઉં તો શું થાય ? ત્યારે 'આપણે નથી જ' એવું માનો ! વગર કામના ઈગોઈઝમ કરવા કરતાં !

'મરચાં ના ખાશો' એ ડૉક્ટરનું જ્ઞાન આપણે હાજર કરવું. પણ એનો સ્વીકાર કરવો કે ના કરવો, એ તો એની મરજીની વાત છે.

મેં કોઈને કહ્યું હોય કે, આમ કરજે. ત્યારે એ જુદું જ કરે. એટલે હું એને કહું કે, 'આવું કરવાથી તો શો ફાયદો થશે ?' એટલે એ કહે કે હવેથી નહીં કરું.

તેના બદલે જો હું એમ કહું આવું, 'તું કેમ કરે છે ? તું આવો છે ને તું તેવો છે.' ત્યારે એ ઢાંકશે, 'ઓપન' નહીં કરે.

**પ્રશ્નકર્તા :** આવી આવડત કંઈ એકદમ આવડે છે ?

**દાદાશ્રી :** ના, એ તો આવું સાંભળ્યું હોય, તેથી કો'ક ફેરો આવડે. જ્ઞાન સાંભળ્યું હોય તો કામ લાગે. આ મારી રીતે કેમ કરીને હું 'જગતજીત' થયો છું, તે તમને જણાવું છું. છેવટે જગતને જીતવું તો પડશે જ ને ?

## ડખલ નહીં, 'જોયા' કરો !

ચાલતી ગાડીમાં ડખલ ના કરવી. એની મેળે એ ચાલ્યા કરશે. એમાં કંઈ અટકવાનું નથી.

**પ્રશ્નકર્તા :** આ 'ઈન્ટરફિયર' (ડખલ) થયો એમ કહે છે, તે જ ડખલનો અર્થ ?

**દાદાશ્રી :** 'ઈન્ટરફિયર' તો થવું જ ના જોઈએ. એ ડખલ જ કહેવાય. ડખલ થાય એટલે ડખો થઈ જાય. જે ચાલે છે તેને ચાલવા દેવું પડે. આપણી આ ટ્રેન ચાલતી હોય તેમાં કંઈ ખટક ખટક થતું હોય તો તે ઘડીએ આપણે સાંકળ ખેંચીને બૂમાબૂમ કરવી ? ના, એને ચાલવા જ દેવાની.

**પ્રશ્નકર્તા :** આ જરાક ચૂં ચૂં બોલતું હોય તોય નીચે પાછા 'ઓઈલ' પૂરવા જાય.

**દાદાશ્રી :** હા જાય. ડખલ કરવાની જરૂર નથી. શું ચાલે છે તે 'જોયા' કરવાનું. અને અમે જો ડખલ કરીએ તો તો અમારી શી દશા થાય? જે થાય તે ચાલવા દેવાનું.

**પ્રશ્નકર્તા :** ખોટું હોય તોય ચાલવા દેવું ?

**દાદાશ્રી :** તમે શું ખરું કે ખોટું ચાલવા દેવાના હતા ? માણસોમાં ચલાવવાની શક્તિ જ નથી. આ તો ખોટો અહંકાર કરે છે કે હું ખોટું નહીં જ ચાલવા દઉં, એનાથી ઊલટી વઢવાડો થાય છે, ડખા થાય છે. કોઈનાથી ખોટું થતું હોય તો આપણે એને સમજાવવું, નહીં તો મૌન રહેવું.

**પ્રશ્નકર્તા :** પણ આપણને અન્યાય થતો હોય તો ?

**દાદાશ્રી :** અન્યાય થયો તો માર ખાવને નિરાંતે ! નહીં તોય ક્યાં જશો ? કોર્ટમાં જાવ. વકીલ ખોળી કાઢો, વકીલ મળી આવે છે ને?

**પ્રશ્નકર્તા :** વકીલ લાવ્યા, તે ડખોડખલ કહેવાય ને ?

**દાદાશ્રી :** પછી વકીલ તમને ટૈડકાવશે, 'અક્કલ વગરના મૂરખ માણસો સાડા દસે આવ્યા ? વહેલા કેમ ના આવ્યા ?' તે પાછો એ ગાળો દેશે. માટે પાંસરા થઈને આપણે આપણું ઝટપટ પતાવી દો ને.

ડખલમાં ઊતરવા જેવું નથી. આ કાળ વિચિત્ર છે. સારું બોલતાં મેં કોઈને જોયો જ નથી. એવું બોલે કે આપણને 'હેડેક' થાય. આ કંઈ ભાષા કહેવાતી હશે ?

**પ્રશ્નકર્તા :** તો આ હિસાબે સારું કહેવું કે ખોટું કહેવું, એ પણ ડખોડખલ થઈ ને ?

**દાદાશ્રી :** કશું બોલવું જ નહીં. એ પૂછે એટલો જ જવાબ આપવો. લાંબી ભાંજગડ ના કરવી. આપણે શી લેવાદેવા ? આનો પાર ના આવે.



## [૨૪]

## અબળાનો શો પુરુષાર્થ ?

**પ્રશ્નકર્તા :** ક્રોધ આવે તો દબાવવો કે કાઢી નાખવાનો ?

**દાદાશ્રી :** ક્રોધ દબાવ્યો દબાવાય એવી વસ્તુ નથી. એ તો આજે દબાવ્યો, કાલે દબાવ્યો, સ્પ્રિંગને બહુ દબાવીએ તો શું થાય ? એક દહાડો એ આખી ઊછળે. અત્યારે તાત્કાલિક તમે ક્રોધને દબાવો છો તે ઠીક છે, પણ જ્યારે ત્યારે એ નુકસાનકારક છે. ભગવાને શું કહ્યું હતું કે ક્રોધને વિચારે કરીને એનું પૃથક્કરણ કરી નાખો. જો કે વિચારે કરીને કરતા તો ઘણા અવતાર નીકળી જાય. વિચાર કરવાના અવસર પહેલાં તો ક્રોધ થઈ જાય છે. એ તો બહુ જાગૃતિ હોય તો જ ક્રોધ ના થાય, પણ એ જાગૃતિ આપણે અહીં 'જ્ઞાન' આપીએ છીએ એટલે ઉત્પન્ન થાય છે. પછી ક્રોધ-માન-માયા-લોભ એની 'બાઉન્ડ્રીમાં' આવી જાય છે. જાગૃતિ ઉત્પન્ન થાય. એટલે તમને ક્રોધ થતાં પહેલાં જ જાગૃતિ આવી જાય અને પૃથક્કરણ થઈ બધું સમજાય કે કોણ ગુનેગાર છે ? આ શી હકીકત બની ? બધું સમજાઈ જાય, પછી ક્રોધ કરે જ નહીં ને ?

ક્રોધ કરવો ને ભીંતમાં માથું પછાડવું, એ બેઉ સરખું છે. એમાં બિલકુલેય ફરક નથી. આ ક્રોધ-માન-માયા-લોભ, એ બધી નબળાઈ કહેવાય. અને એ નબળાઈ જાય તો પરમાત્મા પ્રગટ થાય. નબળાઈ રૂપી આવરણ છે. વળી 'પ્રિજ્યુડિસ' બહુ હોય. એક માણસને માની બેઠા હોય, તે એવો ને એવો જ આપણને લાગ્યા કરે. આવો કાયમનો એ હોતો નથી. હર સેકંડે ફેરફાર હોય છે. આખું જગત ફેરફારવાળું છે. નિરંતર પરિવર્તન થયા જ કરે છે.

આ નબળાઈ જાતે કાઢવા જશો તો એકુય નહીં જાય. ઊલટી બે

વધારે પેસી જશે, માટે જેની નબળાઈ નીકળી ગઈ છે, તેની પાસે જાવ તો ત્યાં તમારો ઉકેલ આવે. સંસારનો ઉકેલ જ ના આવે. આખું જગત ભટક ભટક કરે છે. એનું કારણ જ એ છે કે તરણ તારણહાર પુરુષ મળવો જોઈએ. તમારે તરવું છે એ નક્કી છે ને ?

## નિર્ગ્રંથ વ્યવહાર એટલે જ સરળ મોક્ષમાર્ગ !

**દાદાશ્રી :** હવે પેલી જે નબળાઈ ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ શું શું કામ કરે છે ? શો પાઠ ભજવે છે ?

**પ્રશ્નકર્તા :** લે-મેલ કરાવી મેલે. ગુસ્સો થઈ જાય. પછી જાગૃતિ આવે કે આપણે આ ખોટું કર્યું છે. પછી એનું પ્રતિક્રમણ કરવું જરૂરી છે ?

**દાદાશ્રી :** આપણા ગુસ્સાથી સામાને દુઃખ થયું હોય કે સામાને કંઈ પણ નુકસાન થયું હોય, ત્યારે આપણે ચંદુભાઈને કહેવું કે, 'હે ચંદુભાઈ, પ્રતિક્રમણ કરી લો, માફી માગી લો.' સામો માણસ જો પાંસરો ના હોય, ને એને આપણે પગે લાગીએ ત્યારે એ ઉપરથી આપણને ટપલી મારે કે જુઓ હવે ઠેકાણે આવ્યું !!

મોટા ઠેકાણે લાવનાર આ લોક ! આવા લોકની જોડે ભાંજગડ ઓછી કરી નાખવી. પણ એનો ગુનો તો માફ કરી દેવો જ જોઈએ. એ ગમે તેવા સારા ભાવથી કે ખરાબ ભાવથી તમારી પાસે આવ્યો હોય, પણ એની જોડે કેવું રાખવું એ તમારે જોવાનું. સામાની પ્રકૃતિ વાંકી હોય તો એ વાંકી પ્રકૃતિ જોડે માથાકૂટ નહીં કરવી જોઈએ. પ્રકૃતિનો જ જો એ ચોર હોય, આપણે દસ વર્ષથી એની ચોરી જોતા હોઈએ ને એ આપણને આવીને પગે લાગી જાય તો આપણે એના ઉપર શું વિશ્વાસ મૂકવો ? વિશ્વાસ ના મૂકાય. ચોરી કરે તેને માફી આપણે આપી દઈએ કે તું જા હવે તું છૂટ્યો. અમને તારા માટે મનમાં કંઈ નહીં રહે. પણ એના ઉપર વિશ્વાસ ના મૂકાય અને એનો પછી સંગેય ના રખાય. છતાં સંગ રાખ્યો ને પછી વિશ્વાસ ન મૂકો તો તે પણ ગુનો છે. ખરી રીતે સંગ રાખવો નહીં ને રાખો તો એના માટે પૂર્વગ્રહ રહેવો જ ના જોઈએ. 'જે બને તે ખરું' એમ રાખવું.

આ તો બહુ ઝીણું 'સાયન્સ' છે. અત્યાર સુધી આવું 'સાયન્સ' પ્રગટ

નથી થયું. દરેક વાત તદ્દન નવી ડિઝાઈનમાં છે ને પાછું આખા 'વર્લ્ડ'ને કામ લાગે એવું છે.

**પ્રશ્નકર્તા :** આનાથી આખો વ્યવહાર સુધરી જાય ?

**દાદાશ્રી :** હા, વ્યવહાર સુધરી જાય અને લોકોનો 'મોક્ષમાર્ગ' સરળ થઈ જાય. વ્યવહાર સુધારવો, એનું નામ જ સરળ મોક્ષમાર્ગ. આ તો મોક્ષમાર્ગ લેવા જતાં વ્યવહાર બગાડ બગાડ કરે છે ને દહાડે દહાડે વ્યવહાર ગૂંચવી નાખ્યો છે.

વડોદરાથી અમદાવાદ ૮૦ માઈલ ઉત્તરમાં જતા થાય, એમ કહ્યું હોય. પણ લોક દક્ષિણ તરફ ચાલે, તો કેટલા માઈલ વધી જાય ? ઠેઠ કન્યાકુમારી સુધી કેટલા થઈ જાય ? ગમે તેટલી મોટરની સ્પીડ વધારે પણ અમદાવાદ દૂર જાય કે નજીક આવે ?

**પ્રશ્નકર્તા :** આઘું જાય.

**દાદાશ્રી :** આવી રીતે લોકોએ વ્યવહાર ગૂંચવી નાખ્યો છે. જાતજાતનાં જપ-તપ શેને માટે છે ? તેથી તો અખો બૂમ પાડી ઊઠ્યો હતો કે 'ત્યાગ-તપ એ આડી ગલી'. આડી ગલીમાં પેઠો કે ખલાસ થઈ ગયો. હવે એ આડી ગલીવાળાને પૂછીએ તો એ કહે કે, 'ના, અમે મોક્ષમાર્ગમાં છીએ.' આ બાજુ ભગવાન આવે ને તેમને પૂછીએ કે, 'આ કેમનું છે સાહેબ? આ બેઉ જણ જુદું જુદું બોલે છે. એમાં કોણ સાચું છે?' ત્યારે ભગવાન કહે, 'આડી ગલી કહે છે તેય ખોટું છે અને આ લોકો મોક્ષમાર્ગ સાચો છે, એમ કહે છે તેય ખોટો છે !'

ભગવાનનો કહેવાનો ભાવાર્થ શો છે કે, ભાઈ આડી ગલીમાં હોય તો તેમાં તમારું શું ગયું ? તું તારી મેળે દર્શન કરવા જાને ? ભગવાન બહુ ડાહ્યા હતા. એમનામાં બહુ ડહાપણ હોય. સહેજેય ગાંડપણ ના હોય !

## કષાયોથી કર્મબંધી

**પ્રશ્નકર્તા :** નામનો મોહ શા માટે ?

**દાદાશ્રી :** કીર્તિને માટે ! તેનો તો બધો માર ખાધો છે, અત્યાર

સુધી ? નામનો મોહ એટલે કીર્તિ કહેવાય. કીર્તિ માટે માર ખાધો. હવે કીર્તિ પછી અપકીર્તિ આવે, ત્યારે ભયંકર દુઃખ થાય. એટલે કીર્તિ-અપકીર્તિથી આપણે પર થવાનું. નામનોય મોહ ના જોઈએ. પોતાની જાતમાં જ પાર વગરનું સુખ છે !

માન અને ક્રોધ, એ બેઉ દ્વેષ છે અને લોભ અને માયા, એ રાગ છે. કપટ રાગમાં જાય.

**પ્રશ્નકર્તા :** કોઈના ભયથી કપટ કરવું પડે તો ?

**દાદાશ્રી :** તેનો વાંધો નહીં. એમાં બીજાને બહુ નુકસાન કરનારું નથી ને ? કપટ 'સામાને કેટલું નુકસાન કરે છે ?' તેના પર આધાર રાખે છે. અત્યારે તમે સત્સંગમાં જવા માટે કપટ કરો તો તે કપટ ગણાય નહીં, કારણ કુસંગ તો ભરપટ્ટે પડેલો જ છે.

**પ્રશ્નકર્તા :** આ કપટનું નિમિત્ત આવ્યું, ત્યારે કપટનો ભાવ પડ્યો ને ?

**દાદાશ્રી :** ના, એવું નથી.

**પ્રશ્નકર્તા :** ભાવકર્મ બંધાવા કપટનું નિમિત્ત આવે ?

**દાદાશ્રી :** કપટ એકલું જ નથી. એમાં ક્રોધ-માન-માયા-લોભ, ચારેય ભેગાં થાય. તેનાથી એનું આંધળું દર્શન ઊભું થાય. એટલે એવા દર્શનના આધારે એ બધું કામ કરે છે. આ અમે જ્ઞાન આપીએ છીએ ત્યારે એ દર્શન તોડીએ છીએ. કેટલાંય પાપ ભસ્મીભૂત થાય, ત્યારે એ દર્શન તૂટે અને એ દર્શન તૂટ્યું કે કામ થઈ ગયું !

આ ક્રોધ-માન-માયા-લોભને લઈને સંસાર ઊભો રહ્યો છે, વિષયોને લીધે ઊભો નથી રહ્યો. સંસારનું 'રૂટ કોઝ' આ ક્રોધ-માન- માયા-લોભ છે.

**પ્રશ્નકર્તા :** ક્રોધ-માન-માયા-લોભ આવે, તે વખતે પોતે જાગૃત અવસ્થામાં રહે, તો પછી એનો બંધ ના પડે ને ?

**દાદાશ્રી :** જાગૃતિ રહે શી રીતે ? એ પોતે જ આંધળો, તે બીજાને

આંધળા બનાવ્યા છે. જ્યાં સુધી અજવાળું ના થાય, સમકિત ના થાય, ત્યાં સુધી જાગૃત કહેવાય નહીં ને ! સમકિત થાય ત્યાર પછી કામ ચાલે. સમકિત ના થાય ત્યાં સુધી સંયમ પણ નથી. વીતરાગોનો કહેલો સંયમ ક્યાંય હોય નહીં, આ તો લૌકિક સંયમ છે.

**પ્રશ્નકર્તા :** એ સ-રાગ ચારિત્ર છે ?

**દાદાશ્રી :** સ-રાગ ચારિત્ર તો બહુ ઊંચી વસ્તુ છે, જ્ઞાનીઓ સ-રાગ ચારિત્રમાં કહેવાય. અને જ્ઞાનીઓ સંપૂર્ણ વીતરાગ થઈ જાય પછી વીતરાગ ચારિત્ર થાય.

સંયમ કોને કહેવાય ? વિષયોના સંયમને ત્યાગ કહ્યો છે. ભગવાને ફક્ત કષાયના સંયમને સંયમ કહ્યો છે. કષાયના સંયમને લઈને જ આ છૂટે છે, અસંયમથી તો બંધન છે. વિષયો તો સમકિત થયા પછી પણ હોય, પણ એ વિષયો ગુણસ્થાનક આગળ ચઢવા ના દે, છતાં તેનો વાંધો નથી કહ્યો. કારણ તેથી કરીને કંઈ સમક્તિ જતું રહેતું નથી.

## 'દેખત ભૂલી' ટળે તો....

'અક્રમ વિજ્ઞાન' શું કહે છે ?

ફર્સ્ટ ક્લાસ હાફુસ કેરી જોવાનો વાંધો નથી, તને સુગંધ આવી તેનોય વાંધો નથી, પણ ભોગવવાની વાત ના કરીશ; જ્ઞાનીઓ પણ કેરીઓને જુએ છે, સોડે છે. એટલે આ વિષયો જે ભોગવાય છે ને, તે 'વ્યવસ્થિત'ના હિસાબે ભોગવાય છે, એ તો 'વ્યવસ્થિત' છે જ ! પણ વગર કામનું બહાર આકર્ષણ થાય તેનો શો અર્થ ? જે કેરીઓ ઘેર આવવાની ના હોય, તેની પર પણ આકર્ષણ રહે. બીજે બધે આકર્ષણ થાય એ જોખમ છે બધું. તેનાથી કર્મ બંધાય !

જોવાનો વાંધો નથી, ભાવનો વાંધો છે. તમને ભોગવવાનો ભાવ થયો કે વાંધો આવ્યો. જોવામાં, સુગંધી સોડવામાં કશો વાંધો નથી. સંસારમાં 'ખાવ, પીઓ, બધું કરો', પણ આપણને તેના પર ભાવ ઉત્પન્ન ના થવો જોઈએ.

તેથી કૃપાળુદેવે કહ્યું છે કે, 'દેખત ભૂલી ટળે, તો સર્વ દુઃખોનો

ક્ષય થાય.' દેખે ને ભૂલે તે આ આપણું 'જ્ઞાન' આપ્યું છે, પછી દેખત ભૂલી બંધ થઈ જાય છે ! આપણે તો સામી વ્યક્તિમાં 'શુદ્ધાત્મા' જ જોઈએ, પછી આપણને બીજો ભાવ કેમ ઉત્પન્ન થાય ? નહીં તો માણસને તો કૂતરાં પરેય રાગ થાય, બહુ સારું રૂપાળું હોય તો એની પર રાગ થાય. આપણે શુદ્ધાત્મા જોઈએ તો રાગ થાય ? એટલે આપણે શુદ્ધાત્મા જ જોવાં. આ દેખત ભૂલી ટળે એવી છે નહીં અને જો ટળે તો સર્વે દુઃખોનો ક્ષય થાય. જો દિવ્યચક્ષુ હોય તો દેખત ભૂલી ટળે, નહીં તો શી રીતે ટળે ?

**પ્રશ્નકર્તા :** 'દેખત ભૂલી' ટળે તો શું થાય ?

**દાદાશ્રી :** 'દેખત ભૂલી' ટળે તો સર્વ દુઃખોનો ક્ષય થાય, મોક્ષ થાય.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે રાગ પણ ના થવો જોઈએ ને ભૂલી જવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણું આ જ્ઞાન એવું છે ને કે રાગ તો થાય એવો જ નથી, પણ આકર્ષણ થાય તે ઘડીએ એના શુદ્ધાત્મા જુઓ તો આકર્ષણ ના થાય. 'દેખત ભૂલી' એટલે જોઈએ ને ભૂલ ખાઈએ ! જોયું ના હોય ત્યાં સુધી ભૂલ ના થાય. જ્યાં સુધી આપણે ઓરડામાં બેસી રહ્યા હોઈએ, ત્યાં સુધી કશું ના થાય. પણ લગ્નમાં ગયા ને જોયું કે પછી ભૂલો થાય પાછી. ત્યાં આપણે તો શુદ્ધાત્મા જો જો કરીએ તો બીજો કશો ભાવ ઉત્પન્ન ના થાય ને ભાવ ઉત્પન્ન થઈ ગયો હોય, એના પૂર્વકર્મના ધક્કાથી, તો એનું પ્રતિક્રમણ કરી નાખવું, આ ઉપાય છે. અહીં ઘરમાં બેઠા હોય ત્યાં સુધી કશુંય મનમાં ખરાબ વિચાર નહોતા આવતા ને લગ્નમાં ગયા કે વિષયના વિચારો ઊભા થયા, સંયોગ ભેગો થયો કે વિચાર ઊભા થાય. આ 'દેખત ભૂલી' એકલા દિવ્યચક્ષુથી જ ટળે એમ છે. દિવ્યચક્ષુ સિવાય ટળે નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો સંયોગોને ટાળવાની વાત થઈ ને ? એટલે એક ઠેકાણે બેસી રહેવું ?

**દાદાશ્રી :** ના, આપણું વિજ્ઞાન તો જુદી જ જાતનું છે, આપણે તો 'વ્યવસ્થિત'માં જે હો તે ભલે હો. પણ ત્યાં આગળ આજ્ઞામાં રહેવું જોઈએ.

જ્યાં દેવતા હોય, ત્યાં આજ્ઞામાં નથી રહેતા ? દેવતાને ભૂલચૂકથી અડતા નથી ને ? એવું એણે અહીં વિષયોમાં પણ સાચવવું જોઈએ કે આ દેવતા છે, પ્રગટ અગ્નિ છે. આકર્ષણવાળી વસ્તુ આ જગતમાં જે છે તે પ્રગટ અગ્નિ છે, ત્યાં ચેતવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે આપણે જે જોઈએ છીએ, તે આપણું નથી છતાં ત્યાં જો ભાવ થાય, તે ન થવું જોઈએ એમ ?

**દાદાશ્રી :** આપણું તે છે જ નહીં, પુદગલ આપણું હોય જ નહીં. આ આપણું પુદ્‌ગલ 'આપણું' નથી, તો એનું પુદ્‌ગલ આપણું કેમ હોય?

આકર્ષણ એ પ્રગટ અગ્નિ છે. ભગવાને આકર્ષણને તો મોહ કહ્યો છે. મોહનું મૂળિયું જ આકર્ષણ છે. આપણે તો સામામાં શુદ્ધાત્મા જોઈએ પણ પછી પાછો ભાવ ઉત્પન્ન થઈ ગયો હોય, ચોંટી ગયો હોય તો પ્રતિક્રમણ કરીએ તો ઉખડી જાય. એવું બધું જાણીને લક્ષમાં રાખવું જોઈએ ને ? આપણે દવા તો જાણી રાખવી જોઈએ ને કે આની શી દવા છે ?

આ વિજ્ઞાન છે. સંપૂર્ણભાવે વિજ્ઞાન છે. દેવતાને કેમ અડતા નથી? ત્યાં કેમ ચોક્કસ રહે છે ? કારણ કે એનું ફળ તરત જ મળે છે. અને વિષયમાં તો પહેલી લાલચ થાય છે, એટલે લાલચથી ફસાય છે. આ દેવતા અડેલો સારો, તેનો ઉપાય છે. પછી ગમે તે ચોપડીએ તો ઠંડું પડી જાય. પણ પેલું તો અત્યારે લાલચમાં ફસાવી અને પાછો આવતો ભવ દેખાડે. આ તો આપણા જ્ઞાનનેય ધક્કો મારનારું છે. આવું મોટું વિજ્ઞાન છે. એનેય ધક્કો મારે એવું છે, માટે ચેતવું.

ખાવા-પીવાનાં આકર્ષણોનો વાંધો નથી. કેરી ખાવી હોય તો ખાજો. જલેબી, લાડવા ખાજો. એમાં સામો દાવો માંડનાર નહીં ને ? 'વન સાઈડેડ'નો વાંધો નથી. આ 'ટુ સાઈડેડ' થશે કે જવાબદારી રહેશે. તમે કહેશો કે મારે હવે નથી જોઈતું. તો એ કહેશે કે મારે જોઈએ છે. તમે કહો કે મારે માથેરાન નથી જવું, તો તે કહેશે કે મારે માથેરાન જવું છે. આનાથી તો ઉપાધિ થાય. આપણી સ્વતંત્રતા ખોવાઈ જાય. માટે ચેતતા રહેવું ! આ બહુ સમજવા જેવી ચીજ છે. આને ઝીણવટથી સમજી રાખે

તો કામ નીકળી જાય !

**પ્રશ્નકર્તા :** આ પિક્ચર, નાટક, સાડી, ઘર, ફર્નિચર એનો મોહ હોય છે. એનો વાંધો નહીં ને ?

**દાદાશ્રી :** એનું કશું નહીં. એનો તમને બહુ ત્યારે મારે પડે. 'આ' સુખ આવવા ના દે. પણ એ સામે દાવો માંડનાર નહીં ને ? અને પેલું તો 'ક્લેઈમ' માંડે, માટે ચેતો.

## 'વાહ વાહ'નું 'જમણ' !

**પ્રશ્નકર્તા :** હું જે દાન કરું છું એમાં મારો ભાવ ધર્મ માટેનો, સારાં કામ માટેનો હોય છે. એમાં લોકો વાહવાહ કરે તો એ આખું ઊડી ના જાય ?

**દાદાશ્રી :** આમાં મોટી રકમો વપરાય તે બહાર પડી જાય ને તેની વાહવાહ બોલાય. અને એવી રકમોય દાનમાં જાય કે જેને કોઈ જાણે નહીં ને વાહવાહ કરે નહીં એટલે એનો લાભ રહે ! આપણે એની માથાકૂટમાં પડવા જેવું નથી. આપણા મનમાં એવો ભાવ નથી કે લોકો જમાડે ! આટલો જ ભાવ હોવો જોઈએ ! જગત તો મહાવીરનીય વાહ વાહ કરતું હતું ! પણ એને એ 'પોતે' સ્વીકારે નહીં ને ? આ દાદાનીય લોક વાહ વાહ કરે છે, પણ અમે એને સ્વીકારીએ નહીં અને આ ભૂખ્યા લોકો તરત સ્વીકારે છે. દાન ઉઘાડું પડ્યા વગર રહે જ નહીં ને ? લોકો તો વાહ વાહ કર્યા વગર રહે નહીં. પણ પોતે એને સ્વીકારે નહીં એટલે પછી શો વાંધો? સ્વીકારે તો રોગ પેસે ને ? જે વાહ વાહ સ્વીકારતા નથી, એને કશું જ હોતું નથી. વાહ વાહને પોતે સ્વીકારતો નથી, એટલે એને કશી ખોટ ના જાય અને વખાણ કરે છે, એને પુણ્ય બંધાય છે. સત્કાર્યની અનુમોદનાનું પુણ્ય બંધાય છે. એટલે આવું બધું અંદરખાને છે. આ તો બધા કુદરતી નિયમો છે.

જે વખાણ કરે અને એ કલ્યાણકારી થાય. વળી જે સાંભળે એના મનમાં સારા ભાવનાં બીજ પડે કે 'આ પણ કરવા જેવું ખરું. આપણે તો આવું જાણતા જ નહોતા !'

**પ્રશ્નકર્તા :** આપણે સારું કામ તન, મન ને ધનથી કરતા હોઈએ, પણ કોઈ આપણું ખરાબ જ બોલે, અપમાન કરે તો તેનું શું કરવું ?

**દાદાશ્રી :** જે અપમાન કરે છે તે ભયંકર પાપ બાંધી રહ્યો છે. હવે આમાં આપણું કર્મ ધોવાઈ જાય છે ને અપમાન કરનારો તો નિમિત્ત બન્યો.

## પ્રતિક્રમણની ગહનતા

**પ્રશ્નકર્તા :** આમાં કોઈ વખત આપણને ઓછું આવી જાય કે હું આટલું બધું કરું છું, છતાં આ મારું અપમાન કરે છે ?

**દાદાશ્રી :** આપણે તેનું પ્રતિક્રમણ કરવું પડે. આ તો વ્યવહાર છે. આમાં બધી જાતના લોક છે. તે મોક્ષે ના જવા દે.

**પ્રશ્નકર્તા :** એ પ્રતિક્રમણ આપણે શાનું કરવાનું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ એટલા માટે કરવાનું કે આમાં મારા કર્મનો ઉદય હતો ને તમારે આવું કર્મ બાંધવું પડ્યું. એનું પ્રતિક્રમણ કરું છું ને ફરી એવું નહીં કરું કે જેથી કરીને કોઈને મારા નિમિત્તે કર્મ બાંધવું પડે.

જગત કોઈને મોક્ષે જવા દે તેવું નથી. બધી રીતે આંકડા આમ ખેંચી જ લાવે. તેનાથી આપણે પ્રતિક્રમણ કરીએ તો આંકડો છૂટી જાય. એટલે મહાવીર ભગવાને આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખાન, આ ત્રણ વસ્તુ એક જ શબ્દમાં આપી છે. બીજો કોઈ રસ્તો જ નથી. હવે પોતે પ્રતિક્રમણ ક્યારે કરી શકે ? પોતાને જાગૃતિ હોય ત્યારે; જ્ઞાની પુરુષ પાસે જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે એ જાગૃતિ ઉત્પન્ન થાય.

આપણે તો પ્રતિક્રમણ કરી લેવું, એટલે આપણે જવાબદારીમાંથી છૂટ્યા.

મને શરૂ શરૂમાં બધા લોકો 'એટેક' કરતા હતા ને ? પણ પછી બધા થાકી ગયા !! આપણો જો સામો હલ્લો હોય તો સામા ના થાકે !

આ જગત કોઈનેય મોક્ષે જવા દે તેવું નથી. એવું બધું બુદ્ધિવાળું જગત છે. આમાંથી ચેતીને ચાલે, સમેટીને ચાલે તો મોક્ષે જાય !

## શુદ્ધાત્મા ને પ્રકૃતિ પરિણામ

'નિજ સ્વરૂપ'નું ભાન થયા પછી, 'હું શુદ્ધાત્મા છું' એવું બોલ્યો

ત્યારથી નિર્વિકલ્પ થવા માંડે અને તે સિવાય બીજું કંઈ બોલ્યો કે, 'હું આમ છું, હું તેમ છું' એ બધું વિકલ્પ, એનાથી બધો સંસાર ઊભો થાય. અને પેલો નિર્વિકલ્પ પદમાં જાય. હવે તેમ છતાંય છે તે આ 'ચંદુભાઈ'ને તો બેઉ કાર્યો ચાલુ રહેવાનાં જ, સારાં ને ખોટાં બેઉ કાર્યો ચાલુ રહેવાનાં જ. આમ અવળુંય કરે ને સવળુંય કરે, એ પ્રકૃતિનો સ્વભાવ છે. એકલું અવળું કે એકલું સવળું કોઈ કરી શકે જ નહીં. કોઈ થોડું અવળું કરે, તો કોઈ વધારે અવળું કરે !

**પ્રશ્નકર્તા :** ના કરવું હોય તોય થઈ જવાનું ?

**દાદાશ્રી :** હા, થઈ જ જવાનું એટલે 'હું શુદ્ધાત્મા છું.' એમ નક્કી કરીને આ બધું અવળું-સવળું 'જો ! તને અવળું-સવળું મહીં આવે એટલે તારે મનમાં એમ કલ્પના નહીં કરવાની કે 'મારે અવળું થયું. શુદ્ધાત્મા મારો બગડ્યો !' શુદ્ધાત્મા એટલે મૂળ તારું સ્વરૂપ જ છે. આ તો આ અવળું-સવળું થાય છે, એ તો પરિણામ આવેલાં છે. પહેલાં ભૂલ કરી હતી, તેનાં આ પરિણામ છે. તે પરિણામ 'જોયા' કરો. અને અવળું-સવળું તો અહીં આગળ લોકની ભાષામાં છે. ભગવાનની ભાષામાં અવળું-સવળું કશું છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** અવળું-સવળું જો ભગવાનની ભાષામાં ના હોય તો પછી માથાકૂટ કરવાની જ ક્યાં રહી ?

**દાદાશ્રી :** કશી જ માથાકૂટ કરવાની નથી. તેથી હું કહું છું કે 'જુઓ' અને કોઈને દુઃખ ના થાય. ને દુઃખ થાય તો તેનું પ્રતિક્રમણ કરજો, એમ ભગવાને કહેલું.

**પ્રશ્નકર્તા :** અવળું-સવળું ભગવાનની ભાષામાં ના રહ્યું, તો પછી પ્રતિક્રમણ કરવાનું રહ્યું જ ક્યાં ?

**દાદાશ્રી :** સામાને દુઃખ થાય છે તેથી. સામાને દુઃખ ના થવું જોઈએ, એ ભગવાનની ભાષા ખરી ને ?

**પ્રશ્નકર્તા :** પણ આપણો આશય સારો હોય છે, તોય દુઃખી થાય છે ?

**દાદાશ્રી :** આશય સારો હોય, ગમે તે હોય, પણ એને દુઃખ ના થવું જોઈએ. એટલે સામાને દુઃખ થયું ત્યાંથી જ ચોંટશે. એટલે સામાને દુઃખ ના થાય એવી રીતે કામ લેવું.

**પ્રશ્નકર્તા :** લોકોને સાચી વાત ગમતી જ નથી, પછી બોલવાનું જ ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** ના, સાચી વાત ના ગમે એવું હોતું જ નથી. એવું છે ને કે સાચી વાત, સાચી વાત ક્યારે ગણાય છે ? એકલા સત્ય સામે જોવાનું નથી. એના બીજાં ત્રણ પાસાં હોવાં જોઈએ. એ પાછું હિતકર હોવું જોઈએ. સામો રાજી થવો જોઈએ. પછી તમારી વાત ઊંધી હોય કે છતી હોય પણ સામો રાજી થવો જોઈએ, પણ એમાં તમારી દાનત ખોરી ના હોવી જોઈએ અને સત્ય બોલતાં સામાને જો દુઃખ થતું હોય તો આપણને બોલતાં જ નથી આવડતું. સત્ય તો પ્રિય, હિતકર ને મિત હોવું જોઈએ. મિત એટલે સામાને એમ ન થવું જોઈએ કે 'આ કાકા અમથા બોલ બોલ કર્યા કરે છે !' સામાને ગમી તે જ વાણી સત્ય. જેણે આ સત્યનાં પૂંછડાં પકડ્યાં, તેના બધા એ માર ખાધેલા.

**પ્રશ્નકર્તા :** મસ્કા મારવા એનું નામ સત્ય ? ખોટી 'હા' પુરાવવી ?

**દાદાશ્રી :** એનું નામ સત્ય ના કહેવાય. મસ્કો મારવા જેવી વસ્તુ જ નથી. આ તો પોતાની શોધખોળ છે, પોતાની ભૂલને લઈને બીજાને મસ્કો મારે છે આ. સામાને ફીટ થાય એવી આપણી વાણી બોલાવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** 'સામાને શું થશે', એનો વિચાર કરવા બેસે તો ક્યારે પાર આવે ?

**દાદાશ્રી :** એનો વિચાર આપણે નહીં કરવાનો. આપણે તો ચંદુભાઈને કહેવું કે પ્રતિક્રમણ કરો. બસ એટલું જ કહેવું. આ 'અક્રમ વિજ્ઞાન' છે. તેથી પ્રતિક્રમણ મૂકવું પડ્યું છે. વાતને જ ખાલી સમજવાની છે. આ તો વિજ્ઞાન છે. એટલે વાત જ સમજી લે તો કશું અડે એવું નથી અને ચંદુભાઈને તમે જ્યારે પૂછો, તમે શુદ્ધાત્મા છો કે ચંદુભાઈ ? ત્યારે કહે 'હું શુદ્ધાત્મા છું' બસ. પછી બીજું શું પૂછવાનું રહ્યું ? પછી એ આડું

કરે તો એમને સુખ રોકાય એટલું જ.

જગતમાં આપણે બધાને ગમીશું તો કામ લાગશે. જગતને આપણે ગમ્યા નહીં, તો તે આપણી જ ભૂલ છે. એટલું સમજી લેવાની જરૂર છે. માટે 'એડજસ્ટ એવરીવેર.' આ ભાંજગડનો તો પાર જ ના આવે ને ? હું જુદું કહું, આ જુદું કહે, તો લોકો તો સાંભળે જ નહીં ને ? લોક તો શું કહે છે કે અમને ફીટ થવું જોઈએ.

અમને ઘણા કહે કે 'દાદા, તમને આ આવડતું હશે ને તેય આવડતું હશે.' ત્યારે હું કહું કે, 'અલ્યા ભઈ, મને તો કશું જ આવડતું નથી. તેથી તો આ હું આત્માનું શીખ્યો.'

આપણે વગર કામની લપ્પન-છપ્પન શું કરવા કરવાની ? લપ્પન-છપ્પન કરીએ તો આવતાંય શાદી થાય ને જતાંય શાદી થાય. એટલે રીતસર બધું સારું, બહુ અતિશયમાં ઊતરવા જેવું નથી.

આપણે તો બધાને ફીટ થાય એવું રાખવું. મારે કોઈ જોડે મતભેદ નથી પડતો. મતભેદ પડ્યો ત્યાંથી જાણું કે મારી ભૂલ છે ને ત્યાં હું તરત જાગૃત થઈ જાઉં. તમે મારી સાથે ગમે તેટલું વાંકું બોલતા હો પણ એમાં તમારી ભૂલ નથી, ભૂલ તો મારી છે, સીધું બોલનારની છે. કારણ કે એ એવું કેવું હું બોલ્યો કે આને મતભેદ પડ્યો ! એટલે જગતને 'એડજસ્ટ' શી રીતે થાય એ જોવાનું. તમે સામાના હિતમાં હો, જેમ કે દવાખાનામાં કોઈ દર્દી હોય તેના સંપૂર્ણ હિતમાં તમે હો. તેથી તમે એને 'આમ કરો, આમ ના કરો' એમ કહ્યા કરો, પણ પેશન્ટને કંટાળો આવે કે આ શી ભાંજગડ વગર કામની ?

એટલે જે પાણીએ મગ ચડે, તે પાણીએ મગ ચડાવવાના છે. આજવાનાં પાણીએ ના ચડે તો આપણે બીજું પાણી નાખવું, કૂવાનું નાખવું ને તેમ છતાંય ના ચડે તો ગટરનું પાણી નાખીને પણ મગ ચડાવો, આપણે તો મગ ચડાવવા સાથે કામ છે !

## સામાને સમાધાન આપો

આપણે બધાએ શીખવાનું શું છે કે મતભેદ ના પડે એવું વર્તન

રાખવું. મતભેદ પડ્યો એ તમારી જ ભૂલ છે, તમારી જ નબળાઈ છે. સામાને આપણાથી સમાધાન થવું જ જોઈએ. સામાના સમાધાનની જવાબદારી આપણા માથે છે.

તમારાથી સામાનું સમાધાન ના થાય તો તમે શું સમજો ? સામાને સમજણ ઓછી છે, એવું જ સમજોને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમારે ભાંજગડ પડે, તે વખતે આપણે ફેરવીને પણ 'એને ભાંજગડ ના પડે' એવી રીતે કામ લેવું જોઈએ. જો તમે સમજણવાળા છો તો તમે ફરો ને સમાધાન કરાવો. જો તમે ફરો નહીં તો તમે સમજણવાળા નથી. બાકી સામો તો ફરશે નહીં. એટલે હું કોઈને ફેરવતો નથી. હું જ એને કહું કે, 'ભઈ હું જ ફરીશ બા.' આપણે રાગે રાખવું.

અગિયાર વાગે મને તમે કહો કે, 'તમારે જમી લેવું પડશે.' હું કહું કે થોડીવાર પછી જમું તો ના ચાલે ? ત્યારે તમે કહો, 'ના જમી લો, પાર આવી જાય.' તો હું તરત જ જમવા બેસી જઉં. હું તમને 'એડજસ્ટ' થઈ જઉં. હવે તો 'એડજસ્ટ' ના થનારાને જગત મૂરખ કહેશે. દરેકમાં 'એડજસ્ટ' નહીં થાવ, તો સામો માણસ આપણને શું અભિપ્રાય આપશે ?

સમજણ કોનું નામ કહેવાય ? ફીટ થાય એનું નામ સમજણ ! અને ગેરસમજણ કોનું નામ કે ફીટ ના થાય. આ એક જ વાત સમજી લેવાની છે. પછી એ કાયદેસર હો કે ગેરકાયદેસર હો, એ જોવાનું નથી.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિય સમજણથી ચેતનતા તો ઘણી આગળ છે ને ? ચેતનતા હોય તો અથડામણ જ ના થઈ શકે.

**દાદાશ્રી :** ના, અથડામણ તો થવી જ ના જોઈએ. અથડામણ ત્યાં જ આપણી અણસમજણ છે. આમાં ચેતનતાને સવાલ જ નથી. ચેતન તો ચેતન જ છે. આ તો અણસમજણ ભરેલી છે તેથી ! અણસમજણ શાથી ઊભી થાય છે ? મહીં 'ઈગોઈઝમ'નું મૂળિયું છે તેથી ! એ અહંકારનું મૂળિયું જ્યાં સુધી હોય, ત્યાં સુધી ઊંચું ઊંચું થયા જ કરે. પજવે, હેરાન

કરી નાખે, જંપવા ના દે. એટલે આપણે ધીમે રહીને એનું મૂળ ઊખેડી નાખવું પડે. કોઈ કશુંક બોલે તો મહીં પેલું અહંકારનું મૂળિયું ઊભું થાય પછી જંપીને બેસવા ના દે. ઘણું દબાય દબાય કરે, પણ બેસવા ના દે.

એના કરતાં 'હમ કુછ જાનતા નહીં' એવો ભાવ આવ્યો. એટલે બસ આપણે 'શુદ્ધાત્મા' તરીકે જ્ઞાની છીએ અને આ પ્રમાણે વ્યવહારિક રીતે છે.

## અસમાધાનોમાં એડજસ્ટમેન્ટ કે પ્રતિક્રમણ ?

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ આજ્ઞાપૂર્વક કહે કે તમે આમ કરો ને એ માણસ ઉપર વિશ્વાસ ના હોય ને તો ત્યાં પ્રકૃતિ 'એડજસ્ટ' થતી નથી, તો શું કરવું ?

**દાદાશ્રી :** વિશ્વાસ વગર તો આ જમીન ઉપર બે પગેય ના પડે ! 'આ જમીન પોલી છે' એવું જાણી જઈએ, તો પછી કોઈ ત્યાં જાય નહીં ને ! આ સ્ટીમરમાં કાણું પડ્યું છે; એવું જાણે તો કોઈ એમાં બેસે ?

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન પછી જે સહજપણું રહેવું જોઈએ અને સામાને એડજસ્ટ થવાનું હોય, તે ના થાય તો શું કરવાનું ?

**દાદાશ્રી :** એવું બને તો એવું 'જોવું' ! 'આપણે' 'ચંદુભાઈ' શું કરે છે, એ ફક્ત જોવું. એવું આપણું જ્ઞાન કહે છે.

**પ્રશ્નકર્તા :** આપણે સામાને 'એડજસ્ટ' ના થઈએ, એ આપણી આડાઈ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું નથી. સામાનો હિસાબ હોય એ પ્રમાણે બધું થાય.

**પ્રશ્નકર્તા :** પણ સામા માણસને દુઃખ તો થાય ને કે આ મારું માન નથી જાળવતા.

**દાદાશ્રી :** તો તેનું આપણે 'ચંદુભાઈ' પાસે પ્રતિક્રમણ કરાવડાવવું, એમાં બીજો કશો વાંધો નથી.

આ શાકમાં કેટલી જાતો છે ?

**પ્રશ્નકર્તા :** ઘણી બધી.

**દાદાશ્રી :** એવું આ બધું શાકની જેમ જાતજાતનું છે. પ્રતિક્રમણ એકલો જ એનો ઉપાય છે.

**પ્રશ્નકર્તા :** તો એવા પ્રસંગોમાં આપણે આપણું છોડી દેવું કે આપણું પકડી રાખવું ?

**દાદાશ્રી :** શું બને છે એ 'જોવું.'

**પ્રશ્નકર્તા :** ઘણીવાર તો આપણી પકડ બે-બે, ત્રણ-ત્રણ દિવસ સુધી ચાલે છે. તે વખતે પ્રકૃતિ 'એડજસ્ટ' થતી નથી, તેનો અફસોસ રહ્યા કરે છે.

**દાદાશ્રી :** આપણી પ્રકૃતિ કોઈને બાધક થતી હોય તો પ્રતિક્રમણ કરાવવું. પ્રકૃતિ તો બહુ જાતજાતનું દેખાડે.

**પ્રશ્નકર્તા :** પણ એવે સમયે આપણે ધારો કે 'એડજસ્ટ' ના થઈએ અને સામાને દુઃખ થયા કરતું હોય, તો પછી શું કરવું ? આપણે 'એડજસ્ટ' થઈ જવું ?

**દાદાશ્રી :** આપણે તો પ્રતિક્રમણ એકલું જ કરવાનું. 'એડજસ્ટ' થવુંય નહીં ને એ થવાતુંય નથી. આપણે 'એડજસ્ટ' થવું હોય તોય થવાય નહીં, ટિકિટ ચોંટે જ નહીં. તું ચોંટાડ ચોંટાડ કરું તોય ઊખડી જાય ! માટે સામાને આપણાથી દુઃખ થાય કે સુખ થાય, આપણે પ્રતિક્રમણ કરી લેવું.

કોઈને દુઃખ થતું હોય, તેથી કરીને આપણે 'એડજસ્ટ' થવું એવું લખ્યું નથી. એમ 'એડજસ્ટ' થવાતુંય નથી. એવો ભાવ જ, અભિપ્રાય જ ના હોવો જોઈએ કે 'એડજસ્ટ' થવું છે.

**પ્રશ્નકર્તા :** આ ના સમજાયું, ફરી સમજાવો !

**દાદાશ્રી :** 'એડજસ્ટ' થવાનો અભિપ્રાય જ ના હોવો જોઈએ. જ્યાં 'એડજસ્ટ' જ ના થવાય એવું હોય, ત્યાં આગળ 'એડજસ્ટ' થવાના અભિપ્રાયને શું કરવું છે ? એના કરતાં પ્રતિક્રમણ કરી લેવું, એ સારામાં

સારું છે !! 'એડજસ્ટ' થવાનો ભાવેય સારો નહીં. એ બધો સંસાર છે. આ રૂપે કે તે રૂપે, બધો સંસાર જ છે. આમાં ધર્મ નથી કે આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** 'ફાઈલોનો સમભાવે નિકાલ' ના થાય, તો સામા માણસને દુઃખ થાય.

**દાદાશ્રી :** એનો નિકાલ દસ દહાડા પછી થાય, આજ મોંઘવારીમાં ના થાય તો તે જ્યારે સસ્તું થશે તે ઘડીએ થશે. એના માટે આપણે ઉજાગરો કરવાની જરૂર નથી. આપણે 'શુદ્ધાત્મા', પહેલી પોતાની ફોડી લેવી અને બીજાને દુઃખ થાય તેનું પ્રતિક્રમણ કરી લેવું. બીજી બધી ભાંજગડમાં ના પડાય. તું જેવું કરવાનું કહે છે એવું જો 'જ્ઞાની પુરુષ' કરે તો, એનો ક્યારે પાર આવે ? આવાં કેટલાં લફરાં ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે સામા જોડે 'એડજસ્ટમેન્ટ' રાખવાનો ભાવ પણ ના હોવો જોઈએ. એનો અર્થ એવો કે બીજાને 'એડજસ્ટમેન્ટ' આપવાના ભાવમાં તન્મયાકાર થવાની જરૂર નહીં, 'સુપરફલ્યુઅસ'પણે કરવાનું એવું આપ કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** 'એડજસ્ટમેન્ટ' બહુ પ્રકારનાં હોય છે. કેટલાંક 'એડજસ્ટમેન્ટ' તો લેવા જેવાં જ નથી હોતાં. કેટલાક 'એડજસ્ટમેન્ટ' લેવા જેવાં હોય છે, પણ તેના માટે ભાવેય રાખવાની જરૂર નહીં. 'શું બને છે' એને 'જોયા' કરવું. આટલાથી એક અવતારમાં છૂટી જવાશે. થોડું ઘણું દેવું રહેશે તો આવતે ભવ ચૂકતે થઈ જશે.

આમાં મન આમળે ના ચઢે એટલું રાખવું. આપણું મન આમળે ચઢે એટલે એ વાત બંધ રાખવી. મન આમળે ચઢે એટલે મહીં પહેલું દુઃખ થાય, ગભરામણ થાય અને પછી બહુ આમળે ચઢે એટલે ચિંતા થાય. માટે મન આમળે ચઢતાં પહેલાં આપણે વાતને બંધ કરી દેવી, આ એનું લેવલ છે.

**પ્રશ્નકર્તા :** આમાં ઘણી વાર શું થાય કે સામા માણસને દુઃખ થાય ને એના મનનું સમાધાન નથી થતું ને !

**દાદાશ્રી :** સમાધાન તો વરસ દહાડા સુધી ના થાય એને આપણે

શું કહીએ ? આપણે મનમાં એવો ભાવ રાખવો કે સામાને સમાધાન થાય એવી વાણી નીકળવી જોઈએ. વાણી જે અવળી નીકળી હોય તેનું આપણે પ્રતિક્રમણ કરવાનું. બાકી આ તો સંસારનો પાર જ ના આવે. આ તો ઊલટું આપણને ઢસડી જાય. સામો તળાવમાં પડ્યો હોય તો તે તને હઉં તેમાં લઈ જાય ! આપણે આપણી 'સેફ સાઈડ' રાખીને કામ લેવું બધું. હવે આ સંસારમાં ઊંડા ઊતરવા જેવું જ નથી. આ તો સંસાર છે ! જ્યાંથી કાપો ત્યાંથી અંધારાની ને અંધારાની જ 'સ્લાઈસ' નીકળશે ! આ ડુંગળી કાપે તેની બધી જ 'સ્લાઈસ' ડુંગળી જ હોય ને ?

કોઈને પ્રતિક્રમણ કરતાં રાગે ના પડતું હોય તો આવતે ભવ ચૂકવાશે. પણ અત્યારે તો આપણે આપણું કરી લેવું. સામાનું સુધારવા જતાં આપણું ના બગડે એ પહેલામાં પહેલું રાખો ! સબ સબકી સમાલો !!

**પ્રશ્નકર્તા :** સંસાર વ્યવહાર કરતાં શુદ્ધ આત્મહેતુ કેવી રીતે જાળવી રાખવો ?

**દાદાશ્રી :** એ જળવાઈ જ રહ્યો છે. તારે જાળવવાની જરૂર ન હોય. 'તું' 'તારી' જાતને જાળવ ! 'ચંદુભાઈ' એની જાતને જાળવે !

**પ્રશ્નકર્તા :** આવી જાગૃતિ થયા પછી એ પાછી હઠે નહીં ને ?

**દાદાશ્રી :** ના, એ પાછી હઠે નહીં, પણ આ કાળ વિચિત્ર છે. ધૂળ ઉડાડેને તોય જાગૃતિ ઓછી થઈ જાય એવું છે અને જોડે જોડે આ 'અક્રમ વિજ્ઞાન' છે, એટલે કે કર્મો ખપાવ્યા સિવાયનું વિજ્ઞાન છે. આ કર્મો ખપાવવા જતાં તમને આ ધૂળ ઉડશે. મને તો વાંધો ના આવે. કારણ કે મને બહુ કર્મો રહ્યાં ના હોય. આપણું આ 'અક્રમ વિજ્ઞાન' તો બધાં કર્મોને ઉડાડી મૂકે તેવું છે, પણ આપણી તૈયારી જોઈએ. આખી દુનિયાના તોફાનને ઉડાડી મૂકીએ એવું આ વિજ્ઞાન છે. પણ આપણે જો એની જોડે સ્થિર રહીએ તો ! આપણે જો જ્ઞાન જોડે સ્થિરતા પકડીએ તો કોઈ નામ દે એવું નથી.

આ તો જાગૃતિનો માર્ગ છે, આપણે જાગૃત રહેવું. સામાને દુઃખ થયું, તેનું પ્રતિક્રમણ કરવાનો આપણી પાસે ઈલાજ છે. બીજું શું કરવાનું ? બીજું તો આ દેહ, મન, વાણી બધું 'વ્યવસ્થિત'ને તાબે છે.

## અપ્રતિક્રમણ દોષ, પ્રકૃતિનો કે અંતરાય કર્મનો?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ ના થાય એ પ્રકૃતિદોષ છે કે એ અંતરાય-કર્મ છે ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિદોષ છે. અને આ પ્રકૃતિદોષ બધી જગ્યાએ નથી હોતો. અમુક જગ્યાએ દોષ થાય ને અમુક જગ્યાએ ના થાય. પ્રકૃતિ દોષમાં પ્રતિક્રમણ ના થાય તેનો વાંધો નથી. આપણે તો એટલું જ જોવાનું છે કે આપણો શો ભાવ છે ? બીજું કંઈ આપણે જોવાનું નથી. તમારી ઈચ્છા પ્રતિક્રમણ કરવાની છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, પૂરેપૂરી.

**દાદાશ્રી :** તેમ છતાં પ્રતિક્રમણ ના થાય, તો એ પ્રકૃતિદોષ છે. પ્રકૃતિદોષમાં તમે જોખમદાર નથી. કોઈ વખતે પ્રકૃતિ બોલેય ખરી ને ના પણ બોલે, આ તો વાજું કહેવાય. વાગે તો વાગે, નહીં તો નાયે વાગે, આને અંતરાય ના કહેવાય.

ઘણાં માણસો મને કહે છે કે, 'દાદા, સમભાવે નિકાલ કરવા જઉં છું, પણ થતો નથી !' ત્યારે હું કહું છું, ''અરે ભઈ, નિકાલ કરવાનો નથી ! તારે સમભાવે નિકાલ કરવાનો ભાવ જ રાખવાનો છે. સમભાવે નિકાલ થાય કે ના થાય. એ તારે આધીન નથી. તું મારી આજ્ઞામાં રહે ને ! એનાથી તારું ઘણું ખરું કામ પતી જશે અને ના પતે તો તે 'નેચર'ના આધીન છે.''

અમે તો એટલું જ જોઈએ કે, 'મારે સમભાવે નિકાલ કરવાનો છે.' એટલું તું નક્કી કર. પછી તેમ થયું કે ના થયું તે અમારે જોવાનું નથી. આ નાટક ક્યાં સુધી જોવા બેસી રહીએ ? એનો પાર જ ક્યાં આવે ? આપણે તો આગળ ચાલવા માંડવાનું. વખતે 'સમભાવે નિકાલ' ના પણ થાય. હોળી સળગી નહીં તો આગળ ઉપર સળગાવીશું. આમ ફૂટાફૂટ કરવાથી ઓછી સળગે ? એનો ક્યારે પાર આવે ? આપણે દીવાસળીઓ સળગાવવી, બીજું સળગાવ્યું, પછી આપણને આનું શું કામ ? મેલ પૂળો ને આગળ ચાલો.

**પ્રશ્નકર્તા :** જો પ્રતિક્રમણ થાય તો એ ધર્મધ્યાનમાં ગયું કે શુકલધ્યાનમાં ગયું ?

**દાદાશ્રી :** ના, એ ધર્મધ્યાનમાંય નથી જતું ને શુકલધ્યાનમાંય નથી જતું. આ પ્રતિક્રમણ કોઈ ધ્યાન નથી. પ્રતિક્રમણ તમને ચોખ્ખા કરે. ખરી રીતે આત્મા પ્રાપ્ત કર્યા પછી પ્રતિક્રમણ કરવાની જરૂર જ નથી, પણ આ તો 'અક્રમ વિજ્ઞાન' છે. તમને રસ્તે જતાં આત્મા પ્રાપ્ત થઈ ગયો છે. તે પાછલા દોષો ધોવા પ્રતિક્રમણ કરવાં પડે. આટલા બધા દોષોની અંદર જો પ્રતિક્રમણ ના કરે તો એ દોષો ખૂબ કૂદાકૂદ કરે ! આ કપડાં બગડે તેને ધોવાં તો પડે જ ને ? અને 'ક્રમિક માર્ગ'માં તો કપડાં ચોખ્ખાં કર્યા પછી આત્મા પ્રાપ્ત થાય છે. એમાં એમને ડાઘ જ પડવાનો નહીં ને ?

## અક્રમ માર્ગે એકાવતારી !

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરીએ તો નવું 'ચાર્જ' ના થાય ?

**દાદાશ્રી :** આત્મા પોતે કર્તા થાય તો જ કર્મ બંધાય. બાકી આ જ્ઞાનમાં તો પ્રતિક્રમણ હોય જ નહીં. પણ આ તો ગુજરાતી ચાર ચોપડીવાળાને 'ગ્રેજ્યુએટ' બનાવીએ તો, પછી વચલા ધોરણોનું શું થાય? એટલે આટલું પ્રતિક્રમણ અમે વચ્ચે મૂક્યું છે.

આ 'અક્રમ જ્ઞાન' પામ્યા પછી એક કે બે ભવમાં ઉકેલ આવે તેમ છે. હવે ભવ રહેવો કે ના રહેવો, એ ધ્યાન ઉપર આધાર રાખે છે. નિરંતર શુકલધ્યાન એકલું જ રહેતું હોય તો બીજો ભવ થાય જ નહીં. પણ 'અક્રમ માર્ગ'માં શુકલધ્યાન ને ધર્મધ્યાન બે થાય છે. અંદર શુકલધ્યાન થાય છે ને બહાર ધર્મધ્યાન થાય છે. ધર્મધ્યાન શાથી થાય છે ?

'દાદા'ના કહ્યા પ્રમાણે આજ્ઞા પાળવાની રહે છે તેનાથી. આજ્ઞા પાળવી એ શુકલધ્યાનનું કામ નહીં, એ ધર્મધ્યાનનું કામ છે. એટલે ધર્મધ્યાનને લઈને એક અવતાર કે બે અવતાર પૂરતું 'ચાર્જ' થાય છે.



## [૨૫]

## આરાધના કરવા જેવું ... અને જાણવા જેવું ... !

**પ્રશ્નકર્તા :** હવે જે 'રિયલ' જોઈએ છીએ, ત્યારે 'રિયલ' તરફ પ્રેમ ઉત્પન્ન થવો જોઈએ તે થતો નથી અને 'રિલેટિવ' ઉપચાર સ્વરૂપે થઈ ગયું છે, તો આ શું કહેવાય ?

**દાદાશ્રી :** જો પ્રેમ થાય તો સામો દ્વેષ ઉત્પન્ન થાય. પ્રેમ ઉત્પન્ન કરવાની જરૂર નથી. આરાધન કરવા જેવું, રમણતા કરવા જેવું આ 'રિયલ' એક જ છે ! 'શુદ્ધાત્મા'ની રમણતા એટલે નિરંતર 'શુદ્ધાત્મા'નું ધ્યાન રહે તે ! હવે સ્વરમણતા કરવાની, બીજું કશું કરવાનું નથી.

**પ્રશ્નકર્તા :** 'રિલેટિવ'ને જાણવાનું ને 'રિયલ'ને પણ જાણવાનું છે ?

**દાદાશ્રી :** ના, 'રિયલ'નું આરાધન કરવાનું છે અને 'રિલેટિવ'ને જાણવાનું છે ! જાણવા જેવું એકલું 'રિલેટિવ' જ છે. આ 'રિયલ' તો અમે તમને જણાવી દીધું છે !

હવે આ જગત આખું 'જ્ઞેય' સ્વરૂપે છે અને તમે 'જ્ઞાતા' છો. તમને 'જ્ઞાયક' સ્વભાવ ઉત્પન્ન થયો છે. પછી હવે બાકી શું રહ્યું ? 'જ્ઞાયક' સ્વભાવ ઉત્પન્ન થયા પછી 'જ્ઞેય'ને જોયા જ કરવાનું છે !

તમારે હવે શુદ્ધાત્મા તરફ પ્રેમ રાખવાની જરૂર નથી. કારણ કે તમે તે રૂપ તો થઈ ગયા છો, હવે કોની જોડે પ્રેમ કરશો ? તમને જ્ઞાન, દર્શન ને ચારિત્ર શરૂ થઈ ગયું છે ! નહીં તો જોવા-જાણવા પર રાગ-દ્વેષ થાય ! જુએ-જાણે તેની પર રાગ-દ્વેષ ના થાય એ વીતરાગ ચારિત્ર કહેવાય.

હવે તો તમારે ચારિત્ર પણ ઊંચું થઈ ગયું. આ તો અજાયબી થઈ ગયેલી છે !! પણ હવે એને સાચવી રાખો તો ખરું ! કોઈ ચોકલેટ આપીને

કોઈ બંગડીઓ ના પડાવી લે તો સારું. હવે તો તમને જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ બધું જ ચાલ્યા કરવાનું. પણ તપની તમને ખબર ના હોય કે ક્યાં આગળ તપ થાય છે ! અમારી 'આજ્ઞા' જ એવી છે કે તપ કરવું જ પડે !

અમે મોટરમાં ફરીએ પણ કોઈની જોડે વાત ના કરીએ, કારણ અમે ઉપયોગમાં જ હોઈએ. અમે સહેજ ઉપયોગ ના ચૂકીએ !

આવું સરસ વિજ્ઞાન હાથમાં આવ્યા પછી કોણ છોડે ? પહેલાં પાંચ મિનિટ પણ ઉપયોગમાં રહેવાતું નહોતું. એક ગુંઠાણું સામાયિક કરવું હોય તો મહા મહા કષ્ટે કરીને રહેવાય અને આ તો સહેજેય તમે જ્યાં જાવ ત્યાં ઉપયોગપૂર્વક રહી શકાય એવું થયું છે.

**પ્રશ્નકર્તા :** એ સમજાય છે, દાદા.

**દાદાશ્રી :** હવે જરા ભૂલોને આંતરો, એટલે કે પ્રતિક્રમણ કરો. આપણે નક્કી કરીને નીકળવું કે આજે આમ જ કરવું છે ! શુદ્ધ ઉપયોગમાં રહેવું છે. એવું નક્કી ના કરીએ તો પછી ઉપયોગ ચૂકી જવાય ! અને આપણું વિજ્ઞાન તો બહુ સરસ છે. નથી બીજી કોઈ ભાંજગડ !

## નિજવસ્તુ રમણા

**પ્રશ્નકર્તા :** 'નિજવસ્તુ' રમણતા કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** રમણતા તો બે-ચાર રીતે થાય. બીજી કોઈ રમણતા ના આવડે તો 'હું શુદ્ધાત્મા છું', 'હું શુદ્ધાત્મા છું' એવું કલાક-બે કલાક બોલે તોય ચાલે, એમ કરતાં કરતાં રમણતા આગળ વધે !

**પ્રશ્નકર્તા :** રમણતા તો બધી વિવિધ રીતે હોય ને ?

**દાદાશ્રી :** એ તો જેને જેવું આવડે એવું એ કરે. સ્થૂળમાં હોય તો, 'હું શુદ્ધાત્મા છું', 'હું શુદ્ધાત્મા છું' બોલ્યા કરે, અગર તો ચોપડી લઈને 'હું શુદ્ધાત્મા છું' એવું લખ્યા કરે. એનાથી શું થાય, તો કે દેહ હઉ રમણતા કરે છે, વાણી હઉ રમણતા કરે છે, મન પણ મહીં આવી જાય.

પહેલું જાડું કરેને એટલે પુદ્‌ગલ રમણતા છૂટવા માંડે. એમ કરતાં

કરતાં ઝીણું થાય અને જો એનાં ગુણ જ બોલ્યા કરે, એ સાચી રમણતા કહેવાય. એ તરત જ 'ઓન ધ મોમેન્ટ' ફળ આપે ! પોતાનું સુખ અનુભવમાં આવે.

**પ્રશ્નકર્તા :** જેવા આ પુદ્‌ગલના રસો છે તેમ આત્માના રસો, આનંદ પ્રગટ થવા જોઈએ ને ?

**દાદાશ્રી :** એવું છે કે તમે અપરિગ્રહી શાના આધારે છો ? 'અક્રમ વિજ્ઞાન'ના આધારે ! પણ વ્યવહારથી અપરિગ્રહી નથી, એટલે 'અપરિગ્રહી દશા' જ્યાં સુધી ના થાય, ત્યાં સુધી છેલ્લી 'વસ્તુ' હાથમાં ના આવે !

**પ્રશ્નકર્તા :** ત્યાં સુધી સાચો રસ, આનંદ મેળવવા અમારે શું કરવું ?

**દાદાશ્રી :** 'હું અનંત જ્ઞાનવાળો છું', 'હું અનંત દર્શનવાળો છું', હું અનંત સુખનું ધામ છું, 'હું અનંત શક્તિવાળો છું'.... બોલો, એટલે સાચો રસ ઉત્પન્ન થઈ જાય ! આત્મા તો પોતે આનંદમય જ છે, એટલે એ વસ્તુ સર્વરસમય જ છે ને તે પોતાને હોય છે જ. પણ પોતાની જાગૃતિની કચાશને લીધે એ ક્યાંથી આવે છે, એ ખબર પડતી નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલના રસોને દબાવીએ, તો આત્માના રસો ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** ના, દબાવવાનો અર્થ જ નથી. એ તો એની મેળે ફિક્કા થઈ જાય. આત્માના ગુણો કલાક-કલાક સુધી બોલો તો તરત ઘણું ઘણું ફળ આપે. આ તો રોકડું ફળવાળી વસ્તુ છે, અગર તો દરેકની મહીં 'શુદ્ધાત્મા' જોતાં જોતાં જાવ તોય આનંદ થાય એવું છે.

**પ્રશ્નકર્તા :** સામા માણસમાં શુદ્ધાત્મા જોઈએ, તો સામા માણસને આનંદ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** ના થાય. કારણ કે એની વૃત્તિઓ તે ઘડીએ શેમાંય પડેલી હોય ! એ શેનાયે વિચારમાં પડેલો હોય ! હા, એનામાં 'શુદ્ધાત્મા' જોવાથી તમને બહુ ફાયદો થાય. સામાને ફાયદો તો 'જ્ઞાની પુરુષ' એકલા જ કરી શકે !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે ચાર પ્રકારની આત્મરમણતા કહી. તે જરા ફરીથી કહો ને !

**દાદાશ્રી :** કેટલાક 'હું શુદ્ધાત્મા છું', 'હું શુદ્ધાત્મા છું' બોલે. કેટલાક 'હું શુદ્ધાત્મા છું' એમ લખીને કરે, તો એમાં દેહ પણ રમણતામાં પેઠો કહેવાય. દેહ, વાણી અને મન ત્રણેય લખવામાં હાજર હોય અને કેટલાક બહારનો વ્યવહાર ચાલતો હોય, છતાંય મનથી જો 'શુદ્ધાત્મા'ની ખરેખર રમણા કરે તે અને શુદ્ધાત્માના ગુણોમાં રમણા કરે; જેમ કે, હું અનંત જ્ઞાનવાળો છું, હું અનંત શક્તિવાળો છું... એ સિદ્ધસ્તુતિ કહેવાય. એ બહુ ફળ આપનારી છે !

**પ્રશ્નકર્તા :** દાદા, આપ જેવી રીતે બીજાના સુખને માટે પ્રયત્ન કરો છો, અને કેટલાંયને ભયંકર દુઃખની યાતનામાંથી પરમ સુખી બનાવી દો છો, તો એવું અમારે થવું હોય તો થઈ શકીએ કે નહીં ?

**દાદાશ્રી :** હા, થઈ શકો. પણ તમારી એટલી બધી 'કેપેસિટી' આવવી જોઈએ. તમે નિમિત્ત રૂપ બની જાવ. એટલા માટે હું તમને તૈયાર કરી રહ્યો છું. બાકી તમે કરવા કે બનવા જાવ, તો કશું બને એવું નથી !

**પ્રશ્નકર્તા :** તો નિમિત્ત રૂપ બનવા માટે અમારે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આ જ બધું હું કહું છું તે અને નિમિત્ત રૂપ બનાવતાં પહેલાં અમુક જાતનો 'કાટ' નીકળી જવો જોઈએ.

એમાં કોઈના ઉપર ગુસ્સે થવાનો, કોઈની પર ચિડાવાનો એવા બધા હિંસકભાવ થવા ના જોઈએ. જો કે ખરેખર તમને આ હિંસકભાવ નથી. આ તમારા 'ડિસ્ચાર્જ' હિંસકભાવ છે, પણ જે 'ડિસ્ચાર્જ' હિંસક ભાવ છે તે ખલાસ થશે ત્યારે આ બધી શક્તિઓ છે તે 'ઓપન' થશે. 'ડિસ્ચાર્જ ચોરીઓ', 'ડિસ્ચાર્જ અબ્રહ્મચર્ય', એ બધાં 'ડિસ્ચાર્જ' ખાલી થાય. ત્યાર પછી પારકાંને માટે નિમિત્ત બનવાની શક્તિ ઉત્પન્ન થાય! આ બધું ખાલી થાય એટલે તમે પરમાત્મા જ થયા ! આ અમારે ખાલી થઈ ગયું છે, તેથી તો અમે નિમિત્ત બન્યા છીએ !

**પ્રશ્નકર્તા :** એટલે પહેલાં 'કાટ' ખાલી કરવાની વાત અમારે કરવી.

**દાદાશ્રી :** પુરુષાર્થ કરીને બધું થાય ! પુરુષ થયો એટલે પુરુષાર્થમાં આવી શકે, એવું અમે બધું કરી આપ્યું છે ! હવે તમે તમારી મેળે જેટલો પુરુષાર્થ માંડો એટલો તમારો !

**પ્રશ્નકર્તા :** હું મારા શુદ્ધાત્મામાં રહું, પણ જોડે જોડે સામાના શુદ્ધાત્માનું અનુસંધાન થવું જોઈએ ને ?

**દાદાશ્રી :** સામાના શુદ્ધાત્મા જોવામાં ફાયદો શો છે કે, આપણી પોતાની શુદ્ધિ વધારવા માટે છે, નહોય કે સામા માણસને લાભ કરાવવા માટે ! પોતાની શુદ્ધ દશા વધારવા માટે સામાના શુદ્ધાત્મા જુઓ એટલે પોતાની દશા વધતી જાય !

**પ્રશ્નકર્તા :** એક શુદ્ધાત્માનું બીજા શુદ્ધાત્મા જોડે અનુસંધાન થાય કે નહીં ?

**દાદાશ્રી :** અનુસંધાન કશું નહીં, આ સ્વભાવ છે. આ 'લાઈટ', આ 'લાઈટ', આ 'લાઈટ' - આ ત્રણ 'લાઈટો' ભેગી કરીએ, તેમાં દરેક 'લાઈટ'નું પોતાનું વ્યક્તિત્વ તો જુદું રહેશે. એમાં એકબીજાને કશો ફાયદો કોઈ કરતું નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી સામાના માટે આપણને જે ખોટા ભાવ છે, ખરાબ ભાવ છે, તે પ્રતિક્રમણ કરવાથી ઓછા થાય ખરા ?

**દાદાશ્રી :** આપણા ખરાબ ભાવ તૂટી જાય, આપણા પોતાના માટે જ છે, આ બધું. સામાને આપણી જોડે કશી લેવાદેવા નથી.



## [૨૬]

## શુદ્ધાત્મા ને કર્મરૂપી ફાચર

'સ્વરૂપજ્ઞાન' પ્રાપ્ત થયા પછી બાકી શું રહ્યું ? બધામાં શુદ્ધાત્મા દેખાય છે, પોતાનામાં શુદ્ધાત્મા દેખાય છે, ત્યારે હવે બાકી શું રહ્યું ? કર્મરૂપી ફાચર. પોતે પરમાત્મા થઈ ગયા, બધુંય જાણે છે, પણ શું થાય છે ? ત્યારે કહે કે કર્મરૂપી ફાચર નડે છે. કર્મરૂપી ફાચર શેનાથી નીકળી જાય ? 'ફાઈલ'નો સમભાવે નિકાલ કરવાથી.

રાગ-દ્વેષ કર્યા વગર આવી પડેલી 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરવો એ જ એનો, કર્મરૂપી ફાચરો કાઢવાનો ઉપાય છે. ફાચરની ક્રિયાઓ આપણાથી બધી જ થાય. અરે, કોઈને આપણો હાથ પણ વાગી જાય, પણ રાગ-દ્વેષ થાય નહીં. ફાઈલ આવતાં પહેલાં જ આપણે નક્કી કરેલું હોય કે આનો સમભાવે નિકાલ કરવો છે. પોતે પૂર્વે ચીતરેલા ચોપડા એ જ કર્મરૂપી ફાચર કહેવાય છે. કર્મરૂપી ફાચર જે ઘડીએ ફરી વળેને, તે ઘડીએ વગરકામનું આપણને ગૂંચાય, ગૂંચાય કર્યા કરે. તે આપણે 'જાણીએ' કે આજે એણે ચંદુભાઈને બહુ ગૂંચવ્યા, આપણને ના ખબર પડે ?

કર્મરૂપી ફાચર બધાને જુદી જુદી હોય કે એક જ જાતની ? જુદી જુદી હોય. કારણ કે બધાનાં મોઢાં જુદી જુદી જાતનાં હોય. આ માજી, આ બેનને શીખવાડવા જાય, તો એમાં એનો મેળ શું ખાય ? દાદા સમજી જાય કે માજીમાં આ ફાચર છે ને બેનમાં આ ફાચર છે. અમને તો શેનાથી આ લોકોની કર્મરૂપી ફાચર ઉત્પન્ન થઈ છે તેનીયે ખબર પડી જાય. એ તો ભાઈના અભ્યાસ ઉપરથી ઓળખાય કે આ ભાઈને પહેલાંની ફાચરો કેવી છે. અત્યારનો અભ્યાસ એવું કહે કે આ ખોટું છે બધું, આ આપણી ભાંજગડ જ ન હોય. પણ પહેલાંની ફાચરોના સિક્કા વાગી ગયેલા, તેનું શું થાય ?

એ તો ભોગવ્યે જ છૂટકો ! એ ફાચરો કડવા-મીઠા રસો ચખાડીને જાય ! ઘડીકમાં મીઠો રસ આપે, તો ઘડીકમાં કડવો રસ આપે ! મીઠો રસ ગમે ખરો તમને ?

જ્યાં સુધી મીઠો રસ ગમે છે, ત્યાં સુધી કડવાનો અણગમો લાગે. મીઠું ગમતું બંધ થઈ જાય ને, તો કડવાનો અણગમોય બંધ થઈ જાય ! આ મીઠું ગમે છે ક્યાં સુધી ? ત્યારે કહે, હજી મોક્ષમાં જ સુખ છે એવો પૂરેપૂરો અભિપ્રાય મજબૂત થયો નથી. હજુ અભિપ્રાય કાચો રહે છે. માટે એવું બોલ બોલ કરવું કે, 'ખરું સુખ મોક્ષમાં જ છે, ને આ બધું ખોટું છે, આમ છે, તેમ છે.' એમ થોડી થોડી વારે 'તમારે' 'ચંદુભાઈ'ને સમજાય સમજાય કરવું. કોઈ રૂમમાં ના હોય, એકલા હોવ ત્યારે ઉપદેશેય અપાય કે, 'ચંદુભાઈ ! બેસો, વાતને સમજી જાવને !' કોઈ ના હોય ત્યારે આપણે આવું કરીએ તો કોઈને શી ખબર પડે કે આપણે શું નાટક કરીએ છીએ ? કોઈ હોય ત્યારે તો એ આપણને શું કહે કે આ ચક્રમ થઈ ગયો છે કે શું ? અલ્યા, ચક્રમ નથી થયો. ચક્રમપણું થયેલું તેને હું કાઢું છું !!! તોય એ તો એવું જ કહે કે 'તમે ચંદુભાઈ જોડે વાત કરો છો, તે તમે કેવા માણસ છો ? તમે પોતે જ ચંદુભાઈ નહોય ?' એટલે આપણે તો એકલા હોઈએ ત્યારે રૂમ બંધ કરી ચંદુભાઈને કહેવું, 'બેસો ચંદુભાઈ, આપણે થોડી વાતચીત કરીએ, તમે આમ કરો છો, તેમ કરો છો, તેમાં તમને શો ફાયદો ? અમારી જોડે એકાકાર થઈ જાવને ? અમારી જોડે તો પાર વગરનું સુખ છે !!! આ તો એમને જુદાઈ છે, માટે આપણે કહેવું પડે છે. જેમ આ નાનાં છોકરાંને સમજાવવું પડે-કહેવું પડે, તેમ 'ચંદુભાઈ'નેય કહેવું પડે, તો જ પાંસરું પડે.

## અરીસા સામાયિક

તમે કોઈ દહાડો અરીસામાં જોઈને ચંદુભાઈને ઠપકો આપો છો ? આપણે અરીસામાં ચંદુભાઈને સામા બેસાડીને કહીએ કે, 'તમે ચોપડીઓ છપાવી, જ્ઞાનદાન કર્યું, એ તો બહુ સારું કામ કર્યું, પણ તમે બીજું આમ કરો છો, તેમ કરો છો, તે શા માટે કરો છો ?' આવું પોતાની જાતને કહેવું પડે કે નહીં ? દાદા એકલા જ કહે કહે કરે, એના કરતાં તમે પણ કહો

તો એ બહુ માને, તમારું વધુ માને ! હું કહું ત્યારે તમારાં મનમાં શું થાય ? મારી જોડે પાડોશમાં છે 'તે' મને નથી કહેતા ને આ દાદા મને શું કરવા કહે છે ? માટે આપણે જાતે જ ઠપકો આપીએ.

પારકાંની ભૂલો કાઢતાં બધીય આવડે અને પોતાની એકુય ભૂલ કાઢતાં નથી આવડતી. પણ તમારે તો ભૂલો કાઢવાની નથી. તમારે તો 'ચંદુભાઈ'ને વઢવાનું જ છે જરા. તમે તો તમારી બધી ભૂલો જાણી ગયા છો. એટલે હવે 'તમારે' ચંદુભાઈને ઠપકો આપવાનો છે, એ નરમ પણ છે, પાછા માની પણ એવા જ છે, બધી રીતે 'માનવાળું' છે. એટલે એને જરા પટાવીએ તો બધું કામ થાય.

હવે આ વઢવાનો આપણે ક્યારે અભ્યાસ કરીએ ? આપણે ઘેર એક-બે માણસો વઢનારા રાખીએ, પણ એ સાચું વઢનારા ના હોય ને ? સાચું વઢનારા હોય તો કામનું, તો જ પરિણામ આવે. નહીં તો જૂઠું બનાવટી વઢનારું હોય તો કામનું પરિણામ ના આવે. આપણને કોઈ વઢનારું હોય તો આપણે તેનો લાભ લેવો જોઈએ ને ? આ તો આવું ગોઠવતાં આવડતું નથી ને !

**પ્રશ્નકર્તા :** વઢનારા હોય તો આપણને ગમે નહીં.

**દાદાશ્રી :** એ નથી ગમતા. પણ રોજના વઢનારા લાગુ થયા હોય પછી તો આપણને નિકાલ કરતાં આવડે ને બળ્યું કે આ રોજનું લાગ્યું છે, તો ક્યાં પત્તો પડશે ? એના કરતાં આપણે આપણી 'ગુફામાં' પેસી જાવ ને ?

## અરીસામાં ઠપકા સામાયિક

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું છે કે, 'હું જીવ નથી, પણ શિવ છું.' પણ એ જુદું પડતું નથી.

**દાદાશ્રી :** એ એનો ભાવ છોડે નહીં ને ? એનો એ હક્ક છોડે કે ? એટલે આપણે એને સમજાવી સમજાવીને, પટાવી પટાવીને કામ લેવું પડે. કારણ એ તો ભોળું છે. પુદ્‌ગલનો સ્વભાવ કેવો છે ? ભોળો છે. તે એને

આમ કળામય કરીએ તો તો એ પકડાઈ જાય. જીવ ને શિવ ભાવ બન્ને જુદા જ છે ને ? હમણાં જીવભાવમાં આવશે, તે ઘડીએ બટાકાવડા બધું ખાશે અને શિવભાવમાં આવશે ત્યારે દર્શન કરશે !!!

**પ્રશ્નકર્તા :** પણ જીવનું મન સ્વતંત્ર છે ?

**દાદાશ્રી :** બિલકુલ સ્વતંત્ર છે. મન તમારા સામું થાય તે જોયેલું કે નહીં તમે ? અલ્યા, 'મારું' મન હોય તો, એ મારી સામું શી રીતે થાય ? એ સ્વતંત્ર છે કે નહીં એવું સામું થાય, ત્યારે ખબર ના પડી જાય ?

**પ્રશ્નકર્તા :** વાણી ઉપર કંટ્રોલ નથી, એટલે મન ઉપરેય કંટ્રોલ નથી.

**દાદાશ્રી :** જે સામું થાય એના પર આપણો કંટ્રોલ નથી.

પહેલાં તો તમે, 'હું જીવ છું' એવું માનતા હતાં. હવે એ માન્યતા તૂટી ગઈ છે ને 'હું શિવ છું' એવી ખબર પડી ગઈ. પણ જીવ કંઈ એમનો ભાવ છોડે નહીં, એમનો હક-બક કશુંય છોડે નહીં. પણ એમને જો પટાવીએ તો એ બધુંય છોડે તેમ છે. જેમ કુસંગ અડે છે ત્યારે કુસંગી થઈ જાય છે ને સત્સંગ અડે ત્યારે સત્સંગી થઈ જાય છે, તેમ સમજણ પાડીએ તો એ બધું જ છોડી દે એવો ડાહ્યો છે પાછો ! હવે તમારે શું કરવાનું કે તમારે ચંદુભાઈ જોડે, ચંદુભાઈને બેસાડીને વાતચીત કરવી પડે. કે, 'તમે સડસઠ વરસે રોજ સત્સંગમાં આવો છો, તેનું બહુ ધ્યાન રાખો છો તે બહુ સારું કામ કરો છો !' પણ જોડે જોડે બીજી સમજણ પાડવી, ને સલાહ આપવી કે, 'દેહનું ધ્યાન શું કામ બહુ રાખો છો ? દેહમાં આ આમ થાય છે, તે છો ને થાય. તમે અમારી જોડે ટેબલ ઉપર આમ આવી જાવ ને ! અમારી જોડે પાર વગરનું સુખ છે.' એવું તમારે ચંદુભાઈને કહેવું. ચંદુભાઈને આમ અરીસા સામે બેસાડ્યા હોય તો, તે તમને 'એક્ઝેક્ટ' દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** અંદર વાતચીત તો મારે કલાકો સુધી ચાલે છે.

**દાદાશ્રી :** પણ અંદર વાતચીત કરવામાં બીજા ફોન લઈ લે છે, એટલે એમને સામા બેસાડીને મોટેથી વાતચીત કરીએ. એટલે કોઈ બીજો

ફોન લે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પોતાને સામે કેવી રીતે બેસાડવું ?

**દાદાશ્રી :** તું 'ચંદુભાઈ'ને સામે બેસાડીને વઢ વઢ કરતો હોય તો 'ચંદુભાઈ' બહુ ડાહ્યા થઈ જાય. તું જાતે જ વઢું કે, 'ચંદુભાઈ, આવું તે હોય ? આ તમે શું માંડ્યું છે ? ને માંડ્યું તો હવે પાંસરું માંડોને ??' આવું આપણે કહીએ તે શું ખોટું છે ? કો'ક લપકા કરતું હોય, તે સારું લાગતું હશે ? તેથી અમે તમને 'ચંદુભાઈ'ને વઢવાનું કહીએ, નહીં તો હપુચું (સદંતર) અંધેર જ ચાલ્યા કરે ! આ પુદ્ગલ શું કહે છે કે તમે તો 'શુદ્ધાત્મા' થઈ ગયા, પણ અમારું શું ? એ દાવો માંડે છે, એ પણ હક્કદાર છે. એ પણ ઈચ્છા રાખે છે કે અમારે પણ કંઈક જોઈએ છે. માટે તેને અટાવી-પટાવી લેવું. એ તો ભોળું છે. ભોળું એટલા માટે કે મૂરખની સંગત મળે તો મૂરખ થઈ જાય ને ડાહ્યાની સંગત મળે તો ડાહ્યું થઈ જાય. ચોરની સંગત મળે તો ચોર થઈ જાય ! જેવો સંગ એવો રંગ! પણ એ પોતાનો હક્ક છોડે તેવું નથી.

તારે 'ચંદુભાઈ'ને અરીસા સામે બેસાડી આમ પ્રયોગ માંડવો. અરીસામાં તો મોઢું બધું જ દેખાય. પછી આપણે 'ચંદુભાઈ'ને કહીએ, 'તમે આમ કેમ કર્યું ? તમારે આમ નથી કરવાનું. પત્ની જોડે મતભેદ કેમ કરો છો ? નહીં તો તમે પૈણ્યા શું કરવા ? પૈણ્યા પછી આમ શું કરવા કરો છો?' આવું બધું કહેવું પડે. આવું અરીસામાં જોઈને ઠપકો આપે એક-એક કલાક, તો બહુ શક્તિ વધી જાય. આ બહુ મોટામાં મોટું સામાયિક કહેવાય. તમને ચંદુભાઈની બધી જ ભૂલોની ખબર પડે ને ? જેટલી ભૂલો દેખાય એટલી આપણે અરીસા સામે ચંદુલાલને બેસાડીને એક કલાક સુધી કહી દીધી કે એ મોટામાં મોટું સામાયિક !

**પ્રશ્નકર્તા :** આપણે અરીસામાં ના કરીએ ને આમ મન સાથે એકલા એકલા વાતો કરીએ તો, તે ના થઈ શકે ?

**દાદાશ્રી :** ના, એ નહીં થાય. એ તો અરીસામાં તમને ચંદુભાઈ દેખાવા જોઈએ. એકલા એકલા મનમાં કરીએ તો આવડે નહીં. એકલા

એકલા કરવાનું, એ તો 'જ્ઞાની પુરુષ'નું કામ. પણ તમને તો આમ આ બાળભાષાનું શીખવાડવું પડે ને ? અને આ અરીસો છે તે સારું છે, નહીં તો લાખ રૂપિયાનો અરીસો વેચાતો લાવવો પડત. આ તો સસ્તા અરીસા છે ! ઋષભદેવ ભગવાનના વખતમાં ભરત ચક્રવર્તીએ એકલાએ જ અરીસા ભવન બનાવેલું ! અને અત્યારે તો એય મોટા મોટા અરીસા બધે દેખાય !

આ બધી પરમાણુની થિયરી છે. પણ જો અરીસા સામું બેસાડીને કરે ને, તો બહુ કામ નીકળી જાય એવું છે. પણ કોઈ કરતું નથી ને ? અમે કહીએ ત્યારે એક-બે વખત કરે ને પછી પાછો ભૂલી જાય !

## અરીસાભવનમાં કેવળજ્ઞાન !

ભરત રાજાને, ઋષભદેવ ભગવાને 'અક્રમ જ્ઞાન' આપ્યું ને છેવટે તેમણે અરીસાભવનનો આશરો લીધો ત્યારે તેમનું રાગે પડ્યું. અરીસાભવનમાં વીંટી નીકળી ગયેલી, આંગળીને અડવી દીઠી ત્યારે તેમને થયું કે બધી આંગળીઓ આવી દેખાય છે ને આ આંગળી કેમ આવી દેખાય છે ? ત્યારે ખબર પડી કે વીંટી નીકળી પડી છે તેથી. વીંટીને લીધે આંગળી કેટલી બધી રૂપાળી દેખાતી હતી, એ ચાલ્યું મહીં તોફાન ! તે ઠેઠ 'કેવળ' થતાં સુધી ચાલ્યું ! વિચારણાએ ચઢ્યા કે વીંટીને આધારે આંગળી સારી દેખાતી હતી ? મારે લીધે નહીં ? તો કહે કે તારે લીધે શાનું ? તે પછી 'આ ન હોય મારું, ન હોય મારું, ન હોય મારું' એમ કરતાં કરતાં 'કેવળ જ્ઞાન'ને પામ્યા !!! એટલે આપણે અરીસાભવનનો લાભ લેવો. આપણું 'અક્રમ વિજ્ઞાન' છે. જે કોઈ આનો લાભ લે તે કામ કાઢી નાખે. પણ આની કોઈને ખબર જ ના પડે ને ? ભલે આત્મા જાણતો ના હોય, છતાંય અરીસાભવનની સામાયિક ફક્કડ થાય.

**પ્રશ્નકર્તા :** કેટલાકને તમે જ્ઞાન આપો છો, તેમાં કેટલાકને તરત જ ફીટ થઈ જાય છે અને ઘણાને કેટલીય માથાફોડ કરો તોય તે ફીટ થતું નથી. તો તેમાં શું શક્તિ ઓછી હશે ?

**દાદાશ્રી :** એ શક્તિ નથી. એ તો કર્મની ફાચરો વાંકીચૂકી લાવ્યા

હોય, તો કેટલાકની ફાચર સીધી હોય. તે સીધી ફાચરવાળો તો જાતે જ ખેંચી કાઢે ને વાંકી ફાચરવાળાને અંદર ગયા પછી વાંકી હોય, તે આમ ખેંચે તોય એ નીકળે નહીં. આંકડા વાંકા હોય ! અમારી ફાચરો સીધી હતી કે ઝટપટ નીકળી ગઈ. અમને વાંકું ના આવડે. અમારે તો એકદમ ચોખ્ખમ્ ચોખ્ખું ને ખુલ્લમ્ ખુલ્લું ! અને તમે તો કંઈક વાંક શીખ્યા હશો. છો તો તમે સારા ઘરના, પણ નાનપણમાં વાંક પેસી ગયો તે શું થાય ? મહીં વાંકા ખીલા હોય તો ખેંચતાં જોર આવે ને વાર લાગે ! સ્ત્રી જાતિ થોડું મહીં કપટ રાખે, એમને મહીં ચોખ્ખું ના હોય, કપટને લીધે તો સ્ત્રીજાતિ મળી છે. હવે 'સ્વરૂપજ્ઞાન'ની પ્રાપ્તિ પછી આપણને સ્ત્રી જેવું કશું રહ્યું નહીંને ? પણ ખીલા વાંકા ખરા, તે કાઢતાં જરા વાર લાગે ને ! એ ખીલા સીધા હોય તો તો વાર જ ના લાગે ને ! પુરુષ જરા ભોળા હોય. તે બેન જરાક સમજાવે તો ભઈ સમજી જાય. ને બેન પણ સમજી જાય, કે ભઈ સમજી ગયા ને હમણે જશે બહાર ! પુરુષોમાં ભોળપણ હોય. સહેજ કપટ કરેલું, તે મલ્લિનાથને તીર્થંકરના અવતારમાં સ્ત્રી થવું પડેલું ! એક સહેજ કપટ કર્યું હતું તોય ! કપટ છોડે નહીં ને ! છતાં હવે સ્વરૂપજ્ઞાન થયા પછી આપણને સ્ત્રીપણું ને પુરુષપણું રહ્યું નથી. 'આપણે' 'શુદ્ધાત્મા' થઈ ગયા !

## કુસંગનો રંગ...

પોતાની ઈચ્છા ના હોય તોય માણસો બહાર જાય છે ને કુસંગે ચઢી જ જાય, કુસંગ અડ્યા વગર રહે જ નહીં. ઘણાં માણસો કહે છે કે હું દારૂડિયા જોડે ફરું છું, પણ હું દારૂ નહીં જ પીવાનો. પણ તું ફરે છે ત્યાંથી જ તું દારૂ પીવા માંડીશ. સંગ એનો સ્વભાવ એક દહાડો દેખાડ્યા વગર રહે જ નહીં. માટે સંગ છોડ.

તમને શુદ્ધાત્માની પ્રતીતિ તો ખરેખરી થઈ ગઈ છે, પણ શું થયું છે કે સાચા અનુભવનો સ્વાદ જે છે તે આવવા નથી દેતો.

આપણે ખરા ટેસ્ટમાં ક્યારે આવ્યા કહેવાય કે ઘરમાં સામો માણસ ઉગ્ર થાય ને આપણમાં ઉગ્રતા ઉત્પન્ન થાય તો જાણવું કે હજી કચાશ છે.



## [૨૭]

## અટકણથી લટકણ ને લટકણથી ભટકણ...

**દાદાશ્રી :** કોઈ ફેર તમને ગલગલિયાં થઈ ગયેલાં કે ?

**પ્રશ્નકર્તા :** રવિવાર આવે ને રેસ રમવાનો ટાઈમ થાય. એટલે મહીં ગલગલિયાં થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, કેમ શનિવારે નહીં ને રવિવારે જ તેવું થાય છે ? દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ, ચારેય ભેગાં થાય ત્યારે જ ગલગલિયાં થાય.

અનંતકાળથી લટકેલા, તે સહુ સહુની અટકણથી લટકેલા ! અનાદિથી કેમ લટકી પડ્યો છે ? હજુ એનો નિકાલ કેમ નથી આવતો ? ત્યારે શું કહે છે કે આ અટકણ પોતાને પડી હોય છે, કંઈને કંઈ દરેકનામાં જુદી જુદી જાતની અટકણ હોય તેના આધારે લટકેલો !

આ અટકણ તમને સમજમાં આવી ? આ ઘોડાગાડી જતી હોય ને ઘોડો ફક્કડ હોય, ને રસ્તામાં મિયાંભાઈની કબર હોય, ને એ કબર ઉપર લીલું કપડું ઓઢાડેલું હોય તો, ઘોડો તેને દેખે ને ઊભો રહી જાય. તે શાથી ? કે કબર ઉપર લીલું કપડું દેખે, એ નવી જાતનું લાગે. એટલે ભડકાટ ઊભો થાય, એટલે પછી એને ગમે તેટલું મારમાર કરે તોય એ ના ખસે. પછી ભલે મિયાં મારી-કરી, સમજાવી-પટાવી, આંખે હાથ દઈને પણ લઈ જાય, એ વાત જુદી છે. પણ બીજે દહાડે પાછો ત્યાં જ અટકે. કારણ અટકણ પડેલી છે, તે વખતે એ સાન-ભાન, જ્ઞાન બધુંય ભૂલી જાય. તેને મારવા જાવ તો ઘોડાગાડી હઉ તે ઊંધી નાખી દે !

એવું મનુષ્યને કોઈ જગ્યાએ કંઈ મૂર્છિત થઈ ગયો, કશાકમાં મૂર્છિત થઈ ગયો કે અટકણ પડી ગયેલી હોય. તે અટકણ એની જાય નહીં, એટલે

કોઈ જગ્યાએ મૂર્છિત ના થાય એવો હોય, પણ તે અટકણની જગ્યા આવે કે ત્યાં આગળ તે પાછો મૂર્છિત થઈ જાય. જ્ઞાન, ભાન બધું જ ખોઈ નાખે ને ઊંધું થઈ જાય. તેથી કવિરાજ કહે છે :

''અટકણથી લટકણ, લટકણથી ભટકણ,
ભટકણની ખટકણ પર, છાંટો ચરણ-રજકણ.''

હવે ભટકણમાંથી છૂટવું હોય તો છાંટો 'ચરણ-રજકણ !' ચરણ-રજકણ છાંટીને એનો ઉકેલ લાવી નાખો હવે, કે ફરી એ અટકણનો ભો ના રહે.

## અટકણ, અનાદિની!

એટલે દરેકને અટકણ પડી છે, તેથી જ આ બધા અટક્યા છે અને હવે શી અટકણ પડી છે, એ ખોળી કાઢવું જોઈએ. કબ્રસ્તાન આગળ અટકણ થાય છે કે ક્યાં આગળ અટકણ થાય છે ? એ ખોળી કાઢવું જોઈએ. અનંત અવતારનું ભટકણ છે. એ અટકણ એકલું જ છે, બીજું કોઈ નથી ! અટકણ એટલે મૂર્છિત થઈ જવું ! સ્વભાન ખોઈ નાખવું !! કંઈ બધે અટકણ નથી હોતી, ઘેરથી નીકળ્યો તે બધે કંઈ મારઝૂડ નથી કરતો. રાગ-દ્વેષ નથી કરતો. પણ એને અટકણમાં રાગ-દ્વેષ છે ! આ ઘોડાનો દાખલો તો તમને સમજણ પાડવા માટે કહું છું ! પોતાની અટકણ ખોળી કાઢે તો જડે પાછી કે ક્યાં મૂર્છિત થઈ ગયો છું, મૂર્છિત થવાની જગ્યા ક્યાં ?

**પ્રશ્નકર્તા :** આ અટકણ એટલે પકડ ?

**દાદાશ્રી :** ના, પકડ નહીં. પકડ એ તો આગ્રહમાં જાય. અટકણ તો મૂર્છિત થઈ જાય. જ્ઞાન, ભાન બધું જ ખોઈ નાખે. જ્યારે આગ્રહમાં જ્ઞાન, ભાન બધું હોય !

મનુષ્યમાત્રને નબળાઈ તો હોય જ ને ? આ નબળાઈના ગુણોને લીધે મનુષ્યપણું રહ્યું છે. મનુષ્યની નબળાઈ જાય એટલે મુક્ત થઈ જાય. પણ એ નબળાઈ જાય એવી નથી. કોણ એ કાઢે ? 'જ્ઞાની પુરુષ' સિવાય

નબળાઈ બીજો કોઈ કાઢે નહીં ને ? એ નબળાઈનો 'જ્ઞાની પુરુષ' પોતે ફોડ પાડી આપે ને એને કાઢી આપે. 'જ્ઞાની પુરુષ' તો ગમે તેટલું ઘોડું અટક્યું હોય તોય એને આગળ લઈ જાય. કાનમાં ફૂંક મારીને, સમજાવીને, મંત્ર મારીનેય આગળ લઈ જાય. નહીં તો મારી નાખો તોય ઘોડું ના ખસે. ઘોડું તો શું, અરે, મોટા મોટા હાથી હોય તેય અટકણ આવી ત્યાં ખસે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ભગવન, આગલા જન્મનાં કંઈ તીવ્ર સંસ્કારો હશે કે જેથી અમે આપનાં ચરણોમાં આવ્યા છીએ.

**દાદાશ્રી :** સંસ્કારના આધારે તો આ ભેગું થાય છે. પણ તે છોડાવડાવે કોણ ? અટકણ છોડાવડાવે છે, અટકણ છૂટા પાડે છે ! માટે અટકણને ઓળખી કાઢવી કે અટકણ ક્યાં છે ? પછી ત્યાં ચેતતા ને ચેતતા જ રહેવું. તું અટકણને ઓળખી ગયો છું ? ચોગરદમથી ઓળખી ગયો છું ? આમ પૂંઠેથી જતું હોય તોય ખબર પડે કે આ અટકણ ચાલ્યું આપણું ! હા, એટલું ચેતતા રહેવું જોઈએ !

અટકણ તો જ્ઞાનીઓ જ ખોળે. બીજો કોઈ ના ખોળે. ભોળા માણસને અટકણ ભોળી હોય, તે જલદી છૂટી જાય અને કપટી માણસને કપટી અટકણ હોય તે તો બહુ વસમી હોય !

## અટકણથી અટક્યું અનંત સુખ

હવે બિલકુલ 'ક્લીઅરન્સ' મહીં થઈ જવું જોઈએ. આ 'અક્રમ જ્ઞાન' મળ્યું ને પોતાને નિરંતર સુખમાં રહેવું હોય તો રહી શકાય, એવું આપણી પાસે 'જ્ઞાન' છે. માટે હવે કેમ કરીને અટકણ છૂટે, કેમ કરીને એનાથી આપણે છૂટા થઈ જઈએ, એ ઉકેલ લાવવો જોઈએ. તે માટે આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાન કરીને પણ ઉકેલ લાવી નાખવાનો. પહેલાં સુખ ન હતું, ત્યાં સુધી તો અટકણમાં જ માણસ પડે ને ? પણ સુખ કાયમનું ઊભું થયા પછી શેને માટે ? સાચું સુખ શાથી ઉત્પન્ન થતું નથી ? તે આ અટકણને લઈને આવતું નથી !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ચોવીસેય કલાક આત્માનો અનુભવ, લક્ષ

અને પ્રતીતિ રહેતી હોય, તો પછી અટકણનો પ્રશ્ન રહે ખરો ?

**દાદાશ્રી :** ના, બધાનેય એવું રહે છે. પણ અટકણ તો મહીં હોય ને, અટકણ તો ખોળી કાઢવી જોઈએ કે અટકણ ક્યાં છે ?

અટકણ ગયા પછી જગત આપણી ઉપર આફરીન થતું જાય. જગતના જીવોને આપણને દેખતાં જ આનંદ થતો જાય. આ તો અટકણને લઈને આનંદ થતો નથી.

આ અરીસો છે, તે એક જ જણનું મોઢું દેખાડે કે બધાના મોઢાં દેખાડે ? જે કોઈ મોઢું ધરે તેને દેખાડે. એવું અરીસા જેવું ક્લીઅરન્સ થઈ જાય ત્યારે કામનું !

આ અટકણને લઈને લોકોને 'એટ્રેક્શન' થતું નથી. 'એટ્રેક્શન' થવું જોઈએ, પછી એનો શબ્દ એ 'બ્રહ્મવાક્ય' કહેવાય. એટલે ક્યાં અટકણ છે તે ખોળી કાઢો. અનુભવ, લક્ષ અને પ્રતીતિ તો બીજા બધાનેય રહે છે. પણ શાથી એટ્રેક્શન વધતું નથી ? એટ્રેક્શન થવું તો જોઈએ ને જગતમાં? રોકડું એટલે રોકડું, તે ઉધાર તો ના દેખાવું જોઈએને ? એટલે મહીં કારણો ખોળી કાઢવાં જોઈએ ! અટકણ તો... દસ દહાડા સુધી હોટલ ના દેખાય, ત્યાં સુધી કશુંય ના હોય. પણ હોટલ દીઠી તો પેસી જાય ! સંજોગ ભેગા થાય કે ગલગલિયાં થઈ જાય !

આપણે એક જણને દારૂ છોડાવડાવ્યો હોય, તો એ પછી બધે સત્સંગમાં બેસે તો શાંતિમાં રહે. ઘણા દહાડા સુધી એ દારૂને ભૂલી જાય, પણ કો'ક દહાડો તમારી જોડે ફરવા આવ્યો ને દુકાનનું બોર્ડ વાંચ્યું કે 'દારૂચી દુકાન' કે તરત એનું મહીં બધું ફેરફાર થઈ જાય, એને મહીં ગલગલિયાં થઈ જાય. એટલે એ તમને શું કહે, 'ચંદુભાઈ, હું 'મેકવોટર' કરીને આવું છું.' અલ્યા મૂઆ, રસ્તામાં મેકવોટર કરવાની વાત કરો છો? તે આપણે સમજી જઈએ કે આને ગલગલિયાં થઈ ગયાં. કંઈકનું કંઈક સમજાવીને પેલો દુકાનમાં પાછળ રહીને પેસી જાય અને જરા પા-શેર નાખી આવે, ત્યારે જ છોડે !

આ અટકણની તમને સમજણ પડીને ? તે અટકણ આપણને મૂર્છિત

કરી નાખે. એટલે જ્ઞાન-દર્શન બધું જ તેટલો ટાઈમ, પાંચ-દસ મિનિટ સુધી બધું મૂર્છિત કરી નાખે !

## જોખમી, નિકાચિત કર્મ કે અટકણ ?

**પ્રશ્નકર્તા :** નિકાચિત કર્મ કહે છે, એ જ અટકણ ને ?

**દાદાશ્રી :** અટકણ તો નિકાચિત કર્મથીય બહુ ભારે. નિકાચિત કર્મ તો નીચેનો શબ્દ છે. નિકાચિત કર્મ એટલે તો એ કર્મ ભોગવ્યે જ છૂટકો થાય. અટકણ તો ભોગવ્યે જ છૂટકો થાય એટલું જ નહીં, પણ બીજો ભોગવવાનો લોચો નાખી આપે. નિકાચિત કર્મ તો જ્ઞાન હોય તોય ભોગવ્યે જ છૂટકો થાય. આપણી ઈચ્છા ના હોય કંઈ ભોગવવાની, તોય ભોગવવું જ પડે. એટલે આ નિકાચિત કર્મનો વાંધો નહીં. નિકાચિત કર્મ તો એક જાતનો દંડ છે આપણને. તે આટલો દંડ થઈ જવાનો એ થઈ જવાનો. પણ આ અટકણનો બહુ વાંધો છે.

**પ્રશ્નકર્તા :** વેદાંતમાં ક્રિયમાણ કહે છે તે જ ને ?

**દાદાશ્રી :** ક્રિયમાણ નહીં, કેટલાંક કર્મ એવાં છે કે વિચારવાથી કર્મ છૂટી જાય, ધ્યાનથી કર્મ છૂટી જાય અને કેટલાંક કર્મ એવાં છે કે ના ભોગવવું હોય, ના ઈચ્છા હોય તોય ભોગવ્યે જ છૂટકો થાય ! એને નિકાચિત કર્મ કહેવાય. એને ચીકણાં કર્મ કહેવાય. અને આ અટકણ તો એવી છે કે તે બીજું તોફાન ઊભું કરી નાખે ! એટલે આ અટકણનો બહુ જોઈ જોઈને રસ્તો લાવવો જોઈએ. તેથી આ છોકરાઓ નાની ઉંમરમાં પુરુષાર્થમાં મંડી પડ્યા છે કે કેમ કરીને આ અટકણ તૂટે ?

## અટકણને છેદનાર - પરાક્રમ ભાવ !

**પ્રશ્નકર્તા :** અટકણને તોડવા એની પાછળ પડે તો જબરજસ્ત પરાક્રમ ઊભું થઈ જાય ને ?

**દાદાશ્રી :** એ પરાક્રમ હોય તો જ અટકણની પાછળ પડાય. અટકણ પાછળ પડે છે એ જ પરાક્રમ કહેવાય છે. પરાક્રમ સિવાય અટકણ તૂટે એવું નથી. એ 'પરાક્રમી પુરુષ'નું કામ છે. આ તમને 'જ્ઞાન' આપ્યું છે,

તો પરાક્રમ થઈ શકે !

નિકાચિત તો ભોગવે જ છૂટકો થાય. તેમાં કશું ચાલે તેમ નથી. પણ એમાં બીજું તોફાન ઊભું થાય નહીં, કારણ કે એમાં પોતાની ઈચ્છા જેવું રહેતું નથી. કેરી મળી તો ખઈ લે, ના મળી તો કાંઈ નહીં. કેરી ભોગવ્યે જ છૂટકો થાય, ખાવી જ પડે ! ભોગવવું નથી છતાં ભોગવવું પડે, કારણ કે એ પુદ્‌ગલ સ્પર્શના છે, એમાં કોઈનું કશું ચાલે નહીં. પણ અટકણમાં તો મહીં અંદર છૂપી છૂપી પણ ઈચ્છા રહેલી છે ! માટે આ કાળમાં આ 'જ્ઞાની પુરુષ'ની હાજરીમાં રહીને, પોતાની જે અટકણ હોય, તેને જડમૂળથી ઊખેડીને ઊંચી મૂકી દેવી. અને એને ઊંચું મૂકી શકાય એમ છે. આ 'જ્ઞાની પુરુષ'ની હાજરીથી બધા જ રોગ મટી જાય ! તમામ રોગોને મટાડે એ 'જ્ઞાની પુરુષ'ની હાજરી ! તમને અટકણ પ્રિય છે કે ?

**પ્રશ્નકર્તા :** ના, અટકણ ખબર પડ્યા પછી તો કણાની જેમ એ ખૂંચે. પછી કંઈથી એ પ્રિય હોય ?

**દાદાશ્રી :** હા, ખૂંચે ! એને 'માયાશલ્ય' કહે છે !

**પ્રશ્નકર્તા :** એક બાજુ અટકણ ચાલતી હોય ને એનો ખ્યાલ આવે. બીજી બાજુ એક મનને ગમે છે ને એક મનને નથી ગમતું, એવું બધું સાથે થાય છે.

**દાદાશ્રી :** હા, પણ એ અટકણ એટલે અટકણ. એને ઉખાડીને બાજુ પર મૂકી દેવી. ફરી બીજરૂપે ઊગે નહીં, એવી રીતે એનું ધોરી મૂળિયું કાઢી નાખવું પડે અને પરાક્રમથી એ થઈ શકે તેમ છે !

**પ્રશ્નકર્તા :** આ અટકણ જ્યારે આવે છે, ત્યારે 'દાદા' પણ હાજર હોય છે ? આપણે કહીએ કે દાદા, જુઓ આ બધું આવે છે, તો ?

**દાદાશ્રી :** અટકણ તો મૂર્છિત કરી નાખે. એ વખતે 'દાદા' લક્ષમાં ન રહે, અટકણ તો દાદા ભૂલાડે. આત્મા ભૂલાડે અને મૂર્છિત કરી નાખે આપણને ! જાગૃતિ જ ના રહે. 'દાદા' હાજર રહેતા હોય તો એને અટકણ ના કહેવાય, પણ નિકાચિત કહેવાય.

**પ્રશ્નકર્તા :** અટકણની પાછળથી ખબર પડે, તો તેનો ઉપાય શો કરવાનો ?

**દાદાશ્રી :** એ મૂર્છા છે, તે આપણે જોઈ લેવું. એની સામાયિક કરવી પડશે. અહીં આ બધા કરે છે ને, તેવી રીતે સામાયિકમાં સ્ટેજ ઉપર મૂકવું પડશે.

**પ્રશ્નકર્તા :** નાનાં છોકરાંને બેટ-બોલ ના મળે ત્યાં સુધી મનમાં એ રહ્યા કરે, તોફાન કરે તો એ એની અટકણ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ એની અટકણ ના કહેવાય. અટકણ તો અનાદિથી જેનાથી ભટક્યો છે તે ! આ બેટબોલ તો તત્પૂરતું છે, એ તો પાંચ-સાત વરસની ઉંમર છે ત્યાં સુધી એ રહેશે ! એ બાળક અવસ્થા છે ત્યાં સુધી જ એને રહે. અને પછી વેપારમાં પડ્યા એટલે એને એનું કશું જ નહીં હોય. અને અટકણ તો નિરંતર રહે, એ પંદર વર્ષથી તે ઘૈડો ડોસો થાય તોય અટકણ રહે !

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થથી, પરાક્રમથી અટકણનો નિકાલ થઈ શકે ને ?

**દાદાશ્રી :** હા, બધું થઈ શકે. તેથી તો આપણે ચેતવીએ છીએ કે જ્યાં આત્મા પ્રાપ્ત થયો, જ્યાં પુરુષ થયા છે, પુરુષાર્થ છે, પરાક્રમ કરી શકે તેમ છે, માટે હવે કામ કાઢી લો. ફરી અટકવાનું જોખમવાળું છે, ત્યાં ઉકેલ લાવી નાખો !

પોતાનું કોઈ જાતનું સુખ ના હોય ત્યારે ગમે તે અટકણ પડી જાય પણ હવે પોતાનું સ્વયંસુખ ઉત્પન્ન થયું, હવે તમને બીજાં સુખનાં અવલંબનની જરૂર નથી. એટલે પેલાં સુખને બાજુએ મૂકવાનાં. આ સુખને પેલું સુખ બેઉ સાથે ઉત્પન્ન ના થાય. માટે અટકણ ખોળી નાખો.

અનુભવ, લક્ષ અને પ્રતીતિ તો બધાને રહે છે. એ કંઈ પુરુષાર્થનું ફળ નથી. એ તો 'દાદાઈ' કૃપાનું ફળ છે. હવે પુરુષાર્થ અને પરાક્રમ ક્યારે કહેવાય ? જેનાથી તમે લટક્યા છો એ લટક્યાની દોરી તૂટી જાય ત્યારે, હવે પરાક્રમ તમારે કરવાનું હોય. આ તો તમને જે પ્રાપ્ત થયું છે, એ તમારી

પુણ્યૈના આધારે જ્ઞાનીની કૃપા પ્રાપ્ત થઈ ને કૃપાના આધારે આ પ્રાપ્ત થયું છે !

આ અટકણ તમને છૂટે તો તમારી વાત બધાને એટલી બધી ગમે! વાત ખોટી હોતી નથી, વાત કેમ સારી નીકળતી નથી તો કે અટકણને લઈને ! વાણી અટકણથી ખેંચાયા કરે ! અટકણથી મુક્ત હાસ્ય પણ ઊભું ના થાય. અટકણ ગયા પછી વાણી સારી નીકળશે, હાસ્ય સારું નીકળશે. માટે અટકણ બધી કાઢી નાખીને જગતનું કલ્યાણ કરો !

આ ત્રણ ચીજ મનોહર થવી જોઈએ - વાણી, વર્તન ને વિનય. આ ત્રણ ચીજ આપણામાં મનોહર ઉત્પન્ન થઈ, એટલે કે સામાના મનનું હરણ કરે એવા થયા તો જાણવું કે 'દાદા'ના જેવા થવા માંડ્યા. પછી વાંધો નથી. પછી 'સેફ સાઈડ' છે ! એટલે આ વાણી, વર્તન ને વિનય, આ પ્રત્યક્ષ લક્ષણ દેખાવાં જોઈએ. લક્ષણ વગર તો વસ્તુ સાચી ઓળખાય નહીં ને ?

## અટકણનો અંત લાવો

નાસ્તા-બાસ્તા કરો, એ તો કરવાના જ હોય. નાસ્તાનો 'દાદા'એ વાંધો નથી ઉઠાવ્યો. પણ શા આધારે લટક્યા'તા, એ અટકણની શોધખોળ કરો અને હજુ એ તાર હોય તો મને કહો અને ના કહેવાય એવી હોય તો તમે ખોળી કાઢીને એની પાછળ તમે પરાક્રમ કરશો તો ચાલશે. તેના માટે અહીં વિધિ કરીને મનમાં માગણી કરી લો, તો મહીં શક્તિ ઉત્પન્ન થઈ જાય. બીજું કશું છે નહીં !

નિકાચિત તો છૂટકો જ નહીં થાય. નિકાચિતનો અર્થ એવો છે કે ન આપણી ઈચ્છા હોય, ઘણી-ઘણી ન ઈચ્છા હોય તોય ભોગવ્યે જ છૂટકો થાય. પોતાને મનમાં 'મારે હવે કશું જોઈતું નથી.' એવું હોય છતાં પણ કર્મ ઊંચકીને એને લઈ જાય, એનું નામ નિકાચિત. જેવા ભાવે બંધન કરેલું તેવા ભાવે છૂટ્યું ! માટે નિકાચિત કર્મનોય વાંધો નથી. નિકાચિત તો, આ સંસાર એ બધો નિકાચિત જ છે. હવે તમને સ્ત્રીમાં ઈચ્છા ના હોય કે સ્ત્રીને પુરુષમાં ઈચ્છા ના હોય, તો પણ ભોગવ્યે જ છૂટકો થાય. એ નિકાચિત જ કર્મ કહેવાય છે, પણ અટકણનો વાંધો છે !

ક્યાં હજુ એને ગલગલિયાં થઈ જાય છે એ જોવાની જરૂર છે ! ગલગલિયાં થાય ત્યાં આગળ એ મૂર્છિત થઈ જાય છે ! ગલગલિયાં શબ્દ સમજાયો તમને ?

**પ્રશ્નકર્તા :** શબ્દ સાંભળેલો છે, પણ 'એક્ઝેક્ટ' સમજાયો નથી.

**દાદાશ્રી :** એક ખાનદાનના છોકરાને નાટકમાં નાચ કરવાની ટેવ પડેલી હોય, તેને આપણે એ છોડાવી દઈએ ને બીજા પરિચયમાં રાખીએ, પછી વર્ષ-બે વર્ષ સુધી કશો વાંધો ના આવે. પણ જ્યારે એ નાટકના થીએટર આગળથી જતો હોય ને એ બોર્ડ વાંચે તો એને ગલગલિયાં થઈ જાય. પેલું અજ્ઞાન બધું ફરી વળે. એને મૂર્છિત કરી નાખે ને ગમે તેમ જૂઠું બોલીનેય મહીં ઘૂસી જાય. તે ઘડીએ શું જૂઠું બોલવું, એનું કશું ઠેકાણું ના હોય.

એટલે જ્યાં સુધી આત્માનું સુખ ના હોય, ત્યાં સુધી કોઈક સુખમાં રાચેલો જ હોય. પણ આત્મજ્ઞાન આપ્યા પછી, તમારું સુખ કેવું સુંદર રહે ! જેવું રાખવું હોય તેવું રહે, સમાધિમાં રહી શકાય એવું છે. એટલે પેલી બધી વસ્તુ ઉડાડી શકાય તેવું છે. આપણું 'જ્ઞાન' એવું છે કે જો પાંચ 'આજ્ઞા'માં નિરંતર રહે તો મહાવીર ભગવાન જેવું રહે એવું છે. તેવું રહેવાતું નથી, તેનું શું કારણ છે ? પૂર્વકર્મના ઉદયના ધક્કા વાગે છે. આપણે જવું હોય ઉત્તરમાં પણ મછવો દક્ષિણ ભણી જાય. તોય આપણે જાણીએ, લક્ષમાં હોય કે આપણે જવું છે ઉત્તરમાં પણ લઈ જાય છે દક્ષિણમાં, એ લક્ષ ક્યારેય ચૂકાય નહીં. પણ રસ્તામાં કોઈ બીજા મછવાવાળો મળે ને શીશીઓ દેખાડે એટલે મહીં ગલગલિયાં થઈ જાય, તેનો વાંધો છે. પછી એ ઉત્તર બધું ભૂલી જાય ને ત્યાં જ મુકામ કરે. એ બધું અટકણ કહેવાય.

એટલે અમે કહીએ છીએ કે બધેથી તમે છૂટી જાવ. હવે 'પુરુષ' થયા છો તમે, એટલે પરાક્રમ કરી શકશો. નહીં તો મનુષ્ય આખો પ્રકૃતિને આધીન છે, ભમરડા સ્વરૂપ છે ! એ ભમરડા દશામાંથી મુક્ત થઈને પરાક્રમી થયા છો, સ્વ-પુરુષાર્થ ને સ્વ-પરાક્રમ સહિત છો ! અને 'જ્ઞાની પુરુષ' તમારા માથે છે. પછી તમને શો ભો છે ?

**પ્રશ્નકર્તા :** એના માટે આપની સાથે રહેવાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** ના સાથે રહેવાનો તો સવાલ નથી. પણ વધુ ટચમાં તો રહેવું જ પડે ને ? ટચમાં રહો તો નીકળી ગયું, એ ખબર પડે ને ? તમે છેટે હો, તો શી રીતે ખબર પડે ? અને ટચમાં રહો તો આ રોગ કાઢવાની શક્તિ પણ ઉત્પન્ન થાય ને ? પોતાની શક્તિથી અટકણ કાઢવી ને પરાક્રમ કરવું, એ કંઈ સહેલું નથી. 'અહીંથી' શક્તિ લઈને કરો ત્યારે જ પરાક્રમ થાય.

પહેલાં તો આ અટકણો ઓળખાય જ નહીં કે એનાં રૂપ કેવાં હોય, એનાં ચરિતર કેવાં હોય ! એટલે આપણે એ અટકણ ખોળવી કે આ ગલગલિયાં ક્યાં થઈ જાય છે, સાન-ભાન ક્યાં ખોવે છે ? એટલું જ જોઈ લેવાનું. 'તમારે' ધ્યાન કેટલું રાખવાનું આ ચંદુલાલનું ? એમને કહીએ કે 'તમે બધું જ ખાજો, પીજો. આ દાદાની આજ્ઞા પ્રમાણે ચાલજો. એમાં કચાશ રહે તો જોઈ લઈશું.' પણ ચંદુલાલને ક્યાં ગલગલિયાં થાય છે, એ 'આપણે' ધ્યાન રાખવાનું. એ તપાસ આમ C.I.D.ની પેઠે બહુ રાખવી. કારણ કે અનાદિ કાળથી અટકણથી જ આ જગતમાં લટકેલો છે, અને એ અટકણ છૂટતી નથી પાછી ! તે અત્યારે આ 'જ્ઞાની પુરુષ' છે એ અટકણ છોડાવી દે !

## મોટામાં મોટી અટકણ, વિષય સંબંધી !

કૃપાળુદેવને લલ્લુજી મહારાજે સુરતથી કાગળ લખેલો કે અમારે તમારાં દર્શન કરવા મુંબઈ આવવું છે. ત્યારે કૃપાળુદેવે કહ્યું કે 'મુંબઈ એ મોહમયી નગરી છે. સાધુ-આચાર્યોને માટે આ કામની નથી. અહીં તો જ્યાંથી ત્યાંથી મોહ ગરી જશે. તમારા મોઢેથી નહીં પેસી જાય તો કાનથી પેસી જશે, આંખથી પેસી જશે. છેવટે આ હવા જવાનાં છિદ્રો છે તેમાંથીય મોહ પેસી જશે !!! માટે અહીં આવવામાં ફાયદો નથી.' આનું નામ કૃપાળુદેવે શું પાડ્યું, 'મોહમયી નગરી !' એમાં મેં તમને આ જ્ઞાન આપ્યું છે. હવે શું એ મોહમયી કંઈ ઊડી ગઈ ? કંઈ બી-ઓ-એમ-બી-એ-વાય બોમ્બે થઈ ગયું ? ના. મોહમયી જ છે એટલે અમે તમને કહીએ કે બીજા પાંચ ઈન્દ્રિયોના વિષયના નહીં, પણ સ્ત્રીઓને ને પુરુષોને એક જ કહીએ કે જ્યાં આગળ સ્ત્રીવિષય કે પુરુષવિષય સંબંધી વિચાર આવ્યો કે તરત

જ ત્યાં ને ત્યાં તમારે પ્રતિક્રમણ કરી નાખવાં. 'ઓન ધ સ્પોટ' તો કરી જ નાખવું. પણ પછી પાછાં એનાં સો-બસો પ્રતિક્રમણો કરી નાખવાં.

વખતે હોટલમાં નાસ્તો કરવા ગયા હો ને તેનું પ્રતિક્રમણ નહીં કર્યું હોય તો ચાલશે. હું તેનું પ્રતિક્રમણ કરાવી લઈશ. પણ આ વિષય સંબંધી રોગ ના ઘૂસી જાય. આ તો ભારે રોગ છે. આ રોગ કાઢવાનું ઔષધ શું? ત્યારે કહે કે દરેક માણસને જ્યાં અટકણ હોય, ત્યાં આગળ આ રોગ હોય. અમુક પુરુષને, અમુક સ્ત્રી જતી હોય તો એને એ જુએ ને તરત એને મહીં વાતાવરણ ફેરફાર થઈ જાય. હવે આ બધાં આમ છે તો તડબૂચાં જ, પણ એણે તો વિગતવાર એનું રૂપ ખોળી કાઢેલું હોય છે ! આ ચીભડાંના ઢગલા ઉપર એને કંઈ રાગ થાય છે ? પણ મનુષ્યો છે એટલે એને રૂપ ઉપર પહેલેથી આદત છે. 'આ આંખ કેવી સરસ છે ! આવડી આવડી આંખ છે !' આમ કહે છે. અલ્યા, આવડી આવડી સરસ આંખ તો પેલા ભેંસના ભાઈનેય હોય છે ! કેમ ત્યાં રાગ નથી થતો તને ?' ત્યારે કહે કે, 'એ તો પાડો છે ને આ તો મનુષ્ય છે.' અલ્યા, આ તો ફસામણની જગ્યાઓ છે !

## કામ કાઢી લો

માટે જ્યાં જ્યાં જે જે દુકાને આપણું મન ગૂંચાય, એ દુકાનની મહીં જે શુદ્ધાત્મા છે, તે જ આપણને છોડાવનાર છે. એટલે એમની પાસે માંગણી કરવી કે મને આ અબ્રહ્મચર્ય વિષયથી મુક્ત કરો. બીજે બધેથી એમ ને એમ તમે છૂટવા માટે ડાફાં મારો એ ચાલે નહીં, એ જ દુકાનના શુદ્ધાત્મા આપણને આ વિધિથી છોડાવનાર છે !

હવે આવી આપણને બહુ 'દુકાનો' ના હોય. થોડી જ 'દુકાનો' હોય છે, જેને બહુ 'દુકાનો' હોય તેને વધારે પુરુષાર્થ માંડવો પડે. બાકી જેને થોડી જ 'દુકાનો' હોય તેણે તો ચોખ્ખું કરી 'એક્ઝેક્ટલી' કરી લેવું. ખાવા-પીવામાં કશો વાંધો નથી પણ આ વિષયનો વાંધો છે. સ્ત્રી-વિષય અને પુરુષ-વિષય, એ બે વેરને ઊભું કરનારાં કારખાનાં છે, માટે જેમ તેમ કરીને ઉકેલ લાવવો.

**પ્રશ્નકર્તા :** આને જ તમે કામ કાઢી લેવાનું કહો છો ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું તે ? આ બધા જે રોગો છે તે કાઢી નાખવા ! આમાંનું હું તમને કશું જ કરવાનું કહેતો નથી. ખાલી જાણવાનું જ કહું છું. આ 'જ્ઞાન' જાણવા યોગ્ય છે, કરવા યોગ્ય નથી. જે જ્ઞાન જાણ્યું, તે પરિણામમાં આવ્યા વગર રહે જ નહીં. એટલે તમારે કશું કરવાનું નથી. ભગવાન મહાવીરે કહ્યું હતું કે, વીતરાગ ધર્મમાં 'કરોમિ, કરોસિ ને કરોતિ' ના હોય. આપણી આ અટકણ છે, તેની ખબર પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** તરત જ ખબર પડે.

**દાદાશ્રી :** જેમ લફરાને લફરું જાણીએ, ત્યારે એ છૂટું પડી જાય. તેમ અટકણને અટકણ જાણીએ ત્યારે એ છૂટું પડી જાય. ભગવાને કહ્યું કે 'તેં અટકણને જાણી ?' ત્યારે કહે, 'હા.' ત્યારે ભગવાન કહે, 'તો તું છૂટો.' પછી આપણે કઈ 'રૂમમાં' બેસવું, એ આપણે જોવાનું ! બહાર કાંકરા ઊડતા હોય તો 'આપણે' આપણી 'રૂમમાં' બેસી જવું ને 'કલીયરન્સ'નો બેલ વાગે ત્યારે બહાર નીકળવું.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ ભાગ જે છે તે, એમાં સૂક્ષ્મ સમજનો ભાગ, એ જ પુરુષાર્થ કહેવાય ? ઇન્દ્રિયોની લગામ છોડી દેવી, તે આ એમાં આવી જાય ?

**દાદાશ્રી :** તમે સવારથી બોલો કે આજે ઇન્દ્રિયોના ઘોડાની લગામ છોડી દઈએ છીએ, એવું પાંચ વખત શુદ્ધભાવે બોલો. પછી એની મેળે લગામ છૂટેલી જુઓ તો ખરા, એક રવિવારનો દહાડો પસાર તો થવા દો ! આ તો 'શું થઈ જશે, શું થઈ જશે ?' 'અલ્યા, કશુંય નથી થવાનું, તું તો ભગવાન છું. શું થઈ જવાનું છે ભગવાનને ?' પોતાની જાતની એટલી હિંમત ના આવવી જોઈએ કે હું ભગવાન છું ? 'દાદા'એ મને ભગવાન પદ આપ્યું છે ! આવું જ્ઞાન છે, પછી ભગવાન થઈ ગયા છો. પણ હજુ એનો પૂરેપૂરો લાભ મળતો નથી ! એનું શું કારણ, કે આપણે એને અખતરારૂપે લેતા જ નથી ને ! એ પદ વાપરતા જ નથી ને થોડું ઘણું એવું રહેતા હોય તો ?

**પ્રશ્નકર્તા :** આપણે આ પાંચ ઇન્દ્રિયોના વિષયમાં અરુચિપણે રહેવું

એટલે અભિપ્રાય વગર રહેવું એવું ?

**દાદાશ્રી :** અભિપ્રાય તો આખોય છૂટી જવો જોઈએ. અભિપ્રાય તો બિલકુલ હોવો જ ના જોઈએ. કિંચિત્‌માત્ર અભિપ્રાય હોય, કોઈ જગ્યાએ ભરાઈ રહ્યો હોય, તો એ તોડી નાખવો ! 'આ સંસારમાં સુખ છે, આ પાંચ ઈન્દ્રિયોમાં સુખ છે', એવો અભિપ્રાય તો રહેવો જ ના જોઈએ ! અને એ અભિપ્રાય, એ આપણા ન હોય ! એ અભિપ્રાય બધા ચંદુભાઈના ! 'હું તો દાદાએ આપેલો એવો શુદ્ધાત્મા છું' અને શુદ્ધાત્મા તે જ પરમાત્મા છે ! એટલું સમજી જવાની જરૂર છે ! આ પાંચ આજ્ઞા આપી છે, એ 'શુદ્ધાત્મા'ના 'પ્રોટેક્શન' માટે છે !

## વેરનું કારખાનું

આ સમભાવે નિકાલ કરવાનો કાયદો શું કહે છે, તું ગમે તે રસ્તે એની જોડે વેર ના બંધાય એવી રીતે નિકાલ કરી નાખ ! વેરથી મુક્ત થઈ જા ! આપણે અહીં તો એક જ કરવા જેવું છે, કે વેર ના વધે ! અને વેર વધારવાનું મુખ્ય કારખાનું કયું છે ? આ સ્ત્રી-વિષય અને પુરુષ-વિષય !

**પ્રશ્નકર્તા :** એમાં વેર કેવી રીતે બંધાય ? અનંતકાળનું વેરબીજ પડે છે, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એવું છે ને કે આ મરેલા પુરુષ કે મરેલી સ્ત્રી હોય, તો એમ માને ને કે એમાં કોઈ દવાઓ ભરીને પુરુષ પુરુષ જેવો જ રહેતો હોય ને સ્ત્રી સ્ત્રી જેવી જ રહેતી હોય, તો એની જોડે વાંધો નહીં. એની જોડે વેર નહીં બંધાય, કારણ એ જીવતું નથી અને આ તો જીવતું છે, ત્યાં વેર બંધાય છે.

**પ્રશ્નકર્તા :** તે શાથી બંધાય છે ?

**દાદાશ્રી :** અભિપ્રાય ડિફરન્ટ છે તેથી ! તમે કહો કે 'મારે અત્યારે સિનેમા જોવા જવું છે.' ત્યારે એ કહેશે કે 'ના, આજ તો મારે નાટક જોવા જવું છે !' એટલે ટાઈમિંગ નહીં મળી રહે ! જો એક્ઝેક્ટ ટાઈમિંગે

ટાઈમિંગ મળી રહે, તો જ પૈણજે !

**પ્રશ્નકર્તા :** છતાં કો'ક એવો હોય કે એ કહે એવું થાય પણ ખરું.

**દાદાશ્રી :** એ તો કોઈ ગજબના પુણ્યશાળી હોય તો, એની સ્ત્રી નિરંતર એને આધીન રહે ! એ સ્ત્રીને પછી બીજું કશું પોતાનું ના હોય, પોતાનો અભિપ્રાય જ ના હોય, એ નિરંતર આધીન જ રહે !

એવું છે, આ સંસારીઓને જ્ઞાન આપ્યું છે. કંઈ બાવા થવાનું મેં નથી કહ્યું, પણ જે ફાઈલો હોય એનો 'સમભાવે નિકાલ' કરો, કહ્યું છે! અને પ્રતિક્રમણ કરો. આ બે ઉપાય બતાવ્યા છે ! આ બે કરશો તો તમારી દશાને કોઈ ગૂંચવનાર છે નહીં ! ઉપાય ના બતાવ્યા હોય તો કિનારા પર ઊભું રહેવાય જ નહીં ને ? કિનારા પર જોખમ છે !

તમારે વાઈફ જોડે મતભેદ પડતો હતો, તે ઘડીએ રાગ થતો હતો કે દ્વેષ ?

**પ્રશ્નકર્તા :** એ તો બંને વારાફરતી થાય. આપણને 'સ્યુટેબલ' હોય તો રાગ થાય ને 'ઑપોઝિટ' હોય તો દ્વેષ થાય.

**દાદાશ્રી :** એટલે એ બધું રાગ-દ્વેષને આધીન છે. અભિપ્રાય એકાકાર થાય નહીં ને ? કો'ક જ એવો પુણ્યશાળી હોય કે જેની સ્ત્રી કહેશે કે 'હું તમારા આધીન રહીશ, ગમે ત્યાં જશો, ચિતામાં જશો તોય આધીન તમને જ રહીશ ! એ તો ધનભાગ જ કહેવાય ને ? પણ એવું કો'કને હોય !! એટલે આમાં મજા નથી. આપણે કંઈ નવો સંસાર ઊભો નથી કરવો ! હવે મોક્ષે જ જવું છે. જેમ તેમ કરીને, ખોટ-નફાનાં બધાં ખાતાં નિકાલ કરીને માંડવાળ કરીને ઉકેલ લાવી નાખવાનો છે !

આ ખરેખર મોક્ષનો માર્ગ છે ! કોઈ કાળે કોઈ નામ ના દે, એવું આ જ્ઞાન આપેલું છે ! પણ જો તમે જાણી જોઈને ઊંધું કરો તો પછી બગડે! તોય અમુક કાળે ઉકેલ લાવી જ નાખશે ! એટલે એક ફેરો આ પ્રાપ્ત થયું છે, એ છોડવા જેવું નથી !

## લોકસંજ્ઞાએ અભિપ્રાય અવગાઢ

આખું જગત અભિપ્રાયને લીધે ચાલે છે. અભિપ્રાય વસ્તુ તો એવી છે ને કે આપણે અહીં કેરી આવી, બીજી બધી ચીજો આવી. તે ઈન્દ્રિયોને આપણી પ્રકૃતિ પ્રમાણે બધું ગમે અને ઈન્દ્રિયો બધું ખાય, વધુ ખાઈ જાય પણ ઈન્દ્રિયોને એવું નથી કે અભિપ્રાય બાંધવો. આ તો બુદ્ધિ મહીં નક્કી કરે છે કે આ કેરી બહુ સરસ છે ! એટલે એને કેરીનો અભિપ્રાય બેસી જાય. પછી બીજાને એમ કહે પણ ખરો કે ભાઈ, કેરી જેવી ચીજ કોઈ નથી દુનિયામાં. પાછું એને યાદેય આવ્યા કરે, ખૂંચ્યા કરે કે કેરી મળતી નથી. ઈન્દ્રિયોનો બીજો કોઈ વાંધો નથી, એ તો કોઈ દહાડો કેરી આવે તો ખાય, ના આવે તો કશું નહીં. આ અભિપ્રાય જ છે તે બધા પજવે છે ! હવે આમાં બુદ્ધિ એકલી કામ નથી કરતી ! લોકસંજ્ઞા આમાં બહુ કામ કરે છે ! લોકોએ માનેલું એને પહેલાં પોતે બીલિફમાં બાંધે છે, આ સારું ને આ ખરાબ. પાછું પોતાનો પ્રિયજન હોય તે બોલે, એટલે એની બીલિફ વધારે બંધાતી જાય !

એવું આ અભિપ્રાય કોઈ બેસાડતું નથી, પણ લોકસંજ્ઞાથી અભિપ્રાય બેસી જાય છે કે આપણા વગર કેમ થાય ? આવું આપણે ના કરીએ તો કેમ કરીને ચાલે ? એવી સંજ્ઞા બેસી ગયેલી, તે પછી અમે તમને 'વ્યવસ્થિત' કર્તા આપ્યું. એટલે તમારો અભિપ્રાય ફરી ગયો કે ખરેખર આપણે કર્તા નથી, 'વ્યવસ્થિત' કર્તા છે !

લોકસંજ્ઞાથી અભિપ્રાય બેઠા છે, તે જ્ઞાનીની સંજ્ઞાએ તોડી નાખવાના છે ! મોટામાં મોટો અભિપ્રાય, 'હું કર્તા છું' એ તો જે દહાડે જ્ઞાન આપ્યું, તે દહાડે 'જ્ઞાની પુરુષ' તોડી આપે. પણ બીજા નાનાં નાનાં, સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે અભિપ્રાય બેઠા હોય. તે કેટલાકને બહુ મોટા અભિપ્રાય હોય એ અટકણ કહેવાય. આમ તો કરવું જ પડે ને ! એ અભિપ્રાય હજી બધા ઊભા રહ્યા છે એ અભિપ્રાય બધા કાઢે ને, તો વીતરાગ માર્ગ ખુલ્લેખુલ્લો થઈ જાય.

જ્યારે 'ચંદુ' અહીં રૂમમાં પેસે કે તરત જ આપણને એના તરફ

અભાવ ઉત્પન્ન થાય, શાથી ? કારણ કે 'ચંદુ'નો સ્વભાવ જ નાલાયક છે, એવો અભિપ્રાય બેસી ગયો છે. તે 'ચંદુ' આપણને સારું કહેવા આવ્યો હોય, તોય પણ પોતે એને અવળું મોઢું દેખાડે. એ અભિપ્રાય બેસી ગયા છે, જે બધા કાઢવા તો પડશે જ ને ?

એટલે અભિપ્રાય કોઈ જાતના રાખવાના નહીં. જેના તરફ ખરાબ અભિપ્રાય બેસી ગયા હોય, એ બધા તોડી નાખવાના. આ તો બધા વગર કામના અભિપ્રાય બેઠેલા હોય છે, ગેરસમજણથી બેઠા હોય છે.

કોઈ કહેશે કે, 'આપણો અભિપ્રાય ઊઠી ગયો તોય એની પ્રકૃતિ કંઈ ફરી જવાની છે ?' ત્યારે હું શું કહું કે પ્રકૃતિ ભલેને ના ફરે, એનું આપણે શું કામ છે ? તો કહેશે કે, 'આપણને પછી અથડામણ તો ઊભી રહેશે ને ? તો હું શું કહું કે, 'ના, આપણા જેવા સામા માટે પરિણામ હશે, તેવા સામાનાં પરિણામ થઈ જશે.' હા, આપણો એના માટે અભિપ્રાય તૂટ્યો ને આપણે એની જોડે ખુશી થઈને વાત કરીએ, તો એ પણ ખુશી થઈને આપણી જોડે વાત કરે. પછી તે ઘડીએ આપણને એની પ્રકૃતિ ના દેખાય !

એટલે આપણા મનની છાયા એની ઉપર પડે છે ! અમારા મનની છાયા બધા પર કેવી રીતે પડે છે !! ઘનચક્કર હોય, તોય ડાહ્યા થઈ જાય! આપણા મનમાં 'ચંદુ' ગમે નહીં, એમ હોય તો ચંદુ આવ્યો એટલે પછી અણગમો ઉત્પન્ન થાય ને તેનો ફોટો એની ઉપર પડે ! એને તરત મહીં ફોટો પડે કે આમને મહીં શું ચાલી રહ્યું છે ! એ આપણા મહીંના પરિણામો સામાને ગૂંચવે ! સામાને પોતાને ખબર ના પડે, પણ એને ગૂંચવે ! એટલે આપણે અભિપ્રાય તોડી નાખવા જોઈએ ! આપણા બધા અભિપ્રાય આપણે ધોઈ નાખવા એટલે આપણે છૂટ્યા.

બાકી બધાને માટે આપણને કઈ કશું હોતું નથી. રોજ ચોરી કરતો હોય તો આપણે એને ચોર છે, એવો અભિપ્રાય બાંધવાની જરૂર જ શી છે ? એ ચોરી કરે છે, એ એના કર્મનો ઉદય છે ! અને જેનું લેવાનું હોય તે તેના કર્મનો ઉદય છે, આમાં આપણે શું લેવાદેવા ? પણ આપણે એને

ચોર કહીએ તો એ અભિપ્રાય જ છે ને ? અને ખરેખર તો એ આત્મા જ છે ને ?

ભગવાને સહુને નિર્દોષ જોયેલા. કોઈને દોષિત તેમણે જોયેલા નહીં અને આપણી એવી ચોખ્ખી દૃષ્ટિ થશે ત્યારે ચોખ્ખું વાતાવરણ થશે. પછી જગત આખું બગીચા જેવું લાગ્યા કરે. ખરેખર કંઈ લોકોમાં દુર્ગંધ નથી. લોકોનો પોતે અભિપ્રાય બાંધે છે. અમે ગમે તેની વાત કરીએ પણ અમારે કોઈનો અભિપ્રાય ના હોય કે, તે આવો જ છે !

પાછું અનુભવેય થાય કે આ અભિપ્રાય કાઢી નાખ્યા તેથી આ ભાઈમાં આ ફેરફાર થઈ ગયો ! અભિપ્રાય બદલવા માટે શું કરવું પડે કે એ ચોર હોય તો આપણે શાહુકાર છે, એવું કહીએ. મેં આમને માટે આવો અભિપ્રાય બાંધ્યો હતો, તે અભિપ્રાય ખોટો છે, હવે એ અભિપ્રાય હું છોડી દઉં છું. એવું 'ખોટો છે, ખોટો છે' કહેવું. આપણો અભિપ્રાય 'ખોટો છે' એવું કહેવાનું, એટલે આપણું મન ફરે. નહીં તો મન ફરે નહીં !

કેટલાકની વાણી બધી બગડી ગઈ હોય છે, તે પણ અભિપ્રાયને લીધે હોય છે. અભિપ્રાયને લીધે વાણી કઠોર નીકળે, તંતીલી નીકળે ! તંતીલી એટલે પોતે એવું તંતીલું બોલે કે સામો પણ લતે ચઢે !

અનંત અવતારથી લોકસંજ્ઞાથી ચાલ્યા છે, તેનો આ બધો ભરેલો માલ છે ! એટલે અભિપ્રાય જે ભર્યા છે, તેની ભાંજગડ છે. જે અભિપ્રાય નથી રાખ્યા, તેની ભાંજગડ હોતી નથી !

## કમિશન ચૂકવ્યા વિણ તપ

આપણે તપ કરવાનાં ખરાં, પણ ઘેર બેઠાં આવી પડેલાં, બોલાવવા જવું ના પડે ! પુણ્યશાળીને બધી ચીજો ઘેર બેઠાં આવે. ગાડીમાં કો'ક ફેરો કોઈ સામો આવીને બાઝી પડે તો, આપણે જાણવું કે આ આવી પડેલું તપ આવ્યું ! કે 'ઓહોહો ! મને ખોળતું ખોળતું ઘેર આવ્યું !' માટે તપ કરવાનું તે વખતે. ભગવાન મહાવીર પ્રાપ્ત તપ સિવાય બીજું કોઈ તપ કરતા નહોતા. જે પ્રાપ્ત તપ આવી પડ્યું હોય, તે તપને ખસેડવાનું નહીં ! આ

તો શું કરે, ના આવ્યું હોય તેને બોલાવે કે પરમ દહાડાથી મારે ત્રણ ઉપવાસ કરવા છે અને આવ્યું હોય તેને 'છીટ્ છીટ્' કરે. કહેશે, 'મારો પગ રહેતો નથી, શી રીતે સામાયિક કરું ? આ પગ જ આવો છે.' તે પગને ગાળો હઉ દે પાછા ! 'મારો પગ આવો છે' એવું કેમ કરીને કોઈ જાણે ? કોઈનેય જાણવા દીધું, એટલે એ તપ ના કહેવાય. એવું જાણી ગયો એટલે એ તપમાં ભાગ પડાવી ગયો કહેવાય. તપ આપણે કરવાનું. ને બે આની પેલો નફામાંથી ખાઈ જાય એ કામનું શું ? એણે આપણી વાત સાંભળી તે બદલ એને બે આની મળી જાય. એવું આશ્વાસન લઈને કમિશન કોણ આપે ?

મુંબઈથી વડોદરા કારમાં આવવાનું હતું ને બેસતાં જ કહી દીધું કે, 'સાત કલાક એકની એક જગ્યાએ બેસી રહેવાનું છે. તપ આવ્યું છે ! અમે તમારી જોડે તો વાતો કરીએ, પણ અમારે મહીં અમારી વાત ચાલુ જ હોય કે 'આજે તમને પ્રાપ્ત તપ આવ્યું છે. એટલે એક અક્ષરેય બોલવાનો નહીં.' લોક તો દિલાસો આપવા માગે કે, 'દાદા, તમને ફાવ્યું કે નહીં ?' તો કહીએ, 'બહુ સરસ ફાવ્યું.' પણ કમિશન અમે કોઈને આપીએ નહીં, કારણ ભોગવીએ અમે ! એક અક્ષરેય બોલે એ દાદા બીજા ! એને પ્રાપ્ત તપ કર્યું કહેવાય !

## ઉદીરણા, પરાક્રમે પ્રાપ્ય !

**પ્રશ્નકર્તા :** આ ઉદીરણા કરે છે ને, એ ખરા તપમાં ના કહેવાય ?

**દાદાશ્રી :** ઉદીરણા, એ તો પુરુષાર્થ ગણાય છે ! પણ પુરુષ થયા પછીનો પુરુષાર્થ છે ! ખરેખર તો એ પરાક્રમમાં જાય છે ! સાતમા ગુંઠાણા નીચે કોઈ કરી શકે નહીં, એ પરાક્રમભાવ છે ! તમારે આ જ્ઞાન પછી હવે બધી ઉદીરણા થઈ શકે ! તમને કંઈ વીસ વર્ષ પછી કર્મ આવવાનાં છે, તો આજે તમે એ બધા ભસ્મીભૂત કરી શકો !

**પ્રશ્નકર્તા :** પણ એ કેવી રીતે ખબર પડે, વીસ વર્ષ પછી આવવાનું છે ?

**દાદાશ્રી :** કેમ, એ ગાંઠ ઓગળી ગઈ એટલે પછી ખલાસ, પછી તો 'એવિડન્સ' ભેગો થાય એટલું જ, પણ દુઃખકારક ના રહ્યું !

**પ્રશ્નકર્તા :** આપણે આ પ્રતિક્રમણ કરીએ છીએ, એ ઉદીરણા થાય છે ને ?

**દાદાશ્રી :** એમાં ઉદીરણા જ થવાની. કારણ આજે અડચણ નથી આવી, છતાં પણ શાને માટે કરું છું ? એ મોજ-શોખ માટે નથી ! છતાં પ્રતિક્રમણ કરતાં કરતાં જે આનંદ થાય એ વધારાનો લાભ.

આપણી આ 'અક્રમ'ની 'સામાયિકો' તમે કરો છો, તેમાં બધી કર્મની ઉદીરણાઓ થઈ જાય એવું છે. આપણે ચરમ શરીરી નથી, એટલે જેને આ કર્મો રહેવા દેવાં હોય તે રહેવા દેજો. પણ ચરમ શરીરીને તો ઉદીરણા કરવી જ પડે. કારણ કે એને લાગતું હોય કે હવે આયુષ્ય નજીકમાં આવે છે ને દુકાનમાં માલ ઢગલે બંધ પડેલો દેખાય ! હવે એ માલ ખપાવ્યા વગર શી રીતે જવાય ? એક બાજુ મુદત પૂરી થાય છે, માટે ભગવાન કંઈક ઉપાય કરો. ત્યારે ભગવાન કહે, 'કર્મનો વિપાક કરો. વિપાક એટલે એને પકવો. જેમ આપણે કેરીને પરાળમાં ઘાલીને પકવીએ છીએને, તેમ કર્મને તમે પકવો. એટલે એ ઉદયમાં આવશે. ઉદીરણા એટલે કર્મોનો ઉદય આવ્યા પહેલાં કર્મોને બોલાવીને ખપાવી દેવાં.

**પ્રશ્નકર્તા :** એને પરાક્રમ કહેવાય ને ?

**દાદાશ્રી :** એ મોટું પરાક્રમ કહેવાય. પુરુષાર્થમાં તો પોતે છે જ, પણ આ પરાક્રમ કહેવાય. આ તો વધારાનું છે.

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું ને કે કર્મોનો નાશ કરી નાખીએ છીએ, તો સંચિત કર્મો છે, એનું શું કરવું ?

**દાદાશ્રી :** સંચિત કર્મ તો ટાઈમ થાય એટલે એની મેળે પરિપક્વ થાય એટલે સામું આવીને ઊભું રહે. આપણે એને કશી ખોળવાની જરૂર નથી. સંચિતકર્મ એનું ફળ આપીને જતું રહે. અને પુરુષ થયા હોય તે અમુક યોગ માંડીને અમુક કર્મોને ઉડાડી શકે છે, પણ તે પુરુષ થયા પછી જ. તમે અત્યારે જે દશામાં છો તે દશામાં તેવું ના થાય. અત્યારે તમને તેવો તાલ ના ખાય. અત્યારે તો તમને પ્રકૃતિ નચાવે છે ને તમે નાચો છો. પુરુષ થયા પછી જે યોગ માંડીને કર્મો ઉડાડે તેને ઉદીરણા કહેવાય.

ઉદીરણા એટલે શું ? કાચાને પકવીને ખંખેરી નાખવા. કર્મનો વિપાક થયા સિવાય, ખીચડી કાચી હોય તો શું કરીએ ? તેવું કર્મ કાચાં હોય ને જવાનું થાય તો શું કરે ? એટલે એને પછી પકવી નાખે. ને એ કર્મોની ઉદીરણા થાય છે. પણ પુરુષ થયા પછી જ આ પુરુષાર્થ થઈ શકે. પુરુષાર્થ થયા પછી આટલો રાઈટ છે એને !

ઉદીરણાથી બે લાભ થાય. એક તો ઉદીરણા કરવા માટે તમારે આત્મસ્વરૂપ થવું પડે. ને બીજું કર્મોની ઉદીરણા થાય છે !

આત્મસ્વરૂપ થવાય ક્યારે ? સામાયિક અને કાયોત્સર્ગ, બેઉ થઈ જાય ત્યારે આત્મસ્વરૂપ થવાય. આપણે તો અહીં આ એકલું જ સામાયિકથી આત્મસ્વરૂપ થઈ જાય છે, તેથી ઉદીરણા થઈ જાય છે. આ 'અક્રમ જ્ઞાન' છે, તેથી તમે આત્મસ્વરૂપ થઈ શકો છો અને ત્યારે જ પુરુષાર્થ ને પરાક્રમ થાય !

બાકી જગત જે પુરુષાર્થ માને છે, તેને આ દાદા કહે છે કે, તેને તો જરા વિચારો. આ લીમડો પાને પાને કડવો હોય છે, ડાળે ડાળે કડવો હોય છે, એમાં લીમડાનો શું પુરુષાર્થ ? તેમ આ તપ, ત્યાગ કરે છે, તેમાં શો એનો પુરુષાર્થ ?

પોતે છે ભમરડો, તે ઉદીરણા કરવા કેમનો બેઠો ? પુરુષ થયા નથી, એટલે ભમરડો કહ્યો. પછી ભમરડાને અને ઉદીરણાને, બેનો મેળ કેમનો જામે ?

નિકાચિત કર્મ તો હંમેશાં કડવાં લાગે. મીઠું નિકાચિત કર્મ હોય પણ તે જ્યારે છેવટે કંટાળીને કડવું લાગે, ત્યારે ભાન થાય કે આ અહીંથી હવે ખસે તો સારું !

નિકાચિત કર્મ બે પ્રકારનાં હોય : એક કડવું અને બીજું મીઠું. મીઠું કર્મેય બહુ આવે એટલે ફસામણ થાય. આઈસ્ક્રીમ અતિશય આપે તો, તમે કેટલો ખાવ ? છેવટે એનોય કંટાળો આવે ને ? અને કડવામાં તો બહુ જ કંટાળો આવે. તેમાં તો પૂછવાનું જ ના રહ્યું ને ! પણ ભોગવ્યે જ છૂટકો થાય.

નિકાચિત કર્મ એટલે ભોગવ્યે જ છૂટકો. ને બીજાં બધાં ઊડી જાય એવાં કર્મ કહેવાય. જે ઉદીરણા કહે છે, તેને તપ કહીએ તો ચાલી શકે. એ તપ પણ નૈમિત્તિક તપ છે. જો તપ એ જાતે કરી શકતો હોય તો તો એ કર્તા થયો કહેવાય. એટલે એ નૈમિત્તિક તપ છે. એટલે કે ઉદયમાં તપ આવે તો પેલાં કર્મ ઊડી જાય, નહીં તો તેમ થાય નહીં. એ તપ કરવા જાય કે કાલે કરીશું. તો તે ના થાય ને એમ કરતાં કરતાં નનામી નીકળી જાય ! ને પાછાં કો'કના ખભે ચઢીને જવું પડે. ઉદીરણા ના થાય તો ઋણ વાળવા આવવું પડે.

ઉદીરણાનો અર્થ શો કે વિપાક ના થયો હોય એવાં કર્મને વિપાક કરીને ઉદયમાં લાવવાં. તે ચરમ શરીરી હોય તે લાવી શકે. જો ચરમ શરીરીને કર્મો વધારે હોય તો, તે આ ઉદીરણા કરી શકે. પણ તે કેવો હોવો જોઈએ ? સત્તાધીશ હોવો જોઈએ. પુરુષાર્થ સહિતનો હોવો જોઈએ. પુરુષ થયા વગરના બધા ભમરડા કહેવાય. નામધારી માત્ર ભમરડા કહેવાય. આ ભમરડાને અહીંથી શ્વાસ પેઠો કે ભમરડો ફર્યો, પછી એની દોરી ખૂલતી જાય. તે આપણને દેખાય હઉ કે દોરી ખૂલે છે. એટલે તો અમે આખા વર્લ્ડને ભમરડા છાપ કહ્યું છે. એનો ખુલાસો જોઈતો હોય તો કરી આપીએ. અમે જેટલા શબ્દો બોલીએ છીએ, એ બધાના ખુલાસા આપવા માટે બોલીએ છીએ. આ દાદાએ જે જ્ઞાન જોયું છે, એ જ્ઞાન ને અજ્ઞાન, બેઉ જુદે જુદું જોયું છે.

પુરુષાર્થ ઉદય આધીન ના હોય, પુરુષાર્થ તો જેટલો કરો એટલો તમારો. આપણા મહાત્માઓ પુરુષ થયા એમને મહીં નિરંતર પુરુષાર્થ થઈ રહ્યો છે. પુરુષ, પુરુષ ધર્મમાં આવી ગયેલો છે ને તેથી જ પ્રજ્ઞા ચેતવે છે ! જગત આખાને અમે ભમરડો કહીએ છીએ. ભમરડાને એનો શો પુરુષાર્થ ? આ અહીંથી શ્વાસ પેઠો એટલે ભમરડો ફર્યા કરશે અને જો શ્વાસ દબાઈ ગયો તો ભમરડો પડી જશે ! અને આપણા મહાત્માઓ તો પુરુષ થયેલા, તે આ શ્વાસ ના ચાલ્યો તો મહીં ગુંગળામણ થાય. એટલે પછી પોતાની ગુફામાં પેસી જાય કે ચાલો, આપણે આપણી 'સેફસાઈડ' વાળી જગ્યામાં. એટલે પોતે અમરપદનું ભાનવાળા છે આ !

## પરાક્રમભાવ

**પ્રશ્નકર્તા :** 'ચાર્જ પોઈન્ટ' સિવાયની પેલી સર્જક શક્તિ છે, એ શું છે ? પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** સર્જક શક્તિ એટલે શું કહેવા માંગીએ છીએ કે સૂર્યોદય ક્યારે થાય કે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' ઊભા થાય ત્યારે ઉદય થાય. આ ઘડિયાળ ચાર વગાડે, પેલાનાં ઘડિયાળમાં ચાર વાગે, મુંબઈના મોટા ઘડિયાળમાં ચાર વાગે ને અહીં સૂર્યનારાયાણ આવે એવું બને નહીં. સૂર્યનારાયણને ઉતાવળ હોય તોય એમનાથી અહીં અવાય નહીં! એમનો સૂર્યોદય ક્યારે થાય ? જ્યારે બધા જ 'એવિડન્સ' ભેગા થાય ત્યારે ! એટલે ઉદયકર્મ છે તે સર્જક શક્તિના આધીન છે. સર્જક શક્તિ એને અમે 'ચાર્જ' કહીએ છીએ. એને પુરુષાર્થ નથી કહેતા.

**પ્રશ્નકર્તા :** ભાવને જ પુરુષાર્થ કહેવાય ને ? આપણો સાચો ભાવ જાણ્યો, સ્વભાવને ગુણોથી જાણ્યો, એ જ પુરુષાર્થ ને ?

**દાદાશ્રી :** ભાવાભાવ આપણે બધું ભમરડાછાપમાં ઘાલી દીધું અને આપણે તો સ્વભાવ-ભાવ છે. ભાવાભાવ એ કર્મ છે. અને સ્વભાવ-ભાવમાં જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ હોય. આપણા મહાત્માઓ સ્વભાવ ભાવમાં રહે છે, તેથી મહીં આનંદ એમને રહ્યા જ કરે. પણ એ ચાખતા નથી. એ ચાખવાનું આવે ત્યારે એ ગયા હોય બીજે હોટલમાં, તેથી ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** એટલે મહાત્માઓ એ કયા લક્ષણથી ચાખે છે ? વગર જાણ્યે ચાખે છે, એ પુરુષાર્થ લક્ષણથી કે ઉદય લક્ષણથી ?

**દાદાશ્રી :** પુરુષાર્થ તો એમને ચાલુ જ છે, પણ પરાક્રમની દ્દષ્ટિથી ચાખે છે.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓને પરાક્રમ ઊભું થયું નથી. એટલે એનો અર્થ એ કે એમને યથાર્થ પુરુષાર્થ નથી.

**દાદાશ્રી :** પુરુષાર્થ છે જ બધા મહાત્માઓને, પણ તે હજી પરાક્રમ

ભાવમાં નથી આવ્યા. કેટલાક સામાયિક કરીને પરાક્રમમાં આવે. પુરુષ થયા પછી પુરુષાર્થ હોય જ ને ! એ તો સ્વાભાવિક થાય.

**પ્રશ્નકર્તા :** આમાં કોઈ નિયમ નથી ને ? ઘણી વખત સામાયિકમાં બેઠા હોઈએ, ત્યારે બિલકુલ એકાકાર ના થવાય અને રસ્તામાં ઓચિંતું જ એકાકાર થઈ જવાય ને આનંદ આનંદ થઈ જાય. તો એ કેવી રીતે આવ્યું ? એ ઉદયથી આવ્યું ?

**દાદાશ્રી :** આય ઉદયથી આવે છે ને પેલુંય ઉદયથી આવે છે. બંને ઉદયથી જ આવે છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે પરાક્રમભાવ એકદમ જુદો છે ?

**દાદાશ્રી :** હા, પરાક્રમભાવ જુદો જ છે. પરાક્રમમાં પોતાને કશું જ કરવાનું નથી. પોતાનો ભાવ પરાક્રમભાવ ઉત્પન્ન થાય છે. એટલે પછી પ્રજ્ઞા તે ભાવ પ્રમાણે બધું કરી આપે છે.

**પ્રશ્નકર્તા :** પરાક્રમભાવ એટલે જ્ઞાતા-દ્રષ્ટા ભાવ ?

**દાદાશ્રી :** પરાક્રમભાવ એટલે શું ? 'મારે પરાક્રમભાવમાં આવવું છે' એવો ભાવ એમને હોતો નથી. મૂળ જે ભાવ હોય છે, તેનાથી આ પરાક્રમભાવ જુદી વસ્તુ છે. એ 'એલર્ટનેસ' છે. મારે 'એલર્ટનેસ'માં જ રહેવું છે. એવું જેને નક્કી હોય, તેને પછી પ્રજ્ઞા બધી વ્યવસ્થા કરી આપે.

**પ્રશ્નકર્તા :** પરાક્રમભાવ સ્ટ્રોંગ નિશ્ચયમાં આવે છે ?

**દાદાશ્રી :** હાસ્તો ને, નિશ્ચય આપણો હોવો જ જોઈએ ને ? મારે સ્વભાવમાં જ રહેવું છે. પછી જે થાય તે, એને પછી કોણ રોકનાર છે ? પછી છે તે પ્રજ્ઞાશક્તિ એમાં જોર કરશે. તેની મહીં અજ્ઞાશક્તિ એનુંય જોર કરે. પણ છેવટે અજ્ઞાશક્તિ હારશે. કારણ કે ભગવાન આમના પક્ષમાં છે.



## [૨૮]

## 'જોવું' અને 'જાણવું' છે જ્યાં, પરમાનંદ પ્રગટે છે ત્યાં !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું લક્ષ નિરંતર રહે છે, છતાં ઘણી વખત મન 'ડીપ્રેસ' થઈ જાય છે, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** આપણું જ્ઞાન તો શું કહે છે કે 'ચંદુભાઈ'ને શું થાય છે તે જોયા કરો. બીજો કોઈ ઉપાય જ નહીં ને ? વધારે કચરો ભરી લાવ્યો છે, તેવી આપણને ખબર પડી જાય ને ?

**પ્રશ્નકર્તા :** તે વખતે જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ રહેતો નથી. અને 'આ મન-વચન-કાયાથી હું જુદો જ છું' એવું તે વખતે નથી રહેતું.

**દાદાશ્રી :** એ જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ ના રહે, તો તને ખબર જ ના પડે કે આ ચંદુભાઈનું જતું રહ્યું છે ! આ ખબર કોને પડે છે ? માટે આ તો તદ્દન જુદું રહે છે તને ! મિનિટે મિનિટની ખબર પડે.

**પ્રશ્નકર્તા :** પણ ખબર પડ્યા પછી એ બંધ થઈ જવું જોઈએ ને? અને પાછું આત્મા તરફ વળી જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ વળ્યું વળે એમ નથી. તમે શું વાળો એવા છો ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આ રીતે 'મશીનરી' અવળે રસ્તે ચાલ્યા જ કરે ને આપણે એને જોયા જ કરવાનું ફક્ત ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કરવાનું ? અવળો રસ્તો ને સવળો રસ્તો બેઉ રસ્તા જ છે, એને જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ અવળે રસ્તે આખો ભવ નકામો જાય ને ?

**દાદાશ્રી :** પણ તેમાં આમ કકળાટ કરો તો શું થાય ? એને 'જોયા કરવું' એ જ પુરુષાર્થ છે. પુરુષાર્થની સમજણ નહીં પડવાથી તમે ગૂંચાઈ જાવ છો. આ તો ખાલી 'સફોકેશન' જ છે.

**પ્રશ્નકર્તા :** છેવટે પછી કંટાળો આવે છે કે આ બધું શું થાય છે?

**દાદાશ્રી :** કંટાળો આવે તો ચંદુભાઈને આવે. 'આપણને' ઓછો આવે છે ? અને આપણે ચંદુભાઈને ઠપકો આપવો એની પાસે સાંજે પ્રતિક્રમણ કરાવડાવવું.

આત્માનો સ્વભાવ એવો છે કે આટલુંય જાણ્યા વગર રહે નહીં. શું શું થયું તે બધું જ એ જાણે ! આ બહારના બીજા કોઈ કેમ ફરીયાદ કરવા નથી આવતા કે મને આજે આવું થાય છે, તેવું થાય છે ?

**પ્રશ્નકર્તા :** એમને સમાધિ રહેતી હશે ?

**દાદાશ્રી :** આત્મા પ્રગટ છે જ નહીં ત્યાં પછી સમાધિ શી રીતે થાય? અહંકાર જ કામ કર્યા કરતો હોય ત્યાં આત્મા પ્રગટ જ નથી. તમારે તો આત્મા પ્રગટ થઈ ગયો છે ! તેથી આ બધી ખબર પડે છે. નહીં તો બીજો કોઈ કેમ આવું બોલતો નથી ?

**પ્રશ્નકર્તા :** પછી પોતાનો પરમાનંદ, પોતાનું અનંત સુખ, એ ના જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** પણ આ અંતરાયો આવે એટલે સુખ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** કયા અંતરાયો, દાદા ?

**દાદાશ્રી :** આ ધંધા પર તું જાય, ત્યાં ચંદુભાઈ શું શું કરે છે, તેને 'તું' બરોબર 'જોઉં' નહીં એટલે બધું તૂટી જાય. બધું જો પદ્ધતિસર થતું હોય તો કશું ના થાય.

**પ્રશ્નકર્તા :** 'જોઉં' નહીં એટલે શું ?

**દાદાશ્રી :** તું એને 'જાણે' છે ખરો, પણ 'જોતો' નથી ને !

**પ્રશ્નકર્તા :** આપણે જોઈએ ને જાણીએ તો શું થઈ જાય પછી ?

**દાદાશ્રી :** 'જાણવું' અને 'જોવું', એ બે ભેગું થાય ત્યારે પરમાનંદ થાય.

**પ્રશ્નકર્તા :** 'જાણવું' અને 'જોવું', એ કઈ રીતે હોય ?

**દાદાશ્રી :** તને આખા ચંદુભાઈ દેખાય. 'ચંદુભાઈ શું કરે છે' તે બધું જ દેખાય. ચંદુભાઈ ચા પીતો હોય તો દેખાય, દૂધ પીતો હોય તો દેખાય, રડતો હોય તો દેખાય. ગુસ્સે થયો હોય તેય દેખાય, ચિડાતો હોય તો તેય દેખાય, ના દેખાય ? આત્મા બધું જ જોઈ શકે. આ તો 'જાણવું' અને 'જોવું' બેઉ સાથે થતું નથી, તેથી પરમાનંદ તને ઊભો થતો નથી.

**પ્રશ્નકર્તા :** 'જાણવું' ને 'જોવું', એ બેઉ કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** એનો આપણે અભ્યાસ પાડીએ એટલે થાય. દરેક બાબતમાં ઉપયોગ રાખીએ, ઉતાવળ કે ધાંધલ ના કરીએ વખતે ગાડીમાં ચડતી વખતે, ભીડ હોય તો ભુલચૂક થઈ જાય ને 'જોવાનું' રહી જાય, તો તેને 'લેટ ગો' કરીએ. પણ બીજે બધે તો રહી શકે ને ?

## પરમાત્મયોગની પ્રાપ્તિ

**પ્રશ્નકર્તા :** દાદા, આપનું 'જ્ઞાન' પ્રાપ્ત કર્યા પછી માયા મૂંઝવે છે, એને કાઢો ને ?

**દાદાશ્રી :** 'સ્વરૂપનું જ્ઞાન' પ્રાપ્ત કર્યા પછી માયા કોઈ દહાડોય આવે નહીં. માયા પછી ઊભી જ ના રહે. પણ તમે તો તેને બોલાવો છો ને, 'માસી, અહીં આવજો. માસી, અહીં આવજો !'

**પ્રશ્નકર્તા :** તમે માયાને મારો ને ?

**દાદાશ્રી :** હું મારવા આવું કે તમારે મારવાનું હોય ? મારે તો તમારું અમુક જ સાચવવાનું હોય. બીજું બધું તમારે સાચવવાનું. હવે તમે પુરુષ થયા અને પુરુષ થયા પછી તમે પુરુષાર્થમાં આવ્યા. પુરુષ થયા પછી માયા આવે કેમ ? એક કલાકનો યોગ માંડ્યો હોય તો જગત ઊંચું-નીચું થઈ

જાય, એવો તો યોગ મેં તમને આપ્યો છે ! આખું બ્રહ્માંડ ઊંચું-નીચું થઈ જાય એવો યોગ મેં તમને આપ્યો છે !!! પણ એવા યોગનો તમે ઉપયોગ ના કરો તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડ ઊંચું-નીચું નથી થતું, પણ હું ઊંચો-નીચો થઉં છું.

**દાદાશ્રી :** આ યોગ હાથમાં આવે તો કોઈ છોડે નહીં. એક કલાકમાં તો કંઈનું કંઈ ઉડાડી મૂકે !

**પ્રશ્નકર્તા :** આજ સુધી મને એમ હતું કે દાદા મને કોઈ દહાડો જાતે જ કહેશે, એટલે હું કશું કહેતો જ ન હતો.

**દાદાશ્રી :** દાદા બધું જ કંઈ કરે, પણ એ તો કો'ક સાવ ગળિયો થઈ ગયો હોય તો ત્યાં રક્ષણ મૂકવું પડે. એમ તો પાર પણ ના આવે ને ! દાદાને બહુ કામ કરવાનું હોય છે. દાદાને આખો દહાડો યોગ કરવાનો હોય છે. અમેરિકામાં ફરવું પડે છે. ઈંગ્લેન્ડમાં ફરવું પડે છે, દહાડે-રાત્રે ફરવું પડે છે. આખા વર્લ્ડ ઉપર યોગ ચાલી રહ્યો છે. આખા વર્લ્ડમાં શાંતિ થવી જોઈએ. ધર્મની વાત તો જવા દો, પણ શાંતિ તો થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** અમારે તો જ્યાં નથી કરવાનું ત્યાં થાય છે અને જે કરવાનું છે તે થતું નથી.

**દાદાશ્રી :** ત્યાં જ પુરુષાર્થ છે, પુરુષ થયા પછી પુરુષાર્થ કેમ થતો નથી ? હવે દિશામૂઢ ના થવાય. હવે તો એક જ દિશા, બસ પુરુષાર્થ, પુરુષાર્થ ને પુરુષાર્થ !

અનંતશક્તિ વ્યક્ત થાય એવો આ યોગ આપ્યો છે. માટે ધમધમાવો ઘેર જઈને ! બીજાં બધાં મછરાંને કહીએ કે 'ગેટ આઉટ ! નોટ એલાઉડ !'

આખું બ્રહ્માંડ હાલે એવી શક્તિ મહીં ભરેલી છે. મેં જાતે જોઈ, ત્યારે તો મેં ઉઘાડ્યું ! પણ તમે શેની લાલચોમાં પડી ગયા છો ? શેને માટે ? આખું બ્રહ્માંડ સામું આવે તોય એની લાલચ કેમ હોય ? માટે બરોબર યોગ જમાવો, રાત ને દહાડો ! હવે ઊંઘ કેવી આવે ? હવે યોગ પૂરેપૂરો કરી

લો. દસ લાખ વર્ષે આ સહજાસહજ યોગ પ્રાપ્ત થયો છે, બૈરાં-છોકરાં, કપડાં-લત્તાં સાથે. ફરી ફરી આવો યોગ પ્રાપ્ત થાય એવો નથી. આ તો પરમાત્મયોગ છે ! આ કંઈ જેવો તેવો યોગ નથી !

બહુ જ જાગૃતિની જરૂર છે, સંપૂર્ણ જાગૃતિ ! જાગૃતિ પરની જાગૃતિ કે જે છેલ્લા પ્રકારની જાગૃતિ છે, તે આપણે અહીં છે ! જગત જ્યાં જાગે છે ત્યાં આપણે ઊંઘતા રહેવું જોઈએ. આપણે જ્યાં જાગ્યા છે ત્યાં જગત ઊંઘતું જ છે. કેવળજ્ઞાન એટલે સંપૂર્ણ જાગૃતિ ! કોઈ કમી ના રહે એવી જાગૃતિ !! બસ, જાગૃતિની જ જરૂર છે. જેટલી જાગૃતિ વધી એટલો કેવળજ્ઞાનની નજીક આવ્યો. જાગૃતિમાં પોતાના બધા દોષ દેખાય, પણ પોતે નિષ્પક્ષપાતી થયો હોય તો ! પોતે શુદ્ધાત્મા થયો એટલે નિષ્પક્ષપાતી થયો. 'હું ચંદુભાઈ છું' ત્યાં પક્ષપાત છે. પોતે વકીલ, પોતે જજ અને પોતે આરોપી. પછી જજમેન્ટ કેવું આવે ?

**પ્રશ્નકર્તા :** મેં તો એવું નક્કી કરેલું કે મારે આ બધી ચિંતા કરવાની શી જરૂર ? માથે દાદા છે, પછી શું ?

**દાદાશ્રી :** આ તો બધા કષાયો પેસી જાય ! એ જાણે કે અહીં આ પોલું છે ! તમને પુરુષ બનાવ્યા હવે. પુરુષ ના બનાવ્યા હોય ત્યાં સુધી દાદા છે. હવે તો પુરુષાર્થ તમારા હાથમાં મૂકેલો છે. દાદા વખતે, અડચણની વખતે હાજર થાય. પણ રોજ રોજ કંઈ હાજર ના થાય.

આ પરમાત્મયોગ તમને આપ્યો છે. હવે ફરી ચૂકશો નહીં. કોઈ અવતારમાં નથી મળતું આ. આ અવતારમાં જ બન્યું છે આ ! આ અગિયારમું આશ્ચર્ય છે આ કાળનું ! માટે યોગ બાઝી ગયો છે. આ તો તમને પુણ્યૈથી યોગ બાઝી ગયો છે, તે ઉપર સુધી જોઈ આવ્યા છો, અમુક હદ સુધી તો બધું જોઈ નાખ્યું છે તમે અને તમારા લક્ષમાં છે ને કે શું શું જોયું છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, છે.

**દાદાશ્રી :** અને આ ભરહાડ તો હતી જ ને ? ક્યાં ન હતી ? આ એંઠવાડો તો છે જ ને ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા થયા પછી એને દબાણ કેમ વળગી પડતાં હશે ?

**દાદાશ્રી :** આ જે શુદ્ધાત્મા પ્રાપ્ત થયો છે, તે તમારા બધાં કર્મોનો નિકાલ કર્યા પછી પ્રાપ્ત થાય તો કશું મહીં પેસે નહીં. આ તો કર્મ તમારાં ખપાવ્યાં સિવાયનાં ઊભાં રહ્યાં છે અને આ પ્રાપ્ત થઈ ગયું છે. હું શું કહું છું કે આવું પ્રાપ્ત થયા પછી આ કર્મોનો નિકાલ કરી નાખો ઝટપટ. આ બધું દેવું વાળી દો. નહીં તો આત્મા, શુદ્ધાત્મા પ્રાપ્ત થયા સિવાય દેવું વળે એવું નહોતું કોઈ રસ્તે ! એટલે આ તો નાદારી ઉપરથી સાદારમાં થવાનું છે, આ દેવું પાર વગરનું છે. ને હવે જે રખડ્યા ને તે ૮૧,૦૦૦ વર્ષ સુધી રખડવાના છે. માટે અત્યારે ઊંચકી લઈએ છીએ, તે જેને યોગ પ્રાપ્ત થઈ જાય તે કામ કાઢી લો, નહીં તો સ્લીપકાળ છે, લપસણો કાળ છે. પાર વગરનાં તમારાં દેવાં હતાં, તેની મહીં તમને જાગૃત કરી દીધા. તમને જાગૃતિ વર્તે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** વર્તે છે.

**દાદાશ્રી :** એ જાગૃતિ સંપૂર્ણ ટોચ ઉપર બેસીને જોઈએ. મહીં કશું ય હાલ્યું હોય તે ખબર પડી જાય કે મહીં અંદર શું હાલ્યું ? અને તે આપણા હિતનું કે આપણા વિરોધી છે, તે તરત સમજી જવું જોઈએ.

આખું જગત ઉઘાડી આંખે ઊંઘે છે. કારણ કે એ શેમાં જાગે છે? પૈસામાં, વિષયમાં જાગે છે. જગત આખું તાળો મેળવીને થાક્યું છે, કશું વળતું નથી. માટે તમને હું શું કહું છું કે, બધું 'વ્યવસ્થિત' છે. એટલે કે તમારો હિસાબ છે. એને કોઈ ફેરફાર કરનારો નથી. માટે તાળો મેળવશો નહીં. તમે તમારું કામ કર્યા કરો. 'વ્યવસ્થિત' તમને બધી જ યારી આપ્યા કરશે.

હવે માયા દૂર રહેવી જોઈએ. માયા ઘૂસવી ના જોઈએ. આ તો નાની નાની ચીજ આપી, તમને અજગરની પેઠે ગળે છે. જ્યારે મોટી બાબત આવે ત્યારે જ તમે શુદ્ધાત્મામાં પેસો છો ! એટલે બધી જ બાબતમાં જાગૃતિ રહેવી જોઈએ. આમાં ભૂલ થાય તે ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ફરીથી એ ભૂલો ના પડવો જોઈએ ને ?

**દાદાશ્રી :** ભૂલો ના પડવો જોઈએ, પણ માયા હજુ એને મૂંઝવે. માયા ક્યાં સુધી મૂંઝવે ? ત્રણ વર્ષ સુધી. હવે આ ક્રોધ-માન-માયા-લોભ રૂપી માયા ત્રણ વર્ષ સુધી અંડરગ્રાઉન્ડ રહી શકે એમ છે ને ભૂખી રહી શકે તેમ છે. અમે એમના હાથની સત્તા ઉડાડી દેવડાવીને તમારા હાથમાં સોંપી, એટલે એ બધાં અંડરગ્રાઉન્ડ ગયાં. હવે એ ફરી પાછાં તૈયારીઓ કર્યા કરે, એટલે ત્રણ વર્ષ સુધી આ યોગ રહે. દાદાથી આઘોપાછો ના થાય તો એ પેસે નહીં, જતાં રહે. પછી 'સેફ સાઈડ' થાય ! પછી તો અમારી આજ્ઞામાં સહેજે રહી શકાય. અમે જાણીએ કે શાથી આવું બને છે, એટલા માટે પહેલેથી ચેતવાનું કહીએ.

**પ્રશ્નકર્તા :** દૈવીશક્તિ અને આસુરીશક્તિ, બેઉ હંમેશાં લડે જ છે ?

**દાદાશ્રી :** હા, એ લડે જ છે. પણ તેમાં તમારે કૃષ્ણ તરીકે કામ લેવું જોઈએ કે હું તારા પક્ષમાં છું.

**પ્રશ્નકર્તા :** આપ અમને સુદર્શન આપી દો ને ?

**દાદાશ્રી :** સુદર્શન તમને આપેલું જ છે. એક આંગળીનું નહીં, પણ દસેય આંગળીઓના આપેલાં છે. તે બધું કાપીને એક કલાકમાં તો આખો કૌરવવંશ નાશ કરી નાખે એમ છે !

## મૂળ પુરુષની મહત્તા

**પ્રશ્નકર્તા :** કોઈ યોગ્ય વ્યક્તિને તમે તમારી શક્તિઓ આપીને જશો ને ?

**દાદાશ્રી :** પણ એના આધારે આપણે શું બેસી રહેવું ? એ આપીને જાય, એના કરતાં અમે છીએ ત્યાં સુધી કામ કાઢી લો ને ? પાછળ તો વારસદારો 'ઈન્ટેલિજેન્શિયા' હોય. એ મૂળ વાતને આઘીપાછી કરે ! માટે મૂળ પુરુષ હોય ત્યારે તેમની પાસે કામ કાઢી લેવું ને એને માટે સંસારને બાજુએ મૂકી દેવાનો !

આવું 'રિયલ' કો'ક ફેરો હોય ત્યાં સંપૂર્ણ પદ પ્રાપ્ત થાય. ત્યાં સચ્ચી આઝાદી મળે. ભગવાન પણ ઉપરી નહીં, એવી આઝાદી પ્રાપ્ત થાય.

પુરુષ થયા પછીનો પુરુષાર્થ એટલે એક ત્રાડ પાડે તો કેટલાય સિંહ ને સિંહણો ભાગી જાય ! પણ આ તો કૂરકૂરિયાં હઉં મોઢું ચાટી જાય છે !!!

અમે જ્ઞાન આપીએ છીએ, પછી વાસ્તવિકતા 'ઓપન' થાય છે. પછી પોતે પુરુષ થાય છે. પછી તમને 'હું પરમાત્મા છું' એવું ભાન થાય. અમે પાપો ભસ્મીભૂત કરાવડાવીએ છીએ, દિવ્યચક્ષુ આપીએ એટલે બધામાં પરમાત્મા દેખાય ! એટલે આવું પદ આપ્યા પછી, પરમાત્મયોગ આપ્યા પછી તમને પાંચ આજ્ઞા આપીએ છીએ.

એટલે તમે પરમાત્મપદ, પરમાત્મસુખ બધું જોયેલું છે. એ તમારા લક્ષમાં છે, ત્યાં સુધી તમે ફરી પાછા અસલ સ્ટેજમાં આવી જશો. માટે ફરી આવો યોગ જમાવી લો. સંસારનું જે થવાનું હોય તે થાય. 'વ્યવસ્થિત'ના તાબામાં બધું સોંપી દેવાનું. અને વર્તમાનયોગમાં જ રહેવું. ભવિષ્ય તો 'વ્યવસ્થિત'ને તાબે છે.

## સ્થૂળ વટાવો, સૂક્ષ્મતમમાં પ્રવેશો !

**પ્રશ્નકર્તા :** આપની ગેરહાજરીમાં એકાગ્રતા આઘીપાછી થઈ જાય છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** જ્યાં સુદી દાદા જાતે હોય ત્યાં સુધી તે સ્થૂળ છે. સ્થૂળમાંથી સૂક્ષ્મમાં જવું જોઈએ. સ્થૂળ તો મળ્યું, પણ હવે સૂક્ષ્મમાં જવું જોઈએ અને દાદા હાજર ના હોય ત્યારે તો સૂક્ષ્મનો જ પ્રયોગ શરૂ કરી દેવો જોઈએ અને આ સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમમાં જવાનો પ્રયોગ કરવો જોઈએ. અને આઘુંપાછું થતું જ નથી. રોજ રોજ આ રેકર્ડ વગાડવાની તે કંઈ સારું કહેવાય ?

આ જે પરમાત્મયોગ મેં તમને આપ્યો છે તે યોગમાં, જેમ બને તેમ એ યોગમાં જ રહો. તમે પોતે પરમાત્મા બનો એવો યોગ આપ્યો છે ! વચ્ચે કોઈ અટકાવી શકે નહીં અને સંસારની બધી જ રામાયણ પૂરી થાય,

અઢાર કોઠા યુદ્ધ જિતાય. કારણ કે શુદ્ધાત્મા એ જ કૃષ્ણ છે અને એ જ જિતાડનાર છે.

અમારી આજ્ઞા એ 'અમે' જ છીએ, 'પોતે' જ છીએ. અમારી પાંચ આજ્ઞામાં રહેવાનો પ્રયત્ન કરો.

## સામા આવ્યા છે મોક્ષ સ્વરૂપ

કરોડો અવતારેય ના થાય એવા આ 'એક્સપર્ટ' મળ્યા છે, તો અહીં તમારું કામ થઈ જાય તેમ છે. આ તો 'હું' કેવળજ્ઞાનમાં નાપાસ થયો, તે તમારે માટે કામ લાગ્યો, મોનિટર તરીકે !

આ તમારું જ તમને આપું છું. જ્ઞાન તો તમારું જ છે. મારું જ્ઞાન નથી. હું તો નિમિત્ત છું વચ્ચે. આ તમારું 'પોતાનું' જ જ્ઞાન છે. હવે આ ઠંડક વધે છે, તે ય તમારી જ. જાગૃતિ વધતી જશે તે ય તમારી પોતાની જ. આ મારી આપેલી જાગૃતિ ન હોય. આ બધું તમારું પોતાનું જ છે!

આ થિયરી ઓફ એબ્સોલ્યુટિઝમ છે ! આ સમજાય છે આપને, ના સમજાય તો ના કહી દો. આપણને ઉતાવળ નથી. આપણે સમજવા માટે બેઠા છીએ. આપણે કંઈ 'થિયરી' 'એડોપ્ટ' કરવા માટે નથી બેઠા. આ થિયરી એવી નથી કે જે તમને 'એડોપ્ટ' કરાવવાની હોય ! 'સાચી વાત' 'સમજ'માં આવી જાય એ જ આપણી થિયરી !

**- જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર


**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૧૧૧૩૯૩

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૮૭૯૨ ૩૨૮૭૭

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧ ૨૪૧૨૪

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯)૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૩૨૭૬ ૧૬૫૬૧ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૫૭૪૦ ૦૮૧૨૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **પાલનપુર** | : ૯૫૭૪૦ ૦૮૨૯૯ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : (૦૩૩) ૩૨૯૩૩૮૮૫ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **UAE** | : +971 557316937 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| | | **New Zealand** | : +64 21 0376434 |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## આપ્તવાણી, તમામ ધર્મોનો સાર

આપ્તવાણી દિવસે દિવસે બહુ ઊંચે ચઢશે. આખા જગતના ખુલાસાઓ એમાંથી જડશે. ક્રિશ્ચિયનોય આમાંથી પ્રાપ્તિ કરશે અને મુસલમાનોનું આમાંથી મળશે. એટલે આ આપ્તવાણીઓમાંથી આના આ જ લોકો તત્વ કાઢી લેશે, એની જ જરૂર છે.

આપ્તવાણી વાંચીને તો કેટલાય માણસો કહે છે કે અમારે બીજું ધર્મનું પુસ્તક વાંચવાની જરૂર નહીં પડે. એટલે આ આપ્તવાણીઓથી જ ચાલશે બધું. આપણાં પુસ્તકો લોકોને હેલ્પ બહુ કરશે.

તેથી મેં બધાને કહેલું કે હવે પુસ્તકો છપાય છપાય કરો એક વાર. છપાઈ ગયું ને, હવે એનાં ઉપરથી લોકો બીજા છાપશે. પણ આ ખોવાઈ જવાનું નથી હવે. આ વાત નહીં ખોવાઈ જાય હવે.

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના અસીમ જય જયકાર હો



dadabhagwan.org



ISBN 978-81-89725-69-3

9 788189 725693

Printed in India

Price ₹100